# ધાત્રીશિક્ષા

અથવા

# સૂયાણી અને સૂતિકા.

પ્રયોજક.

વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

છપાવી પ્રગટ કરનાર,

વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

અમદાવાદ.

આવૃત્તિ બીજી.—સને ૧૯૧૯.—પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

કિમ્મત રૂપીઆ બે.

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | મુખ્ય વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લું— | ગર્ભિણીની માવજત. ... ... ... | ૧ |
| ૨ જું— | દાઈયણ કેવી હોવી જોઇએ. ... ... ... | ૨૬ |
| ૩ જું— | સુવાવડના ઓરડાનું વર્ણન. ... ... ... | ૨૯ |
| ૪ થું— | સુવાવડના ઓરડામાં દાખલ થતાં પહેલાં અને પછી દાયણે કરવાનાં કામનુ વિવેચન. ... ... ... ... | ૫૬ |
| ૫ મું— | પ્રસવની અવસ્થાના વિભાગ... ... ... | ૭૦ |
| ૬ ઠું— | પ્રસવની પહેલી અવસ્થા. ... ... ... | ૭૮ |
| ૭ મું— | પ્રસવની બીજી અવસ્થા તથા અવતર્યા પછી બાલકનો શ્વાસ રૂંધાય તેના ઇલાજ... ... ... ... | ૮૭ |
| ૮ મું— | પ્રસવની ત્રીજી અવસ્થા તથા પ્રસૂતિની માવજત.... ... ... ... | ૧૦૯ |
| ૯ મું— | છોકરૂં ઉછેરવાની રીત ... ... ... | ૧૪૫ |
| ૧૦ મું— | બાલકોની પીડાનાં પ્રથમના લક્ષણો. ... ... | ૧૫૯ |
| ૧૧ મું— | બાલકોની પીડાનાં ઓસડવેસડ. ... ... | ૧૮૪ |
| ૧૨ મું— | બાલકના પગ પહેલો આવે તો શું કરવું? ... | ૨૦૯ |
| ૧૩ મું— | બાલકનો હાથ પહેલો આવે ત્યારે શું કરવું? ... | ૨૩૭ |
| ૧૪ મું— | બાલકની નાળ પહેલી આવે ત્યારે શું કરવું? ... | ૨૫૬ |
| ૧૫ મું— | ઓર પહેલી બહાર આવે તો શું કરવું? ... | ૨૭૧ |
| ૧૬ મું— | પ્રસવ પછી લોહી પડે તેનો અટકાવ કરવા વિષે... | ૨૮૭ |
| ૧૭ મું— | જોડકું હોય તો પ્રસવ શી રીતે કરાવવો? ... | ૨૮૯ |
| ૧૮ મું— | અટકાવને લગતી પીડા ... ... ... | ૨૯૯ |

૧૯ મું—ગર્ભલક્ષણ અથવા ગર્ભ રહ્યાનાં ચિન્હો. ... ૩૦૭

૨૦ મું—ગર્ભસ્રાવ અથવા કસુવાવડ. ... ... ... ૩૨૮

૨૧ મું—મૃતવત્સા એટલે બાળક મરી જતાં હોય તે સ્ત્રી... ૩૪૧

૨૨ મું—પ્રસવ પછીના વેશો અથવા આબોઈ. ... ... ૩૪૫

૨૩ મું—સુવાવડના ઓરડામાં બાળકના શરીરની તપાસણી... ૩૪૭

૨૪ મું—કાચી ઉમરનાં લગ્ન અને ગર્ભ ધારણની ખરાબી.... ૩૫૦

૨૫ મું—વાંઝીયાપણું-તે વિષે સ્ત્રીઓનું અજ્ઞાન.... ... ૩૫૮

૨૬ મું—સ્ત્રીઓને દહાડા નથી રહેતા તેનાં કારણો. ... ૩૬૬

૨૭ મું—ગર્ભ ઉપર માના ગુણ દોષની અસર ... ... ૩૮૪

૨૮ મું—ગર્ભના નવ માસ. ... ... ... ... ૩૯૩

૨૯ મું—ગળશુથી,... ... ... ... ... ૪૦૬




---

## શુદ્ધિપત્રક.

પ્રકરણ ૩૦ ને બદલે પ્ર૦ ૨૭ સમજવું.

પ્રકરણ ૩૧ ,, ,, ,, ૨૮ ,,

---

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ બે ભાગમાં અનુક્રમે સને ૧૯૦૭ અને ૧૯૦૮ માં પ્રગટ થઈ હતી અને તે વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોને ભેટ તરીકે મફત વહેંચવામાં આવી હતી. યૂરોપના લડાઇને લીધે કાગળના ભાવ અતી ચડીજવાથી ફરી છપાવવાનુ કામ ઢીલમાં પડ્યું હતું; હજુ પણ કાગળના ભાવ નમ્યા નથી છતાં પુસ્તક કુટુંબોને માટે એટલું બધું ઉપયોગી સિદ્ધ થઇ ચૂક્યું છે કે, તેની બીજી આવૃત્તિને માટે લોકોની માગણી વારંવાર થવાથી આ વરસમા આ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે છપાવી પ્રગટ કરવામાં આવેલ છે.

આ પુસ્તક બંગાલી ભાષાના પુસ્તકનું ભાષાન્તર છે. બંગાલીમાં એ પુસ્તક ડા. યદુનાથ મુખોપાધ્યાયે રચીને પ્રગટ કર્યું હતું અને એ બંગાલી પુસ્તકની કુલ ૮ આવૃત્તિઓ થઈ હતી. સૂયાણીની મૂર્ખતા અને બેદરકારીને લીધે તે ડાકટરનું પહેલું છોકરૂં કમોતે માર્યું ગયું હતું, તેના તેના મનમાં અતિ ક્લેશ થવાને લીધે, અને એવો ક્લેશ ઘણાં કુટુંબોમા થતા હોવા જોઇએ તેથી તેણે આ પુસ્તક રચ્યું, કે જેથી તે કુટુંબોમા વંચાય અને સુવાવડ સંબંધી ઘોર અજ્ઞાન દૂર થાય. ખરેખર ડા. યદુનાથે આ પુસ્તક ઘણીજ સરલ અને સ્ત્રીઉપયોગી ભાષામા લખ્યું છે, તેથી ભણેલી તેમજ વગર ભણેલી સ્ત્રીઓ પણ સહેલથી સમજી શકે અને યાદ રાખી શકે.

આ બંગાલી પુસ્તકના અડધા ભાગનું ગુજરાતી ભાષાન્તર અમદાવાદના એક સદ્દગત લેખકનુ લખેલું મી. જગુભાઈ ફતેહચંદને પાસે તૈયાર હતું, તેણે મને બતાવ્યું અને "વૈદ્યકલ્પતરૂ"ના ગ્રાહકોને ભેટ આપવા લાયક પુસ્તક છે, એમ કહીને તેમણે તે લખેલું પુસ્તક મને સોંપ્યું. આ ગુજરાતી ભાષાન્તર પણ એવીજ સરલ વાનચીતની ભાષામા લખાયું છે, બાકીના અરધા પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર કાઠીઆવાડમાં આવેલ કોટડા સાગાણીના સ્કૂલ માસ્તર રા. દામોદર વખતચંદ શાહ પાસે મેં તૈયાર કરાવ્યું. એમણે કરેલું ભાષાન્તર પણ પ્રથમ ભાગના જેવુંજ સાદું અને સરલ છે.

આ પુસ્તકના પાછલાં છ પ્રકરણો મેં જાતે નવાજ લખીને ઉમેર્યા છે. બંગાલી ધાત્રીશિક્ષાનું પુસ્તક બે ભાગમાં છપાયું છે. એ

ગ્રંથના મૂળ બંગાલી લખનાર ડૉ. યદુનાથ મુખોપાધ્યાય આ પુસ્તકનો એક ત્રીજો ભાગ પણ છપાવવા ધારતા હતા, એવું પ્રથમ ભાગમાં એક ઠેકાણે એક ફુટનોટમાં કરેલી સૂચના ઉપરથી જણાઇ આવે છે; પણ કલકત્તે લખીને તપાસ કરાવતા એવું માલમ પડ્યું કે એ ત્રીજો ભાગ છપાયોજ નથી; અને તેથી એમનું બાકી રહેલું કામ પૂર્ણ કરવાનું મેં સાહસ કરેલું છે—સાહસ એટલા માટે કે એ મારો ખાસ વિષય નથી. આ પ્રમાણે આ પુસ્તકના ત્રીજો ભાગ બંગાલીનું કે કોઈ બીજી ભાષાનું ભાષાન્તર નથી, તેમ કોઇ ગ્રંથનું અનુકરણ પણ નથી; પણ સૂતિકા શાસ્ત્ર ( મિડવાઇફરી )ના પુસ્તકોના આધારથી આ છેવટનાં છ પ્રકરણ મેં પોતે યથાશક્તિ લખીને દાખલ કર્યા છે, અને તેથી મૂળ બંગાલી ગ્રંથકર્ત્તાની અસલ શૈલી કે ખૂબી મારી કલમમા ન આવી હોય તો તેમ બનવાજોગ છે. ડૉ. યદુનાથ પોતાના પુસ્તકના ત્રીજા ભાગમાં શું વિષયો દાખલ કરવાના હતા તે જાણવાનું બની શકે એમ નહિ હોવાથી, એમાંજ પ્રથમના બે ભાગમાં નહિ લીધેલા અને આ પુસ્તકના મૂળ વિષયને બંધ બેસે એવા થોડા વધારે પ્રકરણો મેં લખીને આ પુસ્તકમા ઉમેરો કર્યો છે અને તેથી આ પ્રકરણોમા ક્યાંઈ ભૂલચૂક થઇ હોય તો એ વિષયના વિદ્વાનો દરગુજર કરશે, એવી આશા છે.

આ રીતે મૂળ બંગાલી પુસ્તકના બે ભાગના ભાષાન્તર અને મારાં લખેલાં પ્રકરણો મળીને કુલ ૨૯ પ્રકરણોને આ બીજી આવૃતિમાં એક આખા પુસ્તક રૂપે ગોઠવીને પ્રકટ કરવામા આવેલ છે.

આ પુસ્તક સ્ત્રીઓ વાંચવાને હાથમાં લે છે તેને તે છોડવાનું મન થતું નથી. અને આગળ આગળ વાંચવાની જિજ્ઞાસા રહ્યા કરે છે બંગાળાના બંગદર્શનના સમ્પાદક અને પ્રસિદ્ધ લેખક શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય આ પુસ્તક વિષે અભિપ્રાય આપતાં જણાવે છે કે, શુભ દિન જોવા માટે પંચાંગ ઘેર ઘેર રાખવાની જેટલી જરૂર છે, એથી પણ વિશેષ જરૂર જીંદગીના કલ્યાણ રૂપ આ પુસ્તક પણ પ્રત્યેક ઘરમાં રાખી વાંચવાની જરૂર છે.

ગર્ભાવસ્થા, સુવાવડ અને બાળકના પાલન સંબંધી આપણાં કુટુંબોમા ઘોર અજ્ઞાન ચાલે છે, અને એ અજ્ઞાનને લીધે દરવરસ હજારો

પ્રસૂતિઓ તેમજ બાળકો જોખમમાં આવી પડીને દરદોનાં ભોગ થાય છે. અથવા કમોતે મૃત્યુ પામે છે, આ પુસ્તક આ ઘોર અજ્ઞાન ઉપર મોટો પ્રકાશ પાડે છે; સુયાણીઓ, સુવાવડીની ચાકરી કરનાર ઘરની સ્ત્રીઓ, અને પ્રસૂતિ સ્ત્રીઓ—સર્વે આ પુસ્તક ધ્યાનથી વાંચે અને તેમાં બતાવેલા નિયમો પ્રમાણે તથા બતાવેલ ચેતવણી પ્રમાણે વર્તે તો અત્યંત લાભ પ્રાપ્ત થાય એમ છે.

આ પુસ્તકમાં ઔષધ ઉપાય તરીકે જે જે દવાઓ બતાવી છે, તેને બદલે દેશી દવાઓ મુકવાની મને સ્વાભાવિક ઇચ્છા થઇ આવી હતી, પણ ડૉ. યદુનાથે 'અર્ગટ' અને ઇપીકા' જેવી દવાઓની પ્રસવના કાર્યમા જે ખાસ ખૂબી ભરેલો અનુભવ બાર દાને જણાવ્યો છે, તેનું યથાર્થ કાર્ય દેશી દવાથી બની શકે કે નહિ તેની મને ખાત્રી થઇ નહિ, તેમજ મને તેના ખાસ અનુભવ નથી. જો 'ઇપીકા' જેવી વિદેશી દવાથી હજારો સૂતિકા સ્ત્રીઓના પ્રાણ બચતા હોય તો એવી વિદેશી દવાનો ખોટો સગ રાખવામા કાંઈ ડહાપણ છે એમ હું માનતો નથી. બીજી કેટલીક અંગ્રેજી દવાઓની પ્રતિનિધિ તરીકે દેશી દવાઓ બતાવી શકાય એમ છે, તોપણ તેની અસલ ખૂબીઓને કાઢી નાખીને મૂળ લેખને ચૂથવો તે મને યોગ્ય લાગ્યું નથી. અમે જ્યા જ્યા દ્રાક્ષાસવનો ઉપયોગ કરવાનું લખ્યું છે ત્યા અસલમાં 'બ્રાંડી' વાપરવાનું કહેલું છે માટે જરૂર જણાય ત્યારે વિલાયતી બ્રાંડી વાપરવો કે દેશી દ્રાક્ષાસવ વાપરવો, તે પોતપોતાની ઇચ્છાની વાત છે.

આ પ્રસ્તાવના સમાપ્ત કરતાં છેવટ પણ ફરી જણાવવાનું કે સૂતિકા શાસ્ત્રના અને પ્રસવના મુખ્ય નિયમ છે, તે અંગ્રેજીમા લખેલા હોય કે દેશી ભાષામાં, પણ તે સરખાજ ઉપયોગી હોવા જોઇએ. આ પુસ્તકની જેટલી ખુબી તેના અંદરના નિયમો અને ઉપાયોમાં છે. એટલીજ ખૂબી તેની રચનામા, શૈલીમા અને બંધ બેસતી ભાષામાં છે, પ્રસવ કાર્ય સંબંધી જે ઘોર અજ્ઞાન વ્યાપી રહ્યું છે, તે અજ્ઞાનને દૂર કરવા માટે જેવા ગ્રંથની જરૂર છે, એવા આ ગ્રંથ છે અને તેથી તે ઘેર ઘેર વંચાય એવી શુભેચ્છાથી આ બીજી આવૃતિ ગુજરાતી પ્રજા આગળ મુકવામાં આવે છે.

અમદાવાદ. }
તા. ૧૫–૪–૧૯. } **વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.**

# સ્ત્રીઓનો વૈદ્ય.

## ( ભાગ પહેલો તથા બીજો. )

આ ઉત્તમ પુસ્તક સ્ત્રીઓના દરદો વિષે ઘણું સારૂં અજવાળું પાડે છે. સ્ત્રીઓના દરદોનું વિસ્તૃત જ્ઞાન આ બંને ભાગમાં આપવા ઉપરાંત તે દરદોના ઉપાયો પણ સરળતાથી વર્ણવ્યા છે. નીચે આપેલાં તેનાં પ્રકરણોપરથી તેની ઉપયોગિતા સહજ સમજાશે.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| પ્ર. ૧ લું. જનનેંદ્રિય શારીર ... ... ... | ૫ |
| પ્ર. ૨ જું. ઋતુ ( ઋતુસ્નાન ) ... ... ... | ૩૬ |
| પ્ર. ૩ જું. સ્ત્રીરોગ પરીક્ષા ... ... ... | ૪૨ |
| પ્ર. ૪ થું. સ્ત્રીઓનાં સામાન્ય દરદો... ... ... | ૫૮ |
| પ્ર. ૫ મું. ગર્ભાશયના ભયંકર દરદો... ... ... | ૧૧૨ |
| પ્ર. ૬ ઠ્ઠું. ગર્ભાશયનાં સ્થાનભ્રંશનાં દરદો ... ... | ૧૪૨ |
| પ્ર. ૭ મું. આર્તવ સંબંધી દરદો ... ... ... | ૧૬૩ |

### ભાગ બીજો.

| | |
| --- | --- |
| પ્ર. ૮ મું. સાંસર્ગિક ચેપી દરદો ... ... ... | ૩ |
| પ્ર. ૯ મું. સ્ત્રીઓનાં સર્વાંગ દરદો અને હૃદયનાં દરદો ... | ૧૪ |
| પ્ર. ૧૦ મું. ગર્ભિણીનાં દરદો... ... ... ... | ૮૫ |
| પ્ર. ૧૧ મું. ગર્ભિણીને થનારા રોગો ... ... ... | ૧૫૨ |
| પ્ર. ૧૨ મું. ગર્ભપાત, કસુવાવડ. તેના ઉપદ્રવો ... ... | ૧૮૧ |
| પ્ર. ૧૩ મું. સુવાવડીનાં દરદો ... ... ... | ૧૮૪ |

**કીમત ૧-૧૨-૦.**

**ગુજરાત આયુર્વેદિક ફાર્મસી—અમદાવાદ.**

# ધાત્રી શિક્ષા

અથવા

# સૂયાણી અને સૂતિકા.



## પ્રકરણ ૧ લું.

### ગર્ભિણીની માવજત.

વખત—બેન લક્ષ્મી ! તમે સાંભળ્યું છે કની, કે અમારી મોતીને દહાડા છે.

લક્ષ્મી—એમ કે? ભલે ભલે ! ભગવાન કરે ને એને બાળિયા આવે.

વ.—અરે બેન, એ કાંઈ આપણા હાથમાં નથી. પણ ત્યાં મને કહેવા જોઈએ કે તેને કેવા નિયમથી રાખવી—તેની કેવી માવજત કરવી જોઈએ.

લ.—નિયમ બિયમ બાજુ કંઈયે નથી. માત્ર એને જરા સાવધાનીથી રાખશો એટલે બસ છે.

વ.—એ વાત ખરી. પણ સાવધાનીથી એટલે કેવી રીતે, તે જરા મને કહી દેખાડોને.

લ. હા, તે કહું છું. મોતી ઘણી શાન્ત અને શાણી છોકરી છે, એટલે એને સાવધાનીથી રાખવી કાંઈ કઠણ નથી. તો પણ હું એ સંબંધી નિયમો છે તે એક એક કહી જાઉં છું, તે તમે લક્ષમાં રાખજો.

૧. દરરોજ ગર્ભિણીને બરાબર ખુલાસાથી ઝાડો ઉતરતો રહે તેમ કરવું. તેને કોઠાની કબજીયાત રહે તે સારૂં નથી. જે ભારેવાઈ બાઈનો કોઠો હમેશાં કબજીઆતવાળો

**રહે છે એટલે જેને ખુલાસાથી સાફ ઝાડો ઉતરતો નથી, તે પ્રસવ વખતે હેરાન થાય છે. બાળકનું માથું જલદી બહાર આવી શકતું નથી.**

**વ.**—કેમ! ગર્ભિણીને કોઠાની કબજીઅત હોવાથી છોકરાનું માથું બહાર આવતાં અડચણ પડે તે શા કારણથી ?

**લ.**—મળ એટલે ઝાડાનો કચરો ભરાઇ રહ્યાથી, જે રસ્તે થઇને છોકરાનું માથું બહાર આવવાનું, તે રસ્તો પૂરાઇ અથવા રોકાઇ ન રહે ?

**વ.**—**ઓ મા !** એમ થાય ખરૂં.

**લ.**—એમ જ્યારે થાય ત્યારે પછી એવા પૂરાએલા કે રોકાએલા રસ્તેથી માથું બહાર શી રીતે આવી શકે ?

**વ.**—તમે ખરૂં કહો છો, **બેન** ! આવી ચોખ્ખી વાત પણ અત્યાર સુધી મારા સમજ્યામાં નહોતી. હવે હું બરાબર સમજી. ત્યારે તો ગર્ભિણીના કોઠાની કબજીઅત સારી નથી, એમ દેખાય છે.

**લ.**—સારી નથી જ તો. તે સિવાય કોઠાની કબજીઅત હોવાથી દહાડાવાળી સ્ત્રીના શરીરમાં જોર રહેતું નથી, તેને સારી ભુખ લાગતી નથી, અને અનેક પ્રકારનું અસુખ થાય છે. વળી પ્રસવ થયા પછી પેટની પીડા પણ થાય છે.

**વ.**—**ઓ મા !** એમ છે ત્યારે તો કહોને, **બેન** ! કોઠાની કબજીઅત હોય તો શું કરવું ?

**લ.**—કોઠાની કબજીઅત હોય તો અધોળેક દિવેલ પાઇ દેવું. એના શિવાય બીજો કોઇ પણ જુલાબ આપવો નહિં. વધારે દસ્ત થાય તેવો જુલાબ આપ્યાથી બહુ ભારે બિગાડ—નુકસાન—થાય છે.

**વ.**—વધારે દસ્ત થયાથી શું નુકસાન થાય વારૂ ?

**લ.**—ઝાડા વધારે થયાથી ગર્ભપાત એટલે કસુવાવડ થવાનો સંભવ રહે છે.

**વ.**—**ઓ બાપ !** ત્યારે તો જુલાબ બુલાબ બહુ જ વિચાર કરીને આપવો જોઇએ. વારૂ, એ તો ઠીક, પણ આપણામાં એમ

કહેવાય છે કે, દહાડાવાળી સ્ત્રીને ઓસડવેસડ ખવરાવવું નહિ, એ વાત કેવી હશે ?

લ.—એ આપણી ભૂલ છે. તમે એમ ધારો છો કે ઓસડ ખવડાવ્યાથીજ ગર્ભપાત થાય છે; પણ તેમ કાંઇ નથી. જેનાથી ગર્ભપાત થાય તેવું ઓસડ વગેરે આપવું નહિ; તે સિવાયના ઓસડ વેસડથી શું નુકસાન છે ? અરેરે ! આપણા લોકો હિંમતભેર ઓસડ આપી શકતા નથી તેથી કેટલી ગર્ભવાળી સ્ત્રીઓ મરી જાય છે ! ભારેવાઇ સ્ત્રીને કંઇ રોગભોગ થાય તો તેને ઓસડ આપીને પહેલાં આરામ કરવો જોઇએ, નહિં તો એકને લીધે બેના જીવ જાય ! કેમ સમજ્યામાં આવે છે કેની ?

વ.—હા, તમે કહો છો તેમ જ થાય છે. ખરેખર, એ આપણી મોટી ભૂલ છે. આજથી હવે એવી વાત કોઇ કરે તો કાને પણ ના ધરવી. પણ વારૂ, તમે જે દિવેલ પાવાનું કહ્યું, તે ગર્ભવાળી સ્ત્રી શી રીતે પી શકે ?

લ.—કેમ શી રીતે પી શકે ?

વ.—એ તો કાંઇ પી શકાય નહિં બાઇ, એની વાસથી ઊબકો આવે–બકારી થાય. વળી ચીકણું ચીકણું પણ લાગે.

લ.—પાશેર કે દોઢ પાશેર ગરમ દૂધની સાથે ભેળવીને પીધાથી એવી ગંધ કે વાસ કંઇ માલુમ પડતી નથી અને સારી રીતે પી શકાય છે.

વ.—એમ છે ત્યારે બીજું શું જોઇએ–એ તો ઘણું જ સારૂં. એ તો બહુજ સહેલો ઉપાય છે. વારૂ, ત્યારે એકાદ દિવસ ઝાડાની કબજીઅત રહ્યાથી તો જાણે દિવેલનો જુલાબ આપીને એ કબજીઅત મટાડાય. પણ જે ગર્ભવંતી સ્ત્રીને હમેશની એવી કબજીઅત હોય, તેનો ઉપાય શો કરવો ? રોજને રોજ તો કાંઇ તેને જુલાબ આપી શકાય નહિં.

લ.—એ તો ખરૂં. તમે એ બહુ સારી વાત કાઢી. એવી ભારે-

વાઇ સ્ત્રીને સારૂ તો ઇલાયદી ગોઠવણ કરવી જોઇએ.

**વ.**—ત્યારે એ ગોઠવણ શી, તે કહોને.

**લ.**—ઓસડ વેસડ નહિ ખવડાવતાં, બીજા કોઇ ઉપાયથી એવી સ્ત્રીના ઝાડાની કબજીઆત મટાડી શકાય તો સારૂં થાય.

**વ.**—ત્યારે એનો શો ઉપાય કરવો તે કહેશો ? ઓસડના તો નામથીજ ગર્ભવાળી સ્ત્રીઓ બ્હી મરે છે ને !

**લ.**—જે ગર્ભવાળી સ્ત્રીને હમેશનાં કબજીઅત હોય, તેને નાસ્તાની સાથે બરાબર નિયમ રાખીને રોજ સારાં પાકાં પપૈયાં ખાવાને આપવાં, તેનાથી તેની ઝાડાની કબજીઅત મટી જશે.

**વ.**—શું કહો છો?! પપૈયું એટલે જેને ચિકારૂ પણ કહે છે તે ખાધાથી ઝાડાની કબજીઅત મટી જાય ? એનો એવો ગુણ છે ?! આ વાત તો હું જાણતી જ નહોતી, એમ છે ત્યારે તો એના કરતાં વધારે સારી સગવડ બીજી શી હોઇ શકે ? જે ફળનો આવો ગુણ છે, તે ફળ પાછું બારે માસ મળી પણ શકે છે, અને એક વરસમાં એનું ઝાડ ફળે છે. એવો ગુણ બીજા કોઇ પણ ફળમાં છે કે નહિ ?

**લ.**—ના બેન ! એવું ફળ બીજું નથી. પરંતુ હજી પણ એનો જેવો જોઇએ તેવો આદર ભાવ પૂછાતો નથી.

**વ.**—હવે ભાવ પૂછાશે. ગુણ જાણી શક્યા વિના કોઈ પણ જણસનો આદર અથવા ઉપયોગ કોઇયે કરે કે ?

**લ.**—પાકાં પપૈયાં ખાધાથી કેવળ ઝાડાની કબજીઅત મટે છે, એટલુંજ નહિ, પણ એનાથી શરીર પણ સારૂં પુષ્ટ થાય છે, અને લોહી પણ ચોખ્ખું થાય છે.

**વ.**—હવે વધારે કહેવાની કશી જરૂર નથી. એના જે બધા ગુણ તમે કહ્યા, તેનાથી જ સઘળા ઘરબારી માણસ હવેથી પોતપોતાના ઘર આગળ એ પપૈયાનાં ઝાડ રોપશે ને ઉછેરશે. કોઠાની કબજીઅત ના હોય તો પણ શરીર પુષ્ટ થાય અને ચોખ્ખું થાય; તેને લીધે જ ઘણી ગર્ભવાળી સ્ત્રીઓ ચાહી ચાહીને એ ફળ ખાશે. ઠીક વારૂ, ત્યાર પછી બીજા ક્યા ક્યા નિયમ જાણવા જેવા છે ?

**લ-ર. ગર્ભવાળી સ્ત્રીને રોજ ખુલાસાથી સાફ ઝાડો ઉતરવાની જેમ જરૂર છે, તેમજ રોજ છુટથી પિસાબ થવાની પણ જરૂર છે. જે ભારેવાઇ સ્ત્રીને હમેશાં ઝાડા અને પિસાબનો સારો ખુલાસો હોય, તેને પ્રસવની વેળાએ કંઇપણ વિપત કે હરકત પડે નહીં.**

**વ.**—ત્યારે તો સઘળી ભારેવાઈ સ્ત્રીઓના ઝાડા પિસાબની બરાબર ખબર રાખતા રહેવું જોઇએ, નહિં વારૂ ?

**લ.**—ખબર તો રાખવી જ જોઇએ તો. ન હોય તો આટલું ફાડી તોડીને કહું શા સારૂં ?

**વ.**—વારૂ, પિસાબ કમી થાય તો તેથી ગર્ભવાળી સ્ત્રીને કાંઈ નુકશાન થઈ શકે ખરૂં કે ?

**લ.**—ઓ બાપરે ! પિસાબ કમી થવો એ તો બહુ મોટો દોષ છે. ઝાડાની કબજીઅતના કરતાં પણ પેસાબ કમતી થાય એ વધારે દોષવાળું છે. જે ખાધાથી શરીર પુષ્ટ થાય, અંગમાં જોર આવે* તેનાથી પણ એક જાતનું ઝેર ઉત્પન્ન થાય છે. એ ઝેર પેસાબ અને પરસેવાની સાથે શરીરમાંથી બહાર નીકળી જાય છે. તેમાં ઘણો ભાગ પિસાબ વાટેજ નીકળે છે. એટલે પેસાબ જો કમી થાય તો એ ઝેર બધું બહાર નીકળી શકે નહિ, શરીરની અંદરજ રહી જાય. પછી છેવટે પૂરા દહાડે પ્રસવ વેદના શરૂ થયા પહેલાં, કે વેદના શરૂ થતાં જ, કોઈ ઠેકાણે કશુંએ ન હોય ત્યાં આગળ એકાએક ગર્ભીણીને એક જાતનો વ્યાધિ અથવા પીડા થઈ આવે છે. અને મૃગી (મીરગી) અથવા વાઇવાળા રોગીને જેમ તાણુ થાય છે, તેમ ગર્ભવાળી સ્ત્રીને પણ તાણખેંચ થઈ આવે છે.

**વ.**—ઓ બાપરે ! સત્યાનાશનીજ પાટી તો ! પેસાબ કમી થયાથી ગર્ભવાળી સ્ત્રીને છેવટે એવી આપદા પડે છે ! વારૂ ત્યારે

---

*** માછલાં માંસ, વગેર અન્ય જાતિઓના ઉપયોગમાં આવતા પદાર્થો તથા બીજા પણ.**

અમારા આ ફળીયામાંના ભટ્ટજીની સ્ત્રીને શું એવું જ દરદ થયું હશે? તેને પણ વેદના શરૂ થતાંજ વાઇવાળા રોગીની તાણ જેવીજ તાણખેંચ થઈ હતી. ત્યારે તેને પણ શું પેસાબ કમી થતો હશે તેથી એવી તાણખેંચ થઈ હશે?

લ.—તેથી જ એમાં કાંઈ ભૂલ નથી.

વ.—અમારા ગામનાં સર્વ સ્ત્રી પુરૂષો એમ તેમ કહે છે જે તેને ભૂત વળગ્યું હતું: અને તેથી ભૂવાને બોલાવીને ઉજાણી નંખાવી હતી અને ધૂપધૂમાડા કર્યા હતા.

લ.—એ ભટાણીને તો ભુતબુત કાંઈ વળગ્યું નહિં હોય, પણ જેણે ભૂવાને તેડી આણ્યો હશે તેમને કદાપિ ભૂત વળગ્યું હોય તો કોણ જાણે; ભૂત પણ આપણા લોકને વાતવાતમાં વળગી પડે છે તો! વાવાઝોડા સાથેના મારમારના વરસાદની પેઠે એકાએક કોઈ સખ્ત-રોગ થઈ આવ્યાથી, આપણે તરત જ એમ બોલી ઉઠીએ છીએ કે "એને તો ભુત વળગ્યું છે. ભૂવા જતી વગર એનો બીજો કાંઈ ઉપાય નથી." ભુત વળગ્યું છે એવા ભ્રમથી તો આપણા ગામડાગામમાં એવી રીતના ભારે રોગનું કશું ઓસડ વેસડ પણ થતું નથી.

વ.—એ વાત તો હું ખરી માનું છું. કારણ કે, ભુત વળગ્યું છે એમ માનીને અમારે અહિંનાં એવી રીતના ભારે રોગવાળાંઓના ધંતરમંતર ને ધૂપધૂમાડાના ઈલાજ કરવામાં આવ્યા છે, તેમાંનું એક પણ બચ્યું નથી,

લ.—તેઓ બચે તે શી રીતે? જેવો રોગ થયો હોય તેવું ઓસડ ન થાય તો શું રોગ મટી શકે ખરો કે? ખેર, એ વાતને હમણાં પડતી મૂકો. પછીથી કોઈવાર સારી રીતે એ સંબંધી બધું કહીશ.

વ.—હા, એમજ કરો. વારૂ ત્યારે ગર્ભવાળી સ્ત્રીને પેસાબ કમી થવો એ જ્યારે એટલું બધું નુકશાન કરનારૂં છે, ત્યારે તો તેનો કોઈ સારો ઈલાજ જાણી રાખવાની ખરેખરી જરૂર છે.

લ.—તેવી જરૂર છે જ તો. જ્યારે રોગ જાણવામાં આવ્યો, ત્યારે તેનો ઇલાજ પણ જાણવો જોઇએ. નહિં તો માત્ર એકલો રોગ જાણી રાખ્યાથી ફળ શું ?

વ.—તે ખરૂંજ છે તો. વારૂ ત્યારે, ગર્ભવાળી સ્ત્રીને પેસાબ ઓછો થાય, તેનું શું કાંઈ કારણ હશે ?

લ.—કારણ તો છેજ. ગર્ભ રહ્યા બાદ જેમ જેમ દિવસ જતા જાય છે, પેટ જેમ જેમ મોટું થાય છે, અને છોકરૂં જેમ જેમ વધે છે, તેમ તેમ પેટની અંદરનાં જે સઘળાં યંત્રો છે, તે બધાનાં ઉપર તેટલો બોજો પડે છે. જે ભાગમાં પેસાબ ઉત્પન્ન થાય છે, ત્યાં પણ એવી રીતનો ભાર પડે છે; અને તેથી કરીને જ ભારેવાઈ બાયડીને પેસાબ ઓછો ઉતરે છે.

વ.—ખરી વાત ! હવે હું સમજી. દહાડાવાળી બાયડીને ઝાડાની કબજીયત પણ શું ત્યારે તેથી કરીને જ થતી હશે કે ?

લ.—હા, ઝાડાની કબજીઅત પણ બરાબર એજ કારણથી થાય છે. આંતરડાના ઉપર બાળકનો ભાર પડે છે, તેથી જ ખુલાસાથી ઝાડો થતો નથી.

વ.—ત્યારે ઝાડાની કબજીઅત મટાડવાને સારૂ જેમ તમે સહેલોસટ ઉપાય બતાવી દીધો, તેમ પેસાબ છૂટથી ને ખુલાસાથી થાય તેનો પણ એવો કોઈ સૂતરો ઉપાય કહી દોને.

લ.—બરફ નાંખીને ખૂબ ઠંડું કરેલું પાણી રોજ ત્રણ ચાર ગ્લાસ અથવા પવાલાં જેટલું પીધાથી પેસાબ ખુલાસાથી થાય છે.

વ.—બરાબર, એ ઉપાય તો બહુ સહેલો અને સૂતરો ખરો. પરંતુ ગામડાગામમાં બરફ ક્યાંથી મળે, બેન ? ગામડાના લોક તો બરફ કદી નજરે પણ દેખતાં નથી. વારૂ, ઠીક છે, પણ પોષ કે માહા મહિનામાં તો સઘળું પાણી જ જાણે બરફ નાંખીને ઠંડું કરેલું હોય તેવું બહુ ટાઢું થઈ જાય છે, તેવે વખતે પણ શું બરફ નાંખેલું પાણી પીવું જોઇએ ?

**લ.**—ના, ત્યારે તો માત્ર એકલું તેવું ઠંડું પાણી પીવાથી પણ કામ ચાલે છે. જે ઠેકાણે બરફ વેચાતો મળી શકે, તે ઠેકાણે ઉનાળામાં બરફ નાંખીને ટાઢું કરેલું પાણી રોજ ત્રણ ચાર પવાલાં જેટલું પીવું. પણ જ્યાં બરફ વેચાતો મળી શકતો નથી, ત્યાં બીજો કોઈ ઉપાય કરવો જોઇએ. તેમજ બરફ વેચાતો લાવવાની જેમની શક્તિ ન હોય તેમણે પણ એવા બીજી રીતના ઉપાયથી કામ ચલાવવું જોઇએ.

**વ.**—તે ઉપાય તે શો ?

**લ.**—કાચું એટલે ગરમ કર્યા વિનાનું દૂધ અને પાણી સરખે ભાગે મેળવીને રોજ સવારે અને સાંજે એક વાડકીપૂર પીવું એનાથી પેસાબ બેશ ખુલાસાથી અને સહેલાઇથી થાય છે.

**વ.**—શું કહો છો ? ત્યારે તો એ બહુ સહેલો ઉપાય દેખાય છે. વારૂ, ત્યાર પછી હવે જે કહેવાનું હોય તે કહો.

**લ.—૩. ગર્ભવાળી સ્ત્રીને જેમ ઝાડો અને પેશાબ ખુલાસાથી અને સહેલાઇથી થવાની જરૂર છે, તેમ સહેલાઇથી પરસેવો થવાની પણ તેટલીજ જરૂર છે.**

**વ.**—પરસેવો તો આપોઆપજ થાય છે. એને સારૂ વળી કંઈ કરવું પડતું હશે ખરૂં કે ?

**લ.**—સઘળું એ એની મેળે તો થાયછેજ ભૂખ પણ એની મેળેજ લાગે છે. તે છતાં ખાધાપીધામાં ગફલત કે ભૂલચૂક થાય તો કેમ ભૂખ લાગતી નથી ?

**વ.**—બરાબર, એ વાત તો કાંઈ ખોટી નથી. ત્યારે શું નિયમ નહિ સચવાયાથી—ગફલત કે ભૂલચૂકથી પરસેવો થવામાં પણ અડચણ આવે કે ? એમ હોય તો કહી દોને બેન.

**લ.**—શરીરને બરાબર સાફસૂફ નહિ રાખ્યાથી સારો પરસેવો થાય નહિ. શરીરે ખૂબ ઠંડો પવન લાગ્યાથી પરસેવો થતો બંધ થાય તેમજ ટાઢના દિવસોમાં અંગપર લુગડાં લત્તાં ગરાગર પહેરીને ટાઢને રોકી નહિ શક્યાથી પણ પરસેવો થઇ શકે નહિ.

**વ.**—ખરી વાત છે. એમજ થાય છે. અમારી વહુ દીકરીઓ તો એમાંનો કશોએ નિયમ પાળતી નથી. તેમને મનથી તો શિયાળો ઉનાળો બંને સરખાજ છે. શરીર જેનાથી સાજુંતાજું રહે તેના તરફ તો તેઓ જરાએ લક્ષ રાખતી નથી.

**લ.**—ત્યારે દુઃખ દરદથી તેઓ પીડાય છે પણ તેથીજ કેની ! શરીરમાં બળ હોવાથી સાજા શરીરે તેઓ કાંઈ અનિયમત રીતે આચરે છે, તો તે ગમે તે રીતે નભ્યું જાય છે. એવા કારણથીજ આપણી ભારેવાઇ સ્ત્રીઓની આટલી દુર્દશા એટલે ખરાબી થાય છે ને વારૂ, કહો જોઇએ, આપણી કેટલી ભારેવાઈ સ્ત્રીઓ પૂરા મહિના થતા સુધી શરીરે બરાબર સાજીતાજી રહે છે, અને વગર અડચણે જણે છે ?

**વ.**—એ તો ખરૂં છે. શરીરે બરાબર સાજી તાજી ભારેવાઈ સ્ત્રી તો ઘણું કરીને કોઇ જોવામાં આવતી નથી. કાંઇને કાંઈ અસુખ તેમને હોયછેજ.

**લ.**—કહો ત્યારે, હવે તમે શું ધારો છો ? એમ હોય છે તો પછી તેમના પેટમાંનાં છોકરાં સાજાં રહી શકે શી રીતે ? અને એવા સાજી માંદી ગર્ભવંતીઓનાં જે છોકરાં થાય તે લાંબા દહાડા જીવી શકે પણ કેમ કરીને ?

**વ.**—કેવી સત્યાનાશની પાટી ! ત્યારે તો ગર્ભિણીઓના દોષથીજ આપણાં કચ્ચાં બચ્ચાંની એવી દુર્દશા થાય છે ?

**લ.**—તેમ નહિ તો બીજું શું ? એમ ન હોય તો પછી આમ ફાડી તોડીને કહુંછું તે શાને સારૂં ?

**વ.**—ત્યારે તો તમે એવી એવી બધી બાબતો સારી રીતે શીખવી સમજાવી દો પછી જુવો કે મોતીને બરાબર એજ નિયમ પ્રમાણે રાખી શકાય છે કે નહિ ?

**લ.**—કેમ નહી રાખી શકાય ? એમાં કાંઇ અઘરૂં તો છેજ નહિ. અઘરૂં ધારીને જે કરો નહિ, તેજ માત્ર અઘરૂં ગણવું. આપણે એવાં કેટલાંએ સેંકડો સહજ કામને અઘરાં ધારીને તેના આડે પણ ઉતરતાં

નથી. શરીરને સાફસૂફ રાખવું, ટાઢના દિવસોમાં પૂરતાં લૂગડાંલત્તાં પહેરીને ઓઢીને ટાઢથી દેહનું રક્ષણ કરવું, ચોમાસામાં વરસાદના પાણીથી પલળવું નહિ, અને ગમે તે સમય હો, પણ ખૂબ ઠંડો પવન શરીરે લાગવા ન દેવો, એ બધું કરવું શું અઘરૂં છે કે?

વ.—ના, તેને વળી અઘરૂં કહી શકાય? શરીરને સાફસુફ રાખ્યાથી અને અંગપર લૂગડાંલત્તાં પહેર્યાં ઓઢયાથી જો શરીર સાજું તાજું રહે, તો પછી એના કરતાં સહેલો ઉપાય બીજો શો હોઇ શકે?

લ.—શરીરને સાફસૂફ રાખ્યાથી અને ઠંડો પવન અથવા હીમ કે ઝાકળ શરીરે નહિ લાગ્યાથી ચૌદ આની રોગના હાથથી બચાવ કરી શકાય. કફ, ઉધરસ, વાયુ, તાવ, પેટની પીડા, ગળામાં વેદના અને ચુંક, એ બધા રોગ બહુ ઓછા થાય, અથવા ન થાય એમ કહીએ તો પણ ચાલે.

વ.—દહાડાવાળી સ્ત્રીને એવા બધા રોગ ઘણું કરીને થાય છે વારૂ, ત્યારે તો એમજ કેમ કહેતાં નથી, કે એ બધા રોગને આપણે હાથે કરીને તેડું કરીએ છીએ.

લ.—તેમ નહિ તો બીજું શું? રોગને પણ આપણે હાથે કરીનેજ તેડું કરીએ છીએ, અને મરીએ છીએ પણ હાથે કરીનેજ.

વ.—ખરી વાત કહોછો, બેન, દોક. ત્યાર પછી હવે બીજો જે નિયમ કહેવાનો હોય તે કહો.

**લ.—૪. ખાવાપીવામાં ખુબ સાવચેતી રાખવી જોઇએ.**

વ.—કેવી રીતની સાવચેતી રાખવી જોઇએ, તે બરાબર કહી દેખાડોને.

લ.—બરાબર કહી દેખાડવાનું એમાં શું છે? જે ખોરાક સહેલાઇથી પચી શકે, તેવો ખોરાક ખાવો સારો છે, એટલું માત્ર યાદ રાખ્યું એટલે બસ. **મોતીને** જે ખોરાક ખવડાવો, તેમાં ત્રણ ગુણ હોવા જોઇએ.

વ.—એ ત્રણ ગુણ કિયા કિયા તે કહોને.

**લ.**—સાદો, બળકારક અને સહેલાઇથી પચે એવો, એ ત્રણ ગુણ.

**વ.**—આપણે દૂધ, રોટલી, ભાત વગેરે ખાઇએ છીએ તેમાં પણ એ ત્રણ ગુણ તો હોય એમ લાગે છે.

**લ.**—હા, છેજ તો. સારી જાતના ચોખાનો ભાત, મગની દાળ, દૂધી વગેરે રસદાર શાક અને દૂધ, એ સામાન્ય ખોરાક પણ ખરો. બળકારક પણ ખરો, અને પચી જાય પણ સહેલાઇથી.

**વ.**—ત્યારે તો બીજું શું જોઇએ ? **મોતી**ને બરાબર નિયમ રાખીને એવોજ ખોરાક ખવાડીશ પણ વારૂં, મગની દાળ વીના બીજી કાંઇ દાળ ન ખવરાવાય ?

**લ.**—કેમ ન ખવરાવાય ? તુવેરની દાળ પણ ખવરાવી શકાય. એ દાળ પણ બેશક પુષ્ટિકારક છે.

**વ.**—વારૂ, ત્યારે **મોતી**ને કાંઇ ખાટો પદાર્થ એટલે ખટાશની ચીજ ખવરાવી શકાય કે નહિ ?

**લ.**—દાળભાતની સાથે સારા પાકા લીંબુની એકાદ ફાડ સુખેથી આપી શકાય. સઘળી ભારેવાઇ બાયડીઓએ દાળ ભાતની સાથે પ્રમાણે એકાદ લીંબુ ખાતા રહેવું એ સારૂં છે.

**વ.**—બહુ સારૂં, **મોતી**ના ખાવાપીવા સંબંધી બીજું કાંઇ કહેવા ધારો છો ?

**લ.**—હા, હજુ બીજું પણ કેટલુંક કહેવાનું બાકી છે.

**વ.**—ત્યારે તે બધુંએ કહોને, બેન !

**લ.—૫. મોતી જ્યારે ખાય ત્યારે સારી પેઠે ચાવી ચાવીને ધીમે ધીમે ખાય તો બેશ પચી જશે. લપલપ કરીને-ઉતાવલું ઉતાવલું-ખાધાથી સહેલથી પચતું નથી. પાચન નહિ થયાથી અનેક પ્રકારનું અસુખ અથવા પીડા થઈ આવે છે. આપણને અપચો થવાથી,-પેટની પીડા થયાથી-પેટમાં અમળાયા કે ચુંકાયાથી કેવળ પીડાથીજ દુઃખી થઇએ છીએ. પરંતુ ગર્ભિણી તો તેના સિવાય પાછું બીજી**

**એક જાતનું દુઃખ પામે છે.**

**વ.**—તે દુઃખ વળી કેવી જાતનું તે કહોને બેન.

**લ.**—ગર્ભિણીને અપચો થયાથી, પેટની પીડા થયાથી, કે પેટમાં અમળાયાથી કે ચુંકાયાથી પ્રસવ વેદનાના જેવું દુઃખ થઇ આવે છે અને એમ થાય એટલે એવી સ્ત્રીઓ બ્હીને ડરી જઇ બેબાકરી થઇ જાય છે તથા તેમના ઘરનાં માણસો પણ ભયભીત થાય છે.

**વ.**—શું કહોછો ? ગર્ભિણીને પેટની પીડા થયાથી એટલું બધું થઇ શકેછે ?

**લ.**—થઇ શકે છે એમ પૂછો છો ? કેમ એમ થતુંજ રહે છે ને જોતાં નથી ?

**વ.**—વારૂ ત્યારે, ગર્ભિણીને પેટની પીડા થયાથી ખરેખરજ શું ગર્ભસ્ત્રાવ થાય—અધૂરે જાય ? .

**લ.**—થાય નહિ તો શું કાંઇ મશ્કરી કરૂંછું ? ઓસડવેસડ ખવડાવી પીવડાવીને પેટની પીડા જો મટાડવામાં ન આવે, તો નકલી એટલે ખોટી વેદના છેવટે ખરી થઇ પડે છે અને એમ થાય એટલે પછી ગર્ભસ્ત્રાવનો અટકાવ કોણ કરી શકે ?

**વ.**—ઓ બાપરે ? કેવી સત્યાનાશની પાટી ? એમ છે ત્યારે તો ગર્ભિણીના પેટના અસુખને જેવું તેવું સમજવું ન જોઇએ.

**લ.**—અલબત્ત, એમ ન સમજવું. એમ ન હોય તો મોતીને ચાવીચાવીને ખોરાક ખાવાનું કહું શું કરવાને ?

**વ.**—વારૂ ઠીક, ત્યારે પછી શું કરવું તે કહો.

**લ.**—**૬. ખાતી વખતે વારે વારે પાણી પીવું એ સારૂં નથી. ખાતાં ખાતાં અથવા ખાઇ ઉઠીને પુષ્કળ પાણી પીધા-ખાધેલું બરાબર પચતું નથી, પેટમાં ભાર થાયછેઅને અગ્નિમંદ પડી જાય છે.**

**વ.**—ત્યારે કેઇ વખતે પાણી પીવું.

**લ.**—ખાઇ ઉઠયા પછી થોડીવાર કેડે પાણી પીવું એજ સારૂં છે.

જેનાથી છેક ન રહી શકાય, તેણેજ એ નિયમનો ભંગ કરવો, એટલે ન છૂટકે પાણી પીવું. પરંતુ ખાતાં ખાતાં અથવા ખાઇ ઉઠીને ગટગટ કરીને પુષ્કળ પાણી ઢીંચવું કદિ પણ ઘટારત નથી; એ વાત તો જાણે સર્વેએ બરાબર ધ્યાનમાં રાખવી જોઇએ.

વળી—**ખાઈ ઉઠીને તરતજ કોઇપણ કામકાજ ન કરે; જરાવાર વિસામો ખાવો સારો છે. જમ્યા પછી વિસામો ખાવાથી ખોરાક પચવામાં કશી અડચણ પડતી નથી.** પણ આમ કહેવાથી પાછું એમ ન સમજવું કે દિવસે ખાઇને ઉંઘવું. દિવસે ખાઇને ઉંઘ્યાથી તો શરીર કરમોડાયા કરે છે—ભાગ્યા તૂટયા જેવું—આળસ ભરેલા જેવું થઇ જાય છે, કાંઇ કામકાજ કરવાની ઇચ્છા થતી નથી અને સદાએ સૂઇ રહેવાનીજ ઇચ્છા થાય છે. વળી દિવસે સૂતા ઉંઘવાનો બીજો એક વિશેષ દોષ એ છે કે, રાત્રે સારી ઉંઘ આવતી નથી. અને રાત્રે બરાબર સારી ઉંઘ ન આવવી એ કેટલું દુઃખનું મૂળ છે, તે કોઇનાથી અજાણ્યું નથી. રાત્રે સારી ઉંઘ ન આવવી એ કેવળ કષ્ટજ છે એમ નથી, પણ એથી ખોરાકનું પાચન પણ ઠીક થતું નથી. અને પચાવ બરાબર નહિ થયાથી ગર્ભિણીને કેવું નુકશાન થાય છે, તે તો અગાઉથી તમને કહી ચૂકીછું. કેમ, એ યાદ છેને ?

**વ.**—ઓ મા ? એ તે કદી ભૂલી જાઉં કે ? તમે જે જે કહ્યું છે તે બધુંએ જાણે કાળજામાં કોરી રાખ્યું છે.

**લ.**—એમજ જોઇએ !

**વ.**—વારૂ, ગર્ભિણીને હાંસીહાંસીને—ખૂબ—ખવરાવવું એ સારૂં છે કે ?

**લ.**—કેમ એ વાત કેમ પૂછવી પડી ? ગર્ભિણીને ખૂબ હાંસી હાંસીને ખવરાવ્યાથી તેના પેટમાંનું છોકરૂં મજબૂત જોરાવર થાય એમ ધારો છો કે શું ?

(૮) **ભારેવાઈ સ્ત્રીઓને સારા સારા મિષ્ટાન મલિદા વગેરે ભારે ચીજો ખુબ ખવરાવવામાં આવે છે તેથી કશો ફાયદો થતો નથી, પણ ઉલટું તેથી પેટમાંનાં છોકરાંનું અનિષ્ટજ થાય છે.**

**વ.**—શું કહો છો? એમ છે ત્યારે તો તમે મારી એક બહુજ મોટી ભૂલ સુધારી દીધી, હો.

**લ.**—કોઇ પણ ભારે ચીજ ખવરાવવી સારી નથી, તેમ મોડી રાત્રે ખવરાવવું એ પણ સારૂં નથી. પેટમાં પીડા કરે એવી કોઇ પણ ચીજ **મોતીને** ખાવા આપશો નહિ. પેટમાં પીડા થવી એ બહુજ નુકશાનકારક છે. એવી પીડાનો વધારો થયાથી ગર્ભપાત થઇ જાય.

**વ.**—પેટમાં પીડા થયાથી જ્યારે પ્રસવ વેદનાના જેવું દુઃખ થઇ આવે એમ કહો છો, ત્યારે પછી એવી પીડા વધી પડયાથી ગર્ભપાત થાય એમાં આશ્ચર્ય જેવું શું છે? એ વાત તો મેં બરાબર યાદ રાખી છે. જે ખાધાથી પેટમાં પીડા થાય તેવી ચીજને આડે પણ **મોતીને** નહિ ઉતરવા દઉં.

**લ.**—ત્યાર પછી વળી કહું છું તે સાંભળો.

**(૯) કોઈ કોઠને સવારમાં સુતી ઊઠે કે તરતજ ખુબ ભૂખ લાગે છે. તમારી મોતીને જો એમ થતું હોય, તો પેટમાં પીડા ન કરે એવું કંઇ ખાવાને તેને આપજો કેમકે ભુખી રાખવાથી પણ ઘણું નુકશાન થાય છે.**

**વ.**—જો આ દશા! આપણી ભારેવાઇ સ્ત્રીઓ પાછી લાગી ભૂખે ખાય એવી છે ખરીને? વ્રત ઉપવાસ વગેરેના નિમિત્તે મહિનામાં ચાર પાંચ અપવાસ અથવા લાંઘણો તો તેઓ કરવાનીજ?

**લ.**—શું કહો છો? અપવાસ કર્યાથી પેટમાંનું છોકરૂં દુઃખી થાય છે, તે વાત શું ભારેવાઇ સ્ત્રીઓ જાણતી નથી? ગર્ભિણીનું શરીર સાજું તાજું હોય તોજ તેના પેટમાંનું છોકરૂં પણ સાજું તાજું રહેને.

**વ.**—એમાં વળી ખોટું શું?

**લ.**—ગર્ભવાળી સ્ત્રીઓએ એટલી વાત ખૂબ યાદ રાખવી કે તેમનાં પોતાનાં શરીરની સંભાળ રાખ્યાથી પેટમાંના છોકરાંની સંભાળ રહેછે. એવી સ્ત્રી જો પ્રસવ થતાં સુધીના સઘળા દિવસ એશ સાજા

તાજા શરીરે કાઢે, તો તેના પેટમાંનું છોકરૂં કેવું રૂષ્ટપુષ્ટ અને સાજુ તાજું રહે, તે કહી શકતી નથી. વળી સાંભળો.

**(૧૦) સવારે સૂતાં ઉઠતી વખતે જો શરીર મતાલાં નાંખે એટલે ભાગ્યા તુટયા જેવું જણાય, તો પથારીમાંથી ઉઠયાની જરાવાર પહેલાં થોડુંક દૂધ પીને પછી ઉઠવું.** કેમ સાંભળો છો ને, આ બધા નિયમો જે હું કહું છું તે?

**વ.**—હા, હા, સાંભળતી નથી તો બીજું શું કરૂં છું. ?

**લ.**—વારૂ, ત્યારે કહે જોઇએ, કેટલા નિયમ મેં કહ્યા છે ?

**વ.**—એકંદર નવદશ.

**લ.**—ખરી વાત, તમે મન દઇને સાંભળો છો તો ખરાં. વારૂ, આગળ સાંભળો.

**(૧૧) મોતીને પહેરવાનાં લુગડાંલત્તાં બરાબર સાફ-સૂફ રાખવાને કહો, વળી કપડાં કસીને એટલે તંગ પહેરવા ન દેશો, ગર્ભવાળી સ્ત્રીએ ખુબ ઢીલાં કપડાં પહેરવા જોઇએ. વળી કોઇપણ કપડું જરાપણ ભીનું રહે નહિ. સારાં સૂકાં કપડાં પહેરવાં જોઇએ.**

**(૧૨) બાહુ પરિશ્રમ કરવા દેશો નહિ પણ એમ કહ્યાથી પાછી છેક બેસી પણ ન રહે.**

**વ.**—વારૂ, જો કદિ હું તેને કામ કરવા ન દેઉં, તો તેથી શું કાંઈ નુકશાન છે ?

**લ.**—હા, નિરંતર બેસી રહ્યાથી શરીર હરામ હાડકાનું થઇ જાય. છે અને તેમ થયાથી જણતાં દુઃખ પામેછે, જે સ્ત્રી ગર્ભ રહ્યા પછી બરાબર નિયમિત પરિશ્રમ કરતી રહે છે, તે બેશક સુખ શાતામાં રહે છે, તેના પેટમાંનું છોકરૂં પણ સાજૂં તાજૂં રહેછે અને જણતી વખતે કષ્ટ પામતી નથી.

**વ.**—ત્યારે તો દહાડાવાળી સ્ત્રીને રોજ નિયમિત શ્રમ કરવા દેવાની બહુજ અગત્ય દેખાય છે !

લ.—હા, અગત્ય છેજ તો, નિયમિત શ્રમ કર્યાથી શરીર સબળ રહે છે. અને શરીર સબળ અને વશ રહ્યાથી ગર્ભવાળી સ્ત્રીના સહજ છુટા છેડા થઈ શકે છે.

લ.—આપણા ઘરધંધાનાં સઘળાં કામ-કાજ કર્યાથી પણ નિયમિત શ્રમ કર્યો તો કહેવાય. કેમ નહિ?

લ.—નહિ કેમ? ઘરનાં નિયમિત કામ કર્યાથી તો આપણી વહુ બેટીઓ ગમે તેવું ટાઢું શીળું ખાધાં છતાં પણ ટકી શકે છે. તેમને પછી બીજી કોઇ રીતનો શ્રમ કરવાની કશી જરૂર નથી. પણ જેઓને ત્યાં કામ કરનાર ચાકર ચાકરડીઓ હાજરને હાજર હોય છે તેઓએ શરીરને કસતાં રહેવું જોઇએ. નહિ તો જણુતી વખતે ચાકર ચાકરડીઓ તેને કશા કામમાં આવી શકતી નથી. ચાકર ચાકરડીઓ તે વખતે થતું કશું ઉપાડી લેવાનાં હતાં કે? ગર્ભ રહ્યા બાદ જે સ્ત્રી શરીરને કસતી રહીને પોતાને વશ રાખે છે, તેજ જીતે છે. એટલે દાયણ જઇ પહોંચતામાં તો તે છૂટા છેડા કરી બેસે છે, અને જે સ્ત્રી ગર્ભ રહ્યાથી એમ માને છે કે કામ કરશું તો પછી તે હમેશનું કપાળે ચોટશે અથવા બેજીવસોતી કામ કર્યાથી કરમાઈ જવાશે તેના તો બારજ વાગી જાય છે. તાણખેંચ કરીને જણાવ્યા સિવાય તેના છુટા છેડા થઇ શકતા નથી.

વ.—એ વાત તો બરાબર મારા સમજ્યામાં આવી. હવે વધારે સમજાવવું નહિ પડે. એવા કારણથીજ ગૃહસ્થ લોકોની વહુ દીકરીઓના કરતાં ગરીબ લોકોની વહુ દીકરીઓ જણુતી વખતે બહુ ઓછી કષ્ટાય છે.

લ.—બહુ સારી વાત, ખરેખરી વાત કહી, અમારી વહુ છોકરીઓ જણુતી વખતે ઘણું કરીને કાંઈપણ કષ્ટાતી નથી. પછી અનાડી દાયણના દોષથી એકાદને વખતે કાંઇ કષ્ટ ભોગવવું પડે છે, તે વાત જુદી છે.

વ.—તમારી વહુ દીકરીઓની તો એવી વાત તમે કહી. પણ

અમારી વહુ દીકરીઓની વાત એટલે તેમની શી દશા થાય છે તે સાંભળો તો તમારી અક્કલ ગુમ થઇ જાય?

લ.—તે સાંભળવી પડે શા માટે? રોજ જે નજરે જોવામાં આવે છે તે વાત સાંભળવાની જરૂર શી છે? તમારી વહુ દીકરીઓને જણાવતાં જણાવતાં તો મારા માથાનો પરસેવો પગ સુધી ઉતરે છે. કેવળ બેઠે બેઠે ખાધા કરે—તણખલું તોડીને કડકા સરખાએ ના કરે—એથી શું અંગમાં જોર આવે કે શરીર વશ રહી શકે? ઉલટા તેમના પુરૂષો તો કંઈક એકાદ કામકાજ કરે છે. અહિંતહિં આવે છે જાય છે, પરંતુ એવી બેઠીખાઉ સ્ત્રીઓ તો નીચી પણ નમતી નથી.

વ.—ત્યારે જણતી વેળાએ તેમની દુર્દશા પણ તેવીજ થાય છે ને!

લ.—દુર્દશા તે પછી ન થાય? હજુ પણ શું થયું છે? બેઠાં બેઠાં ખટ મોજાંને ગલપટા ભર્યાં કરોને! આજકાલની બાયડીઓ એવી નકામીજ થઈ પડી છે ને! આગળ મેં જોયું છે કે તમારા ગૃહસ્થ લોકોના ઘરમાં એક (ઘરરખું) બૈરૂં હોય તો ઘરના કામકાજને સારૂ પુરૂષોને કંઈ ફિકર રાખવી પડતી નહોતી. પણ હાલમાં તેનાથી બરાબર ઉલટુંજ જોવામાં આવે છે. જેમને સારૂં ખાવા પીવાનું ને ઓઢવા પહેરવાનું મળતું નથી, તેમને પણ બાઇડીઓને સારૂ નોકર ચાકર રાખવા પડે છે. આજકાલ જોઇએ છીએ તો, ગૃહસ્થ લોકોના ઘરમાં બાયડીઓને સારૂજ ઘરના પુરૂષો માર્યા માર્યા ફરે છે. ધણી તો મહિને દહાડે દસ રૂપરડી પણ પેદા કરી શકતો ન હોય, પણ બાઇડીની સાહેબીની સારૂ નિત્યના બાર આનાના પૈસા ખર્ચ્યે કર્યા વિના છુટકો થતો નથી.

વ.—તમે તો બહુ જબરાં દેખાઓ છો ને! આટલી બધી ખબર પણ રાખો છો!

લ.—ખબર ન રાખીએ તો ચાલે કેમ? હું તો એમજ જોઉં છું કે તમારા ગૃહસ્થ અને આબરૂદાર ગણાતા લોકોના ઘરમાંજ આજ-

કાલ ઘણી તાણમ-તાણા ચાલે છે. પૈસાની બહુ ભીડ પડે છે.

વ.—એવી ભીડ વેઠવી પડે છે, તે શું કેવળ તેઓની બાયડીઓને લીધેજ, એમ તમારૂં ધારવું છે?

લ.—તેમ નહિ તો બીજું શું? અમારાં લોકનાં ઘરનાં બૈરાંઓ પુરૂષોને જેવી મદદ કરે છે, તેવી મદદ તમે તમારા ઘરમાં કરો અને પછી જુઓ કે એવી ભીડ કેમ રહી શકે છે? બહાર ગયા આવ્યા વિના ઘરની અંદર રહીને પણ તમે શું તમારા આદમીઓને મદદ કરી શકો નહિ? પણ તમારે તો ઘરમાં રાંધવા સીંધવાને સારૂ પણ મહિનાદાર રસોઇઓ કે રસોઇયણ જોઇએ. અને જે કામ તમે સહેજ નભાવે-રમતાં રમતાં-કરી શકો, તેવાં કામકાજ કરવાને સારૂ પણ તમારે ચાકર ચાકરડીઓની જરૂર પડે, એમાં પછી પુરૂષોનો દોષ શો કહાડી શકાય? તે બિચારા તમારાં ચાકર નફરોના મુસારાની જોગવાઈ કરે, કે તમારા અન્નવસ્ત્રાદિનું પૂરૂં કરે?

લ.—એ વાત તો તમે ખરી કહી, બેન! અમારી વહુ બેટીઓ એ બધી બાબતોનો વિચાર કરી પોતાનો ઓરડો તપાસીને એટલે ગુંજાશ કેટલી છે તે સમજીને કામ કરે તો બહુ સારૂં થાય વારૂ. હવે બીજું જે કહેવાનું હોય તે કહો.

લ.—હા, કહું છું. (૧૩) કોઇ કોઇ **સ્ત્રીના પેટની ચામડી ઢીલી-ઝુલતી રહે છે. તેવી સ્ત્રીને દહાડા રહે છે ત્યારે તેનું પેટ ઝુલી પડે છે, અને એમ પેટ ઝુલી પડયાથી તેને પીડા જેવું થાય છે. તેથી મોતીને જો એમ જણાય, તો એક લુગડાવતી તેના પેટને-ઝુલતા ભાગને-ઊચકીને બાંધી રાખવાને કહેજો. એમ બાંધી રાખ્યાથી પછી કશું કષ્ટ નહિ પડે.** વળી કોઈ કોઈ પેહેલોઠી ભારેવાઈ બાયડીનું પેટ જેમ જેમ વધતું જાય છે તેમ તેમ તેના પેટની ચામડી તણાઇને ચિરાય ચિરાય એમ થયા કરે છે. એથી પણ તેને બહુ દુઃખ થાય છે.

વ.—એમકે? ત્યારે મોતીને પણ શું એમ થશે, બેન?

લ.—વખતે થાય પણ ખરૂં.

વ.—કદિ એમ થાય તો શું કરવું ?

લ.—થાય તો તેમાં શી હરકત છે ? જરાક કોપરેલ તેલ લઇને આસ્તે આસ્તે–ધીમે હાથે–તેના પેટ ઉપર લગાડી દેવું, એટલે એની પીડા મટી જશે. અને જો કદાપિ થાનમાં બહુ પીડા થાય–ધાવણ ભ-રાયાથી ફાટું ફાટું થઈ પીડા કરે–તોપણ તેલ ગરમ કરીને તેના ઉપર માલિસ કરવાનું એટલે ચોળવાનું–કહેજો.

વ.—બહુ સારી વાત. આ બધું જાણી રાખવુંજ જોઇએ. વારૂં, આગળ કહો; હવે બીજા કેટલા નિયમો કહેશો ?

લ.—બસ, હવે માત્ર બેજ બાકી છે. પણ એ છેલ્લા બે નિ-યમો ખૂબ યાદ રાખજો હો.

વ.—કેમ, આગળ કહી ગયાં તે નિયમો શું બહુ કામના નથી?

લ.—કામના નથી એમ ન ધારતાં. જેજે નિયમ કહું છું તે બધાએ યાદ રાખવા જોઇએ, અને તે પ્રમાણે વર્ત્તવું પણ જોઇએ. તોપણ આ છેલ્લા જે બે નિયમો કહું છું તે ખૂબ ધ્યાન રાખીને સાંભળો, એમ મારૂં કહેવું છે.

વ.—ઓ મા ! એ તો કેમ નહિ સાંભળું ? તમે જેજે કહેશો તે બધુંએ સાંભળીશ.

લ.—ત્યારે કહું છું, સાંભળો.

(૧૪) **મોતીને કોઇ ઠેકાણે એકલી જવા દેશો નહિ.**

વ.—કેમ બેન ! તેમાં શું કાંઈ હરકત જેવું છે ?

લ.—હરકત જેવું તો કાંઇએ નથી, પણ વખતે બ્હીને ઝબકે માટે કહું છું.

વ.—બ્હીવું, ઝબકવું, એ શું નુકશાન કરનારૂં છે ?

લ.—બ્હીવું ઝબકવું એ કાંઈ જેવું તેવું નુકશાન કરનારૂં નથી. બ્હીવાથી પેટમાંના છોકરાની જેવી ખરાબી થાય છે, તેવીજ પેટવાળી (ગર્ભવંતી) બાઇડીની પણ ખરાબી થાય છે.

વ.—શું કહો છો? સાંભળીનેજ થથરી જવાય છે. ત્યારે કહોને બેન, ભારેવાઈ બાઇડી બ્હીને ઝબકે તો તેથી તેને શું નુકસાન થઈ શકે?

લ.—કોઈ ભારેવાઈ સ્ત્રી જો એકદમ બહુ બ્હીને ખૂબ ડરી જઈ ઝબકી ઉઠે તો પછી પૂછવુંજ શું? એવી બીકને લીધે જે ધક્કો લાગે તેનાથીજ તેના પેટમાનું છોકરૂં પૂરૂં થઇ જાય, ( મરી જાય, ) અને પછી કાંતો તેજ દિવસે અથવા એકાદ દિવસ પછી તેનો ગર્ભસ્ત્રાવ થઈ જાય. વળી એટલુંજ નહિ પણ એ ગર્ભસ્ત્રાવ થવાની સાથેજ અથવા વખતે એ દિવસ પછીથી એ સ્ત્રીનું પણ મૃત્યુ થઈ જાય.

વ.—ઓ બાપરે! શું કહો છો? કેવી સત્યાનાશની પાટી! સાંભળતાંજ જાણે મારી નાડી બંધ પડી ગઈ! એટલા માટેજ ત્યારે ઘરની આધેડ સ્ત્રીઓ ભારેવાઇ વહુ બેટીને કોઇ ઠેકાણે એકલી જવા દેતી નહિ હોય, એમ લાગે છે.

લ.—તેમ નહિ તો બીજું શું? તે સિવાય ભય પામ્યાથી ગર્ભવાળી સ્ત્રીને ભારે રોગ પણ થઇ શકે છે. અને તેના પેટમાનું છોકરૂં પણ જડ થઈ જાય છે.

વ.—જડ કોને કહે છે, બેન?

લ.—જે સારી રીતે હાલી ચાલી શકે નહિ, અને જ્યાં રાખીએ ત્યાંજ પડી રહે, તેને જડ કહે છે.

વ.—ખરી વાત. ત્યારે તો મારી મોતીને હું કોઈ પણ ઠેકાણે એકલી જવા દઇશ નહિ બા. વારૂ બીજું શું કરવું, તે કહો.

લ.—(૧૫) **વળી જે ઠેકાણે ચેપી રોગ હોય, તેવે ઠેકાણે કદિ પણ ન જાવું.**

વ.—ચેપી રોગ એટલે શું, બેન?

લ.—ચેપી રોગ કોને કહે છે તે પણ તમે જાણતાં નથી? સ્પર્શાસ્પર્શથી જે રોગ થાય તેને ચેપી રોગ કહે છે. શીતળા અથવા ઓરી બળિયાને ચેપી રોગ કહે છે. ક્ષય, દમ, પણ એક ચેપી રોગ

છે. એવા રોગવાળાની પાસે ગયાથી અથવા તેને સ્પર્શાસ્પર્શ કર્યાથી, સારા સાજા માણસને પણ એ રોગ થાય છે.

વ.—ઠીક, ત્યારે ગર્ભવાળી સ્ત્રીને શીતળા કે દમ કે ક્ષયનો રોગ થાય તો તેથી તેને શું હરકત અથવા દુઃખ થાય?

લ.—શીતળા નીકળ્યાથી ગર્ભવાળી સ્ત્રી જો કદિ કોઇ પણ પ્રકારે બચી જાય, તોપણ તેના પેટમાંનું છોકરૂં તો બચવા ન પામે. એટલા માટે ભારેવાઈ બાઇડીને શીતળાનો રોગ થયાથી તેનો ગર્ભપાત થાયજ થાય.

વ.—શું કહો છો? ત્યારે તો એ બડો પાજી–બહુજ નઠારો રોગ.

લ.—ઓહો! મને બહુજ મોડુંજ થઇ ગયું ને! હવે તો હું ખોટી નહિ થઈ શકું.

વ.—અરે બેસો બેસો, જવાય છે. બીજું જેજે કહેવાનું હોય તે કહીને જાઓ.

લ.—તમારા પેટમાં ટાઢક હોય એમ લાગે છે; તમે ખાઈ પીને નીરાંતવાં થઈ બેઠાં લાગો છો.

વ.—અરે, પેટમાં ટાઢક તે શાની, બેન! હજુ તો રાંધવા પણ માંડ્યું નથી.

લ.—શું કહો છો? આજ આટલું બધું મોડું કેમ થયું?

વ.—એમજ થયું. કામકાજ કરતાં કરતાં વેળા વટી ગઇ. (મોડું થઇ ગયું.)

લ.—ઠીક ત્યારે, થોડુંક વધારે કહું છું.

(૧૬) અરે હા, ઠીક વાત યાદ આવી. **તમારા મહોલ્લા પાડામાં કોઇ પાડપડોશીની વહુ બેટી જો મોતીના પહેલી જણે, તો તેને પ્રસવ થવાની વેળાએ તેના સુવાવડના ઓરડામાં મોતીને જવા દેશો નહિ.**

વ.—કેમ વારૂ. ત્યાં જવામાં કાંઈ હરકત કે નુકશાન છે?

લ.—હરકત નથી કેમ?

વ.—શી હરકત છે, કહોને બેન?

લ.—પ્રસવ થતી વખતનું દુઃખ દરદ જોયાથી મનમાં બહુ ભય ઉપજે છે. એવો ભય ઉપજવો એ સારી વાત નથી. મોતીના મનમાં જો એવો ભય એમને એમ બરાબર ઠસી રહેશે તો જણુતી વખતે તે કષ્ટાશે.

વ.—ઓ બાપરે ! ત્યારે તો એને હવે કોઇ ઠેકાણે કદિપણ જવા નહિ દેઉં.

લ.—હા, એમજ કરવું જોઇએ. વારૂ, મોતી છેલવેલ્લી જે દહાડે નાહી હોય, તે દહાડો બરાબર યાદ રાખવાને તેને કહેજો.

વ.—કેમ વારૂં, તે દિવસ યાદ રાખ્યાથી શું થશે.

લ.—તે કહું છું. મહિને મહિને જે વખતે અટકાવ આવે છે, તે પ્રમાણે ગર્ભ રહ્યા પછી પણ એ વખતે ( એ દિવસે ) અટકાવ આવવાના જેવું શરીરને અસુખ થતું રહે છે. ભારેવાઇ સ્ત્રીઓ એ વાત બરાબર સમજી શકતી નથી, પણ એવે વખતે જો કાંઇ આઘું પાછું થાય, બરાબર સાચવીને એ ત્રણ–ચાર દિવસ કાઢવામાં ન આવે તો ગર્ભપાત થઇ જાય છે.

વ.—આઘું પાછું તે શી રીતે, અને સાચવવાનું તે શું?

લ.—વધારે ચાલવું કે જાદે હર–ફર કરવું, અથવા વધારે શ્રમ પહોંચે, મહેનત પડે, એવું કાંઇ કામ-કાજ કરવું, તે આઘું પાછું; અને એમ ન થાય તેની કાળજી રાખવી તે સાચવવું, વધારે બીજું એમાં શું છે ?

વ.—બહુ સારૂં, એ વખત–એ છેલા અભડાયાનો દિવસ, યાદ રાખવાને તેને કહીશ.

**લ.—( ૧૮ ) જે સ્ત્રીઓ મહિને મહિને ( અટકાવને વખતે ) બાધકની પીડા ભોગવ્યા કરતી હોય, તેમણે ગર્ભ રહે ત્યારે એ સમયે વિશેષ સાવધાનીથી રહેવું જોઇએ.**

વ.—કેમ, ત્યારે તો, ગર્ભ રહ્યાથી તેમની બાધકની પીડા ભુલાવે

પડતી નહી હોય ( એટલે ગર્ભ રહીને અટકાવ બંધ થયા છતાં પણ એ પીડા થતી હશે ? એમ લાગે છે.

**લ.**—હા, એમ કહીએ તો તે બહુ ખોટું ન ગણાય. સહેજ-સાજ કારણથી પણ એ વખતે એના જેવી પીડા થઇ આવે છે, અને તે પછી ગર્ભનો નાશ કરે છે, ત્યારે શાંત પડે છે.

**વ.**—ઠીક કહો છો. એ વાત માનવા જોગ છે ખરી. કેમકે અમારા આ મહોલ્લામાંજ એક હજામની એક બાયડીને ઉપરા-ઉપરી ચાર વાર ગર્ભપાત્ત થયેલો મેં મારી નજરે જોયો છે. અને કેવી રીતની બાધકની પીડા હતી, તેતો કાંઇ તમે જાણતાં નથી એમ નથી. તમેજ ઓષડ આપીને એની એ પીડા મટાડી દીધી હતી.

**લ.**—તેથીજ કહું છું કે, બાધકની પીડા એ કાંઇ સારો રોગ નથી. કારણ કે એવી પીડા હોય તો ગર્ભ રહેતો નથી. અને કદાપિ પીડા શમી કે મટી જઇને ગર્ભ રહે, તો પણ પૂરા મહિના થતાં સુધી એ ગર્ભ આબાદ—સચવાઇ રહેવો બહુ કઠણ છે.

**વ.**—હા, તેમજ હશે. ઠીક ત્યારે તમારા નિયમો હવે પૂરા થઇ રહ્યા કે નહિ ?

**લ.**—હા, પૂરા થયા નહિ તો શું ! હવે ફક્ત બીજી એક વાત કહેવાની બાકી છે, તે કહું એટલે પાર પત્યું.

**વ.**—તે કહો ત્યારે, સાંભળી લેઉં.

**લ.—(૧૯) પહેલા ત્રણ મહિના મોતીની બહુ સાવચેતીથી રાખવાની જરૂર છે.**

**વ.**—કેમ; એન, કેમ ?

**લ.**—કેમ, તે કહું છું. એ વાત તો તમે જાણતાં હશો કે જેટલા ગર્ભપાત થાય છે, તે ઘણું ખરૂં ત્રણ માસની અંદરજ થતા રહે છે. ત્રણ મહિના પછી ગર્ભનો નાશ થવાની બહુ બીક રહેતી નથી.

**વ.**—શું કહો છો ? પાંચ છ મહિને પણ ગર્ભપાત થાય છે.

**લ.**—નથી થતા એમ કાંઇ હું કહેતી નથી. તો પણ ઘણું ખરૂં તો ત્રણ મહિનેજ ગર્ભપાત થતા રહે છે. વળી છ માસે જે

ગર્ભપાત થાય છે એમ કહો છો, તે કાંઇ ગર્ભપાત કહેવાતો નથી.

વ.—કેમ ?

લ.—એ છોકરાં વખતે બચી જાય છે. અને છોકરાં થઇને બચવા પામે તેને પછી ગર્ભનો નાશ અથવા ગર્ભપાત થયો એમ કેમ કરીને કહી શકાય ?

વ.—પૂરા છ મહિને છોકરૂં થાય તો તે શું બચે કે ?

લ.—હા, બચે પણ ઘણી કોશિશ કરવી પડે.

વ.—કોશીશ તો અવસ્ય કરવીજ જોઇએ. એમ ન કરે તો એવું કાચું છોકરૂં બચી શકે શી રીતે ?

લ.—સાતમે મહિને અને આઠમે મહિને જે છોકરાં અવતરે છે તે બેશક બચી શકે છે, એ વાત તો જાણો છો ને ?

વ.—હા, આઠ મહિનાનાં છોકરાં તો કેટલાંએ છે તે જોયાં છે. પણ છઠ્ઠે મહિને અવતરેલું છોકરૂં જ્યારે બચવા પામે છે, એતો કાંઇ જાણવામાં નહોતું. અને છ મહિને અવતરેલું છોકરૂં જ્યારે બચી શકે છે, ત્યારે સાતમે મહિને થએલું છોકરૂં જીવે, એમાં તો આશ્ચર્યજ શું છે? પણ હવે તો તમે જાઓ, ઘણીવાર થયાં જાઉં જાઉં કરી રહ્યાં છો, અને વેળા પણ થઇ ગઇ છે. હું પણ ઉઠી—રાંધવા સિંધવાનું કરૂં.

લ.—હા, ત્યારે હવે હું જાઉં છું. જ્યારે જરૂર પડે ત્યારે મને ખબર આપજો. હું તેજ વખતે આવીને ઉભી રહીશ.

વ.—બહુ સારૂં બેન ! મારી મોતી નિર્વીઘ્ને જણશે તો તમને સારી રીતે ખુશી કરીશ.

લ.—તે વિષેની કાંઇ ચિન્તા નથી. પણ અરે ! વાહ ! વાહ મારૂં મન આવું ભૂલકણું થઇ ગયું છે.

વ.—કેમ, કેમ ? આટલી વારમાં વળી શું ભૂલી ગયાં ?

લ.—મેં તમને માત્ર એટલુંજ કહ્યું છે કે, પહેલાં ત્રણ મહિના સુધી મોતીને ખૂબ સાવધાનીથી રાખજો, પણ એ સાવધાની તે કેવી કેવી રીતની, તે તો કાંઇ કહ્યુંજ નથી.

વ.—ખરી વાત. હું પણ એ વાત તમને પૂછવી ભૂલીજ ગઇ. ઠીક થયું, હવે કહો, એટલે પત્યું.

લ.—પહેલા ત્રણ મહિનાવાળી સ્ત્રી સાચવી સાચવીને જા આવ કરે, તો બહુ સારૂં થાય, કોઇ ઠેકાણે જતાં પગ લપસી પડે કે મરડાઇ જાય, અથવા પડી જઇને પછડાય; અથવા કોઇ ભારે ચીજ એકદમ જોર કરીને ઊંચકે, એ બહુજ હાનિકારક છે. તેમજ સીડી અથવા નીસયણીપર થઇને હમેશાં વારે વારે ચઢ ઉતર કરવું—એ પણ ભારે નુકશાન કરનારૂં છે; એથી ગર્ભપાત થઇ જાય છે અને એમ કર્યાથી ઘણીક ગર્ભવાળી સ્ત્રીઓના ગર્ભપાત થયેલા મેં જોયા છે.

મને બરાબર યાદ છે કે, તળાઇ ઓશિકાં સુદ્ધાં એક ખાટલામાંથી ખશી પડયાથી મજમુંદારની વહુનો ગર્ભપાત થયો હતો. વળી ગાડીમાં કે ડોળીમાં બેશીને પણ ત્રણ માસની અંદર ઘણે દૂર સુધી જવું આવવું તે સારૂં નથી.

વ.—વારૂં, ત્યારે અમારી બારેવાઇ બાઇડીઓ જે સાસરેથી પીયર જા આવ કરે છે, તે પણ શું સારૂં નથી કે ?

લ.—સારૂં તો નથીજ. ત્રણ માસની અંદર કોઇપણ દૂરને ઠેકાણે જવું આવવું સલામતીભરેલું નથી. એવાં એવાં કારણોથી ગર્ભપાત થાય છે.

વ.—જ્યારે ગર્ભવાળી સ્ત્રીને કોઈ ઠેકાણે મોકલવી હોય તો શું ત્રણ માસ થઈ ગયા પછી મોકલવી જોઇએ?

લ.—હા, જો ખરેખરી જરૂરજ હોય, તો ચોથે મહિને મોકલવી.

વ.—પણ ચોથો મહિનો તો બેકી મહિનો ગણાય એટલે એવા બેકીના મહિનામાં તો વહુ દીકરીને કોઈ ઠેકાણે મોકલાય નહિ.

લ.—તે અડચણ લેવાતી હોયતો પાંચમે મહિને મોકલવી, તેમાં કાંઇ વાંધો નહિને !

વ.—ના, ત્યારે તો કાંઈ હરકત નહિ. ઠીક, ત્યારે હવે તમે જાઓ, બેન, તમને બહુ ખોટી કર્યાં.

---

# પ્રકરણ ૨ જું.

---

## દાઇયણ કેવી હોવી જોઇએ.

**મોતી.**—બા, મને બહુ અસુખ થાય છે.

**વ.**—કેવી રીતનું અસુખ થાય છે તે મને કહે જોઇએ.

**મો.**—સવારમાં ઊંઘી ઉઠતી વખતે કોણ જાણે શું એ કાંઇકિ થાય છે કે તે હું કહી શકતી નથી. એકાએક શરીર જાણે છેક મતાલાં નાંખે છે–ફાટ ફાટ થાય છે, અને કાંઈ પણ સારૂં લાગતું નથી.

**વ.**—ઠીક છે; હવેથી સવારે પથારીમાંથી ઊઠતાં પહેલાં થોડુંક ગરમ કરેલું દૂધ પીને પછી ઉઠવું જોઇએ.

**મો.**—કેમ, એમ કર્યાથી શું શરીર ફાટફાટ નહિ થાય વારૂ ?

**વ.**—શરીર ફાટ ફાટ થતું છેક બંધ થઈ જશે એમ તો કાંઈ હું કહી શકતી નથી, તોપણ એવું અસુખ ઘણું ઓછું થઇ જશે ખરૂં.

**મો.**—અરે બા ? થોડું ઘણું ઓછું થઈ જાય તો જાણે બચી.

**વ.**—જરૂર થોડું ઘણું તો ઓછું થઈ જશે, બેન.

**મો.**—તો તો બહુ સારૂં, એમ કરવામાં મને કશી અડચણ નથી એ કરવું તો બહુ સહેલું છે.

**વ.**—(બીજે દીવસે સવારે) કેમ બેટા **મોતી**, આજ કેમ છે ?

**મો.**—રોજના કરતાં તો આજ મને ઘણું સારૂં લાગે છે, બા.

**વ.**—ત્યારે બીજું શું જોઇએ ? એજ ઉપાય રોજ કરતી રહેજે. સમજીને ?

**મો.**—હા, બા, એ તે વળી કહેવું પડશે કે ?

**વ.**—તને જ્યારે જે અસુખ થાય, તે તરત મને કહી દેજે. મેં દાઈયિણની પાસેથી બધુંયે જાણી શીખી લીધું છે.

**મો.**—દાઇયણ પાસેથી, બા ?

**વ.**—કેમ, પેલી લક્ષ્મી.

**મો.**—લક્ષ્મી શું સારી હોંશીયાર છે?

**વ.**—હોંશીયાર નહિ તો વળી શું? એના જેવી દાઈયણ બીજી કોઇ પણ આપણા આ દેશભરમાં છે કે? એ લક્ષ્મી આપણે અહીંયાં છે તેથી તો બધાનો બચાવ થાય છે, નહિ તો ફિકર કરી કરીને મરવું પડત.

**મો.**—કેમ? ફિકર શાની?

**વ.**—શાની ફિકર તે તું હમણાં શું સમજી શકે? જ્યારે જરૂર પડશે ત્યારે જાણ્યામાં આવશે. ( ઠોકર વાગશે ત્યારે સમજણ પડશે. )

**મો.**—એ લક્ષ્મીમાં શું એટલા બધા ગુણ છે?

**વ.**—એ વાત શું તું આટલા દહાડા જાણતી નહોતી? એતો પહેલાં દાક્તર સાહેબની આયા હતી. તેમને ત્યાં રહીને તેમનાં છોકરાં છૈયાંને સાચવતી ને ઉછેરતી. દાક્તર સાહેબ એ બધી બાબતમાં (દાઇયણના કામમાં) બહુ કાબેલ પંડિત હતા, અને તેમણે જ બહુ બહુ પરિશ્રમ અને કોશેશ કરી કરીને લક્ષ્મીને એ બધું બરાબર શીખવ્યું છે. દેશ દેશાન્તરનાં કેટલાએ મોટા મોટા માણસો મ્હોં માગ્યા રૂપીઆ આપીને એને પોતાને ત્યાં તેડી જાય છે. એના હાથે કોણ જાણે કેવોએ યશ છે કે તેના જતા માત્રમાં ગર્ભવાળી સ્ત્રીના છુટા છેડા થઈ જાય છે.

**મો.**—શું કહેછ, બા! એ લક્ષ્મી એવી ખબડદાર છે? વારૂ, હેં બા, એ શું આપણી જાતની બાઇડી છે?

**વ.**—એ આપણી જાતની બાઇડી તો નથી ખરી, પણ વહેવારમાં —વર્તણુકમાં—બામણ વાણિયાની બાઇડીને પણ હરાવી દે એવી છે. એ છે તો મદ્રાસી ખ્રીસ્તીની જાતની પણ જાતની હલકી હોવાથી શું થઇ ગયું? એના ગુણ તો કાંઇ હલકા નથી! એનામાં ગુણ છે ત્યારે તો લોક એનો આટલો બધો આદરભાવ કરે છે ને? નહિતો બીજી મદ્રાસી ખ્રિસ્તીની જાતની બાઇડીઓ ઘણીએ છે, તેમના સામું કેમ કોઇ જોતું નથી?

**મો.**—એ વાત તો ખરી છે, બા.

**વ.**—હાલ આપણા દેશમાં જેટલી દાયણો છે, તે બધીએ જો લક્ષ્મીના જેવી હોય, તો પછી વહુ બેટીઓ જણતી વખતે આટલી બધી કષ્ટાયજ નહિ. અને સુવાવડમાં જ આટલાં બધાં છોકરાં જે પાછાં થાય છે તે પણ મરવા ન પામે. એ નુકસાન શું ઓછું થાય છે કે? પણ આપણા આદમીઓને તો પ્રસવવેદના કાંઇ સહન કરવી પડતી નથી; એટલે તેઓ તો જેવી તેવી ગમે તે એક દાઇયણને તેડી લાવીને આઘા ખશી જાય છે. પછી આપણે મરીશું કે બચીશું, તેની ખબર કોણ કાઢે છે?

**મો.**—વારૂ બા, બધી દાઇયણો લક્ષ્મીના જેવી શી રીતે થઇ શકે?

**વ.**—કેમ, તેમને શીખવવામાં આવે તો તેઓ પણ શું શીખી શકે નહિં કે?

**મો.**—પણ એમને શીખવે કોણ? અને કેમ કરીને શીખવી શકે?

**વ.**—હવે તો તેમને શીખવવાનો સારો ઉપાય થયેલો છે આજ કાલ બાઇડીઓ લખતાં વાંચતાં તો શીખે છે. તેથી તેઓ જો મન પર લે તો પોતે પોતાની મેળેજ દાયણને સારી રીતે શીખવી શકે.

**મો.**—બાઇડીઓ લખતાં વાંચતાં શીખે છે તો ખરી, પરંતુ દાઇયિણને શીખવવાની ચોપડી ક્યાં છે? ચોપડી વીના તો કાંઈ તેમનાથી શીખવી શકાય નહિ ને? અને કદાપિ ચોપડી હોય, તોપણ તેઓ કેમ કરીને શીખવી શકે? દાઇયણને લખતાં વાંચતાં ન આવડતું હોય તો પછી તેને શી રીતે શીખવે?

**વ.**—દાઇયિણોને લખતાં વાંચતાં આવડતું ન હોય તોપણ તેઓને શીખવી શકાય તો ખરૂં.

**મો.**—શી રીતે શીખવી શકાય?

**વ.**—જે બાઇડીઓને લખતાં વાંચતાં આવડે છે તેઓ ચોપડીમાં જોઇ જોઇને વાંચી સંભળાવે છે તોપણ દાઇયણો તો સાંભળીને શીખી શકે. તેમનો ધંધો જ એ રહ્યો કેની? વળી એવી કોઈ એક ચોપડી મળી આવે તો તે વાંચી સમજીને આપણે પોતે પણ દાઇયિણના

જેવી થઇ શકીએ. પરંતુ એવી જાતની ચોપડી હાલ મળે છે ક્યાં ?

**મો.**—ખોળ કરીએ તો મળી આવે તો ખરી, એમ લાગે છે. આજ કાલ આટલી બધી ચોપડીઓ બની છે, તેમાં એવી ખરા ખપની ચોપડી આજ સુધીમાં કોઇએ તૈયાર કરી નહિ હોય ?

**વ.**—હશે, એ વાત હમણાં રહેવાદે. વેળા થઈ ગઇ છે, ચાલ હવે નાહાવાને સારૂ જઇએ.

**મો.**—હા, ચાલ બા.

---

## પ્રકરણ ૩ જું.

---

### સુવાવડના ઓરડાનું વર્ણન.

**લક્ષ્મી**—કેમ બેન, બોલાવા મોકલ્યું'તું કેમ?

**વ.**—આવો બેન આવો, બેસો, કહું છું.

**લ.**—આ બેઠી.

**વ.**—હેં બેન, મોતીને અવતરવાનો વખત થયો કે નહિ ?

**લ.**—કેમ વારૂ, એટલામાં નવ મહિના થઇ ગયા કે શું ?

**વ.**—થયા નહિ તો શું? તો પણ હજુ પૂરા નવ મહિના તો નથી થયા.

**લ.**—ઓહો ! ત્યારે તો હજુ ઘણી વાર છે. પૂરા નવ મહિના અને દશ દિવસ ઉપર થયા નહિ ત્યાં સુધી કાંઈ અવતરવાનું નથી.

**વ.**—સઘળી દહાડાવાળી બાઇડીઓને શું નવ મહિના દશ દિવસ થાય ત્યારેજ અવતરતું હશે ?

**લ.**—હા, બહુ કરીને તો એમ ખરૂં. પછી કોઇને દશ દિવસ વ્હેલું અવતરે તો કોઇને બે દિવસ વધારે પણ વિતી જાય. આતો મેં તમને એનો સીધોસટ હિસાબ કહી દીધો. કેમ સમજ્યાંકની? વારૂ મોતી ક્યારે ભારેવાઇ થઇ છે ?

**વ.**—આસો મહિનાના અજવાળિયામાં ( આસો સુદમાં. )

લ.—એમ કહ્યાથી કાંઇ વળે કે?

વ.—ત્યારે શું કહું?

લ.—આસો અજવાળીયામાં તો ખરૂં પણ કયી તિથિએ-કયે દહાડે?

વ.—તે તે શી રીતે જાણી શકાય?

લ.—કેમ, મોતી છેલ્લીવાર અડકાઇને નાહી છે કયે દહાડે?

વ.—હા, એતો કહી શકીશ. આસો શુદ બીજને દિવસે.

લ.—ત્યારે તે દહાડાથી તે ગર્ભ રહ્યો છે એમ ધારવું જોઇએ.

વ.—વારૂ એમ ધાર્યું. ત્યાર પછી,

લ.—ત્યાર પછી શું? એ આસો સુદ બીજથી નવ મહિના ગણો.

વ.—એમ ગણતાં તો અસાડ સુદ બીજે નવ મહીના પૂરા થાય.

લ.—ત્યાર પછી બીજા દશ દિવસ ગણો.

વ.—એ ગણતાં તો થઈ અશાડ શુદ ૧૨.

લ.—ત્યારે એ અશાડ શુદ ૧૨ ને દહાડે તમારી મોતીને બાળક અવતરશે.

વ.—શું કહો છો? એ ગણતરી ખરી પડશે?

લ.—બરાબર એ બારશે અવતરે કે ન અવતરે, પણ તેની લગભગ તો અવતરશેજ. એમાં પછી પાંચ દિવસ ઓછા પણ થાય કે બે દિવસ વધતા પણ થાય. પણ એનો હિસાબ તો તમે હવે સમજ્યાં કેની?

વ.—હા, બહુ સારો સંકેત બતાવી દીધો. એ સમજવામાં તે અઘરૂં શું છે? હવે પછી ગર્ભ રહ્યાનો દિવસ જાણી શકતાંજ કહી શકું કે ગર્ભવાળી સ્ત્રીને ક્યારે અવતરશે?

લ.—એ પ્રમાણે હિસાબ ગણીને કહી શકાય ખરૂં.

વ.—ઠીક, ત્યારે તો હજુ મોતીને પૂરા દહાડા તો નથી થયા, પરંતુ લગભગ થવા આવ્યા ખરા, અને તેથીજ તમને તેડવા મોકલ્યું હતું કે, હવે એને સુવાવડની જગ્યા તૈયાર કરી રાખવી કે કેમ?

લ.—સુવાવડનો ખાટલો ઢાળવાની જગ્યા તઇઆર કરી રાખવામાં શી હરકત છે? એની તો પહેલેથીજ તઇઆરી કરી રાખી તો શું બગડવાનું છે?

વ.—વારૂ, ત્યારે કેવી જગ્યાએ એનો ખાટલો ઢાળવો?

લ.—જગ્યા તો ખૂબ સારી જોઇએ.

વ.—સારી એટલે કેવી?

લ.—એ જગ્યા બેશ સાફસુફ હોવી જોઇએ, અને નજીકમાં કોઇ ઠેકાણે દુર્ગન્ધ કે ગલીચી ગંદવાડ જોઇએ નહીં. વળી તેની ચારે તરફ બેશ ખુલ્લું ખુલાસાથી પવન આવે તેવું હોવું જોઇએ. સુવાવડના ઓરડાની જગ્યા ભોંયતળીયાની જમીન ખૂબ સૂકી હોવી જોઇએ. ભીની પચપચી ભેજવાળી ભોંય હોય તો બહુ નુકસાન કરે છે. વળી એ ઓરડો સારો મોટો હોવાની પણ જરૂર છે. દશ બાર હાથ લાંબો અને પાંચ છ હાથ પહોળો હોય તો સારૂં, તેમજ એની ઓખાદ (સાધારણ જમીનથી તારવીને ઊંચું કરેલું ભોંયતળીયું) બે અઢી હાથ જેટલી ઊંચી કરેલી ના હોય તો જમીન સારી સૂકી થાય નહિ. માટે થોડા દહાડા પહેલેથી એ ઓરડો તૈયાર કરી રાખ્યો હોય (વપરાશના ઘર શિવાય ઇલાયદી જગાએ કરવો હોય ત્યારે) તો તળિયાની જમીન સારી સૂકી ખડંગ જેવી થઇ રહે. શિયાળામાં અને ચોમાસામાં ઉગમણા બારણાનો અને ઉનાળામાં દક્ષિણ દિશા તરફના બારણાનો ઓરડો રાખ્યો હોય તો સારૂં. વળી એ ઓરડાની ઉત્તરે અને દક્ષિણે બે સામસામી બારીઓ રાખવી જોઇએ. એ ઓરડો કામડા, વળીઓ તથા વંઝી ભરીને થેપી લીંપીને કરેલો હોય અથવા માટી કે ઇંટોની ભીંતો ચણીને કરેલો હોય તોપણ ચાલી શકે.

વ.—શું કહો છો? અમારે અહિં તો સુવાવડનો ઓરડો બનાવવાને સારૂ સારી જગ્યા બગ્યા શોધતાં, કે એવી રીતે ઓરડો ફોરડો તૈયાર કરતાં દીઠામાં આવ્યું નથી. જેવી તેવી ગમે તેવી જગ્યાએ જણનારીને સુવાડે છે. વળી એવું પણ જોઇએ છીએ કે, ઘરની અંદર

જે જગ્યા સર્વેથી વધારે ગંદવાડવાળી અને અંધારાવાળી હોય છે, તેજ જગ્યાએ સુવાવડીનો ખાટલો ઢાળે છે.

લ.—તમે કહો છો તે ખરૂં છે, પરંતુ એવી ગંદવાડ અને ભેજવાળી ભીની જગ્યાએ સુવાવડીનો ખાટલો રાખવો ઘટારત નથી.

વ.—ઘટારત નથી કેમ?

લ.—કેમ, તે કહું છું. વારૂ, તમે કહો જોઇએ, આપણા દેશમાં સુવાવડના ઓરડાની અંદર કેટલાં છોકરાં મરી જાય છે?

વ.—ઘણાં મરે છે એમ સાંભળીએ છીયે તો ખરાં.

લ.—વારૂ ત્યારે શાથી એટલાં બધાં છોકરાં મરે છે, તેનું કારણ કાંઇ નક્કી કરી શક્યાં છો?

વ.—ના, એનું કારણ શું હશે બેન? સુવાવડના ઓરડાના દોષથીજ શું એ બધાં છોકરાં મરે છે? કે બીજું કોઈ કારણ છે?

લ.—એકલા સુવાવડના ઓરડાને જ બધો દોષ દઈ શકાય નહિ. દાઇયણનો પણ દોષ હોય છે.

વ.—ત્યારે તો સુવાવડના ઓરડાનો શો દોષ, અને દાઇયણનો શો દોષ, તે તમારે કહી દેખાડવું જોઇએ.

લ.—તે કહું છું. સુવાવડના ઓરડાનો દોષ એ કે, જે ઠેકાણે સુવાવડનો ઓરડો કરે છે, અથવા સુવાવડીને જે જગ્યાએ સુવાડે છે, તે જગ્યા બહુ ગંદી ગોબરી હોય છે. વળી એ ઓરડો એવી રીતે તૈયાર કરે છે, અથવા તૈયાર હોય તો તેમાં આડચો અને પડદા વગેરે બાંધી લેઇ ચોતરફથી રુંધીને નાનાં નાનાં જાળિયાં સરખાંમાં પણ ડૂચા મારી દેઇને એવો અઘોરીની ગુફા જેવો અંધારો ઘોર કરી મૂકે છે કે તેમાં જરાએ પવન કે પ્રકાશ એટલે સૂરજનું અજવાળું જવાનો જોગ રહેતો નથી. તે સિવાય ભોંયતળિઆની જમીનમાંથી જાણે પાણી ઝમતું હોય એવી તે ભીની પચપચીને ભેજવાળી હોય છે. એવી જગ્યાએ ઘર બાંધ્યાથી શું તમે તે ઠેકાણે વાસ કરીને રહી શકો કે?

વ.—ઓ મા! એવી જગ્યામાં તે કેમ કરીને રહી શકાય? એ દિવસ જ એવે ઠેકાણે રહીએ તો તરત માંદાં પડીએ.

**લ.**—ત્યારે હવે કહો, તરતનાં જન્મેલાં કાચાં કમળાં છોકરાં એવે ઠેકાણે કેમ કરીને રહી શકે ? એની જાતના ઓરડામાં રાખ્યાથી તેઓ કદિ પણ સાજાસમાં રહી શકે નહિ. કોઇને કોઇ રોગ થાયજ.

**વ.**—જો એમ હોય, તો તો આપણા દેશનાં સઘળાં છોકરાંને સુવાવડના ઓરડામાં મંદવાડ થતો હોત.

**લ.**—ત્યારે શું મંદવાડ નથી થતો એમ તમે ધારો છો કે ? કેટલાં છોકરાંની ખબર તમે રાખો છો ? વખતે તમે જે કેટલાંક છોકરાંને ઉછરી જતાં જુઓછો, તેમને કર્મધર્મ સંજોગે કાંઇ રોગ બોગ થતો નહિ હોય. પરંતુ જો દાક્તરોના દફતરમાં અને જન્મ મરણની નોંધમાં જુઓ તો તમારા સમજ્યામાં આવે કે આપણા દેશમાં સુવાવડના ઓરડામાં કેટલાં છોકરાં માંદાં પડે છે, અને કેટલાં છોકરાં મરી જાય છે. ડાક્ટર સાહેબના મ્હોંથી મેં સાંભળ્યું છે કે, તેમના દેશમાં કોઇએક ઠેકાણે એક ઇસ્પિતાલ* છે. તે ઇસ્પિતાલમાં ગર્ભવાળી સ્ત્રીઓની સુવાવડ જ થાય છે. એ ઇસ્પિતાલ પહેલ વહેલી જ્યારે થઇ ત્યારે ત્યાં અવતરતાં છોકરાંમાંનાં ઘણાંક અવતર્યા પછી સાત આઠ દિવસની અંદર જ મરી જતાં. ત્યાર પછી એમ થવાના કારણની તજવીજ કરતાં કરતાં છેવટે એમ નક્કી થયું કે, ઇસ્પિતાલની અંદર સારી રીતે પવન આવ જા કરી શકતો નથી. તેથી કરીને એમ બને છે. પછી તે દોષ દૂર કરી દીધાથી એટલે સારી રીતે પવન અંદર આવ જા થઇ શકે તેવો મકાનમાં સુધારો અને ફેરફાર કર્યાથી હવે ત્યાં એવી રીતે છોકરાં મરી જતાં નથી.

**વ.**—ઓ બાપરે! એવા ઇસ્પિતાલ જેવા મકાનમાં પણ માત્ર પવન સારી રીતે આવજા કરી શકતો નહોતો તેથી કરીને એટલાં છોકરાં મરતાં; તો પછી આપણા દેશના સુવાવડના ઓરડાઓમાં તો બધાં છોકરાં મરી જતાં નથી એજ આશ્ચર્ય જેવું છે. ઠીક ત્યારે આપણા સુવાવડના ઓરડાઓના દોષથી એટલે ખામીથી અનેક કાચાં

* **ડબ્લિન લાઇંગ ઈન્ હોસ્પિટલ.**

કુમળાં છોકરાંને રોગ થાય છે, એ વાત તો જાણે કબૂલ કરી. હવે દાઇયણનો દોષ શો હોય છે, તે કહી દેખાડો.

લ.—દાઇયણના દોષ કહી દેખાડતાં પહેલાં આપણા દેશના સુવાવડના ઓરડાઓના બે મોટા દોષની વાત વિશેષે કરીને તમને કહેવા ચાહું છું. એ બે દોષથીજ સુવાવડના ઓરડાઓની અંદર અનેક કાચાં કુમળાં છોકરાં માર્યાં જાય છે. પરંતુ જો ધારે, તો, કાં ગરીબ કે કાં તવંગર, સર્વે એ બે દોષ સુધારી શકે તેમ છે.

વ.—સુવાવડના ઓરડાના વળી એવા દોષ શા છે, તે કહોને, બેન!

લ.—કહું છું, સાંભળો. (૧) એક દોષ એ છે કે, સુવાવડના ઓરડાનું ભોંયતળિયું ભીનું ભેજવાળું હોવું. ફક્ત એકલા આ દોષથીજ અડધાક વાસાનાં છોકરાં માર્યાં જાય છે.

વ.—શું કહો છો! સુવાવડના ઓરડાની ભોંય ભીની ભેજવાળી રાખ્યામાં એટલો બધો દોષ છે?

લ.—દોષ નથી કે? વિચાર કરીને જુઓ. જોઇએ, કે પેટની અંદર છોકરું કેટલી ગરમીમાં રહે છે? અને ત્યાર પછી અવતર્યા કેડે ભીની ભેજવાળી ઠંડી જમીનમાં એવું કાચું કુમળું છોકરૂં કેટલીવાર બચી રહેવા પામે?

વ.—એ વાત તો ખરી છે, બેન. ભીની ભેજવાળી ભોંયપર સૂતાથી આપણને પણ શરદી થાય છે, ઘાંટો બેશી જાય છે, શળેખમ થાય છે, શરીરે કળતર થાય છે, તાવ આવે છે, અને કેટલીએ જાતનું અસુખ થઇ આવે છે. તો પછી કાચું કુમળું છોકરૂં એથી માર્યું જાય એમાં આશ્ચર્ય જેવું શું છે? ખરી વાત છે, બેન, કે આપણા લોકને કશું જ્ઞાનજ નથી. અત્યારે તમે આ સમજણ પાડીને કહ્યું, તો ગંગા-જળના જેવું સાફ સમજાયું. ત્યારે તો એમજ કહોને કે આપણાં છોક-રાંને આપણેજ હાથે કરીને મારી નાંખીએ છીએ.

લ.—એમ કહેવું એ બહુ ખોટું નથી. સામાન્ય બુદ્ધિની ભૂલથી આપણે કેટલું અનિષ્ટ—ભૂંડું કરી નાખીએ છીએ, તે કહી શકાતું નથી.

આ જુઓ, તમારા ફળિયાના ભટજી મહારાજની વહુને નથી રહેતા, નથી રહેતા, એમ કરતાં કેટલી બધી ઉમ્મરે દહાડા રહ્યા હતા. વહુ એજીવ સોતી ગર્ભવાળી થયાનું સાંભળીને તેનાં ઘરનાં સર્વે જણ ખુશી થયાં હતાં. અને જેમ જેમ દહાડા જતા ગયા તેમ તેમ વહુને છોકરૂ થવાને હવે વધારે વાર નથી એમ ધારીને ઘરનાં નાનાં મોટાં સૌ ખુશી થયાં હતાં. નવ માસ પૂરા થયા ત્યારે તો સર્વેને પૂરી આશા પડી. ત્યાર પછી પ્રસવ થવાના એક બે દિવસ રહ્યા ત્યારે ઘરના આદમીઓએ તડામાર કરીને એક સુવાવડનો ઓરડો તૈયાર કરી દીધો એ ઓરડો એમ જલદી તૈયાર કર્યો તેથી કરીને તેમાંની ભેયપર એકદમ પાણી પચપચ કરવા લાગ્યું. સંધ્યાકાળ થતા પહેલાં તો ઓરડો તૈયાર થઈ ગયો. અને પાછલી ચાર ઘડી રાત બાકી રહી તે વેળાએ વહુને પ્રસવ થયો.

વ.—ત્યારે પીડા ક્યારે થઇ હતી ?

લ.—આગલે દિવસે પરોડિયે (એટલે પરોડિયેથી પીડા થવા માંડી તે આખો દિવસ અને પાછલી ચાર ઘડી રાત સુધી રહીને પ્રસવ થયો.)

વ.—ત્યારે તો એ કષ્ટાઈ નહિ એમ કહેવું જોઇએ.

લ.—એમાં શો સંદેહ ? એ કાંઈ કષ્ટામણુ કહેવાય ? ૨૪ કલાકની અંદર (પીડા શરૂ થયા બાદ) જે ગર્ભવાળી સ્ત્રી જણે તેના જણવાને અમે સુખે જણ્યું કહીએ છીએ.

વ.—ઠીક, તાર પછી શું થયું, તે કહો.

લ.—મને બોલાવા આવ્યું હતું. મેં જઇને જોયું તો છોકરો અવતર્યો હતો. ઘરની બાઇડીઓના આનંદના કોલાહલથી કાન તો જાણે ફુટી જતા હતા. હું છોકરાનો નાળ કાપીને બહુ ખુશી થતી થતી મારે ઘેર ચાલી ગઈ. અને ઘેર જઇ નાહી ખાઇ પરવારીને નિરાંતવી થઇ ઘરમાં બેઠી છું. એવામાં સાંભળવામાં આવ્યું કે ભટજીનો કીકો માંદો થઇ ગયો છે અને ડાકટર તેને જોવાને આવ્યો છે.

આવી ખબર સાંભળીને હું તો વિચારમાં પડી ગઇ કે, ઓ મા! સવારના પહોરમાં તો હું જોઇને આવી છું કે છોકરો સારો બેશ રડે છે, અને ચસચસાવીને ગળથુથી પીએ છે, તે છતાં એટલી વારમાં એવું શું થઇ ગયું કે ડાકટરને તેડાવવો પડયો! આમ વિચાર થયાથી હું પણ ઉઠીને તે છોકરાને જોવા ગઇ. રસ્તે જતાં સાંભળ્યું કે ડાકટર જોઇને ચાલ્યો ગયો છે, અને કહી ગયો છે કે છોકરો બચવાનો નથી. આહા! કેટલી કેટલી બાધા આખડીઓ-આરાધના પછી આ એક છોકરો થયો હતો. કેવી સર્વનાશની વાત સાંભળી! આમ બોલતી હું દોડી ગઇ અને જઇને જોઉં છું તો સુવાવડના ઓરડાની બહાર માણસ તો માતાં પણ નથી. એવી ભીડમાંથી ઠેલાઠેલ કરતી કરતી હું ઓરડાની અંદર ગઇ. મને જોઇને પ્રસૂતી (જણનારી) બૂમ મારીને રડી ઊઠી. મેં તેને દિલાસો દેઇને પૂછયું, મને બરાબર ખુલાસાથી કહો કે છોકરાને શું થયું છે? ત્યારે તે કપાળ કુટતી બોલી કે, સત્યાનાશની પાટી વળી છે, હવે કહેવાનું શું છે? છોકરાનું ગળું (ડોક) લાગી ગયું છે, ગળથુથી પી શકતો નથી અને હલાવ્યા ચલાવ્યાથી રડી ઉઠે છે. આ લક્ષણો ઉપરથીજ હું સમજી ગઇ કે એ બાળકના શરીરે વેદના થાય છે. તેથી તેની વાત પૂરી થતા ન થતામાં તો હું બોલી ઉઠી કે, પરોઢિયે આવીને જ્યારે હું નાળ કાપી ગઇ, ત્યારે આ સુવાવડના ઓરડાની ભોંય ભીની પચપચી જોઇનેજ મારા મનમાં જે વહેમ ઉત્પન્ન થયો હતો, તે પ્રમાણેજ બરાબર બન્યું છે. તે સાંભળીને પ્રસુતીએ કહ્યું, અરે બેન! ડાકટર પણ એમજ કહી ગયો ને! ત્યારે શું ઝટ પટ તડામાર કરીને આ ઓરડો તૈયાર કરી દીધો, તેથીજ અમારૂં આવું સત્યાનાશ વળી ગયું? આમ કહીને વળીપાછી તે બૂમ પાડીને રડવા લાગી તે જોઇને મેં ધીમેથી તેને કહ્યું, હવે રડયા કૂટયાથી શું વળવાનું છે. બાઇ! તમને કહીએ છીએ તે કાને ધરતાં નથી, અને નજરે જુઓ છો તોપણ શીખતાં નથી. શીખામણ લેતાં નથી. હવે મારા હાથમાં શું છે, કહો? આમ કહીને હું ત્યાંથી વીદાય થઇ ગઇ.

**વ.**—હેં બેન ! ખરેખરજ ત્યારે એ છોકરો શું મરી ગયો ?

**લ.**—ઓ, મા ! મરી ગયો નહિ તો બીજું શું ? બરાબર સંધ્યાકાળને વખતે છોકરાએ દમ છોડી દીધો.

**વ.**—રામ રામ ! સઘળો આનંદ ધૂળ મળી ગયો !

**લ.**—તમે હાથે કરીનેજ આનંદને ધૂળધાણી કરો છો, ત્યાં પછી બીજું કોઇ શું કરી શકે ?

**વ.**—ખરૂં કહો છો, બેન ! પણ હેં બ્હેન ! ખરેખરજ શું સુવાવડના ઓરડાની ભીની પચપચી ભોંયને લીધેંજ એ છોકરો માર્યો ગયો ?

**લ.**—તેમ નહિ તો બીજું શું ? ઓરડાની ભોંય જો સુકી ખડંગ જેવી હોત તો છોકરો કદી પણ મરત નહિ.

**વ.**—શું કહો છો ? ત્યારે તો તે છોકરાને પટકી માર્યા જેવું થયું.

**લ.**—તેમ થયુંજ તો તમારી વાતો ચીતો જોઇએ તો વિદ્વાનોના જેવી અને આચરણ જોઇએ તો રાક્ષસોના જેવાં.

**વ.**—એ વાત કાંઇ ખોટી નથી. વહુ ભારેવાઇ થઇ છે, એમ માલમ પડે ત્યારે તો ઘરનાં માણસોના આનંદનો પાર નથી રહેતો. છોકરો થશે ને વંશ રહેશે, એમ સમજીને નવ સાડાનવ મહીના સુધી વહુને પાળેલા પોપટની પેઠે ખમા ખમામાં રાખે છે. પણ ત્યાર પછી જેનાથી વંશ રહેવાનો તે અવતરવાની વખતે તો તેને જમના હાથમાં સોંપી દીધા જેવું થાય છે. એના કરતાં અમારી મુર્ખાઇ અને નાદાનીની ઓળખ બીજી શી હોઇ શકે ? પણ વળી એને મૂર્ખાઇ અને નાદાની પણ કેમ કરીને-કહી શકાય ? શાથી ભલું થાય અને શાથી ભૂંડું થાય, એ જાણ્યામાં ન હોય ત્યાં પછી એ પ્રમાણે થાય એમાં આશ્ચર્ય પણ શું છે ?

**લ.**—એમ તો તમે બોલશો નહિ, બેન ! એવી ભીની પચપચી ભોંયવાળી જગ્યામાં સુવાડી રાખ્યાથી એવું કાચું કુમળું છોકરૂં જીવતું રહેશે કે નહિ. એ જો ના જાણે તો તો પછી તમારે ડાળે ડાળે કુદવુંજ ઘટારત છે, ( મતલબ કે તમે જંગલી વનચર એટલે વાંદરાં જેવાં ગણાવાં જોઇએ. )

**વ.**—એ ખરૂં છે. પરંતુ એ વાત એકલાં અમને ( સ્ત્રીઓને ) કહ્યાથી કાંઇ વળવાનું નથી. ઘરના પુરુષોને પણ શું એ જ્ઞાન નથી ?

**લ.**—જ્ઞાન ન હોય તે કેમ ? પોતાના સુખ માટે ખૂબ જ્ઞાન હોય છે. સારા સ્વચ્છ મકાનમાં, સૂકી ખડંગ જેવી ભોંય ઉપર પલંગ પાથરી તેના ઉપર ગાદલાં ગદેલાં બિછાવીને ન સૂએ તો ઘરના ઘરડા ડોસાનું શરીર પણ સારૂં રહેતું નથી. અને માખણના પૂતળા જેવા કાચા કુમળા છોકરાને તો ભીની પચપચતી કે ભેજવાળી ગંદી ભોંય પર સુવાડી રાખ્યાથી તેને કંઇ અસુખ થાય નહિ એવી તમારા પુરૂષોની બુદ્ધિને બલિહારી જાઊ ! તેમનાં સ્નેહ મમતાને પણ બલિહારી જાઊ ! આવો વિચાર નહિ કર્યાથી તો આપણો નાશ થયો છે.

**વ.**—હાથે કરીને પોતે પોતાનો નાશ કરે ત્યાં બીજું કોઇ શું કરી શકે ? અત્યારે તમે જેવી રીતે સમજણ પાડીને કહ્યું. તેનાથી તો એમજ જણાય છે કે, ઘરની અંદર જે ઓરડો સૌ કરતાં સરસ હોય તે ઓરડામાંજ સુવાવડીને સુવાડવી જોઇએ.

**લ.**—તેમ કરવુંજ જોઇએ તો, એ વાત શું હવે કહેવી પડે તેમ રહી છે કે ? વારૂ તે છતાં પણ જો ઘરનાં ડોસા ડોસી વગેરે ઘરડાં માણસો વાંધો ઉઠાવે, તો દહાડા પહોંચતા હોય ત્યારથી કોઇ સારી સ્વચ્છ ઇલાયદી જગાએ સુવાવડનો ઓરડો તૈયાર કરે તો તેમાં પછી કાંઈ હરકત જેવું છે ? નહિ.

**વ.**—એ વાત તો ખરી છે, બેન. દહાડા પહોંચતા હોય ત્યારથી સુવાવડનો ઓરડો જો તૈયાર કરી રાખ્યો હોય, તો તેના ભોંય-તળિયાની જમીન સારી બેશ સુકાઇને સાફ રહે. સુવાવડના ઓરડાની ભોંય સારી બેશ સૂકી કરી રાખવી, એ કામમાં જો ગરીબમાં ગરીબ માણસ પણ ધારે તો કરી શકે તેમ છે.

**લ.**—તેમ કરી શકાયજ. સુવાવડના ઓરડાની ભીની પચપચતી ભોંયને લીધેજ ભટ્ટજી મહારાજનો એવો સર્વનાશ થઇ ગયો. કેટલી કેટલી આરાધના કર્યા પછી એ છોકરો થયો હતો. તે સામાન્ય બુદ્ધિની

એવી ભુલથી હાથે કરીને ખોયો.

**વ.**—ત્યારે તો એવી રીતે કેટલાએ લોકો એવા કેટલાએ પ્રાણથી પણ વધારે વહાલા સોનાના સૂરજ જેવા છોકરાઓ ખોઇ બેસતા હશે.

**લ.**—તે ખોઇ બેસે એમાં નવાઇ શી ! એવી રીતનું અવિચારી પણું જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી એવું અનિષ્ટ ટળવાનું નથી.

**વ.**—પણ બેન ! આજ-કાલ તો ઘણાક ગૃહસ્થોને ઘેર જોવામાં આવે છે કે વહુ દીકરીઓ ઘરની અંદરજ પ્રસવ કરે છે; મેડા ઉપરના સારા ઓરડાની અંદર પણ સુવાવડીનો ખાટલો ઢાળેલો જોવામાં આવે છે.

**લ.**—ઓહો ! ભલે ભલે. એમ થયાથીજ પ્રસુતીનું છોકરૂં પણ બચે અને પ્રસુતી પોતે પણ ઘણીક પીડાઓથી ઉગરવા પામે. જે ઓરડામાં વંશનો રાખનાર અવતરે તે ઓરડો તે વળી અશુદ્ધ અને ગંદો ગોબરો થયલો કહેવાય કે ? એમ હોય તો પછી ઘરબાર વગેરે કરવું રાખવું તે કોને સારૂં ? ઘરનાં બૈરાં અને આદમીઓને આવી સમજણ ક્યારે આવશે ?

**વ.**—હવેથી એવી સમજણ આવશે, જો જો હું ફળીયે ફળીએ અને ઘેર ઘેર સઘળી વહુ દીકરીઓની આગળ તમારી આ બધી શીખામણની વાતો કહેતી ફરીશ, એટલે તરત તેઓ સાવચેત થઇ જશે.

વારૂ, ત્યાર પછી કહો, સુવાવડના ઓરડાનો બીજો દોષ શો છે?

**લ.**—એ બીજો દોષ ખૂબ સહેલાઇથી તમને સમજાવી દઉં છું. સાંભળો. ટાઢ અથવા શરદી કે ઠંડક લાગ્યાથી શરીર બગડશે એમ ધારીને ઘરના મરદ માણસો શિયાળામાં ને શરદિના દિવસોમાં ફલાલીન ( ફ્લાનલ ) નાં બદન બંડીઓ પહેરે છે, શાલ ઓઢે છે. ગળે ગલપટા બાંધે છે, પગે મોજાં પહેરે છે, કાનટોપીઓ ચડાવે છે અને ઘરનાં બારણાં બંધ કરીને બેસે છે અને સુવાવડીને રાખવાની જગ્યા તથા તેને. પહેરવા ઓઢવા અને પાથરવાનાં લુગડાં લત્તાં અને બિછાનું વગેરે

એવાં નબળાં નમાલાં અને ગંદા ગોબરાં આપે છે કે તેનાથી તેનું અને તેના કુમળા છોકરાનું ટાઢ અને ભેજ વગેરેથી રક્ષણ થવા ન પામે. આહા ! કેવી મૂર્ખાઇ, કેવી કુબુદ્ધિ, કેવું અવિચારીપણું ! પશુ પક્ષીઓની વર્તણૂંક જોઇને પણ પુરૂષો શીખતા નથી. અરેરે આપણી પ્રસુતાઓ અને તેમનાં છોકરાંની શી વલે થશે, બેન ?

વ.—હવે વધારે કહેવું પડે તેમ નથી. એક સુવાવડના ઓરડાની ભીની ભેજવાળી ભોંયની વાત સાંભળીને જ મારી અકલ તો ગુમ થઇ ગઈ છે.

લ.—તમારી અક્કલ ગુમ થયાથી શું વળવાનું છે ? મરદોની અક્કલ ગુમ થાય નહિ ત્યાં સુધી તમારો નિસ્તાર નથી. તાપ તડકામાં બળે, વરસાદમાં પલળે, અને ટાઢમાં થરથરે, એમ થાય ત્યાં પછી કાચાં કુમળાં છોકરાં શું બચી શકે કે ? કાચાંને બદલે કદિ પાકાં એટલે મોટાં છોકરાં હોય તો તે પણ બચવા ન પામે, ટાઢના અને શરદીના દીવસોમાં કેટલાં છોકરાં એની રીતે માર્યા જાય છે, તે કહી શકાતું નથી, સંધ્યાકાળે તો છોકરાંને સારૂં સાજું તાજું જોઇને ગયાં હોઇએ, અને રાત્રે સુવાવડની જગ્યાએ ટાઢ કે શરદી લાગ્યાથી ટાઢું પોઇણા જેવું થઇને મરી ગયું હોય ! આમ થાય તે શું તે છોકરાનો દોષ, કે એની જણનારીનો દોષ ? હીમથી—અત્યંત ટાઢકથી સર્વ પ્રાણીઓ પ્રાણ છોડી દે છે. પરંતુ તમારા ઘરના આદમીઓને એ વાતનું કશું ભાન કે સમજણ નથી. એ દુઃખથી મારાં હાડેહાડ બળી ઉઠે છે.

વ.—બસ બસ, હવે બસ કરો, બેન ! સુવાવડના ઓરડાની તો બહુ બહુ વાતો કહી. જેને બુદ્ધિ હશે, તે તો આટલાથીજ બધું સમજી લેશે. અને સમજ્યા છતાં પણ જો પોતે પોતાની મેળે જ પગ પર કુહાડો મારે તો ભલે. તેમાં તમે પણ શું કરશો અને હું પણ શું કરીશ ?

લ.—ડાક્ટર સાહેબ તો કહેતા હતા કે પૃથ્વીપરની સઘળી જાતોમાં હિંદુઓજ સૌથી સારા છે. તે છતાં તમારી સુવાવડીઓને

રાખવાની જગ્યાની આવી દુર્દશા કેમ થઈ હશે ?

વ.—તે તો હું કાંઈ કહી શકતી નથી, બેન ! જે ઘરડાઓ એવા નિયમ કરી ગયા છે, જેમણે એવો ચાલ ચલાવ્યો છે. તે ડોકરાઓ જો નજરે પડે તો તેમને સારી પેઠે સમજણ પાડી દઉં.

લ.—હિંદુઓના સઘળા ધારા સારા છે. તે છતાં સુવાવડી અને તેના છોકરાના નસીબમાં કેમ આવો ગોટાળો થઇ ગયો હશે, તે કાંઇ કહી શકાતું નથી. એમ લાગે છે કે પહેલાંનો એનો વહિવટ પણ સારો જ હશે.* પણ પાછળથી કોઇ રાજકદેવકથી હાલના જેવા ભુંડા હાલ થયા હશે.

વ.—ઠીક કહો છો. તમે તો મારા કાન અને આંખો ઉઘાડી દીધાં જો ! વારૂ, ત્યાર પછી હવે કહો, દાઇયણોના દોષ શા છે.

લ.—દાઇયણોનો દોષ એ છે કે, તેઓ તુરતનાં જન્મેલાં નાનાં છોકરાંની માવજત શી રીતે કરવી તે જાણતી નથી. શું શું કર્યાથી એવાં છોકરાં સારાં (સાજાં તાજાં) રહે, તે પણ તેઓ જાણતી નથી.

વ.—હેં બેન, ત્યારે મને એ બધું શીખવી દોને, કે શું શું કર્યાથી તેમને સારાં રાખી શકાય.

---

* પૂર્વે સુવાવડની સારી વ્યવસ્થા હશે, તેનું પ્રમાણ મહાભારતના અશ્વમેધિક પર્વમાંથી નીકળે છે કે, "મહાત્મા હૃષિકેશે (શ્રી કૃષ્ણે) સત્વર અભિમન્યુ તનયના જન્મ-ભવનમાં [સુવાવડના ઓરડામાં] પ્રવેશ કરીને જોયું કે એ ઓરડો વિવિધ પ્રકારની પુષ્પમાળાઓથી યથાવિધિ શણગારેલો છે; એની ચારે દિશાએ પૂર્ણ કુમ્ભ, ઘૃત, તિન્દુક, કાષ્ટના અંગારા, સરસવ અને ધારવાળાં હથિઆર વગેરે રક્ષોઘ્ન દ્રવ્ય સકળ પડેલાં છે. સ્થાને સ્થાને દેવતા સળગે છે; અને વૃદ્ધ સ્ત્રીઓ તથા ચિકિત્સામાં-ઔષધોપચારાદિ વૈદ્ય વિદ્યા-નિપુણ વૈદ્ય લોકો ત્યાં મુકામ નાંખીને રહેલા છે. એ ઓરડાને એવી રીતનો યથોચિત સજ કરેલો, સઘળી જોઇતી તૈયારી કરી રાખેલો, જોઇને વાસુદેવ પ્રતિ પ્રફુલ્લ ચિત્તથી વારંવાર વખાણ કરવા લાગ્યા." વળી ત્યાર પછીના સમયમાં રચાયેલી બાણભટ્ટ કૃત કાદંબરીમાં પણ સુવાવડના ઓરડાનું એવી જ રીતનું વર્ણન છે.

લ.—એ વિષે બહુ બહુ વાતો જાણવા જેવી છે. અત્યારે એ બધી કહેવી સમજાવવી ઠીક નહિ પડે. મોતીને પ્રસવ થવા દો એટલે સઘળું તમારા હાથે જ કરાવીને દેખાડી દેઈશ. કેમ ઠીક કેની ?

વ.—હા, એજ ઠીક પડશે.

લ.—વાસાનાં છોકરાંને તાણુ થાય છે, એ સાંભળ્યું છે કે ?

વ.—તાણુ થવી કોને કહે છે બેન ?

લ.—તમે જેને ખેંચાઈ જાય છે, કહો છો તે,

વ.—હા, હા, એ શું નુકશાન કરનારૂં છે કે ?

લ.—એનું નામ દીધું તેમાં વળી નુકસાન શું ? તમે સાંભળ્યું છે કે નહિ, તે જાણવા સારૂ હું તો પૂછું છું.

વ.—એ તે વળી ન સાંભળ્યું હોય કેમ ? એ તો બહુ સત્યાનાશીઓ રોગ કહેવાય છે. જે વાસાના છોકરાને એ રોગ થાય છે તે કોઇ પણ રીતે બચતું નથી. એ રોગથી તો એવાં છોકરાં હતાં નહતાં થઈ જાય છે. તેટલા માટે એનું નામ દેતાં જ સુવાવડી સ્ત્રીઓ કાને હાથ દેઇ દે છે. અરેરે ! કોઈ પણ પ્રસૂતીના છોકરાને એ રોગ ન થશો, બાઇ !

લ.—વારૂ ઠીક, ત્યારે કહો જોઇએ. તાણુ થવી અથવા ખેંચાઇ જવું એ શું છે ?

વ.—લોક તો કહે છે કે તાણુ થવી એ એક જાતનું ભૂત આવે છે. તેથી કોને એ રોગ થાય છે તો ભૂવા જતીને તેડાવીને ઊજણી નખાવે છે ને ધૂપ ધૂમાડા કરાવે છે.

લ.—હા, ખરી વાત. ભૂતને બીજું કશુંએ કામકાજ નહિ હોય એટલે તે એવાં વાસાનાં છોકરાંઓને મારતું ફરતું હશે !

વ.—ત્યારે તાણુ થવી એ શું હશે, બેન ?

લ.—ધનુષ્ટંકાર, અથવા ધતુરવા, કે ધનુર ધાવું, રોગ કોને કહે છે, તે જાણો છો ?

વ.—હા, જાણું છું.

લ.—ત્યારે એજ રોગ વાસાના છોકરાંને થાય છે, તેને તાણુ થઇ એમ કહે છે.

વ.—એમ કે ? એ વાત માનવા જેવી છે ખરી. ધનુર ધાયાથી જેવી રીતે અંગ અકડાઇ જઇ દાંત બંધાઈ જાય છે, તાણુ થવાથી પણ બરાબર એમજ થાય છે. એ રોગ થાય છે તો પછી છોકરું માની ધાઇ મ્હોંમાં લેઇ શકતું નથી. દાંત ખીલી બંધ થઇ જઇને અંગ બધું અકડાઇને તણાઇ જાય છે તેથી તેને તાણુ થઈ કહેતાં હશે. વારૂ ઠીક, પણ વાસાનાં છોકરાંને એવી રીતનો રોગ શાથી થતો હશે?

લ.—(૧) છોકરાનું શરીર અસ્વચ્છ (સાફસુફ નહિ) રાખ્યાથી એ રોગ થઇ આવે છે.

વ.—અસ્વચ્છ એટલે કેવું, બેન ?

લ.—છોકરું અવતર્યા પછી, સાબુ અને સહેવાતું ગરમ પાણી લેઇને તેના શરીરને જો સારૂં બેશ સ્વચ્છ કરી દેવામાં ન આવે, તેમજ એમ સ્વચ્છ કરેલા શરીરને બરાબર સાફસુફ રાખવાને સારુ દરરોજ વિશેષ તદ્બીર જો કરવામાં આવે નહિ, તો એ રોગની તેડી આણ્યા જેવું થાય છે.

વ.—એમ કે ? છોકરાનું શરીર અસ્વચ્છ, સાફસુફ કર્યાં વિનાનું ગંદું, ગોબરું રાખ્યાથી એટલું બધું થઇ શકે છે ? જાણવામાં નહિ હોવાથી એમજ થાય ખરૂં.

લ.—એ જાણવું સાંભળવાનું શું ભારે છે ? પરંતુ તમને કહીએ છીએ તોપણ તમે તો તે સાંભળતાં નથી, કાને ધરતાં નથી. એક કાને સાંભળીને બીજે કાને કહાડી નાખ્યા જેવું કરો છો. ઘણી ઘણી પ્રસૂતિઓને ને તેમની સગીઓને કહી કહીને તો હું કાયર થઇ ગઇ છું. હું જીદ માથા ફોડ કરીને પહેલે દહાડે તો છોકરાનું શરીર બરાબર સાફસુફ કરી આપીને જાઉં છું. પણ ત્યાર પછી મા જેવી મેલી ગંદી રહે છે, તેવુંજ છોકરાને પણ ગંદુ ગોબરું રાખે છે. તેલ ચોળી ચોળીને બચ્ચાંનું આખું શરીર ચીકણું લાખ જેવું કરી નાખે છે.

તોપણ પાછું ઉપરા ઉપરી તેલ ચોળવાનું છોડતાં નથી. તેલના ઉપર તેલ, તેલના ઉપર તેલ એમ કર્યા કરે છે. કોણ જાણે એ તેલજ તમારી સુવાવડી સ્ત્રીઓની આગળ અમૃત છે કે શું ? તેલથી ને તેલથી છોકરાંનાં બાળોતિયાં સુદ્ધાં ઘાંચીની ઘાણી જેવાં થઇ જાય છે. એવાં ઘાંચીની ઘાણી જેવાં બાળોતિયાં બચ્ચાંના મ્હોપર, છાતીપર અને પેટપર નાખીને તથા નીચે ઘાલીને તેને સુવાડી રાખે છે. ડાક્ટર સાહેબ એક દિવસ અમારા મહેલ્લામાંના મહેતાના એક વાસાના છોકરાને જોઇ આવીને મારી કેટલી બધી ઠેકડી અને મજા મશ્કરીઓ કરતા હતા.

**વ.**—ડાક્ટર સાહેબે તમારી ઠેકડી કરીને તમને શું શું કહ્યું હતું, તે જરા કહો તો ખરાં.

**લ.**—તે એમ કહેતા હતા કે તમારા આ દેશના લોકો તો માત્ર બહારથીજ ખૂબ ટાપટીપવાળા અને સાફસુફ રહેતા દેખાય છે સારાં એશ ઇસ્ત્રી કરેલાં કડકડતાં કપડાં અંગપર પહેરીને તથા પગે મોજાં અને બૂટ ચડાવીને બણીઠણીને ફરે છે. તે છતાં ઘરનાં છોકરાં છૈયાંને કેમ એટલાં બધાં મેલાંઘેલાં ને ગંદાગોબરાં રાખે છે ? નાનાં બાળક પોતાનું સુખદુઃખ બોલી બતાવી શકતાં નથી, તેથી શું એમ કરે છે? એમ હોવાથીજ એટલે એવાં મેલાં ગંદાં રાખ્યાથીજ તમારા લોકનાં છોકરાંને એટલાં બધાં માંદાં થયાની વાતો સાંભળવામાં આવતી હશે, નહિ વારૂ ?

**વ.**—ડાક્ટર સાહેબે ખરેખરૂંજ કહ્યું છે. પણ વારૂ. બેન, અમારાં વાસામાંનાં છોકરાંને એવી રીતે મેલાં અને ગંદાંગોબરાં કરીને રાખે છે, તેથી કરીને તેમને શું શું દુઃખ થતું હશે, તે કહી દેખાડોને.

**લ.**—બધી જાતનું દુઃખ થઈ શકે છે. છોકરાંનું શરીર એવું મેલું ગંદુ કરી રાખ્યાથી તેની ભૂખ તો પહેલીજ મરી જાય છે. અને ભૂખ મરી ગયાથી તે સારી રીતે ધાવતું નથી, અને કદાપિ ધાવે છે અથવા ગળથુથી કે દૂધ પીએ છે તો તે બરાબર પાચન કરી શકતું નથી વારે વારે ફૂગા પાણી જેવો ઝાડો કરે છે, અને દૂધ ને દૂધ ઓકી કહાડે છે,

તેથી કરીને તે છેક સૂકાઇને લેવાઇ જાય છે. એના હાથ પગ ગળીગળીને લાકડી જેવા થાય છે અને પેટની દંદુડી નીકળે છે. એટલે 'હાથ પગ દોરડી ને પેટ ગાગરડી' જેવું થાય છે. વળી એના શરીરની ચામડી ઘરડા માણસની પેઠે લટકી પડયા જેવી કરચલીઓવાળી થઇ જાય છે. અને દહાડે દહાડે વધવા કે મોટું થવાનું તો રહ્યું, પણ ઉલટું જાણે નાનુ થતું જાય છે.

**વ.**—ઠીક કહોછો. વાસામાંનાં ઘણાં છોકરાં એવાંજ થઇ ગયેલા જોવામાં આવેછે. એવી રીતનાં મેલાં ગંદાં કરી રાખ્યાથીજ શું એમની એવી દુર્દશા થાય છે?

**લ.**—તેમ નહિ તો બીજું શું? છોકરાને જેટલું સ્વચ્છ અને સાફ્-સુફ્ રાખશો તેટલું તે ફૂર્તિમાં, હોશિયાર, સાજુંતાજું રહેશે, દહાડે દહાડે બેશ વધતું જશે, અને તેનું શરીર જાણે માખણનું પૂતળું હોય એવું દૂધમલના જેવું બનશે. તમારી પ્રસૂતિઓ કેવળ છોકરાંને જરા જરા કરીને ગળથુથી કે દૂધ પાવાનું જાણે છે. પણ જો તેમને રીતસર સારાં ચોખ્ખાં ને સાફ્સુફ્ રાખે તો એવાં વાસામાંનાં છોકરાંને થતા રોગમાંના અડધાક ભાગનો તો અટકાવ કરી શકેજ.

**વ.**—શું કહોછો? ઠીક છે ત્યારે, પેહેલાં મોતીને એક વાર ભાણિયો થવા દો. પછી જુઓ, તેને જેટલો ચોખ્ખો ને સાફ્સુફ્ રાખવો જોઇએ, તેટલો રાખું છું કે નહિ? વારૂ ત્યાર પછી જે કહેવાનું હોય તે કહો.

**લ.**—(૨) છોકરાના શરીરે શરદ હવા લાગ્યાથી પણ એવો રોગ થઇ શકે છે.

**વ.**—શરદ હવા લાગવી એટલે શું?

**લ.**—ઠંડો પવન શરીરે લાગ્યાથી છોકરાને એવો રોગ થવાનો સંભવ છે. એમ ધારો કે વાદળાં વરસાદના દિવસે કે ટાઢના દિવસોમાં કોઇ સ્ત્રીએ જણ્યું છે, અને છોકરૂં અવતર્યા પછી તેના શરીરપર બેશ ગરમ લુગડાં લત્તાં ઓઢાડી ઢાંકીને તેને હમુરી રાખવામાં નથી

આવ્યું, તો તેથી તે છોકરાના શરીરે જે ઠંડક કે શરદી લાગે તે શરદી લાગી સમજવું. વળી એ પણ યાદ રાખવું કે, એવી રીતે કરીને લૂગડાં લત્તાંથી છોકરાંના શરીરને ઢાંકી ઢમુરી રાખ્યા પછી પાછું એકદમ જો તેને ઉઘાડું કરી નાખવામાં આવે અને તેથી તેના શરીરપર પવન લાગે, તેને લીધે પણ છોકરૂં માંદૂં પડે છે. શરીરે શરદી લાગવી કોને કહે છે, તે હવે સમજાયું ને?

**વ.**—હા, બેશ સમજાયું. વારૂ; ત્યારે બહારનો ઠંડો પવન શરીરે લાગ્યાથી જેમ છોકરૂં માંદું થઇ જાય છે એમ કહ્યું, તે પ્રમાણે સુવાવડના ઓરડામાંની ભીંની ભેજવાળી જમીનપર સુવાડી રાખ્યાથી પણ તેનું શરીર એવી રીતનું બગડી આવે કે નહિ ?

**લ.**—એવી રીતનું શરીર બગડે એટલુંજ નહિ, પણ તે કરતાં પણ વધારે માંદું પડે. બહારના ઠંડા પવનના કરતાં ભીની ભેજવાળી ભોંયથી વધારે નુકસાન થાય છે. લોકો કહે છે કે 'તાપ સહેવાય પણ વાત (વાયરો) ન સહેવાય' એ વાત જેમ ખરી લાગે છે, તેમ તેવું જોવામાં પણ આવે છે. ડાકટર સાહેબને મ્હોડેથી સાંભળ્યું છે કે, વધારે હીમ લાગ્યાથી ધનુરવા થઇ જાય છે. મને સારી પેઠે સાંભરે છે કે, તેમણે એક દિવસ એમ કહ્યું હતું કે, તેમનો એક પરદેશી ચાકર હતો. તે રોજ રાત્રે બહાર ખુલ્લી જગ્યામાં ખાટલો ઢાળીને સૂઇ રહેતો. ટાઢ કે તડકો, શિયાળો કે ઉનાળો કશુંએ જોતો નહોતો. એકવાર પોષ મહિનામાં એક દિવસ ખૂબ ટાઢ પડી. તેથી ડાકટર સાહેબે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, જોજે આજ રાત્રે તું બહાર ઉઘાડો સૂઇ ન રહેતો, નહિ તો માર્યો જઇશ. પણ તે તો તેમનું કહેવું નહિ ગણકારતાં હમેશ પ્રમાણે મ્હોડે માથે ઓઢીને બહારજ સૂઇ રહ્યો. તે દરરોજ સવારે ખૂબ વહેલો—મોટે મળસકે—ઉઠતો હતો. પણ તે દહાડે દિવસ ચ્હડી ગયો તોપણ ઉઠયો નહિ, તે જોઇને ડાકટર સાહેબે તેના ખાટલા પાસે જઇને તેના મ્હોપરનું લુગડું ખશેડી નાખ્યું, એટલે તે આધાચકવાની પેઠે પડયો પડયો તેમના મ્હોં સામું

જોવા લાગ્યો, મ્હોડેથી બોલી શક્યો નહિ, તેમ હાથ પગ પણ હલાવી શક્યો નહિ, આવી દશા જોઇને ડાક્ટર સાહેબે કહ્યું કે એને ધનુરવા થયો છે. દાંત બંધાઇ ગયા છે તેથી કરીને એનાથી બોલી શકાતું નથી, અને આખા શરીરે વેદના અને કળતર થાય છે તેથી તે પાસું પણ ફેરવી શકતો નથી, હાથ પગ પણ હલાવી શકતો નથી.

**વ.**—હા હા, ખરૂં કહો છો, બેન. હમણાંજ તમે નહોતું કહ્યું કે અવતર્યા પછી ભીની પચપચી ભોંયપર સુવાડી રાખ્યાથી ભટજીના છોકરાને એવો રોગ થયો હતો ?

**લ.**—હા, તેથીજ તો તે ભટજીનો છોકરો એવોજ રોગ થયાથી માર્યો ગયો હતો. બહારનો ઠંડો પવન લાગ્યો, કે ભીની પચપચી ભેજવાલી ભોંયપર સુવાડ્યાથી હીમ અથવા શરદી લાગે, પણ તેથી શરીર બગડવાનુંજ. પછી ગમે તે રોગ કાં નથી થતો. થોડી થોડી ઠંડક લાગ્યાથી ઉધરસ કે શરદી સળેખમ થઇને વખતે રહી જાય, પરંતુ વધારે ટાઢક લાગ્યાથી તો તાવ ચ્હડી આવે, વાઇ થઈ જાય, પક્ષઘાત-લકવો-થઇ જાય, ધનુરવા થઇ જાય. અને અનેક ઠેકાણે તે પ્રમાણે થયું પણ છે ને જોયું છે પણ ખરૂં.

**વ.**—શું કહો છો ? સાંભળતાં સાંભળતાં મારૂં તો જાણે કાળજું ધડકી ઉઠે છે. અને આટલું આટલું થાય છે તે છતાં પણ અમારી સુવાવડી સ્ત્રીઓ શરદીથી તો જાણે જરાએ ડરતી નથી.

**લ.**—ડરતી નથી તેથી તેમનાં કપાળ પણ એવી રીતે ફુટી જાય છે ને.

**વ.**—હવે સમજ્યામાં આવ્યું કે, ઠંડો પવન અને સુવાવડના ઓરડાની ભીની પચપચતી કે ભેજવાળી ભોંય એ વાસાનાં છોકરાનાં જમ જેવાં છે. અમારા સુવાવડના ઓરડાની જેવી દુર્દશા હોય છે, તે જોતાં તો અમારા દેશની ગર્ભવાળી સ્ત્રીઓને ઉનાળામાંજ છોકરાં અવતરે તો સારું થાય.

**લ.**—એમ ધારવું એ કાંઇ ખોટું નથી. જેઓ ઉનાળામાં જણે

છે તે પ્રસૂતિઓ અને તેમના ખોળામાંના છોકરાં એ બંને એ ટાઢ અને શરદીથી ઘણાં બચવા પામે ખરાં. પરંતુ ઉનાળો હોય તો પણ શું થયું? ભીની ભેજવાળી ઠંડી ભોંયનો ઉપાય શો કરવાના હતા? એમ તો કાંઇ નથી જ કેની કે પ્રસૂતિ અને તેનું છોકરું સારા ઉંચા પલંગ, કોચ કે પાટના ઉપર રહેશે, તેથી ભોંય ભીની ભેજવાળી હશે તો પણ શું?

**વ.**—અરે રામ રામ કરોને. બેન. અમારી પ્રસૂતિઓ કાંઇ એવાં પુન્ય કરીને અવતરેલી નથી કે સુવાવડમાં વળી તેમને પલંગ કે પાટ મળે. એક ભાગ્યો તૂટ્યો ખાટલો મળવાના પણ સાંસા ત્યાં વળી પલંગ કે પાટની વાત શી કરવી? ઓશિકા વિના તો એમને એમ માથું નાખીને પડી રહે છે.

**લ.**—જ્યાં એવી રીતે તમે હાથે કરીનેજ તેમને દુઃખ દો છો ત્યાં પછી બીજું કોઇ શું કરી શકે? છોકરું અવતર્યું એટલે જાણે ચોર લૂંટારો પકડાઇ ગયો, તેવી રીતે જણનારીની સાથે વર્તવામાં આવે છે. નવ સાડા નવ મહિના મહા મહા કષ્ટથી કાહાડે, ત્યાર પછી સુવાવડના ઓરડામાં પાછી તેની કંબખ્તીનો પાર ન રહે. ન મળે ખાટલાને પાટી કે સારું પાથરવાનું, ન મળે ઓશિકું, કે ન મળે પૂરાં લૂંગડાં લત્તાં. એ બિચારિઓનું દુઃખ દેખી દેખીને મારાં હાડ હાડ બળીને કોયલા જેવાં થઇ ગયાં છે. એક એકવાર એમ ધારું છું કે બળ્યો આ ધંધો કરવોજ છોડી દઉં એટલે પછી તેમની એવી દુર્દશા નિત્ય નિત્ય જેવી ન પડે.

સાહેબ લોકના ઘરમાં મેં જોયું છે કે, પ્રસવ કર્યા પછી સ્ત્રીઓ પલંગ ઉપર ખાસા બેશ બિછાનામાં પરમ સુખથી સૂઇ રહે છે. તરતનું અવતરેલું કુમળું છોકરું પાસે હોય તેથી કરીનેજ સ્ત્રી સુવાવડી છે એમ જાણી શકાય. નહિતો મગદુર શી કે કોઇ એમ કહી શકે કે આ ઘરમાં અથવા ઓરડામાં સુવાવડી સ્ત્રી છે. અને આપણી સુવાવડી સ્ત્રીઓ જે ઘરમાં કે ઓરડામાં જેવી રીતથી રહે છે, તે

ઉપરથીજ અંદર ડોકીયું કરતાં વારનેજ ગમે તે માણસ એમ કહી શકે કે અહિં કોઇ બાઇડીને છોકરૂં અવતર્યું છે. અરે એવા સુવાવડના ઓરડાની અંદરની વાત તો જાણે છોડી દો, પણ તેની પાસે થઇને જતાં પણ ઉલટી કે ઉબકો આવ્યા વિના ન રહે. તમેજ—તમારા લોકોજ એમ કહો છો કે બરાબર શુદ્ધ સ્વચ્છ—પવિત્ર અને સાફસુફ રહ્યાથી, અને સાંજ સવાર ઘરની અંદર દરેક ઓરડામાં લોબાન અગર બત્તી વગેરે કોઇ સુગંધીદાર પદાર્થનો ધુપ દીધાથી ઘરબારી માણસોના ઉપર લક્ષ્મીની મીઠી નજર રહે છે. તો પછી, હે બેન, સુવાવડના ઓરડામાંની પ્રસૂતિની લક્ષ્મી શું કોઇ બીજી હશે, કે તે એવી દુર્ગંધ અને અપવિત્ર ગંદવાડથી ખુશ થતી રહે ?

વ.—બસ, બસ, હવે બસ કરો બેન! વધારે ઠેકડી ના કરશો, બાઇ. જેવી અમારી વર્તણૂંક છે, તેવુંજ થાય છે. પણ એમાં અમારો પણ શો દોષ છે? પરાપુરવથી અમે જે જોતાં આવીએ છીએ, તેજ કરીએ છીએ. અમને જો સમજણ પાડવામાં આવે તો શું અમે સુવાવડીને સારી રીતે રાખી શકીએ નહિ? એ પ્રકારની દુર્દશા અને દુઃખ અમારીજ જાતને સ્ત્રીઓનેજ છે ને! ઘરના આદમીઓ તો તેમની પોતાની સગવડે બધી વાતે અક્કડ ફક્કડ ને સાફસુફ રહે છે.

લ.—એ તો તમે ખરું કહો છો. ઈંગ્રેજી ભણ્યાથી અને સાહેબ લોકોનું જોઇ સાંભળીને, તમારા આદમીઓની અવસ્થા બહારથી જેટલું જોઇ શકાય છે તેટલા ઉપરથી તો સારીજ થઇ છે, સુધરીજ છે, એમ કહેવું જોઇએ. પરંતુ તમારી સ્ત્રીઓની જે માઠી અવસ્થા, તે તો એવી માઠી ને માઠીજ છે. ડાકટર સાહેબ કહેતા હતા કે, જે દેશ જેટલો સભ્ય એટલે સુધરેલો, તે દેશની સ્ત્રીઓની અવસ્થા તેટલી સારી હોવાની, વળી તે એમ પણ કહેતા હતા કે, દેશી ગૃહસ્થો પોતે ઘણીક વાતે સુધર્યા છે ખરા, પરંતુ સ્ત્રીઓની અવસ્થા સારી કરવાને સારુ તેઓ કોશિશ કરતા નથી તેથી તેમના દેશનો દહાડો વળી શકતો નથી.

**વ.**—અમારા દેશનો અન્ય કાંઇ પ્રકારનો દહાડો વાળવાનું હાલ કાંઇ કામ નથી. બાઇ, સુવાવડી બાઇડીઓ અને તેમનાં છોકરાં જેથી કરીને એવી રીતે વગર મોતે માર્યાં જાય નહિ, એજલુંજ અત્યારે અમારા આદમીઓ જો કરી આપે તોપણ જાણે બચ્યાં.

**લ.**—એ વાત કાંઇ ખોટી નથી. હાલ એવા સુધારાની ખરી જરૂર છે.

**વ.**—વારૂ, ઠંડો પવન અને ભીની પચપચી ભેજવાળી ઠંડી ભોંય છોકરાનું જે સત્યાનાશ વાળે છે, તે તો તમે ખુલાસાથી કહી સંભળાવ્યું. પણ એથી પ્રસૂતિને કંઇ નુકસાન થાય છે ખરૂ કે?

**લ.**—ઓ, મા! એમાં વળી પૂછવા જેવુંજ શું છે? પ્રસૂતિને પણ એવી ઠંડકથી જેવું તેવું નુકસાન નથી થતું. શરદી, ઉધરસ, તાવ, વાયુ, પેટની પીડા અને ધનુરવા વગેરે સર્વ પ્રકારના રોગ થઇ શકે છે. એને પણ કુમળા બચ્ચા જેવીજ તે વખતે સમજવી જોઇએ. કફનો વધારો થાય એમ સમજીને તમે સુવાવડીને કાચું (ટાઢું) પાણી સુદ્ધાં પણ પાતાં નથી; ઘી અને સુંઠ વગેરે ગરમ મશાલા ખવરાવો છો, અને કેટલી કેટલી ગરમીમાં રાખો છો. એના ઉપરથીજ હીમ લાગવું અથવા ઠંડો પવન ખાવો એ સુવાવડીના સંબંધમાં કેટલું કુપથ્ય (માફક ના આવે તેવું નુકસાન કરતા) છે, તે સહજ સમજી શકાશે. પ્રસવ કર્યા પછી પ્રસૂતિની હાલત પણ કુમળા બચ્ચાના જેવી થઇ જાય છે. તેથી કરીનેજ, હીમથી બચ્ચાને જેવું નુકસાન થાય છે તેવુંજ નુકસાન તેની માને (સુવાવડી સ્ત્રીને) પણ થાય છે, એ ખૂબ સમજી રાખવું. ભીની ભેજવાળી ઠંડી ભોંયપર પડી રહેલી છે, સુવાવડના ઓરડાની ચારે બાજુએથી ઠંડો પવન આવીને શરીરે લાગે છે, અને પછી કફનો વધારો થશે એમ સમજીને કાચું પાણી પીવા આપતાં નથી, એ તમારા અક્કલબાજપણાની બલિહારીજ છેને?

**વ.**—હવે વધારે મહેણાં ન મારશો, બેન! હું બધું બરાબર સમજી ગઇ છું. ત્યાર પછી બીજું જે કહેવાનું હોય તે કહો.

**લ.**—(૩) છોકરાને ખવરાવવા પીવરાવવાના દોષથી-ભૂલથી-પણ એ રોગ થઈ શકે છે.

**વ.**—ખવરાવવા પીવરાવવાનો દોષ કેવી રીતનો?

**લ.**—ખવરાવવા પીવરાવવાનો દોષ કેવી રીતનો તે તમને એકજ વાતમાં કહી દેઉં છું. વાસી દૂધ પાયાથી છોકરાને એ રોગ થઇ આવે છે.

**વ.**—અરે! સત્યાનાશનીજ પાટી તો! એ તમે શું કહો છો, બેન! પહેલા જે ત્રણ દિવસ સુધી પ્રસૂતીના થાનમાં સારી રીતે ધાવણ આવતું નથી, તે દિવસોમાં અમે ઘણી વેળાએ ગલથુથીને બદલે ગાયનું કે બકરીનું દૂધ બચ્ચાને પાઇએ છીએ. તે દૂધ પછી તાજું છે કે વાસી તેની દરકાર અને તપાસ કોણ કરે છે? સવારમાં ગાય કે બકરીને દોહોતાં મોડું થાય, તો રાતનું વાસી દૂધ રાખી મૂક્યું હોય તેજ છોકરાને પાઇ દે છે. પછી છોકરાના પેટમાં ભાર થાય છે, શળાં ધોચાય છે ને ઉલટીઓ કરે છે. પરંતુ એમ કરવામાં તેઓ હાથે કરીને ઝેર પાય છે, તે વાત પ્રસૂતીઓ શું સમજે? કેવી દશા! એવું એવું નહીં જાણ્યાથીજ તો અમારી સુવાવડીઓનાં કપાળ-એવી રીતે છોકરાંને એવો રોગ થઇને-ફુટી જાય છે.

**લ.**—ઠીક ત્યારે, ખવરાવવા પીવરાવવાનો દોષ શો, તે હવે વધારે સમજાવવાની જરૂર પડશે કે?

**વ.**—ના, બા, ના; હવે કહેવું સમજાવવું નહીં પડે. બેશ સમજાયું. છોકરાને એવી રીતે ખવરાવવું પીવરાવવું જોઇએ કે તેના પેટમાં જરાએ દુઃખ ન થાય, તેના પેટમાં કોઈ પણ પ્રકારનું અસુખ ન થાય એટલે થયું ને?

**લ.**—હા, તેમ નહિ તો બીજું શું? જે ત્રણ દિવસ થાનમાં બરાબર ધાવણ ન આવે; તે દિવસોમાં તેને ગાય કે બકરીનું જે દૂધ પાવામાં આવે, તે દૂધ તાજું હોવું જોઇએ, જરા ગરમ પણ કરવું જોઇએ, અને એકીવારે વધારે પાવું નહિ, તેમ ઉપરા ઉપરી પણ ન પાવું.

**વ.**—ઉપરાઉપરી પાવું એટલે શું?

**લ.**—હમણાં જાણે દૂધ પાયું, અને ત્યાર પછી ઘડી એક પણ ન થતાં પાછું પાવું, તે ઉપરાઉપરી કહેવાય. એમ પાવું એ સારૂં નથી. એમ પાયાથી છોકરાને બરાબર પચી શકતું નથી, અને સંતોષ પણ થતો નથી, ઉપરાઉપરી દૂધ પાવું કોને કહે છે, તે હવે સમજ્યાં કની?

**વં.**—હા, સમજી.

**લ.**—(૪) અવતર્યા પછી છોકરાનો કોઠો સાફ ન થાય (ઝાડો ન થાય) તો પણ રોગ થઇ શકે છે.

**વ.**—ત્યારે છોકરૂં અવતરે કે તરતજ તેને જુલાબ આપવો જોઇએ?

**લ.**—આપવો જોઇએજ તો. અને તેટલા માટેજ જુલાબ આપીએ પણ છીએ.

**વ.**—ઠીક, ત્યારે તો મને કહી દેખાડોને, બેન, કે શી રીતે એવા કાચા કુમળા છોકરાને જુલાબ આપવો?

**લ.**—તે પછી કહીશ. હમણાં બીજું સાંભળો.

**વ.**—(૫) નાળ કાપવાના દોષથી, અને નાળ કાપ્યા પછી તેને સુકવવાને સારૂં વિશેષ તદબીર નહિ કર્યાથી પણ એવા રોગ થઇ આવે છે.

**વ.**—નાળ કાપવાનો દોષ કેવી રીતનો. અને નાળને સુકવવાને સારૂ વિશેષ તદબીર વળી કેવી રીતની?

**લ.**—નાળ કાપવાનો દોષ એ કે, દાઇયણ જો નાળને મૂળ આગળથી ઘસીને કાપે તો તેથી નાળની વેદના વધીને છોકરાને એ રોગ થઇ આવે છે. અને છરી વતે નાળને ઘસી ઘસીને કાપ્યાથી પણ છોકરૂં બહુ દુઃખ પામે છે. તેથી પણ એ રોગ થઇ શકે છે.

**વ.**—ઓ બાપ! અમારી દાઇયણોમાં તો એ બંને દોષ હોય છે. તેઓ ઘણું ખરૂં તો નાળને મૂળ આગળથી ઘસીને કાપે છે. અને

છરી વતે કાપવો એ તો જાણે તેમનો ઇલમજ થઇ પડ્યો છે! છરી જો ધારવાળી હોય છે તો તો કંઇક બચાવ થાય છે; નહિ તો ઘસી ઘસીને કાપતી વખતે છોકરું બહુ રડારોળ કરી મૂકે છે. તેટલા માટે તમે હવે કહીદોને બેન, કે કેવી રીતે નાળ કાપ્યાથી છોકરાને રોગ દુઃખ થવાનો કંઇ પણ ભો ન રહે.

લ.—એ વાતની અત્યારે શી જરૂર છે? મોતીને એકવાર ભાણિયો અવતરવા દો, એટલે પછી તમારી નજર આગળજ બધું કરી દેખાડીશ.

વ.—એ પણ ઠીક છે. ત્યાર પછી હવે કહો, નાળ સૂકવવાને સારૂ વિશેષ તદ્બીર તે કેવી રીતની?

લ.—તમે દીવાની શગ ઉપર જમણા હાથનો અંગુઠો હુનો કરીને નાળના ઉપર (જ્યાંથી કાપ્યો હોય ત્યાં) એ અંગુઠો ચાંપી ચાંપીને શેક કરો છો. અને તેનાથી નાળની વેદના મટી જાય છે એમ માનો છો ને? પણ રાત દિવસ એ પ્રમાણે ચાંપ ચાંપ કર્યાથી શું ઘા રુઝાય અને વેદના મટી જાય કે? કાચા નાળના ઉપર એવી રીતનો શેક કરવો એજ તાણખેંચ થવાનું એક કારણ છે. એવી રીતે સેક કરીને તમે છોકરાને જો દુઃખ દેતાં ન હો, તો પછી નાળ સૂકવવાને સારુ વિશેષ તદ્બીર બીજી કંઇ પણ કરવી ન પડે. એ બધી વાત આગળ ઉપર ખુલાસાથી કરીશ.

વ.—બહુ સારું, ત્યાર પછી કહો.

લ.—(૬) સુવાવડના ઓરડાની અંદર સારી રીતે પવન આવ જા કરી શકતો ન હોય, તો તેથી છોકરાને એ રોગ થાયછે. અત્યાર પહેલાંજ હું તમને કહી ચૂકી છું કે, ડાકટર સાહેબના દેશમાં સુવાવડી સ્ત્રીઓને સારુ જે ઇસ્પિતાલ છે, તે ઇસ્પિતાલમાં પહેલાં ઘણાંક કાચા વાસાનાં છોકરાં અવતર્યા પછી પાંચ સાત દિવસની અંદરજ મરી જતાં. કેમ, એ વાત યાદ આવે છે કે નહિ?

વ.—હા, એ વાત બરાબર મને યાદ છે. કેમ વારું, એ બધાં

છોકરાં શું એજ રોગથી મરી જતાં હતાં ?

લ.—હાજ તો. તેમ નહિ તો બીજું શું? વારૂ ત્યારે, હવે એ રોગનાં કેટલાં કારણો મેં કહ્યાં, તે તમે કહી દેખાડો જોઇએ.

વ.—કેટલાં તે વળી ૬, એથી કંઇ વધારે તો કહ્યાં નથી ને? એ કારણો કિયાં કિયાં તે પણ શું કહી દેખાડું કે ?

લ.—હા, કહી દેખાડો. એ બધાં કારણો યાદ કરી રાખવાની ભારે અગત્ય છે.

વ.—સ્યોને ત્યારે કહી દેખાડું.

(૧) છોકરાનું શરીર અસ્વચ્છ (મેલું ગંદુ) રાખ્યાથી એ રોગ થાય છે.

(૨) છોકરાના શરીરે હિમ (ઠંડક શરદી વગેરે) લાગ્યાથી એ રોગ થાય છે.

(૩) છોકરાને ખવરાવવા પીવરાવવાના દોષથી એ રોગ થાય છે.

(૪) અવતર્યાં પછી છોકરાનો કોઠો સાફ નહિ થયાથી ( ઝાડો ન થયાથી ) એ રોગ થાય છે.

(૫) નાળ કાપવાના દોષથી, અને નાળ કાપ્યા પછી તેને સૂકવવાને સારુ વિશેષ તદ્બીર નહિ કર્યાથી એ રોગ થઇ શકે છે.

(૬) અને સુવાવડના ઓરડાની અંદર સારી રીતે પવન આવ જા કરી શકતો ન હોય તોપણ છોકરાને એ રોગ થઇ આવે છે.

લ.—વાહ વાહ ! શાબાશ ! એશ ધ્યાન રાખીને સાંભળો છો તો ખરાં.

વ.—હવે જાણવામાં આવ્યું કે, આવાં કારણોથીજ અમારા દેશમાં આટલાં બધાં કાચાં છોકરાં માર્યાં જાયછે. અરેરે ! અમારી પ્રસૂતીઓ જો આ બધું જાણી શકે, તો પછી તેમના ખોળામાંનાં છોકરાં શું એવી રીતે જીવ ખૂએ કે ? છોકરાને બચાવવા, જીવાડવાને સારુ તો સુવાવડી પોતાનો પ્રાણ સુદ્ધાં પણ આપી શકે, તો પછી તેમને સાજા તાજા રાખવાને સારૂ એવા સામાન્ય નિયમો તેઓ પાળી ન શકે, એમ ધારો છો ? એક વાર તેમના જાણ્યામાં આવવું જોઇએ કે, આમ આમ કર્યાથી છોકરૂં સાજું

સારૂં રહે. તો પછી ઊંઘ ને આહાર છોડી દેઇને પણ તેઓ એ બધા નિયમો પાળશે તેમાં કાંઇ પણ ભૂલ જેવું નથી.

**લ.**—હા, મને પણ એમ જ લાગે છે.

**વ.**—વારૂ, છોકરાંને એ રોગ થવાનો શું કોઇ અમુક સમય છે કે? એટલે અમુક વખતેજ અથવા અમુક મુદતમાં જ એ રોગ છોકરાંને થાય એવો કાંઇ મેળ છે કે?

**લ.**—વખત નક્કી કેમ નહીં કરેલો હોય? છોકરૂં અવતર્યાં પછી સાત દીવસની અંદર જ ઘણું કરીને એ રોગ થતો રહે છે. સાત દિવસ થઇ ગયા પછી પણ એ રોગ થઇ શકે છે તો ખરો, પરંતુ સાત દિવસની અંદર થયાથી બહુ ભયાનક થઇ પડે છે. છોકરાને કોઇ પણ રીતે બચાવી શકાતું નથી, અને સાત દિવસ પછી થાય તો તે બચ્ચાને બચવાની પણ કંઇ આશા રહે છે. પંદર દિવસ પછી એ રોગ થવાનો બહુ ભય રહેતો નથી.

**વ.**—એમ છે, ત્યારે તો એટલો વખત વીતી જાય નહિ ત્યાં સુધી છોકરાને ખૂબ સાવધાની—ખબડદારીથી રાખવું જોઇએ.

**લ.**—હા, તેમ રાખવુંજ જોઇએ તો. એ રોગ થવાનાં જે જે કારણો મેં કહ્યાં છે તે બધાં બરાબર ધ્યાનમાં રાખીને છોકરાની લાલ-પાળ કર્યાં કરી હોય, તો પછી કંઇ પણ ભય રહે નહીં. લ્યો ત્યારે, હવે તો હું જાઉં છું. તમે સુવાવડનો ઓરડો ઓરડો તૈયાર કરો. વખત થયે ખપ પડે ત્યારે ખબર કરજો.

**વ.**—એ તે વળી (ખપ પડયે બોલાવવાનું) કહેવું પડે તેમ છે કે? (લક્ષ્મીના ગયા પછી ચાકરને) હરિઆ, દાઇયણે કહ્યું, તે બધું તેં સાંભળ્યું કેની?

**હરિઓ**—હા, બા, સાંભળ્યું.

**વ.**—ત્યારે જાઓ, જેવું જેવું એ કહી ગઇ તેવું તેવું બરાબર બધું કરી રાખો.

**હ.**—બહુ સારૂં બા, આ ચાલ્યો.

**વ.**—જો હરિઆ, જે ઠેકાણે સુવાવડનો ઓરડો તૈયાર કરો, તે જગ્યા બરાબર સારી હોય. અને એવી રીતે બંધાવો કે તેની અંદર પવન સારા બેશ ખુલાસાથી આવજા કરી શકે. ભોંયતળિયું સારું બેશ સફ્ફ ખડંગ થવું જોઇએ. અને આખો ઓરડો બરાબર ચોખ્ખો સફાઇદાર થાય. વળી ભોંય બધી એક સરખી સપાટ થવી જોઇયે. ખાડા ખૈયા હોય તે બહુ નુકશાન કરતા છે.

**હ.**—બહુ સારું બા, આપે જેજે કહ્યું તે બધુંએ બરાબર થશે. આપ આવીને જોઈ જજો. પછી કાંઇ છે? દાઇયણ એવી રીતે સમજણ પાડી પાડીને કહી ગયાં છે, તે છતાં પણ શું તેની યાદ રહેશે નહી?

**વ.**—ઠીક ત્યારે, જા.

---

## પ્રકરણ ૪ થું.

---

### સુવાવડના ઓરડામાં દાખલ થતા પહેલાં અને પછી દાઇયણે કરવાના કામનું વિવેચન.

**મોતી.**—બા, આજ મારૂં પેઢું જાણે ફાટું ફાટું થઇ જાય છે કેમ?

**વ.**—એતો એમ થતુંજ રહે, બેન. દસ મહિનાની ભારેવાઇ કેની? (પછી મનમાં) અત્યારે વખતે એને પીડા થતી હોય એમ લાગે છે. દાઇયણને તેડવા મોકલું. "અલ્યા હરિઆ."

**હરિઓ.**—હા બાઇ, શું કહો છો, બા?

**વ.**—તું **લક્ષ્મી** દાઇયણને ત્યાં જઇ મારું નામ દેઇને તેને ઝટપટ બોલાવી લાવને.

**હ.**—બહુ સારુ, બા, આ ચાલ્યો.

**લ.**—(આવીને) કેમ બેન, કેમ બોલાવા મોકલી હતી?

**વ.**—મોતીને પીડ થવા માંડી છે.

લ.—શું ખરું કહો છો? લાવો જોઉં, શું છે. ( **મોતીના** પાસે જઇને ) કેમ બેન, પીડ થાય છે, બા?

મો.—પીડા થાય છે કે શું થાય છે તે તો હું શું જાણું, બાઇ, પણ પેટું જાણે ફાટી જાય છે.

લ.—ઓ હો, તેમાં શો ભય છે? જરાએ બ્હીશ નહિ, બેન.

વ.—(લક્ષ્મીના સામું જોઇને) હવે શું કરવું?

લ.—બધાં કપડાં વીગેરે કોરે મુકો અને બીજા બધાને જવા દો.

વ.—કેમ, પહેરેલાં એ લુગડામાં કાંઇ દોષ છે કે શું?

લ.—વિશેષ દોષ જેવું તો કાંઇએ નથી. તો પણ આ લૂગડાં પેહેરીને કેટલા લોકોની પાસે જા આવ કરૂં છું. તેથી વખતે કોઇ ચેપી રોગ વાળાનો પડછાયો પડીને કે પરસાપરસ જેવું થઇને એવા રોગનો ચેપ લાગેલો કે ઉઠેલો હોય તેટલા માટે સાવચેતી રાખ્યા વિના અમે એ લૂગડાં ભેર કોઇ જણનારીને પ્રસવ કરાવવા ગયાથી એકમાંથી બીજું પણ થઇ આવે. દાઇયણ જો એવી રીતે બરાબર સાવચેત થયા વિના આંધળિયાં કરીને એકદમ પ્રસવ કરાવા જાય છે તો તેથી સુવાવડમાં સુવાવડીને કેટલી કેટલી જાતના રોગરાઇ થઇ આવે છે તે કહી શકતી નથી.

વ.—શું કહો છો, બાઇ? ત્યારે અમારી દાઇયણો તો લૂગડાં-લત્તાં કાંઇએ બદલતી નથી. જે મેલાં કે ગમે તેવાં લૂગડાં તેમણે પહે-રેલાં હોય છે, તેનાં તે લૂગડાં ભેરજ સુવાવડના ઓરડામાં ઘૂસી જાય છે.

લ.—એમાં શો દોષ છે તે તેઓ જાણતી નથી તેથી લૂગડાં બદલતી નથી. જાણતી હોય તો જરૂર બદલ્યા વિના ન રહે. તમે (ઘરનાં માણસ) કદિ લૂગડાં બદલ્યા વિના સુવાવડના ઓરડામાં જાઓ, તો તેમાં એટલો બધો દોષ નથી. પરંતુ દાઇયણો તો દસ પ્રસૂતિઓની પાસે રખડે છે—આવ જા કરે છે. તેથી તેમણે તો અવશ્યે કરીને બરાબર સાવચેત થવું જોઇએ. વળી તમારી વહુ બેટીઓ કાંઇ એવી ખાંચખુંચ જાણતી નથી કે તેઓ દાઇયણને સમજણ પાડે.

વ.—એ વાત તો ખરી છે. વારૂ, ત્યાર પછી શું કરશો?

લ.—ત્યાર પછી હાથના નખ બેશ કરીને ઉતારી નાંખીશ.

વ.—કેમ, નખ ઉતારી નાંખવાની શી જરૂર છે?

લ.—કેમ? હાથ લગાડીને જોવું તપાસવું પડશેને. તેથી જો નખ હોય તો વખતે તેનો ટાચો કે ગોદો લાગી બેસેને. જે પડદા અથવા પરપોટાની અંદર છોકરૂં રહે છે, તેને નખનો ટાચો બોચો લાગે તો પ્રસવ થયા પછી પ્રસૂતિને ભારે કષ્ટ ભોગવવું પડે છે. તેટલા માટે, જો હાથ લગાડીને જોવું તપાસવું હોય, તો ખૂબ સાવચેત થઇને જોવું જોઇએ **પ્રસૂતિના પ્રાણ દાઇયણના હાથમાં** હોય છે. એ વાત સઘળી દાઇયણોએ બરાબર યાદ રાખીને કામ કરવું જોઇએ.

વ.—જુઓ ત્યારે, આમ છે, બેન! હાથની આંગળીઓના નખ ઉતારી નાંખ્યા વિના પ્રસૂતિને પ્રસવ કરાવવા જતાં કેવું કેવું નુકસાન થાય છે, તે તો અમારી દાઇયણો જાણતીજ નથી અને તેથીજ તેઓ નખ ઊતારી નાંખતી પણ નથી, નહિ તો પ્રસૂતિ પીડા પામે, એવી કાંઇ તેમની ઇચ્છા હોતી નથી.

લ.—હા, ખરી વાત, એવી ઇચ્છા તો તેઓ શા સારૂ રાખે?

વ.—ખેર, ત્યાર પછી બીજું શું શું કરશો તે કહો.

લ.—ત્યાર પછી એક વાર પ્રસૂતિના પાસે જઇશ.

વ.—કેમ, તેની પાસે જઇને શું કરશો?

લ.—તેનું પેટ એક વાર તપાસી જોઇશ.

વ.—પેટ જોયાથી શી સમજણ પડશે?

લ.—પેટ જોયાથી છોકરું પેટમાં કેવું થઈ રહ્યું છે, તે સમજી શકાશે.

વ.—પેટની અંદર છોકરું કેવું થઇને રહ્યું છે એટલે શું?

લ.—કેમ? છોકરાનું માથું નીચેની તરફ છે કે ઉપરની તરફ છે, અથવા તો છોકરું આડું થઈ રહ્યું છે, તે જાણવું જોઇએને!

વ.—ઓ મા! પેટની અંદર છોકરાં વળી એવી એવી રીતે રહે છે, તે તો હું જાણતીજ નહોતી.

**લ.**—કેમ, ફલાણીના છોકરાનો પહેલો પગ આવ્યો હતો, કે હાથ આવ્યો હતો, એવી વાતો કરતાં કોઇને સાંભળ્યાં નથી કે ?

**વ.**—હા, એમ તો સાંભળ્યું છે ખરૂં. અમારા આ ગામમાં મગન વૈદ્યની મોંઘી વહુને છોકરાં અવતરવાને વખતે પહેલા પગ આવ્યા હતા.

**લ.**—ત્યારે જાણતાં નથી એમ કેમ કહેવાય? છોકરાના પગ નીચેની તરફ ન હોય, તો પહેલા પગ આવી શકે ખરા કે ?

**વ.**—હા, હા. ખરી વાત, બેન.

**લ.**—તેવીજ રીતે છોકરાનું માથું નીચેની તરફ હોય, તો માથું પહેલું આવે, અને છોકરૂં આડું થઈને રહ્યું હોય, તો હાથ પહેલો આવે.

**વ.**—વારૂ બેન, એ બધામાંથી સારૂં કિયું ?

**લ.**—પહેલું માથું આવે તે સારૂં.

**વ.**—માથું ઘણું ખરૂં પહેલું આવતું હશે ?

**લ.**—હા, એના દાખલા શું દેખતાં નથી? સેંકડે છન્નુ છોકરાંનું માથું આગળ આવે છે; સેંકડે એક છોકરાના પગ પહેલા આવે છે; અને બસોચોવીશ છોકરાંમાંથી માત્ર એકનો હાથ પહેલો આવે છે. દાક્તરી દફતરોમાં તપાસ કરી જોયાથી બરાબર આવી સરેરાશ મળી આવે છે.

**વ.**—ત્યારે પહેલો હાથ આવવાના બનાવ છેકજ ઓછા બને છે, એમ કહેવાયને ?

**લ.**—હાસ્તો. છેકજ થોડા, નહિ તો બીજું શું ? એમ ન હોત તો પછી પ્રસૂતિઓને બચવાનો આરો પણ ક્યાંથી રહેત ?

**વ.**—કેમ, પહેલો હાથ આવ્યાથી છુટા છેડા થતાં પ્રસૂતિ બહુ જ કષ્ટાતી હશે, નહિ વારૂ ?

**લ.**—કષ્ટાયજ. છોકરૂ જો આપોઆપ ફરી ન જાય, અથવા દાઈયણ ફેરવી ન દેઈ સકે, તો પ્રસૂતિને પ્રસવ થઈ શકે નહિ; મરી જાય.

વ.—ઓ બાપ! સત્યાનાશની પાટીજ તો! શું કહો છો? પહેલો હાથ આવવો એટલો બધો ભયાનક છે? વારૂ, ત્યારે છોકરાને ફેરવી દેવું કેવી રીતે?

લ.—તે કહું છું, સાંભળો, જો કદાપિ છોકરાનો હાથ પહેલો આવે, તો જુક્તિ કરીને આસ્તે આસ્તે તેના બને પગ પકડીને નીચા નમાવી લાવવા જોઇએ, એમ થયાથી પ્રસૂતિને પ્રસવ થઈ શકે. એનેજ છોકરૂં ફેરવી દેવું કહે છે. દાઇયણે ફેરવી દીધા વિના પણ છોકરૂ કદિ કદિ આપોઆપજ ઘુમીને ફરી આવે છે.

વ.—ઠીક વારૂ, કેવી જુક્તિ કરીને છોકરાને ફેરવી દેવાય, તે એશ કરીને કહોને, બેન.

લ.—એ વાતનો આ વખત નથી. આગળ ઉપર કહીશ.*

વ.—ઠીક, તેમ કરજો. વારૂ, ત્યારે એ તો કહો, કે છોકરાના પહેલા પગ આવશે કે માથું આવશે, તે પેટ જોઇને શી રીતે જાણી શકાય?

લ.—તે કહું છું, સાંભળો. પ્રસૂતિને ચતી થઇને સૂવાનું કહેવું. અને ઓછીકું મૂકીને તેનું માથું અને ગરદન જરા ઉંચાં રાખવાં. ત્યારપછી તેના પેટ ઉપરનું લૂગડું ખસેડી નાંખવું. એ લૂગડું ખશેડીને જમણા હાથવતી તેની છાતીની બખોલની નીચેથી પેઢુના નીચે સુધી એસી કરીને જોવું કે એક લાંબો ટેકરા અથવા મસક જેવો ભાગ ઉપરથી નીચે સુધી ચાલ્યો ગયો છે કે નહિ.

વ.—હાથ દેઇને એવી રીતે જાણ્યાથી શું થાય?

લ.—એમ તપાસી જોવાથી તરતજ નક્કી કરાય કે, છોકરાનાં કાં તો પગ ઉપરની તરફ અને માથું નીચે છે, અથવા તો માથું ઉપર છે, અને પગ નીચેની તરફ છે. એટલે કાં તો છોકરાનું માથું પહેલું આવશે, અથવા તો પગ પહેલા આવશે.

વ.—એ વાત ખરી. છોકરૂં પેટમાં બરાબર પાંસરી રીતે પડેલું

---

* ૧૩ મા પ્રકરણમાં એનો ખુલાસો છે.

હોય તો એવી રીતે થઈ શકે ખરૂં. પણ જો પ્રસૂતિના પેટની અંદર ડાબા જમણી છોકરાનું માથું કે પગ હોય, તો પ્રથમ માથું કે પગ આવી શકે નહિ.

લ.—વાહ! બેશ બરાબર સમજ્યાં છો.

વ.—એવી રીતથી તો પૂરા દહાડા વાળી બાઈડીના પેટનો આકાર જોઇને પણ કહી શકાય કે પેટમાં છોકરૂં પાંશરૂં થઇને રહેલું છે, કે તિરછું આડકતરૂં રહેલું છે.

લ.—હા, એમ કહી શકાય જ તો. સારી રીતે ઠાવકાઇથી ધારીને જોવાથી ખુશીથી કહી શકાય. અને જો છોકરૂં પેટની અંદર પાંશરી રીતે રહેલું હોય, તો પ્રસૂતિના પેટના ઉપલા ભાગમાં ( છાતીની બખોલની નીચે ) એક હાથ, અને પેઢુ ઉપર એક હાથ દેઇને સારી રીતે આસ્તે આસ્તે થાબડી થાબડીને જોયાથી, એક હાથે છોકરાની પુંઠ ( ઢગરા ) અને બીજા હાથે તેનું માથું બરાબર માલમ પડી આવે.

વ.—શું કહો છો! ત્યારે તો એવી રીતે હાથ દેઇને જોવુંજ જોઇએ. માથું છે કે પુંઠ છે, તે પણ બેશ જાણી શકાય. કેમકે, પુંઠના કરતાં માથું જરૂર સખ્ત એટલે કઠણ માલમ પડે. કેમ, ખરૂં કે નહિ?

લ.—હા, બરાબર કહો છો, પ્રસૂતિના પેટની ચામડી ઢીલી હોય, તો સારી રીતે ધ્યાન રાખીને હાથ દેઈને જોયાથી છોકરાના હાથ, પગ, ઢીંચણ અને કોણી સુદ્ધાં પણ ઓળખી શકાય.

વ.—શું કહો છો? એમ થાય ખરૂં કે?

વારૂ, તમે એમ કહ્યું હતું કે કદિ કદિ છોકરાનો હાથ પહેલો આવે; તો પેટ જોઈને એ વાત શી રીતે કહી શકાય ?

લ.—કેમ? પેટ જોયાથી જો એમ લાગે કે, છોકરૂં આડું થઇને સુઇ રહ્યું છે, તો પહેલો હાથજ આવી શકે.

વ.—હા, એ તો ખરૂં. પેટની અંદર છોકરૂં સીધું રહ્યાથી જે ઠેકાણે તેનું માથું કે પગ પહેલા આવે, તે ઠેકાણે છોકરૂં આડું કે

તીરછું રહ્યાથી તેનો હાથ પહેલો આવેજ તો. કેમકે, આડું કે તીરછું રહ્યાથી છોકરાનું માથું કે પગ પ્રસવના દ્વારની અડોઅડ સામે ન રહે, કે જેથી તે પહેલે આવે.

**લ.**—વાહ! બેશ જુક્તિની વાત કહી. હું પણ એવી સફાઈથી તમને સમજાવી ન શકત. તમારી બુદ્ધિને બલિહારી જાઉં, બેન!

**વ.**—ઠીક, ત્યાર પછી કહો.

**લ.**—છોકરાનું માથું પહેલું આવશે કે પગ પહેલા આવશે, તે પ્રસૂતિને પૂછી જોયાથી પણ ઘણે ભાગે જાણી શકાય.

**વ.**—વાહ! એ વળી શી રીતે સમજાય? પ્રસૂતિ શું જાણી બેઠી છે કે તેના છોકરાનું માથું પહેલું આવશે કે પગ પહેલા આવશે?

**લ.**—ત્યારે શું હું ગપ મારૂં છું? એની નિશાની છે, તે કહું છું તે સાંભળો. પેટમાં છોકરૂં ફરકે છે, તે તો જાણો છોને?

**વ.**—હા, એ તો બરાબર જાણું છું.

**લ.**—પેટમાં બધા ભાગમાં છોકરૂં ફરકતું નથી તે પણ જાણો છો ને?

**વ.**—હા, જમણી કુખના તરફ વધારે ફરકતું જોયું છે. બીજી તરફ ફરકતું બહુ માલમ પડતું નથી.

**લ.**—ત્યારે જે ગર્ભવાળી સ્ત્રીની ડાબી કે જમણી કુખના તરફ છોકરૂં ખુબ ફરકે, અને પેઢુની ડાબી કે જમણી તરફ ભારે ભારે લાગે તેના છોકરાનું માથું પહેલું આવે.

**વ.**—ખરેખાત! એમ જાણ્યામાં આવે તો તો પછી પહેલેથીજ કહી શકાય કે છોકરાનું પહેલું માથું આવશે કે નહિ.

**લ.**—એમ કહી શકાયજ તો.

**વ.**—ત્યાર પછી કહો, પગ પહેલા આવશે કે નહિ, તે શી રીતે જણાય?

**લ.**—કેમ, પ્રસૂતિ જો એમ કહે કે જમણી કે ડાબી કુખના તરફ ભારે ભારે લાગે છે અને પેઢુની ડાબી તરફ કે જમણી તરફ છોકરૂં

ફરકે છે, તો જાણવામાં આવી ગયું કે, છોકરાના પહેલા પગ આવશે.

વ.—ખરી વાત, આતો એશ નિશાની દેખાય છે!

લ.—હા, એ એશ નિશાનીજ છે. પ્રસૂતિ પણ પોતાની મેળે ઘણીક વાત સમજી શકે.

વ.—બહુ સારૂ; પણ વારૂ, તમે એમ કહ્યું હતું ખરૂં ને કે છોકરાનો હાથ પહેલો આવે એ બહુ ભય ભરેલું સમજવું?

લ.—હા, એ કહ્યુંજ છે તો. પહેલું માથું આવે એ સૌ કરતાં સારૂ. પહેલા પગ આવે એ ઓછું સારૂ, કેમકે પહેલું માથું અને ખભા વગેરે શરીરનો ભાગ આવ્યાથી પ્રસૂતિ પોતાની મેળેજ પ્રસવ કરી શકે. પરંતુ પહેલો હાથ આવે એ બહુજ ભય ભરેલું છે. પ્રસૂતિ પોતાની મેળે પ્રસવ કરી શકે નહિ—છોકરાને ઘુમાવીને ફેરવી દેવું પડે. આ વાત પહેલાં તમને કહી સંભળાવી છે, તે યાદ છે કે નહિ?

વ.—યાદ ન હોય તો સંભારી શકું ક્યાંથી? પુરા દહાડાવાળી આયડીનું પેટ જોઇને પહેલેથીજ જાણી શકાય કે, છોકરાનું માથું, પગ કે હાથ પહેલે આવશે; માથું કે પગ પહેલા આવ્યાથી પ્રસૂતિ પોતાની મેળેજ પ્રસવ કરી શકે; પરંતુ હાથ પહેલો આવ્યાથી પ્રસૂતિને પ્રસવ થઇ શકે નહિ એ વાત તો કહી. હવે એમ પુછું છું કે, છોકરાનો હાથ પહેલો આવશે, એ જો અગાઉથીજ જાણી શકાય, તો પહેલો હાથ ન આવવા પામે એવો શું કોઇ ઉપાય કરી દેવાય નહિ? પ્રસવને વખતે હાથ પહેલો આવ્યાથીજ પ્રસૂતિનાં સોએ વર્ષ પૂરાં થઇ જાય, એવું અગાઉથી જાણી શક્યા પછી શું તે સુધારી દેવાય નહિ?

લ.—હા, ઠીક વાત પુછી. અગાઉથી જાણી સાંભળી લેઇને વિપત પડે નહિ એવો ઉપાય જે કરી શકે, તેજ ખરી દાઇયિણ.

વ.—ત્યારે એકવાર કહેશો કે, એવો કોઈ ઉપાય છે?

લ.—ઉપાય નથી એમ તો કહી શકાય નહિ. પણ દાઇયિણ જો ખૂબ ચાલાક ચતુર હોય, તો કળે કળે આસ્તે આસ્તે હાથે વતી તીરછા કે આડકતરા છોકરાને, સીધું પાંસરૂ આણી શકે.

**વ.**—શું કહો છો? આ સાંભળીને તો હું ખૂબ ખુશી થઇ જાઉં છું. એમ શું કરી શકાય ખરૂં કે?

**લ.**—હા. કરી શકાય નહિ કેમ?

**વ.**—આહા! ભગવાન કરે ને બધી દાઇયણો તેમ કરી શકે તેવી થાય, તો પછી પ્રસૂતિને બીજી કોઇ આપદાજ ન રહે. હેં બેન, ત્યારે કહોને, કેવી કળવકળ (જુક્તિ) કરીને છોકરાંને પાંશરૂ કરી દેવાય?

**લ.**—પ્રસૂતિને ચતી કરી સુવાડીને તેના પેટ ઊપરનું લુગડું કાઢી નાંખી, એશ ધારીને જુવે, અને પેટના ઉપર હાથ દેઇને દેખે. એનાથી જો એવી ખાતરી થાય કે, પેટની અંદર છોકરૂં આડું કે તીરછું છે, તો બે હાથ વતી છોકરાને બે બાજુએથી આસ્તે આસ્તે ઠેલીને પાંશરૂં કરી દે.

**વ.**—આ વખતે તો હું બરાબર સમજી શકી નહિ, બેન. ફરીને એકવાર ઠીક કરીને કહી દેખાડો.

**લ.**—હા, એ સમજવું જરા સખત છે ખરૂં. એમ ધારો કે પાતળા નરમ ચામડાની એક પાણીની મસક અને એક લાંબો ફૂકો છે. એ ફૂકો પાણીથી ભરેલો છે, તેની અંદર એવીજ જાતની એક મસક, નરમ અને એવાજ આકારની એક વસ્તુ, તીરછી થઇને અટકી રહેલી છે. તે વસ્તુને જો તમે બહારથી હાથવતે પાંશરી કરી દેવાને ચાહો, તો શું કરશો?

**વ.**—બે હાથવતી ફૂકામાંની વસ્તુના બંને છેડા તપાસી જોઉં. ત્યાર પછી બંને હાથ બંને છેડા ઉપર મૂકીને (એટલે ઉપલા છેડાની નીચે એક હાથ, અને નીચેના છેડાની ઉપર એક હાથ દેઇને) આસ્તે આસ્તે એવી રીતે ઠેલવવી કે, તે વસ્તુ સરતી સરતી (ખસતી ખસતી) પાંશરી થઇ જાય.

**લ.**—વાહ! આટલું સમજે છો તો પછી બીજું શું જોઇએ. બરાબર એજ પ્રમાણે પ્રસૂતિના પેટનાં બંને પડખાં ઉપર બે હાથ મૂકીને, છોકરાના બંને છેડા (પગની બાજુનો ભાગ અને માથાની

તરફનો ભાગ) એવીજ રીતે આસ્તે આસ્તે ઠેલી દેવા. એમ ઠેલતાં ઠેલતાં છોકરૂં સરીને સીધું થઈ જશે.

વ.—વારૂ ઠીક. જાણે છોકરૂં સીધું થયું, પણ એ સીધું કરેલું એમને એમ પાંશરૂ રહેશે, કે થોડી વાર પછી પાછું પહેલાં જેવું તીરછું હતું તેવું તીરછું થઇ જશે?

લ.—એ બાબત થોડીક જુક્તિ નહિ કર્યાથી, ફરીને પાછું તીરછું થઇ જવાનો સંભવ પણ ખરો.

વ.—એ જુક્તિ કેવી રીતની?

લ.—છોકરાને એવી રીતે સીધું કરી દીધા પછી લુગડાની ગડી વાળીને તેના છોકરાના બંને છેડા ઉપર ગોઠવી દેઇ, પ્રસૂતિના પેટને ફપડાવતી બાંધી દેવું. એમ કર્યાથી છોકરૂં પાછું સરી જવા પામશે નહિ. ત્યાર પછી પીડા થયાથી, થોડીવાર છોકરાને એમ પાંશરૂ રાખી શકયાથી ઝટ કામ થઇ જશે (વગર અડચણે અવતરશે.)

વ.—બરાબર છે. આ જુક્તિ સારી તો ખરી. નિશાનીઓ પણ બરાબર યાદ રહી અને છોકરાને સીધું રાખવાનો ઉપાય પણ બરાબર શીખી ગઇ. હવે બીજું જે કહેવાનું હોય તે કહો, બેન!

લ.—મુખ્ય મુખ્ય નિશાનીઓ તો તમને કહી સમજાવી. તે ઉપરાંત હાથ દેઇને જોયાથી, એથી પણ વધારે સારી રીતે કહી શકાય.

વ.—એ વળી શું?

લ.—જમણા કે ડાબા ગમે તે હાથે થોડુંક ટોપરાનું તેલ લગાડીને, તે હાથ પ્રસવના દ્વાર ઉપર મૂક્યાથી, છોકરાનું અંગ માલમ પડી આવે છે. હાથ આવતો હોય કે પગ આવતો હોય, કે માથું આવતું હોય, તે એમ હાથ દીધાથી જાણી શકાય કે નહિ?

વ.—હા. જાણી શકાય. માથું હોય તો ગોળ લાગે, અને હાથ પગનો ઘાટ પણ જુદો જુદો જણાય. પણ વારૂ બેન! છોકરાનું પહેલું માથું નહિ આવતાં કદિ કદિ જે હાથ કે પગ પહેલા આવે છે, તેનું શું કંઇ કારણ છે?

લ.—કારણ કેમ ન હોય ?

વ.—ત્યારે શું કારણ છે તે કહોને ભઇ !

લ.—પેટની અંદર છોકરૂં હમેશાં કેવી રીતે રહે તે જાણો છો ?

વ.—હા, તમે એમ કહ્યું હતું ને, કે ઘણું ખરું છોકરાનું માથું પહેલું આવે છે, તે ઉપરથીજ એમ સમજી લેવું જોઇએ કે, છોકરાનું માથું નીચેની તરફ અને પગ ઉપરની તરફ રહે છે.

લ.—(૧) પેટમાં છોકરૂં જ્યારે ૭ મહિનાનું થાય છે, ત્યારે તેનું માથું નીચેની તરફ આવે છે, અને બે પગ ઉપરની તરફ જાય છે. ત્યાર પછી તે એમજ રહે છે, પરંતુ તે પહેલાં છોકરૂં પેટના અંદર ઘુમે-ફરે છે; અને તેથી તેનું માથું કે પગ બરાબર એક ઠેકાણે રહેતાં નથી. તેટલા માટેજ ૭ મહિનાની પહેલાં છોકરૂં અવતર્યાથી, તેનું માથું પહેલું નહિ આવતાં હાથ કે પગજ ઘણું કરીને પહેલા આવે છે.

વ.—વારૂ, ત્યારે આ કાગળના ઉપર જરા ચીતરી દેખાડોને કે ૭ મહિના પહેલાં પેટની અંદર છોકરૂં કેવી રીતે રહે છે ?

લ.—બહુ સારૂ બેન, લાવો ચિતરી દેખાડું.



વ.—વાહ ! હવે બરા સમજ્યામાં આવ્યું. પણ વારૂ, ૭ મહિના

પહેલાં જે છોકરૂં અવતરે, તે જીવે નહિ, એ ખરૂં છે કે?

લ.—હા ન જીવે. એતો તમને પહેલેથીજ કહી ચૂકી છું ને.

વ.—હા કહ્યું છે તો ખરૂં, તો પણ એકવાર પૂછી જોઉં છું.

લ.—(૨) પેટમાં મરી ગયેલું છોકરું અવતરવાને વખતે પહેલાં તેનું માથું નહી આવતાં, હાથ કે પગજ ઘણું કરીને પહેલાં આવે.

(૩) દુઃખ દરદ થયાથી જો છોકરાનો સ્વભાવિક આકાર બદલાઇ જાય, તો પહેલાં માથું નહિ આવતાં હાથ કે પગજ ઘણું કરીને આવે.

વ.—એવો શો રોગ છે, કે જેનાથી છોકરાનો આકાર બદલાઇ જાય?

લ.—એવા ઘણા રોગ છે, પણ તેમાંના એકનું નામ દેઇને તમને તેની સારી સમજણ પાડું છું. છોકરાના માથામાં કોઇ કોઇ વાર પાણી પેદા થાય છે. એ પાણી એટલું બધું વધી શકે છે કે, તેને લીધે છોકરાનું માથું સ્વાભાવિક માથાના કરતાં ત્રણ ચાર ગણું મોટું થાય છે.

વ.—ઓ બાપરે! કેવી સત્યાનાશની પાટી! છોકરાનું માથું મોટું થાય તો પછી પ્રસૂતિને પ્રસવ થાય કેમ કરીને?

લ.—પોતાની મેળે કાંઈ પ્રસવ થઇ શકે કે? એ તો યુક્તિથી પ્રસવ કરાવવો પડે.

વ.—એમકે? ત્યારે એવે વખતે કેવી રીતે પ્રસવ કરાવાય, તે કહોને ભઇ.

લ.—હાલ એવી વાત કરવાનો વખત નથી, પછી કહીશ. વળી સાંભળો.

(૪) ગર્ભવાળી સ્ત્રી રોગરાઇ થયાથી જેની અંદર છોકરું રહે છે, તેનો સ્વાભાવિક આકાર બદલાઇ ગયાથી પણ છોકરાનું માથું આગળથી નહિ આવતાં હાથ કે પગજ ઘણું કરીને પહેલા આવે.

વ.—ગર્ભવાળી સ્ત્રીને શો રોગ થયાથી એનો આકાર બદલાઇ જાય?

લ.—કુંજ થયાથી કે પાસાનું હાડકું વાંકું થઇને ફકડા થઇ ગયાથી પણ એ પ્રમાણે થઇ શકે. વળી.

(૫) પીડા શરૂ થયે જો કદાપિ કોઇ કારણથી એકદમ પાણી વહી જાય. તો પણ છોકરાનું માથું પહેલું નહિ આવતાં, હાથ કે પગ ઘણું કરીને પ્રથમ આવે.

વ.—ત્યારે શું એકદમ પાણી વહી જાય એ બહુ ખોટું છે?

લ.—ખોટું નહિ તો શું? હવે પછી એ બધું બરાબર રીતે તમને સમજાવીશ.

વ.—બહુ સારૂં, બેન.

લ.—(૬) વળી સાંભળો. પાંચ મહિના થયા પછી ગર્ભવાળી સ્ત્રીને, કોઈ દૂર ઠેકાણે (પરગામ વગેરે) મોકલવાની ના પાડવામાં આવે છે.

વ.—કેમ વારૂ?

લ.—કેમ તે કહું છું. થોડાક દહાડા થયાં એ બ્રાહ્મણની બાઇ-ડીએ મને પૂછ્યું હતું કે,—"મારી છોડીને સીમંત છે એટલે આ પહેલી વાર તે ગર્ભવંતી થઇ છે. એને સાત મહીના થયા છે. હાલમાં તે તેને સાસરે છે, ત્યાંથી મારે ઘેર તેડી લાવવાને ચાહું છું. તમારો મત શો છે?" એ ગર્ભવાળી છોકરીને સાત મહિના થયાનું સાંભ-ળીને મેં તે બ્રાહ્મણીને પૂછ્યું. "તમારી એ છોડીને કેટલે દૂરથી તેડી લાવવાની છે? તેણે કહ્યું—"લગભગ દોઢ દિવસનો રસ્તો હશે." તે સાંભળીને મેં તેને બહુ બહુ કરીને મના કરી કે, હાલમાં હવે તમે તે છોડીને ત્યાંથી કદિ પણ તેડી લાવશો નહિ. પણ તેણે મારું કહેવું નહિ માનતાં તેને પોતાને ત્યાં તેડી આણી. ત્યાર પછી કેટલેક દહાડે મારા સાંભળ્યામાં આવ્યું કે, એ ભારેવાઇ છોડીને એક છોડી અવતરી છે અને એ છોડી અવતરતાં તેના પગ પહેલા આવ્યા હતા.

વ.—ત્યારે તો તમે જે ધારીને મના કરી હતી, તેજ પ્રમાણે બરાબર થયું.

લ.—તેમ થાયજ તો. એના બધા રસ્તા (નિયમ) નક્કી કરી રાખેલા છે કેની. ત્રણ મહિના પહેલાં, અને પાંચ મહિના પછી ભારેવાઇ બાઇડીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવી જોઇએ નહિ. જો મોકલ્યા વગર ચાલે તેમ નાજ હોય, તો તે વખતની અંદર મોકલવી.

વ.—ઠીક. વારૂ, પેટની અંદર છોકરૂં કદાપિ મરી જાય, તો શું પ્રસૂતિને તરતજ પ્રસવ થતો હશે કે?

લ.—છોકરું મરી ગયાથી એકદમ તેજ વખતે ગર્ભવાળી સ્ત્રીને પ્રસવ થાય, એમ કાંઇ નથી. તોપણ મુવેલું છોકરું વધારે દહાડા પેટમાં રહી શકે નહિ. પરમેશ્વરની કેવી દયા છે કે, એથી (પેટમાં છોકરું મરી ગયાથી) ગર્ભવાળી સ્ત્રી દુઃખી થાય, માટે જલદીથી એનો ખુલાસો થઇ જાય છે.

વ.—વારૂ, મુવેલું છોકરું જો કેટલાક દહાડા પેટમાં રહે, તો ગર્ભવાળી સ્ત્રી શું બહુ પીડા પામે?

લ.—પીડા પામે નહિ તો બીજું શું? છૂટા છેડા થયા પછી પણ તે જલદી સારી થઇ શકે નહિ. શરીર છેક લાશ જતું રહે છે. માટે પેટની અંદર છોકરું મરી ગયું છે એમ જાણ્યામાં આવતાંજ વાર કર્યા વિના ગર્ભવાળી સ્ત્રીને પ્રસવ કરાવવો.

વ.—પેટની અંદર છોકરું મરી ગયું છે, તે જણાય કેમ કરીને?

લ.—તે સારી રીતે જણાઇ આવે, એવી એક નિશાની છે.

વ.—એ નિશાની શી છે તે કહોને.

લ.—છોકરું મરી ગયાથી ગર્ભવાળી સ્ત્રીને છોકરું પેટમાં ફરકતું માલમ પડે નહિ. બંને થાન (ધાઇઓ) નરમ થઇ જાય, દુધથી ભરેલાં જેવાં કઠણ કઠણ પછી ન રહે. અને તે થાનમાંથી ધાવણ પડવું બંધ થઇ જાય. આવું બધું એકદમ થયેલું દેખતાંજ પેટમાં છોકરું મરી ગયું છે, એવો શક લેવાય.

વ.—પેટમાં છોકરું મરી ગયું છે, એવો શક આવે તો શું કરવું?

લ.—વાર લગાડ્યા વિના હોંશિયાર ડાકટરને બોલાવીને દેખા-

ડવું. ત્યાર પછી જે કાંઇ કરવાનું, તે તે ડાકટરજ કરશે.

વ.—વારૂ, અત્યારે હવે જુઓ જોઇએ, મોતીના છોકરાનું માથું પહેલું આવશે કે નહિ?

લ.—જોઊં. (તપાસ કરી જોઇને) હા, સારૂં છે, પહેલું માથું આવશે.

---

## પ્રકરણ ૫ મું.

---

### પ્રસવની અવસ્થાના વિભાગ.

વ.—ત્યાર પછી હવે શું કરવું?

લ.—હવે જોઇએ કે પ્રસવની કઇ અવસ્થા છે. (મોતીની)

વ.—એ વળી શું? એ તો કાંઇ સમજ્યામાં ન આવ્યું.

લ.—તે કહું છું. સમજાવ્યા વિના સમજી શકાશે નહિ. ડાકટર સાહેબની પાસેથી હું એ બધું શીખી છું તે તો જાણો છો ને?

વ.—હા, જાણું છું.

લ.—ડાકટર સાહેબ કહે છે કે, પ્રસૂતિને પીડા શરૂ થાય ત્યારથી તે ઓર પડે ત્યાર સુધીનો જેટલો વખત, તેટલા વખતના ત્રણ ભાગ કરી લીધાથી, દાઇયણને બહુ સારી સગવડ થાય.

વ.—એ ત્રણ ભાગ કેવી રીતના?

લ.—પહેલો ભાગ, બીજો ભાગ, અને ત્રીજો ભાગ.

વ.—પ્રસવના વળી ભાગ બાગ કેવા?

લ.—કેમ એના ભાગ ન થાય? પીડા શરૂ થતાંજ શું તુરત તુરત છોકરું થઇ (અવતરી) જાય છે?

વ.—ના, એમ હું ક્યારે કહું છું?

લ.—પ્રથમ પીડા ધીમીધીમી થઇ આવે છે, ત્યારપછી રહેતે રહેતે વધે છે; ત્યારપછી પાણી વહે છે (પરપોટો ફુટે છે); અને

ત્યાર પછી તડામાર કરતી જોરજોર વેણુ ઉપાડીને છોકરું અવતરે છે. અને છોકરું અવતર્યા કેડે ઑાર પડે છે. આટલું બધુંએ બનવું જોઇએ ને?

વ.—હા, એ તો ખરૂં.

લ.—ત્યારે એ બધા બનાવ જે બનવાના, તેના ભાગ પાડી લીધા ન હોય તો ગરબડાટ થઇ જાય. કેમ બરાબર સમજાય છે ને? વળી કીયે વખતે શું કરવું, તેની પણ એમ કર્યા વિના સગવડ અને સમજણ પડે શી રીતે?

વ.—ખરૂં કહો છો, બેન. ત્યારે એ ભાગ કેવી રીતે પાડવા, તે કહો.

લ.—હા, કહું છું. વેણુ શરૂ થવા માંડે ત્યારથી તે જરાયુનું મ્હોં સારૂં બેશ ખુલ્લું થાય, ત્યાં સુધીના વખતને પ્રસવનો પહેલો ભાગ અથવા ‘પહેલી અવસ્થા’ કહે છે, એમ ગણો.

વ.—જરાયુ એટલે શું, તે મારા સમજ્યામાં ન આવ્યું.

લ.—જેમાં છોકરૂં રહે છે, તેને જરાયુ કહે છે.*

વ.—ત્યારે તો પેલી પાતળી તજા જેવી ચામડીની થેલી, કે જેમાં પાણી ભરાયેલું હોય છે, તેજ જરાયુ કે? છોકરું અવતર્યા પછી એ ઑાર થઇને બહાર નીકળી જતું હશે, ખરું વારૂ?

લ.—ના, એ નહિ. એ તો એક ચામડાની થેલી પાણીથી ભરેલી રહે છે. એ પાણીમાં છોકરૂં ડુબેલું રહે છે. પીડા ધીમે ધીમે વધતાં વધતાં એનું મ્હોં ફાટી જાય છે. અને તે ફાટતાની સાથે જ તેમાં જે પાણી હોય છે, તે વહી જાય છે; પરંતુ બધું પાણી એકદમ વહી જતું નથી. અને જે પાણી નીકળી જવું તેને જ વહી જવું અથવા પરપોટા ફૂટવો કહે છે. એ પરપોટા ફૂટયેથી તેમાંના પાણીની સાથે સાથેજ, કે ત્યાર પછી જરાક વાર કેડે ઘણું કરીને છોકરું અ-

* જરાયુને "ઓર" પણ કહે છે. ઓરમાં છોકરૂં ઉંધે માથે રહે છે એમ ગામડાનાં બૈરાં બોલે છે.

વતરે છે. અને છેવટે જ્યારે ઑર પડે ત્યારે તેની સાથે એ થેલી પણ બહાર નીકળી આવે છે. અને હું જેની ( જે જરાયુની ) વાત કરું છું તેની અંદર છોકરા સુધાં એ પાણી ભરેલી થેલી રહે છે. તેમાંથી તો કાંઇ ફાટતું તૂટતું નથી. તેમ તે બહાર પણ આવતું નથી. પેટની અંદરજ રહે છે. જ્યારે ગર્ભ રહેલો ન હોય ત્યારે તેનો આકાર બહુ નાહાનો હોય છે. પરંતુ ગર્ભ રહેથી છોકરું જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેની સાથે તે ( જરાયુ ) પણ વધતું રહે છે. અને છોકરું અવતર્યા પછી પાછું સંકોચાઇ સંકોચાઇને લગભગ પહેલાંના જેવું થઇ જાય છે. જરાયુ કોને કહે છે, તે હવે સમજી શક્યાં કે નહિ ?

વ.—ઓહો, એ તો સમજ્યામાં આવી ગયું. અમે જેને પોનાટી કહીએ છીએ, તેનેજ તમે જરાયુ કહો છોને ?

લ.—હા, હા, તે પોનાડીનેજ સારી સુધરેલી બોલીમાં જરાયુ કહે છે.

વ.—અરે રામ, રામ ! અત્યાર સુધી ત્યારે એમ કહ્યું નહિ કેમ ? તમારે આટલી બધી માથાફોડ કરીને સમજાવવાની જરૂરજ ન પડત, પણ વારૂ બેન ! એ જરાયુનો આકાર કેવો હશે ?

લ.—એક વંત્યાક ( વેંગણ ) નું ડીંટું કાપીને, પછી જે રહે તેમાંથી ગરભ બીયાં વગેરે બેશ કરીને કોતરી કાઢી, છાલની કોથળી જેવું જે રહે તેને હાથ વતે દબાવીને ચપટું કર્યાથી, તેનો જેવો આકાર થાય, તેવાજ આકારને લગભગ મળતું જરાયુ પણ દેખાય છે.

વ.—વારૂ, એ જરાયુ પેટની અંદર કેવી રીતે રહે છે ?

લ.—એનો મ્હોટો અથવા પહોળો જણાતો ભાગ ઉપરની તરફ રહે છે અને નાનો અથવા સાંકડો ભાગ નીચેની બાજુએ રહે છે. તેમાંથી ઉપરના મ્હોટા ભાગને જરાયુનું ‘ શરીર ’ કહે છે, અને નીચેના ભાગને જરાયુનું ‘ મુખ ’ કહે છે. જરાયુનું એ મ્હોડું અને પ્રસવનું દ્વાર, એ બંને અડોઅડ મળી ગયા જેવાં હોય છે.

વ.—એમ કે ? હવે તો બરાબ્બર સમજાણુ પડી. પણ જો એક-વાર એ જરાયુનો આકાર સારો બેશ ચીતરીને બતાવો, તો વળી વધારે સારી રીતે સમજી શકાય.

લ.—ભલે, બહુ સારૂં.

વ.—વારુ, ગર્ભ રહ્યાથી શું જરાયુનો આકાર બદલાઇ જાય કે આ જેવો તમે ચિતરી દેખાડ્યો તેવોજ બરાબર રહે ?

લ.—બહુ સારી વાત પૂછી. આ જે મેં ચિત્રી દેખાડ્યો, તે જે કદિપણ ભારેવાઇ થઇ ના હોય તેવી સ્ત્રીના જરાયુનો આકાર છે. પણ ભારેવાઇ થયાથી એવો રહે નહિ; બદલાઇ જાય.

વ.—એ તમારૂં કહેવું સાચું છે ખરૂ. પહેલાંજ તમે જે ચિતરી દેખાડ્યું છે. (ચિત્ર ૧ લું) તેનાથી એની ખાતરી થઇ શકે છે.

લ.—એ પહેલાં જે ચિતરી દેખાડ્યું છે, તે જરાયુ છે એ તમે શી રીતે જાણ્યું ?

વ.—કેમ, શું હું એવી છેક બોથડ બાયડી છું ? જ્યારે તમે એમ કહ્યું કે જરાયુની અંદર છોકરૂ રહે છે, ત્યારે પછી તે જરાયુ ન હોય તો બીજું શું હોઇ શકે ?

લ.—શાબાશ. બુદ્ધિ હોય તો બધી વાત એવી રીતે સમજી લે-વાય જ. પણ એટલું પાછું ધ્યાનમાં રાખવાનું છે કે, પહેલાં મેં જે ચિત્રી દેખાડ્યું છે, તેમાં ચાર પાંચ મહિના થયેલી ભારેવાઇ બાઇડીનું જરાયું છે, અને તેમાં છોકરૂ કેવી રીતે રહે છે, તેજ દેખાડ્યું છે.

વ.—કેમ ? ત્યારે પૂરા દહાડાવાળી બાયડીના જરાયુનો આકાર વળી જુદો હશે કે ?

લ.—જુદો નહિ તો શું ?

વ.—ત્યારે તો તે પણ ચિતરી દેખાડોને બાઇ ! અને તે સાથે પૂરા દહાડે છોકરૂ તેની અંદર કેવી રીતે રહે છે તે પણ દેખાડી દો.

લ.—ઠીક લ્યો જુવો. લાવો ચિત્રી દેખાડું.



આકૃતિ ૪

પુરા દહાડાની ઓર—જરાયુ.



આકૃતિ ૩

ઓરમાં પુરા દહાડાનું છોકરૂં.

વ.—હવે તો બરાબર સમજી. ત્યાર પછી કહો, જરાયુનું મ્હો ખુલ્લું થવાનું જે કહ્યું છે, તે કેવી રીતે?

લ.—તે કહું છું, સાંભળો હવે. જરાયુ અને જરાયુનું મ્હો કહ્યાથી સમજી શકશો તો ખરાં ને? કાંઇ ગરબડ ગોટા તો નહિ થાય?

વ.—આની રીતે સમજણ પાડીને કહ્યાથી અને ચિતરીને દેખાડ્યાથી, સમજી શકાય નહિ કેમ?

લ.—ત્યારે સાંભળો પહેલોઠી ભારેવાઇ બાયડીના જરાયુનું મ્હો બીલકુલ બંધ રહે છે. અને જે એક છોકરાની મા થાય છે, તેના જરાયુનું જરાક મ્હો ખુલ્લું રહે છે. પહેલીવાર દહાડા રહેલી બાઇડીને પ્રસવ થતાં જે વાર લાગે છે, તેનું એ એક કારણ છે.

વ.—ખરૂં કહો છો. પહેલોઠી બાઇડીને પ્રસવ થતાં વાર લાગે છે અને દુઃખ પણ પડે છે. વારૂ, ત્યાર પછી કહો, જરાયુનું મ્હો પ્રથમ કેવી રીતે કરીને ખુલ્લું થાય?

લ.—પીડાની શરૂઆત થતાંજ મ્હો ખુલવા માંડે. પીડા એક-વાર થઇ આવે છે અને પછી બંધ પડી જાય છે. રહી રહીને વેણો આવે છે, તે જાણો છો ને? એક વાર ઉપડેલી પીડા એક સરખી ચાલુ રહેતી નથી.

વ.—કેમ જાણું નહિ? વેણોની પીડા રહી રહીને થાય છે તેથી તો પ્રસૂતિનો બચાવ થાય છે; નહિ તો શું તે બચવા પામે કે?

લ.—ખરી વાત; વેણની પીડા જ્યારે થાય છે ત્યારે જરાયુનું મ્હો જરા ઉઘડે છે અને તેજ વખતે થેલીની અંદર છોકરૂ હોય છે તે પણ નીચે ઉતરે છે, અને તેના (જરાયુના) મ્હોની અંદર પેસવાની તજવીજ કરે છે. વળી પીડા બંધ પડી જતાંજ તે કોથળી પાછી ઉપર જતી રહે છે. એવી રીતે તે વારે વારે નીચે ઉપર આવ જા કરીને જરાયુનું મ્હો સારૂં એશ ખુલ્લું ફાંક કરી દે છે. એ મ્હો જ્યારે સારૂં એશ ખુલી જાય ત્યારે તે લગભગ પંદર આંગળ પુર પહોળું થાય.

વ.—શું કહો છો? એટલું પહોળું થાય?

લ.—ન થાય? છોકરાનું માથું એમાં થઇને બહાર આવવું જોઇએને?

વ.—હા, એ વાત તો ખરી.

લ.—ત્યાર પછી એ મ્હો બરાબર ખુલું થવાથી, કેટલીકવાર પીડાની વેણો આવે એટલે પાણીવાળી થેલીનો જે ભાગ એ મુખની અંદર આવી રહેલો હોય છે તેના ઉપર દબાણ થયાને લીધે ફાટી જાય છે. અને તે ફાટતાની સાથેજ થેલીમાંનું કેટલુંક પાણી વહી જાય છે. એનેજ "પરપોટો ફૂટયો" કહે છે.

વ.—બરાબર છે. દાઇયણોને મ્હોડેથી પરપોટો ફૂટયાની વાત સાંભળીએ છીએ ખરી. વારૂ, થેલી ફાટી ગયાથી તેમાંનું બધું પાણી વહી નહિ જતાં થોડુંકજ વહી જાય છે કેમ?

લ.—તેનું ખાસ કારણ છે. થેલી જેવી ફાટી જાય છે, તેવુંજ તેમાંથી બધું પાણી વહી જાય તે પહેલાં છોકરાનું માથું એ ફાટેલા ભાગ ઉપર આવીને અટકે છે, તેથી પછી અંદર રહી ગયેલું પાણી

વહી જવા પામતું નથી. આટલું થાય, એટલે પ્રસવની 'પહેલી અવસ્થા' પૂરી થઇ એમ સમજવું. કેમ, હવે ધ્યાનમાં આવ્યું કે નહિ?

વ.—એકવાર ફરી કહી બતાવો જેથી બેશ યાદ રહે.

લ.—ઠીક, કહું છું, સાંભળો. એમાં મને આળસ નથી. પીડા શરૂ થાય ત્યારથી તે જરાયુનું મ્હો પૂરેપૂરૂ ઉઘડે ત્યાર સુધીના વખતને પ્રસવની પહેલી અવસ્થા કહે છે. હવે સમજ્યાં?

વ.—હા, બરાબર સમજાયું. આટલું કહ્યાથી પણ જે સમજાય નહિ, તો પછી કોઇપણ રીતે સમજી શકાયજ નહિ, એમ સમજવું.

લ.—વારૂ ત્યારે, કહો જોઇએ, પ્રસવની 'પહેલી અવસ્થા' કોને કહે છે?

વ.—પીડા શરૂ થયા પછીથી જ્યાંસુધી જરાયુનું મ્હો સારી રીત ખુલ્લું થાય નહિ, ત્યાંસુધી પ્રસવની "પહેલી અવસ્થા" કહી શકાય.

લ.—બરાબર ઠીક સમજ્યાં છો. દાઇયણ આવીને જે સમજી શકે કે પ્રસવની કેયી અવસ્થા છે, અને પછી બરાબર તેજ પ્રમાણે કામ કરી શકે, તોજ તેને ખરી દાઇયણ જાણવી. તેના હાથે પ્રસુતિ કદિ પણ કષ્ટાય નહિ, અને છોકરાં સંબંધી પણ કશી દહેશત ન રહે.

વ.—એમ ખરૂ કે? ત્યારે હવે પ્રસવની "બીજી અવસ્થા" કોને કહે, અને "ત્રીજી અવસ્થા" કોને કહે, તે પણ ઠીક કરીને કહી દેખાડોને!

લ.—જરાયુનું મ્હો સારૂ બેશ ખુલ્લું થાય, ત્યાર પછી જ્યાંસુધી છોકરૂ અવતરે નહિ, ત્યાંસુધી પ્રસવની "બીજી અવસ્થા" કહી શકાય. એ બીજી અવસ્થા બહુ ભયભરેલી છે. એને ભયભરેલી કહું છું તે એટલા માટે કે જેટલી આપત વિપતનો સંભવ, તે બધી એ અવસ્થામાંજ આવી પડે છે.

વ.—આપતવિપત તે કેવી રીતની?

લ.—તે કહું છું. જરાયુનું મ્હોં બેશ ખુલ્લું થયા પછી, અને પાણી વહ્યા પછી, જો છોકરૂં અવતરતાં વાર લાગે, તો જબરો પેચ

પડી જાય, એટલે ધ્રાંસામાં ફસાયા જેવું થાય. એથી છોકરૂં પણ હાંફે અને પ્રસૂતિ પણ બહુ પીડા પામે.

વ.—વારૂ, ત્યારે એવું પણ જોવામાં આવે છે કે, છોકરૂં અવતરતાંજ બહુ વાર લાગે છે, તોપણ છોકરૂં કાંઈ હાંપી ઊઠતું નથી. એનું કારણ શું હશે?

લ.—તમે જેની વાત કરો છો, તેજ પ્રસવની 'પહેલી અવસ્થામાંજ' વાર થાય છે. "બીજી અવસ્થામાં" એટલે જરાયુનું મ્હો સારૂં બેશ ખુલ્યા પછી અને પાણી વહ્યા પછી કાંઇ વધારે વાર લાગતી નથી.

વ.—ત્યારે પ્રસવની "ત્રીજી અવસ્થામાં" વાર થયાથી કાંઇ દહેશત નહિ?

લ.—ના, કશી દહેશત નહિ.

વ.—બહુ સારૂં. હવે પ્રસવની "ત્રીજી અવસ્થા" કોને કહે છે તે કહો?

લ.—છોકરૂં અવતર્યા પછી જ્યાં સુધી ઑર ન પડે, ત્યાં સુધી "ત્રીજી અવસ્થા" કહી શકાય.

વ.—બરાબર. પ્રસવના વખતના ભાગ તો બહુ સારા કહી સંભળાવ્યા હો. સાંભળીને હું ઘણીજ ખુશી થઇ. એવા મોતની અણી જેવા અવસરમાં એવી ગોઠવણ કરી રાખ્યા વિના કેમ ચાલે? એ જાણી રાખ્યાથી કેટલી બધી સગવડ દેખાય છે, જુઓને. દાઇયણને મ્હોડેથી પ્રસૂતિની હકીકત સાંભળીનેજ બધું નક્કી કરી શકાય. જો તે એમ કહે કે, હજુ જરાયુનું મ્હો બરાબર ખુલ્લું થયું નથી, અને પાણી પણ વહ્યું નથી, તો તુરત વેળા તો કશો ભય નથી, એવી હિંમત રાખી શકાય. અને જો કહે કે, જરાયુનું મ્હો સારૂં બેશ ખુલ્લું થયું છે, અને પાણી પણ વહ્યું છે, તો જાણવામાં આવે કે હવે ખૂબ સાવધાન થવું જોઇએ. આ શું કાંઇ ઓછી સગવડ કહેવાય?

લ.—હા, એમાં વળી ભૂલ શી?

વ.—એવું એવું તો ઘણું કરીને બધુંએ તમે કહી સંભળાવ્યું; હવે કઈ અવસ્થામાં શું કર્યાથી પ્રસૂતિનું અને છોકરાનું બંનેનું ભલું થાય, તે કહો તો નિરાંત થાય.

લ.—એ બાબત કહેવા સાંભળવાની દરકારજ શી છે? હમણાં૮ મોતીના સંબંધમાં એ બધું નજરોનજર દેખાડી દેઉં છું.

વ.—ઠીક. એજ બહુ ઠીક પડશે.

## પ્રકરણ ૬ ઠું.

### પ્રસવની પહેલી અવસ્થા.

વ.—વારૂ ત્યારે, હવે જુવો જોઇએ મોતીને પ્રસવની કઈ અવસ્થા છે?

લ.—( તપાસ કરી જોઇને ) હજુ પણ પહેલી અવસ્થા છે. જરાયુનું મ્હો હજુ એશ ખુલ્લું થયું નથી.

વ.—ત્યારે હવે શું કરવું?

લ.—જરાક ઊઠીને ફરે.

**મોતી**—( લક્ષ્મીને ) મારાથી ઊઠીને ફરી શકાશે નહિ.

લ.—કેમ નહિ ઉઠાય ફરાય? હજુ શું થયું છે જે? અત્યારથી૮ સુસ્ત થઇને પડી રહી છે?

વ.—( લક્ષ્મીને ) દુઃખ થાય તેથી સુસ્ત કેમ ન થવાય?

લ.—એ વાત ખરી, પણ દુઃખ તે કેટલું? હજુ એટલું બધું શું થઇ ગયું છે? નહિ, અત્યારે સુવાસુવાનું કામ નથી. પ્રસવની પહેલી અવસ્થામાં ઉભાં રહીને કે ઊઠી ફરીને પીડા ખમવી ( વેણો ખાવી ) સારી. એથી જલદી છૂટા છેડા ( પ્રસવ ) થઇ જાય. અને બહુ કષ્ટાય પણ નહિ.

વ.—(મોતીને)–ત્યારે તો બેન, જરાક ઊઠીને આમતેમ ફરો,

"બા શું કરીએ! (લક્ષ્મીને) વારૂ ત્યારે, અમારે અહિંની તમામ દાઇયણો તો પીડા થતાંજ પ્રસૂતિને સુવાવડને ઠેકાણે લેઇ જઇને બેસાડે છે.

લ.—એટલું કરીનેજ તેઓ બંધ રહેતી હોત તો તો ઓછી ફિકર.

વ.—કેમ! તેઓ બીજું વળી શું કરે છે?

લ.—પીડા શરૂ થતાંજ તેઓ પ્રસૂતિને બેસાડીને ખોંખારા કરવા અને કરાંઝવાને કહે છે. એમ કરવું તે તમે શું સારૂં સમજો છો કે?

વ.—સારૂં નહિ? એથી શું નુકશાન?

લ.—એનાથી બહુ બહુ નુકસાન થાય છે. પ્રસવની પ્રહેલી અવસ્થામાં કરાંઝવાથી ફાયદો તો કશોએ નથી; ઉલટું વધારે નુકસાન એ છે કે, કવખતે કરાંઝ કરાંઝ કર્યાથી, પ્રસૂતિ બહુ નબળી પડી જાય છે. કુબજે પડી જાય છે. અને છેવટે "બીજી અવસ્થામાં" જ્યારે આપોઆપજ કરાંઝવું પડે છે, ત્યારે પછી તેને શક્તિ રહેતી નથી. એટલાથીજ જુઓ, કેવો ભારે દોષ થઇ ગયો?

વ.—ખરી વાત બેન! અરેરે! ત્યારે તો અનાડી દાઇયણોના દોષથીજ પ્રસૂતિઓ નકામું નકામું એટલું બધું દુઃખ પામે છે!

લ.—પણ તેમનો પણ દોષ શો? તેઓ શું જાણે કે પ્રસવના "પહેલી અવસ્થામાં" પ્રસૂતિને પ્રસવ કરાવવાની કોશીશ કરવી નકામી છે. જાણતી હોય તો પછી એમ કરે કે?

વ.—તેઓ તો પ્રસૂતિની પાસે બેશીને ફક્ત એમ કહ્યા કરે છે કે "કરાંઝ, ખૂબ કરાંઝ". જુવાન જણનારીઓનાં બીચારીનાં મ્હોઢાં અને આંખો લાલચોળ થઇ જાય છે. તોપણ કહે છે, "કરાંઝ"

લ.—તેમનો નકામો દોષ કાઢો. તેઓ તો સારાને સારૂં એમ કરવા જાય છે, પરંતુ છેવટે માઠું થઇ પડે છે. શાથી, શું થાય, તે નહિ જાણ્યાથીજ તેઓ એમ કહે છે. નહિ તો પ્રસૂતી દુઃખી થાય, એવી કાંઇ તેઓની ઇચ્છા હોતી નથી.

વ.—ખેર, ત્યારે 'પહેલી અવસ્થામાં' તો પ્રસૂતિ કે દાઇયણ એમને કશુંએ કરવાનું હોતું નથી?

લ.—ના, જલદી પ્રસવ કરાવે એમ ધારીને દાઇયણે પહેલી અવસ્થામાં તો કશીએ કોશીશ ન કરવી. ફક્ત વચ્ચે વચ્ચે તેણે એજ જોતાં રહેવું કે, જરાયુનું મ્હો ખુલ્લું થયું છે કે નહિ ?

વ.—કેમ, તે જોતા રહેવાની જરૂર શી ?

લ.—જરૂર નહિ કેમ? એમ જોયા વિના તે શી રીતે જાણવા પામે કે પ્રસવની "પહેલી અવસ્થા" પૂરી થઇ જઇને "બીજી અવસ્થા" થઇ ? જરાયુનું મ્હો ખુલ્લું થાય ત્યારેજ "પહેલી અવસ્થા" પૂરી થઇ જણાયને ! અને એ વાત તો હું તમને જણાવી ચૂકી છું કે પ્રસવની "બીજી અવસ્થામાંજ" ગરબડાટ ગભરાટ વધારે રહે છે. તેટલા માટે ને જાણવાની તો ઘણીજ જરૂર છે.

વ.—એ વાત ખરી. પણ પાણી વહ્યાથી ( એટલે પરપોટો ફુટયાથી )જ એ તો જાણવામાં આવી ગયું કે, પ્રસવની "બીજી અવસ્થા" થઇ.

લ.—ઘણું ખરૂં એમ પણ ખરૂં. પરંતુ એમ પણ બને કે પાણી વખતે ના પણ વહે.

વ.—શું કહો છો ? એ વળી કેવી રીતે ? પ્રસૂતિને ત્યારે કેમ કરીને પ્રસવ થાય ?

લ.—કેમ ? પાણીની થેલી સુધાં છોકરૂં પ્રસવે.

વ.—ઠીક, પણ એમ થાય તેમાં કંઇ ભય બય તો નહિ ને ?

લ.—ના, એવું કશુંએ નહિ. તોપણ દાઇયણે જરા સાવચેત અને સાવધાન થવું જોઇએ, નહિ તો છોકરૂં માર્યું જાય.

વ.—શી રીતે ?

લ.—અવતરીને બહાર પડતાં વેંતજ થેલીમાંથી બહાર કાઢી નહિ દીધાથી છોકરૂં હાંરી-રૂંધાઈ ગુંગલાઇને મરી જાય.

વ.—હેં ! ત્યારે શી રીતે એવા છોકરાને બહાર કાઢી લેવાય, એન ?

લ.—કેમ, થેલીને હાથે વતી ફાડી નાંખવી.

વ.—હાથ વતે તે ફાડી શકાય ?

**લ.**—હા, ફડાય. તેમ છતાં જો કદાપી ન ફડાય તો કોઇ હથીયાર બથીયારથી (છરી, ચાકુ, કે કાતર જે હોય તેનાથી) એક ઠેકાણેથી કાપીને ફાડી નાંખી એટલે થયું. પરંતુ બરાબર સરત રાખીને એ કામ કરવું કે થેલીને કાપવા જતાં છોકરાંનાં શરીરને જરાએ ન લાગે. વળી એમ થેલી સુધાં છોકરું અવતરે તે દાઇયણ સમજી ન શક્યાથી તેને દૂર ફેંકી એંકી ન દે. એમ થાય તો કેવું સત્યાનાશ વળી જાય તે તો સમજાય છે ને? એ થેલીની અંદર "સોનાનો સૂરજ" છે, એ જાણે ખૂબ યાદ રાખે.

**વ.**—આહા! વખતે નહિ સમજી શક્યાથી કેટલા એવા "સોનાના સૂરજો" ને એવી રીતે ઉશેટી દેવાતા હશે!

**લ.**—એમ પણ થાય. કેમ ત્યારે હવે સમજી શક્યાંને, કે થેલી સુધાં છોકરું અવતર્યાથી પાણી વહી જાય નહિ?

**વ.**—હા, બરાબર સમજી.

**લ.**—વળી કોઇ કોઇ પ્રસૂતિના જરાયુનું મ્હો બરાબર ખુલ્યા વિના પણ પરપોટા ફૂટીને પાણી વહી જાય છે. એમ થયાથી પ્રસૂતિ બહુજ કષ્ટાય છે. જલદી પ્રસવ થઇ શકતો નથી. અને છોકરું પણ વખતે માર્યું જાય છે. વળી પહેલાં તમને કહી ગઇ છું કે, પીડા શરૂ થતાંજ જો કોઇ કારણથી એકાએક પાણી વહી જાય, તો છોકરાનું માથું પહેલું નહિ આવતાં હાથ કે પગ પહેલા આવી શકે.

**વ.**—શું કહો છો? ત્યારે તો જલદી પરપોટો ફૂટી જવો—પાણી વહી જવું—તે ભારે દોષ દેખાય છે ને! વારૂ, ત્યારે જ્યાં સુધી જરાયુનું મ્હો બરાબર ખુલ્લું ન થાય, ત્યાં સુધી, જેથી કરીને પાણી વહી જાય નહિ, તેમ કરવું જોઇએ.

**લ.**—હા, એમ કરવું જોઇએજ તો.

**વ.**—ઠીક, પણ કેમ કરીને જાણીએ કે, આ કર્યાથી પાણી વહી જશે, અને આ કર્યાથી પાણી નહિ વહી જાય?

**લ.**—એ જાણવું બહુ અઘરૂં નથી. પ્રસવની "પહેલી અવ-

સ્થામાં" દાઇયણ જો પ્રસૂતિને કરાંઝવાને ન કહે, અને હાથ દેઇને જોવા જતાં જો પરપોટાને વગાડી બેશીને ફાડી ન નાખે તો પછી ક્વખતે પાણી કેમ વહી જાય, તે વખત થયેજ આપો આપ વહે.

વ.—બહુ સારી વાત કહો છો. દાઇયણ સાવધાન થઇને એટલે સાવચેત રહીને પરપોટાને જાળવી રાખવાની તજવીજ કરે, તો પછી તે ફુટી ન જાય અને પાણી ન વહી જાય. દાઇયણોને સારા માઠાની સમજણ નહિ હોવાથીજ આપણી પ્રસૂતિઓ આટલું દુઃખ પામે છે.

લ.—વળી જુઓ, પ્રસૂતિને જણાવવા જતાં હાથના નખ કિતારી નાંખવાની ઘણી જરૂર છે, તેનો આ એક દાખલો મળી આવ્યો.

વ.—હા, બહુ સારી વાત સંભારી આપી. હાથનો નખ વાગવાથી પણ પરપોટો ફુટી જાય. ખેર. પણ જરાયુનું મ્હો ખુલ્લું થતાં ઘણીવાર લાગે, તો પણ શું દાઇયણે કાંઇ કરવું નહિ?

લ.—ના, કાંઇ ઉપાય કર્યા વિના ચાલે કેમ? જરૂર તેનો કાંઇ ઉપાય શોધવો જ જોઇએ.

વ.—શો ઉપાય ?

લ.—તે કહું છું. પ્રસુતિને વારે વારે ખાલી ઓકારીઓ ઉપડી આવે, એવો કોઇ ઉપાય કરવો.

વ.—કેમ, તેમ કર્યાથી શું થાય ?

લ.—જરાયુનું મ્હો તે ખુલ્લું કરી દે.

વ.—શું કહો છો?

લ.—હા, જરૂર તેમ થાય.

વ.—ત્યારે એ તો ખૂબ સહેલો ઉપાય.

લ.—સહેલો નહિ તો શું!

વ.—વારૂ, ત્યારે અમારી દાઇયણો પ્રસૂતિના મ્હોડામાં તેના માથાના વાળ ઘાલીને અથવા પીછું કે હાથનાં આંગળાં તેના ગળામાં ખોશી ફેરવીને બકારીઓ ખવરાવે છે, તે પણ શું એનેજ સારૂ કે?

લ.—ઓર જલદી ન પડે તો તેઓ એમ કરીને પ્રસૂતિને

બકારીઓ ખવરાવે છે ખરી; પરંતુ તેઓ જાણતી નથી કે, જરા-યુનું મ્હોં જલદી ન ખુલે તો એમ કરવું જોઇએ. પ્રસવની "બીજી અવસ્થામાં" કે "ત્રીજી અવસ્થામાં" એ પ્રમાણે કર્યાથી કાંઈ પણ ફાયદો ન થાય. ફાયદામાં પ્રસુતિ ઉલટી નકામી કબજે પડી જાય.

**વ.**—જરાયુનું મ્હો જો જલદી ખુલે નહિ, તો અમે પ્રસૂતિના મ્હોમાં તેના માથાના વાળ ઘાલીને વારે વારે તેને બકારીઓ ખવ-રાવી શકીએ કે?

**લ.**—હા, સારી રીતે તેમ કરી શકો.

**વ.**—એથી ફાયદો થાય ખરોને?

**લ.**—જરૂર ફાયદો થાય, વળી જુઓ, કોઇ કોઇ પ્રસૂતિ પ્રસ-વની "પહેલી અવસ્થામાં" પોતાની મેળેજ બકારીઓ ખાધા કરે છે. કાંઇ પણ કરવું પડતું નથી. એવી બકારીથી કાંઈ ભય નથી તે તો સમજાયું છે ને? ઉલટો ઘણો ફાયદો છે.

**વ.**—હા, બરાબર સમજી છું. એથી જરાયુનું મ્હો જલદી ખુલે.

**લ.**—વળી પ્રસવની "પહેલી અવસ્થા"માં પ્રસૂતિને વચ્ચે વચ્ચે થોડું થોડું ગરમ દૂધ પીવા આપવું સારું છે. એથી ખોરાક અને ઓસડ બંનેની ગરજ સરે છે.

**વ.**—બંને કેવી રીતે? ખોરાકનું કામ થાય, તે તો સમજાય છે.

**લ.**—ગરમ દૂધ પીવાથી જરાયુનું મ્હો જલદી ખુલે છે-

**વ.**—શું કહો છો? ત્યારે તો એ બહુ સારી સગવડ. અમારી દાઇયણો એમ કરતી નથી કેમ?

**લ.**—તેઓ જાણતી હોય તો કરેને. તોપણ કોઈ કોઇ ઠેકાણે પ્રસૂતિને ચમચા વતી ગરમ દૂધ પીતાં દીઠી છે. પરંતુ તે કાંઈ પ્રસ-વની અવસ્થાનો વિચાર કરી તેમને આપવામાં આવતું નથી. પાણી વહ્યા પહેલાંએ આપે છે, અને પછી પણ આપે છે. પણ પાણી વહ્યા પછી એટલે પ્રસવની બીજી અવસ્થામાં ગરમ દૂધ પાયાથી નુકસાન કે, ફાયદો નથી.

વળી પીડા થાય છે એટલે તમે અને તમારી દાઇયિણ પ્રસૂતિને રીતસર ખાવા પીવા આપતાં નથી. એ પીડા જો બે દિવસ રહે તો ત્યાં સુધી તેને બિચારીને લગભગ ઉપવાસીના જેવી રાખે છે. ગમે તેમ હોય, પણ એતો તમારો ભારે અન્યાય છે. છોકરીઓને ખાવા આપ્યા વિનાજ અધમુઈ કરી નાંખો છો!

વ.—પણ તમે જે કહી સંભળાવ્યું ( તેઓનું અજ્ઞાનપણું ) તે પ્રમાણે તો તેમનો કશોએ અન્યાય નથી.

લ.—તોપણ ખાવા ન આપવું એતો તેમનો ભારે અન્યાય છે. એથી પ્રસૂતિ છેક પરવશ જેવી થઇ પડે છે. એકતો પ્રસવની પીડા. અને તેમાં પાછું ખાવાનું નહી.

વ.—વારૂ, પણ જેને જલદી પ્રસવ થાય, તેને તો ખાવા આપવાની કાંઇ દરકાર નથી ને?

લ.—તેમાં વળી ભૂલ શી? પણ જે પ્રસૂતિ એક દિવસ, દોઢ દિવસ, કે બે દિવસ પીડા પામીને પ્રસવ કરે, તેને માટે શો બંદોબસ્ત કરવો? તેને ઉપવાસી રાખવી?

વ.—ના, એમ તો કેમ થાય? કંઇક ખાવાનું પીવાનું આપવું જોઇએ. નહિ તો તે બિચારી મારી જાય.

લ.—શું ખાવા પીવા આપો?

વ.—તે તો હું કાંઇ કહી શકું નહિ. ફક્ત એટલું કહી સકાય કે કંઇક ખવરાવવું પીવરાવવું જોઇએ.

લ.—હલકો ખોરાક આપવો જોઇએ.

વ.—હલકો તે કેવો?

લ.—દુધ, સાબુચોખા, આરારૂટ, એને હલકો ખોરાક કહે છે. કેમકે તે સહજ પચી જાય છે; પેટમાં કશો ભારબાર થતો નથી, તે છતાં ભૂખ પણ લાગે છે અને શરીરમાં બળ પણ આવે છે.

વ.—ત્યારે બીજું શું જોઇએ? એનાથી વધતી બીજી શી સગવડ થઈ શકે? પ્રસવને વખતે પ્રસૂતિને સારૂં એ તો જેવો જોઇએ તેવો ખોરાક કહેવાય.

લ.—પરંતુ એમાં એક વાત પાછી યાદ રાખવાની છે.

વ.—શી વાત?

લ.—પ્રસવની "પહેલી અવસ્થામાં" પ્રસૂતિને જે ખોરાક આપવો તે ગરમ ગરમ આપવો જોઇએ. શામાટે, તે તો હું પહેલેથીજ કહી ગઈ છું.

વ.—હા, ગરમ ચીજ ખાધાથી જરાયુનું મ્હો જલદી ખુલે એમ તમે કહ્યું હતું, ખરું? વારૂ, ત્યારે "બીજી અવસ્થામાં" કેવા ખોરાક આપવો?

લ.—એ અવસ્થામાં ઠંડી જણસ ખાવાને આપવી. ગરમ ચીજ ખવરાવવી ઘટારત નથી.

વ.—ઠંડી જણસ તે કેવી? ઠંડું દૂધ અને ઠંડું પાણી એવાં ગણાય?

લ.—હા. તે ઠંડાંજ ગણાય.

વ.—ઠંડી ચીજ ખવરાવ્યાનો ફાયદો શો? અને ગરમ ચીજ ખાવા આપ્યાથી નુકસાન શું થતું હશે?

લ.—'બીજી અવસ્થામાં' ગરમ ચીજ ખવરાવ્યાથી, છોકરું અવતર્યા પછી લોહી વહે તેટલા માટે તે અવસ્થામાં ઉની ચીજ ખવરાવવાની મના છે. અને તે સિવાય ઠંડી ચીજ પેટમાં ગયાથી વેણ જલદી જલદી થઇ આવે છે.

વ.—શું કહો છો? ખવરાવ્યાના હેરફેરથી એટલું બધું થઇ આવે?

લ.—તેમ નહિ, તો શું!

વ.—ત્યારે તો એ બધા ટૂચકા જાણી રાખવા એ બહુ સારું છે!

**લ.**—એમાં વળી શક શે? પરંતુ દિલગીરીની વાત એ છે કે, આપણી દાઇયણે એમાંનું કશુંએ જાણતી નથી. અને તેઓ જાણે પણ શી રીતે? એ બધું તેમને શીખવ્યા વગર કાંઈ શીખી શકે નહિ.

**વ.**—પ્રસવ થવાને વખતે જોઇએ છીએ કે, પ્રસૂતિ તરશને લીધે પાણી પાણી કરે છે. ત્યારે તે વખતે તો તેને ઠંડું પાણી પીવા આપવું એજ સારૂં કની?

**લ.**—સારૂં તે વળી એક વાર? પ્રસવની 'બીજી અવસ્થામાં' પાણી માગે, તો ઠંડું પાણી કે ઠંડું દુધ એકાદક પાઇ શકાય. પરંતુ 'પહેલી અવસ્થામાં' ઠંડી ચીજ ખાવા પીવા ન આપવી, એ બરાબર ધ્યાનમાં રાખવું. પાણી માગે તો ઉનું ઉનું દુધ પીવાને આપવું. સમજ્યાં કેની? કેમકે દુધથી તરશ છીપે અને બળ પણ આવે. એ બંને એકી વારે થાય.

**વ.**—હા, ઠીક સમજાયું. હવે કહેવું પડશે નહિ. વારૂ હવે કહો. 'ત્રીજી અવસ્થામાં' ખોરાકઓરાકની કેવી તજવીજ રાખવી?

**લ.**—'બીજી અવસ્થા' ના જેવીજ. એમાં કશો તફાવત નથી. ગરમ ચીજ ખાવા પીવા આપવી ન જોઇએ. પછી તે દુધ હોય, કે પાણી હોય, કે ગમે તે હોય. નહિ તો લોહી વહી શકે.

**વ.**—ત્યારે તો એમજ કહોને, કે પ્રસવની 'બીજી અવસ્થામાં અને ત્રીજી અવસ્થામાં' પ્રસૂતિને જે કાંઇ ખાવા પીવાનું આપવામાં આવે, તે બધુંએ ઠંડું હોવું જોઇએ.

**લ.**—હા, એ વાત બરાબર યાદ રાખજો.



# પ્રકરણ ૭ મું.

## "પ્રસવની બીજી અવસ્થા" તથા અવતર્યા પછી બચ્ચાંનો શ્વાસ રૂંધાય તેના ઇલાજ.

**વ.**—વારૂ, હવે જુવો જોઇએ, મોતીને પ્રસવની કઇ અવસ્થા છે ?

**લ.**—(તપાસ કરી જોઇને) 'પહેલી અવસ્થા' પૂરી થઇ જઇને લગભગ 'બીજી અવસ્થા' થઈ છે. જરાયુનું મ્હો સારૂં એશ ઉઘડયું છે.

**વ.**—ત્યારે હવે શું કરશો ?

**લ.**—હવે એને સુવાવડના ઓરડામાં લેઇ જઇને સુવાડો. હવે બેસવું કે ઉભાં રહેવું ઘટારત નથી.

**વ.**—કેમ ?

**લ.**—હવે છોકરૂં અવતરવાને બહુ વાર નથી.

**વ.**—શું કહો છો ? (મોતીને) ત્યારે જા બેન, ઓરડામાં ખાટલો પાથરી મૂકયો છે. તેમાં સૂઇ જા, બા.

**મો.**—(પીડાતી પીડાતી) જાઊંછું. (સુવાવડના ઓરડામાં જઇને સૂઇ રહી. )

**લ.**—(ઓરડાની અંદર જઇને મોતીને) ડાબે પડખે સૂઇ રહેવું જોઇએ, બેન.

**વ.**—એમ ન સુવે તો ચાલે નહિ ?

**લ.**—'પહેલી અવસ્થા' ગયા પછી, સૂઇ રહીને પીડા અથવા વેણો ખમવી એજ સારૂં છે. કેમકે, બીજી અવસ્થામાં ઉભાં રહીને કે બેશીને વેણો ખમ્યાથી, છોકરાનું માથું જો જોરભેર નીચું આવી જાય, તો એકદમ ભોંય સાથે અથડાઇને તે બિચારૂં માર્યું જાય.

**વ.**—ઓ મા ! કેવો ગજબ ! ત્યારે તો એને સુવાડીજ રાખો, બઇ.

**લ.**—તમારી દાઇયણો છોકરીઓને બહુ દુઃખ દે છે. છોકરાંનું માથું બહાર આવવાનો વખત થતાંજ, પ્રસૂતિને કહેછે કે, 'ઊઠીને'

ઊંચી થઈને (અદ્ધર) બેશ, અને બેશીને સારી પેઠે કરાંઝ.' મેં કોઇ કોઇ પ્રસૂતિને એમ બોલતાં સાંભળી છે કે, 'ઓ દાઇયણ માડી' તમને પગે લાગુંછું, મને જરા સુવા દો.' તોપણ દાઇયણ તેને સૂવા દેતી નથી. તેઓ એમ ધારતી સમજાય છે કે, પ્રસૂતિ સૂઇ રહ્યાથી, અને નહિ કરાંઝ્યાથી, પ્રસવ થઇ શકે નહિ. પણ એ તેમની મોટી ભૂલ છે. એથી ફાયદો કશોએ નથી, કેવળ પ્રસૂતિને નકામું દુઃખ દેવામાં આવે છે, એટલુંજ. તે વખતે તેઓ (પ્રસૂતિઓ) સુવા પામ્યાથી બહુ બચાવ થાય છે.

**વ.**—એ વાત ખરી છે. આ જુવો, પરપોટો ફૂટયો જણાય છે.

**લ.**—હા, હવે ખૂબ સાવચેત થાઓ. અને એને ( મોતીને ) ઠીક કરીને ડાબે પડખે સૂવાડો. તથા એના બે ઢીંચણોની વચ્ચે એક મો  ઓશિકું મૂકો.

**વ.**—ઠીક. પણ અમારી દાઇયણો તો પ્રસૂતિને ચતી સૂવાવડીનેજ પ્રસવ કરાવે છે.

**લ.**—હા, એમ કરે છે ખરી. પણ પ્રસૂતિને ચતી સૂવાડીને પ્રસવ કરાવવો એ સારૂં નથી.

**વ.**—કેમ વારૂ! એમાં શો દોષ છે?

**લ.**—પ્રસૂતિને ચતી સુવાડીને પ્રસવ કરાવ્યાંથી પ્રસવના દ્વારથી ઝાડાના દ્વારસુધી ચીરાઈ જવાનો ભય ઘણો રહે છે.

**વ.**—ઓ માડી! ત્યારે તો મોતી ચતી સૂવાનું કરે તોપણ તેને એમ ચતી સૂવા દેશો નહિ.

**લ.**—એ તો તમારે મને કાંઇ કહેવું પડશે નહિ.

**વ.**—પણ વારૂ, બેન! પ્રસૂતિ ચતી સૂઇને પ્રસવ કરે, તેથી એવો ભય ઘણો રહેતો હશે શાથી?

**લ.**—તે તમે સમજી શકતાં નથી? છોકરાનું માથું બહાર આ-વવાને વખતે પ્રસૂતિ ચતી સૂતાથી, તેના પ્રસવના દ્વારના નીચલા ભાગ ઉપર ઘણો ધક્કો લાગીને મોટો ચીરો પડે. છોકરાના માથાનો

સઘળો ભાર એ જગ્યા ઉપરજ પડેકની ?

**વ.**—હા, એ વાત તો ખરી. ચતી સૂતાથી એ જગ્યા ઘણી ચીરાઈ જાય જ તો. હવે તો બરાબર સમજણ પડી.

**લ.**—સમજ્યાનો જ ખપ છે. છોકરાનું માથું બહાર આવવાને વખતે પ્રસૂતિને ડાબે પડખે સુવાડવી, તેના બન્ને ઢીચણો પેટના તરફ તાણી લેવાને કહેવું, આ બંને ઢીંચણોની વચ્ચે એક ઓશીકું મૂકવું, એ બધું બરાબર કરવાને કદી ભૂલવું નહિ.

**વ.**—એમ તે કદિ બને ? જે જે વાત તમે કહી સંભળાવો છો, તે પ્રમાણે કરવાને કદિ પણ ભૂલું ખરી કે ? એમ કરૂં તો પછી આટલી માથાફોડ કરી કરાવીને શીખું શું કરવાને ? પણ વારૂ, બેન ! ઢીંચણોની વચે ઓશિકું મૂકવાનું કારણ શું હશે ?

**લ.**—હવે છોકરાનું માથું બહાર આવવાનો વખત થયો છે. તેથી ઢીંચણોની વચ્ચે ઓશિકું મૂકીને એ સાથળોને થોડા થોડા છેટે કરી દીધા વિના કેમ ચાલે ? ઢીંચણોની વચ્ચે ઓશિકું મૂકીને સાથળો એ પ્રમાણે છેટા રખાવ્યાથી છોકરાનું માથું બહાર આવવાને સારી સગવડ અને સુગમતા થાય છે. પ્રસૂતિનાં સાથળોની અંદર છોકરાનું માથું દબાતું કચરાતું નથી અને તેને (પ્રસૂતિને) પોતાને પણ આરામ જેવું લાગે છે

**વ.**—ઠીક, ત્યારે લ્યો આ મૂકું. ( ઓશિકું મૂકે છે. )

**મો.**—ઓ, મા ! પેઢુ ચિરાઈ જાય છે !

**લ.**—(વખતને) એના પેઢુ ઉપર જરા દાબીને હાથ ફેરવો.

**વ.**—(હાથ ફેરવતાં ફેરવતાં) કેમ બેટા ! જરા ઠીક લાગે છે ને ?

**મો.**—હા, બા, ઠીક લાગે છે. પણ ઓ બાપરે ! મારી સાથળોમાં અને પગની ફેંચોમાં જાણે ખીલા ખુંચે છે.

**લ.**—(વખતને) એવીજ રીતે પાછો એની સાથળો ઉપર અને પગ ઉપર જરા દાબી દાબીને હાથ ફેરવો.

**વ.**—ફેરવું છું. પણ બેન! મોતી લવરી કરે છે કેમ? કાંઇ ભય તો નથી ને?

**લ.**—ભય વળી કેવો? છોકરાનું માથું આવવાને વખતે ઘણી પ્રસુતિઓ લવરી કરે છે, હાથ પગ પછાડે છે, જોર કરે છે, અને જાણે ગાંડી થઈ ગઇ હોય, તેવા ચાળા કરે છે. પણ એથી કશો ભય નથી. ઉલટું એમ થયાથી ખુશી થવું જોઇએ.

**વ.**—કેમ વારૂ?

**લ.**—કેમ, તે કહું છું. પ્રસૂતિને એવી રીત કરતી જોતાંજ એમ સમજવું કે, છોકરાનું માથું બહાર આવવાને હવે વધારે વાર થશે નહિ.

**વ.**—શું કહો છો? ત્યારે તો જોયા જાણ્યા વિનાજ એવી સારી વાતને માઠી માનવામાં અમે ભૂલજ કરીએ છીએ.

પણ વારૂ, બેન! મોતીને ઝાડો થઇ જાય છે કેમ? શું બેભાનમાં એમ થઇ જતું હશે? એનાથી કાંઇ હરકત કે બીક જેવું તો નથી ને?

**લ.**—એમા બીક શી? ઘણી પ્રસુતિઓને એમ થાય છે. છોકરાનું માથું બહાર આવવાને વખતે દબાણ થયાથી પ્રસૂતિને ઘણું ખરૂં ઝાડો થઈ જાય છે.

**વ.**—ઠીક, ત્યારે તો એ પણ એક જાણી રાખવા જોગ વાત છે. વારૂ, બેન, જુઓને આ છોકરાનું માથું દેખાય છે ને.

**લ.**—દેખાશેજ તો. માથું આવવાનો વખત થયો છે,

**વ.**—ત્યારે હવે શું કરવું જોઇએ?

**લ.**—તે કહું છું. જુવો, છોકરાનું માથું આવે છે તેથી પ્રસવના દ્વારનો નીચલો ભાગ થોડો થોડો ધકેલાય છે, તે દેખાય છે ને?

**વ.**—હા, તે તો બરાબર દેખી શકાય છે.

**લ.**—ત્યારે તમે એ ઠેકાણે તમારો જમણો હાથ દેઈ રાખીને છાનાં માનાં બેશી રહો. બહુ ભાર દેઇને દબાવશો નહિ. ફક્ત ત્યાં આગળ જરા હાથ દેઇ રાખવો.

વ.—એકવાર તમે મૂકી દેખાડો, કે એ ઠેકાણે હાથ કેવી રીત મૂકી રાખવો જોઇએ.

લ.—હા, દેઇ દેખાડું છું, (જુવો આકૃતિ ૪ થી.)



આકૃતિ ૪ થી.

પ્રસવ માટે સુવાડેલી સૂતિકા બાળકનું માથું બહાર આવવા લાગે છે, ત્યારે દાયણ પોતાનો જમણો હાથ પ્રસવદ્વાર પાસે ધીમેથી મૂકી રાખે છે, જેથી પ્રસવદ્વારને જોર બહુ ન પડે, નહિ તો પ્રસવદ્વાર ચીરાવાનો સંભવ.

વ.—બહુ સારૂ. બરાબર દેખાયું. હવે હું એજ પ્રમાણે એ ઠેકાણે હાથ રાખી શકીશ.

પણ વારૂ બેન! એવી રીતે એ ઠેકાણે હાથ દેઇ રાખ્યાથી શું થતું હશે?

લ.—એ ઠેકાણે એવી રીતે હાથ દેઇ રાખવામાં ન આવે તો પ્રસવના દ્વારથી ઝાડાના દ્વાર સુધીની ચામડી ચીરાઇ જઇ શકે.

વ.—સત્યાનાશજ તો! એમ શાથી થાય વારૂ?

લ.—છોકરાનું માથું ઘણો ધકકો કરે તો એ ભાગ ચિરાઇ જાય, એમાં આશ્ચર્ય શું? માંસ અને ચામડી સિવાય બીજું કંઇ (હાડકું બાડકું) તો ત્યાં નથી જ.

વ.—એ વાત તો ખરી. પણ એમ બને છે, એવું તો કદિ જાણ્યું નથી.

લ.—જાણો તે શી રીતે? કદિ પણ જોયું નથી કે જાણ્યું પણ નથી. વળી એવો બનાવ ઘણું કરીને પહેલી વારની પ્રસૂતીનેજ બને છે.

વ.—ઓ મા! ત્યારે હવે શું થશે.? મોતી પણ પહેલીવારની પ્રસૂતિ છે ને, બેન!

લ.—તેટલા માટેજ કહુંછું કેની, કે જમણો હાથ એ ઠેકાણે એવી રીતે દેઇ રાખો. એમ કર્યાથી પછી કશી ફિકર નથી.

વ.—ફક્ત એ ઠેકાણેજ એવી રીતે હાથ દેઇ રાખ્યાથી ચાલશે કની?

લ.—હા, કેમ નહિ ચાલે? બહુ દબાવવાની કે જોર બોર કરવાની કશી જરૂર નથી. ફક્ત સહજ જરા દબાવી રાખો. વધારે દબાવ્યાથી ઉલટું ઉંધું થશે.

વ.—ઉંધું તે કેવી રીતે?

—ઉંધું થશે એમ કહું છું તે એટલા માટે કે, વધારે દબાવ્યાથી, જે અટકાવવાને જાઓ છો, તેજ પહેલું થાય.

વ.—શું કહો છો? ત્યારે તો એ ઉંધું ખરૂંજ. ઠીક ત્યારે તો તમે જેમ કહ્યું તેમજ કરૂં છું. એમાં કશો ફરક પડવા નહિ દઉં.

લ.—એક વાર તમને કહી સમજાવ્યું એટલે પછી તમારા હાથે તેથી ઉલટું કદિ થાયજ ખરૂં કે?

વ.—વારૂ, પહેલીવારની પ્રસૂતિનેજ એમ થાય તેનું શું કારણ?

લ.—તે પણ તમે સમજી શકતાં નથી? એનું શરીર આખું સાજું ઘસારા વિનાનું સખત હોવાથી જલદી મોકળું અથવા ઢીલુ થાય તેથીજ છોકરાનું માથું બહાર આવતી વખતે વધારે દબાણ થયાથી એ જગ્યા ફાટી કે ચિરાઇ જાય તેમાં નવાઈ શી? એકવાર જેને વગર હરકતે પ્રસવ થયેલો છે, તેને પછી એવો માઠા બનાવ બનવાનો ઘણો ભય રહેતો નથી. હવે સમજાયું?

વ.—હા, હવે ઠીક સમજણ પડી. એકવાર છોકરું થઇને જેની ચીર ફાટ થવાની કે તાણતોડ લાગવાની જગ્યા સારી રીતે મોકળી થઇ ગયેલી છે, તેનો એ ફાટવાનો ભાગ ઉછરી ગયો છે, એ બરાબર સમજી શકાય છે.

લ.—જે સ્ત્રીઓને એક વરસ, બે વરસ, કે ત્રણ વરસને આંતરે છોકરૂં થાય છે, તેના સંબંધમાં એ દહેશત બહુ રહેલી નથી. એ સાધારણ રીતે સમજી રાખવું. પરંતુ જેમને આઠ દશ વરસ પછી છોકરું થાય, તેને સારૂ પહેલી વારની પ્રસૂતિના જેટલી સાવચેતી રાખવી જોઇએ.

વ.—તે તો રાખવી જોઇએ. ઘણા વખત સુધી છોકરું નહિ થયાથી પ્રસૂતિનું શરીર જેવું ને તેવું નરમ અથવા મોકળું નજ રહે. તેથી સાવચેત રહેવુંજ જોઇએ.

લ.—વાહ! બરાબર સમજ્યાં છો! ખરાં.

વ.—આ જુઓ, છોકરાનું માથું બરાબર દેખાય છે. અને એ ઠેકાણે ખુબ ધક્કો લાગે છે.

લ.—હા, છોકરાનું માથું બહાર આવે છે. તમે તમારો જમણો હાથ એ ઠેકાણે બરાબર દેઇ રાખો.

વ.—વારુ, ક્યાં સુધી હાથ ત્યાં આગળ દેઈ રાખવો જોઇશે?

લ.—છોકરાની ગરદન બહાર આવે નહિ, ત્યાં સુધી હાથને ત્યાં આગળથી ઉપાડી લેશો નહિ.

**વ.**—બહુ સારૂં, એટલા માટેજ પુછુ છું.

**લ.**—આ જુઓ, છોકરાનું માથું બહાર આવ્યું છે. એના ગળે એકવાર હાથ ફેરવીને જુવો જોઇએ.

**વ.**—કેમ? છોકરાને ગળે હાથ ફેરવીને શું જોવાનું છે?

**લ.**—નાળ ગળે વિંટાયલો છે કે નહિ, તે જોવું જોઇએ.

**વ.**—એ વળી શું? નાળ ગળે વિંટાઈ રહેતો હશે કે?

**લ.**—હા, કેટલાંક છોકરાંને ગળે નાળ વિંટાઇ રહેલો જોયો છે.

**વ.**—વારુ, એમ ગળે નાળ વિંટાઇ રહ્યો હોય તેથી કાંઇ નુકસાન તો નહિ ને?

**લ.**—છોકરું જ્યાં સુધી પેટમાં રહે ત્યાં સુધી તો કાંઈ નુકસાન નહિ. પણ તે અવતર્યા પછી જો તેના ગળામાંથી નાળનો એ ફાંસો જલદી ખોલી નાંખવામાં ન આવે, તો તે છોકરું માર્યું જાય.

**વ.**—એમ કે? ત્યારે તો જરા જુવોને બેન, આના ગળામાં નાળ વિંટાયલો છે કે નહિ?

**લ.**—ના, નથી કાંઇ ફિકર જેવું નથી.

**વ.**—પણ વારુ, કદાપિ હોત, તો શું કરત?

**લ.**—કેમ? એમાં વળી અઘરું શું છે? નાળનો આંટો માથું અંદરથી કહાડી કહાડીને છોડવી નાંખત.

**વ.**—ત્યારે તો એ બહુ સહેલો ઉપાય દેખાય છે.

**લ.**—સહેલો નહિ તો શું? પરંતુ એ નાળનો આંટો જે માથું તેની અંદરથી કહાડી કહાડીને છોડવી નાંખવો, તે ખૂબ જાળવી જાળવીને અને આસ્તે આસ્તે છોડવો જોઇએ, નહિ તો નાળ તૂટી જાય, અને તેથી સારૂં કરવા જતાં માઠું થાય.

**વ.**—હા, એ તો ખરું. પ્રસૂતિને પ્રસવ કરાવવાનું કામ કાંઈ તડામાસ્તું નથી. ધીરે સાંસ્તે કર્યાથીજ સારું થાય.

**લ.**—ત્યારે હવે જાણ્યું કની કે ઘણાં છોકરાંના ગળામાં નાળ વિંટાયલો હોય છે; અને એથી કાંઇ ભય જેવું નથી? માત્ર જરા

હિંમત રાખીને અને સાવચેત થઇને, છોકરાનું માથું તે નાળના ગળાની અંદરથી કહાડી કહાડીને તેનો પેચ છોડવવો જોઇએ, એટલે અડચણ ટળી ગઈ.

**વ.**—બરાબર સમજાયું. ઠીક, ત્યારે છોકરાનું માથું બહાર આવતાંજ તેના ગળે હાથ ફેરવીને જોવું જોઇએ, ખરું ? જો નાળ વિંટાયેલો હોય, તો તરતજ માથું અંદરથી કાઢી કાઢીને પેચ છોડવી દેવો એટલે કશી દહેશત ન રહે.

**લ.**—હા, તે જોવું જોઇએ. અને મેં પણ તેટલા માટેજ આ છોકરાના ગળે હાથ ફેરવી જોયો.

**વ.**—છોકરાના ગળામાં એવા કેટલા પેચ હોય ?

**લ.**—તે કાંઈ નક્કી નથી. બે, ત્રણ, કે પાંચ પણ હોય, અને વખતે એથી પણ વધારે હોઈ શકે.

**વ.**—જો પાંચ સાત આંટા હોય, તો તો એકે એકે કરીને માથું તેમાંથી કાઢીને છોડવતાં બહુ વાર લાગે.

**લ.**—હા, લાગેજ તો. પરંતુ એટલી બધી ઢીલ કરવી ન જોઇએ ( જેમ બને તેમ જલદી છોડવી નાંખવાની તજવીજ કરવી જોઇએ, ) ધીમે ધીમે કરીને વાર લગાડ્યાથી છોકરું મરી જાય.

**વ.**—ત્યારે શું કરવું ?

**લ.**—કાતર વતે એ નાળના પેચને કાપી નાંખવા પણ કાપતાં પહેલાં છોકરાના નાળ ( ડુંટી ) ના તરફ એક બંધ, અને પ્રસૂતિના તરફના નાળ ઉપર એક બંધ બાંધી દેવો. એવી રીતે બંને તરફ બંધ બાંધીને કાપ્યાથી નાળમાંથી લોહી નીકળે તેને લીધે પ્રસૂતિ કે છોકરું કોઇને પણ નુકસાન થવાનો સંભવ નથી. એથી બધી તરફનો બચાવ થયો કેની ?

**વ.**—હા, એ ઉપાય તો બહુ સારો છે. પણ અમારી દાઇયણો એ સંબંધી કાંઇ જાણતી હોય એમ લાગતું નથી.

**લ.**—તેઓ શી રીતે જાણે ? કોઇના કહી દેખાડ્યા વિના

પોતાની મેળેજ તેઓ શી રીતે શીખી શકે ?

**વ.**—એ તો ખરૂં. પણ, અરે ! એવો દહાડો ક્યારે આવશે કે અમારા દેશની દાઇયણો અને સઘળી સ્ત્રીઓ એ બધું જાણશે ! એમ થાય તો કેટલો બધો બચાવ થાય ! પણ વારૂ, બેન ! આ છોકરાનું માથું બહાર આવીનેજ એટલેથી બંધ રહી ગયું. આગળ વધારે આવતું નથી કેમ ?

**લ.**—એટલાં ઉતાવળાં ન થાઓ. ઉતાવળ કરવાનું આ કામ નથી. છોકરાનું માથું આવીને શરીર આવતાં થોડીવાર લાગે એને સારૂ કાંઇ ફિકર ચિંતા નથી.

**વ.**—ફિકર ન હોય એટલે થયું. વારૂ, ત્યારે માથું ઝાલીને તાણ્યાથી શું છોકરૂં બહાર આવે નહિ ?

**લ.**—અરે સત્યાનાશજ વળે તો ! એવી વાત મ્હોડે પણ લાવશો નહિ. એમ થયાથી શું બચવાનો આરો રહે કે ? છોકરૂં તરતજ માર્યું જાય.

**વ.**—શું કહો છો ? શી રીતે માર્યું જાય ?

**લ.**—ધડ અથવા ગરદનના ઉપર જે હાડકું છે, તે હાડકાની અંદર એક નસ* છે, તે નસ તણાતાં વેંત જ છોકરૂ મરી જાય, પછી, કાંઇ કહેવા સાંભળવાનું રહેજ નહિ. છોકરાનું માથું ઝાલીને તાણ્યાથી એ નસ તણાય, તેતો સમજી શકાય છે ને ?

**વ.**—હા, એ તો ખરૂં. ત્યારે અમારી દાઇયણો કેવું કાચું કાપે છે ? તેઓ તો માથું ઝાલી તાણીને ઘણાં છોકરાંને મારી નાંખે છે.

**લ.**—શું કર્યાથી શું થાય તે નહિ જાણ્યાથી એવી રીતે તેઓ મારી નાંખે એમાં નવાઇ શી ! પરંતુ એમાં તેમને દોષ દેઈ શકાય નહિ. કેમકે તેઓ જાણતી નથી તેથી એમ કરે છે. નહિ તો છોકરાં મારી નાંખવાનો કાંઈ તેમને શોખ હોય નહિ.

---

* મેડચુલા ઓબલોંગેટા ( Madulla oblongata )

**વ.**—ખરૂ ક્હો છો. વારૂ, છોકરાનું માથું ઝાલીને કાંદ પણ તાણવું નહિ એમ તમે ક્હો છો, પરંતુ માથું આવ્યા પછી જો બાકીનું શરીર આવતાં વધારે વાર લાગે, તો પણ શું કાંઇ ઉપાય ન કરવો ?

**લ.**—ઉપાય તો અવશ્ય કરવો. નહિ તો છોકરૂં મરી જાય.

**વ.**—તે ઉપાય શો ?

**લ.**—તે કહું છું. છોકરાનું માથું આવીને જરાવાર પછી જો વેણ આવે (પીડા ચાલે) તો તો કાંઇ કરવું પડશે નહિ. એની મેળેજ છોકરૂ અવતરશે. પરંતુ જો તેમ ન થાય, માથું આવ્યા પછી જો વેણ બંધ પડી જાય, તોજ જાણવું કે છોકરૂ આવતાં વાર લાગી. એનું જોઇને જો પ્રસુતિને જલદી છુટાછેડા થઇ જાય એવો કોઇ ઉપાય કરવામાં ન આવે, તો છોકરૂ માર્યું જાય.

**વ.**—તે ઉપાય શો, તે ક્હોને ત્યારે.

**લ.**—છોકરાનું માથું આવીને પ્રસૂતિની પીડા બંધ પડી જાય તો તેના પેટ ઉપર સારી પેઠે હાથ ફેરવવો. એમ હાથ ફેરવતાં ફેરવતાં પીડા થવા માંડશે અને પીડા થયેથી છોકરૂ થતાં પછી વાર લાગશે નહિં.

**વ.**—ઠીક, આ એક જુક્તિ તો જાણી લીધી, પરંતુ ફક્ત હાથ ફેરવ્યાથી જો પીડા થઇ આવે નહિ, તો પછી શું કરવું ?

**લ.**—તેનો પણ ઉપાય છે, તે કહુંછું, સાંભળો. એક જણીને પ્રસુતિનું પેટ હાથ દઇ ખૂબ દાબી રાખવાને ક્હેવું. અને દાઇયણે છોકરાની ગરદન ઉપર એક હાથ દેઇને અને બીજા હાથની એક કે બે આંગલીઓ તેની બગલમાં ઘાલીને, અથવા તો છોકરાની બંને બગલોમાં બંને હાથની બબ્બે આંગલીઓ ઘાલીને, ધીમે ધીમે ખેંચીને બહાર કાઢવું. એથી છોકરાને કે પ્રસુતિને કોઇને પણ દુઃખ થશે નહિ. વળી એ પણ સમજવું કે એ રીતે બહાર કાઢ્યાથી છોકરાની ગરદન ઉપર જરા પણ તાણ પડશે નહિ.

વ.—વારૂ, દાઇયણ જુક્તિ કરીને છોકરાને ખેંચીને બહાર કાઢે એમ કહ્યું તે તો ઠીક છે, પણ પ્રસૂતિના પેટ ઉપર દાબવાનું કારણ શું ?

લ.—પેટ દબાવ્યા વિના એકદમ છોકરાને તાણીને બહાર કાઢયાથી ઘણું લોહી નીકળે ને તેથી વખતે પ્રસૂતિ મરી પણ જાય.

વ.—શું કહો છો ? ત્યારે તે છોકરાને ખેંચીને બહાર કાઢવું એ બહુ ભય ભરેલું છે. તેથી બની શકે ત્યાં સુધી તો છોકરાને ખેંચીને કાઢવુંજ ન જોઇએ.

લ.—નહિજ જોઇએ તો. તે છતાં કદાપિ ખરેખરી જરૂરજ હોય, તો પેટ ઉપર દબાવ્યા વિના કદિ પણ બહાર કાઢવું નહિ, એ વાત બધાએ બરાબર ધ્યાનમાં રાખવી જોઇએ.

વ.—જુવો, જુવો, આપણે વાતો કરતાં કરતાંમાં તો છોકરાની ગરદન નીકળી આવી દેખાય છે.

લ.—હા મેં તો કહ્યુંજ છે કે, છોકરાનું માથું બહાર આવ્યા પછી થોડીજ વારમાં કાંધ (ગરદન) છાતી, પેટ, એ સર્વે એકે એકે આવશે. તમે તમારો જમણો હાથ હજુ એ ઠેકાણે રાખી રહેજો. અને ડાબા હાથથી મોતીના પેટને દાબીને પકડો. હું અહિં આગળ છોકરૂ જે નીકળે છે તેવુંજ એ હાથવતે તેને ઝાલી લેઉછું.

વ.—છોકરાનું માથું અને ગરદન બહાર આવે એટલે શું પ્રસૂતિનું પેટ હાથ વતે દાબીને પકડવું જોઇએ ?

લ.—હા, એ એક નિયમ સમજી રાખો.

વ.—ત્યારે હવે મોતીના પ્રસવના દ્વારની નીચેથી હાથ લેઇ શકાય કે ?

લ.—હા, હવે લેઇ શકાય. પહેલેથીજ તમને કહેલું છે કે, છોકરાની ગરદન નીકળી આવે એટલે પછી ત્યાં હાથ દેઇ રાખવાની જરૂર નથી.

વ.—કહેલું છે તો ખરૂ, તે છતાં એકવાર પૂછી જોઉ છું. વારૂ, પેટ ઉપર હાથ એવી રીતે ક્યાં સુધી દેઇ રાખવો જોઇએ ?

લ.—જ્યાંસુધી ઓર ન પડે ત્યાંસુધી રાખવો જોઇએ. ત્યારપછી શું શું કરવું, તે કહું છું.

વ.—જય શ્રીકૃષ્ણ કહો! ખુલાસો થઇ ગયો! બંને બચ્યાં! થાળી વગાડો, થાળી વગાડો, મોતીને ભાણીઓ અવતર્યો!

લ.—તે તો વગાડીએ છીએ. તમે અસલ વાત—તમને જે કરવાનું કહ્યું છે તે—ભૂલશો નહિ. મોતીના પેટ ઉપરથી હાથ ઉપાડી લેશો નહિ. હું છોકરાને જે જે કરવું જોઇએ તે કરૂં છું. છોકરૂ અવતરે કે તરતજ તેને પ્રસૂતિની ડાબી કે જમણી તરફ ખશેડી દેવું, નહિતો જો કદાપિ લોહી વહી આવે તો તે છોકરામાં મ્હો, આંખો, નાક, કાન વગેરેમાં પેશી જઇને સત્યાનાશ વાળી મૂકે.

વ.—હા, એ તો તમારૂ કહેવું કાંઈ ખોટું નથી. એટલા માટેજ તમે તડામાર કરીને છોકરાને આમ એકદમ ખશેડી દીધું, એમ લાગે છે. બરાબર, બરાબર, સમજ્યામાં આવી ગયું.

લ.—હવે પ્રથમ છોકરાંના મ્હોમાં આંગળી ઘાલીને જોઉં, કે લાળ બાળ કાંઇ ભરાયેલું છે કે નહિ? જો હોય, તો તે કાઢી નાંખીને મ્હોને સારૂ બેશ સાફ કરી નાંખું, એનેજ તમારી દાઇયિણો ગલુ કર્યું કહે છે.

વ.—આવા તરતના જન્મેલા છોકરાના મ્હોમાં લાળ બાળ ક્યાંથી આવી ગઇ?

લ.—કેમ? માથું બહાર આવવાને વખતે. એટલું પણ સમજી શકતાં નથી? છોકરો સારી રીતે રડે છે તો ખરો; ત્યારે તો હવે બીજું શું, લાવો (નાડ, નાડી) કાપું.

વ.—છોકરો રડ્યો ન હોત તો તમે નાલ ન કાપત, એમ લાગે છે.

લ.—બાપરે બાપ! છોકરૂ રડે નહિ તો સમજી લેવું, કે તે હાંફે છે અથવા રૂંધાય છે. એમ હાંફતા અથવા રૂંધાતા છોકરાને હોંશીયાર કર્યા વિના જો તેનો નાલ કાપવામાં આવે, તો તે મરીજ જાય.

વ.—વારૂ, છોકરૂં રૂંધાતું હશે શાથી ?

લ.—પ્રસવ થતાં પ્રસૂતિ બહુ કષ્ટાય, કે ત્રણ વાર થાય, તો છોકરૂં રૂંધાય.

વ.—ત્યારે છોકરૂં એમ રૂંધાયા પછી તેને બચાવવાનો ઉપાય શો હશે, બેન ?

લ.—એનો ઉપાય બહુ સહેલો અને સટ છે. સૌથી પહેલાં મ્હોમાં આંગલી ઘાલીને તપાસી જોવું. અને જો લાળ બાળ હોય તો સારી રીતે સાફ કરીને કાઢી નાખવી. ત્યારપછી બે ત્રણ અંજલી ઠંડું પાણી લઇને છોકરાના મ્હો અને આંખો ઉપર ધીમેથી છાલકો મારવી. એમ કર્યાથી તે (ખાલી) આળસ ખાવાની પેઠે બે ત્રણ વાર કરીને એકદમ રડી ઉઠશે અને રડ્યું એટલે ભય ગયો.

વ.—પણ વારૂં, મ્હો અને આંખો ઉપર ઠંડા પાણીની છાલકો માર્યાથી જો કાંઇ ન થયું, તો પછી શું કરવું ?

લ.—તેમ થાય તો એક તપેલા જેવા વાસણમાં ઠંડું પાણી ભરીને છોકરાને ગળા સુધી તેની અંદર એકદમ (ધીબ દેઇને) ડુબોવી દેવું અને ડુબાડ્યું કે તરતજ પાછું એવી રીતે ઉપાડી લેવું. એથી તે (છોકરૂં) ચમકી ઊઠયાની પેઠે થતાંજ રડી ઊઠશે. અને જો ફક્ત એટલું કર્યાથી કાંઇ ન થાય, તો છોકરાને એવી રીતે એકદમ એકવાર ઠંડા પાણીમાં, અને એકવાર ઉન્હા પાણીમાં ગળા સુધી ડુબાડવું અને બહાર કાઢવું. એ પ્રમાણે કેટલીકવાર કરતા કરતામાં જ તે રડી ઊઠશે. અને રડ્યું એટલે બધી બલા જાણે ગઇ. એવા તરતના જન્મેલા છોકરાના શરીરે સહેવાય તેવું ઉન્હું પાણી લેવું, એ તો સમજોજ છોને ?

વ.—હા, સારી રીતે સમજું છું. ત્યારે તો એમજ કહોને કે છોકરૂં અવતર્યા પહેલાં સુવાવડના ઓરડાની અંદર ઠંડું પાણી અને ઉન્હું પાણી જુદા જુદા વાસણની અંદર તૈયાર રાખવુંજ જોઇએ.

લ.—રાખવુંજ જોઇએ તો. નહિતો તે વખતે લાવતા કરતામાં તો છોકરૂં માર્યું જાય. એકલું પાણીજ તૈયાર રાખવું એમ કાંઈ નથી;

પણ એક જોડ કાતર, થોડીક પાતળી ફીત, ચારેક હાથ લાંબો એક ફલાલીનનો કડકો, એક સારો સુંવાળો અને પાતળો મલમલ જેવા લૂગડાનો કડકો, અને એએક હાથ લાંબો બીજો એક ફલાલીનનો કડકો, એટલું અવસ્ય તૈયાર કરી રાખવું જોઇએ.

વ.—કેમ, એ બધી જણસોની જરૂર શી?

લ.—શી જરૂર, તે હમણાંજ દેખાડી દેઊછું.

વ.—વારૂ, છોકરાને એવી રીતે ઠંડા પાણીમાં અને ઉન્હા પાણીમાં ગળા સુધી ઝબોળી કાઢ્યાથી જો કાંઈ ન થાય, તેમ ક્યાંથી પણ છોકરૂં જો ન રડે, તો પછી છાનામાના બેશી રહેવું કે કોઇ બીજો ઉપાયઅુપાય કરવો?

લ.—છાનામાનાં શા માટે બેશી રહેવું? છોકરાને ખોળાની અંદર ચતુ સુવાડીને તેના બંને હાથનાં બંને બાવડાં આપણા બે હાથથી પકડવાં. અને તેના મ્હોડે આપણું મ્હોડું અડાડીને ફૂંક મારવી. તેનાં બંને બાંવડાંથી તેનાં પાંસળાં વગેરે એકવાર દબાવવાં, અને પછી તે બાંવડાંને તેના માથાના બંને પડખા તરફ ઊંચાં કરીને લેઇ જવાં. અને બાંવડાંને જ્યારે એમ ઊંચાં કરવામાં આવે, ત્યારે તેના મ્હોમાં ફૂંક મારવી. એવી રીતે ત્રણીવાર સુધી કર્યા પછી, પહેલાં પહેલાં તો છોકરૂં થોડીથોડી વારને આંતરે આળસ ખાવાની પેઠે કરી ઊઠશે. ત્યાર પછી ઉપરાઉપરી એમ કરશો, અને પછી રહેતે રહેતે સહજ શ્વાસોશ્વાસ લેશે મુકશે.

વ.—એવી રીતે બંને બાવડાં ઊંચાં કરીને મ્હોમાં ફૂંક માર્યાથી અને પાંસળાં વગેરે બાંવડાંવતી એ પ્રમાણે દબાવ્યાથી શું થાય?

લ.—એમ કર્યાથી શું થાય તે કહું છું, શ્વાસ તાણીને લીધાથી છાતી ફૂલી ઉઠે છે તે જાણો છો?

વ.—હા, તે તો જાણું છું.

લ.—અને શ્વાસ પાછો નીચો મૂક્યાથી છાતી સંકોચાઈને સાંકડી થઈ જાય છે, તે પણ જાણોછો ને? તેટલા માટે, જેથી છોકરૂં

શ્વાસ લેવા મૂકવાથી છાતી ફૂલે છે અને સંકોચાય તેમ તેનાં બે બાંવડાંથી તેનાં પાંસળાં વગેરે હાડપિંજર એકવાર દબાવવું, અને એ બે બાવડાંને તેના માથાની બંને બાજુએ ઊંચાં લેઈ જવું એમ કર્યા કરવું. શ્વાસ લીધાથી છાતીની અંદર પવન ભરાતો જાય છે, તેને બદલે હું તેના મ્હોડામાં ફૂંક મારીને તેની છાતીમાં પવન ભરી દેઉછું.

વ.—ત્યારે એમ કહોને કે આવી યુક્તિ કરીને છોકરાને શ્વાસ લેવરાવવો મુકાવવો.

લ.—હા, તે નહિ તો બીજું? શું એમ કર્યા વિના છોકરાને બચાવી શકાય ખરૂં કે?

વ.—એમ કરવાથી પણ છોકરૂં ન બચે તો પછી તેની આશા જ છોડી દેવી કેમ?

લ.—હા, એજ છેલ્લો ઉપાય છે. તો પણ તે શીવાય છોકરાની પુઠ ( કુલા ) ઉપર કેટલીકવાર લપડાકો માર્યાની પેઠે થાબડવાથી, અને તેના નાકની અંદર એક પીછાના કકડાથી ગલગલી કર્યાથી પણ તેને બચાવી શકાય પરંતુ તે પહેલાંજ કરવું જોઇએ. અને જો કદિ એમ જોવામાં આવે કે, છોકરૂં અવતરીને રડયું નહિ, તથા તેનું મ્હો અને આંખો વગેરે સર્વ કાળું પડી ગયું છે, તો પછી તેના ડુંટી આગળના નાળની તરફ ત્રણ આંગળને આશરે રહેવા દઇને નાળને કાપી નાંખવો (વધેરવો). અને એ નાળને કાપીને તરતજ બંધ બાંધી નહિ લેતાં ત્યાં આગળથી થોડાક ચમચા પૂર લોહી નીકળી જવા દેવું. એટલું લોહી નીકળ્યા પછી નાળને બાંધી લેવો. એ લોહી વહી ગયાથી પછી દેખાશે કે, છોકરાનું મ્હો આંખો વગેરે તેવાં કાળાં પડી ગયેલાં રહ્યાં નથી. એ કર્યાથી પણ જો એમ જણાય કે, છોકરામાં શ્વાસ લેવા મૂકવાનું કશુંએ ચિન્હ માલમ પડયું નહિ, તો પછી પહેલાં જેમ કહી ગઇછું, તેમ તેની આંખો અને મ્હો ઉપર ઠંડા પાણીની છાલકો મારવી વગેરે બધું કરવું. આ સઘળું મે કહી સંભળાવ્યું તે બરાબર પુરેપુરૂં સમજાયું કે નહિ?

**વ.**—બરાબર સમજી છું. એ સમજવું અઘરૂં શું છે? સમજી છું કે નહિ એમ તમે પૂછો છો શું? કહો તો બધુંએ કહી દેખાડું.

**લ.**—એમ કેઃ વારૂ ત્યારે કહી દેખાડો જોઈએ.

**વ.**—છોકરાનું મોં આંખો વગેરે કાળાં પડી ગયાં છે; એવું જોયા વિના, નાળમાંથી લોહી કહાડવા દેવું નહી. કેમ ખરૂંકની!

**લ.**—હા, બરાબર મનની અંદર વાત ખેંચીને બહાર કાઢો છો ને! તમારા જેવી સમજનારી સ્ત્રી બીજી જોઈ નથી.

**વ.**—ઠીક. ત્યારે તો છોકરૂં રૂંધાય ગુંગળાય તો તેને બચાવવાના ઉપાય તો ઘણા દેખાય છે.

**લ.**—હા, છેજ તો. પરંતુ આટલા બધા ઉપાય હોવા છતાં પણ તમારી દાઈયિણો છોકરાને મુવેલું સમજીને ઘસડી નાંખે છે.

**વ.**—તેમ થાય છેજ તો. તેઓ શું કાંઈ આટલી બધી જુક્તિ કે કળવકળ જાણે છે? છોકરૂ અવતરીને રડે નહિ એટલે બધી આશા તૃષ્ણા છોડી દઇને બેશી રહે છે. તો પણ કેટલીક કામની કરંદી દાઈયણો દીવાની શગથી નાળને જરા જરા શેકે છે, છોકારાના માથા ઉપર ઠંડુ પાણી રેડે છે, અને કાળાં મરી ચાવીને તેના (છોકરાના) નાકમાં અને મોંમાં ફુંકારે છે. એ બધું કરવાથી શું કાંઈ ફાયદો થતો હસે, વારૂ?

**લ.**—નાળને સેક કર્યાથી શો ફાયદો થાય, તે તો હું કાંઇ કહી શકતી નથી. અને માથા ઉપર પાણી રેડવાથી ફાયદા કરતાં નુકશાન વધારે છે. એથી છોકરૂં, ઉલટું વધારે નિર્જીવ (મરણતોલ) થઈ પડે. તેમ મરી ચાવીને ફુંકારવું પણ કાંઈ સારૂં સમજવું નહી. એનાથી છોકરૂં કદાપી બચે, તો પણ બહુ ભયાનક ઠાંસો અને હાંફણ પેદા થઈ આવે.

હવે, ત્યાર પછી, નાળ કાપવો શી રીતે, તે જુવો.

**વ.**—નાળ કાપવામાં વળી જોવાનું શું છે? છરીવતે કાપી નાંખવો.

લ.—નાળ કાપવાના શું જોવાનું છે, એમ કહેશો નહિ. નાળ કાપવાના અને બાંધવાના દોષથી (ભુલથી) તો ઘણાં છોકરાંના જીવ ગયા છે.

વ.—શું કહો છો? એ તો મેં કદી પણ જાણ્યું નથી ત્યારે તો જોવું જોઇએ કે નાળ શી રીતે કરીને કાપવો, અને શી રીતે બાંધવો.

લ.—એક બે કાતરો અને હાથેકને આશરે પાતળી રીત લાવવાને કહો જોઇએ.

વ.—કેમ વારૂ? અમારી દાઇયણો તો તાંત વતી નાળને બાંધે છે. અને છરીના દાતા વતી કાપે છે. એમાં કાંઈ દોષ (નુકશાન) છે કે?

લ.—એટલો બધો દોષ તો કાંઈ નથી. પણ તાંત બહુ સખત અને ધાર જેવી હોય છે, અને તેથી વખતે બાંધવાને ઠેકાણેથી નાળને કાપી પણ નાંખે છે, અને નાળ કપાઈ ગયાથી ઘણું લોહી નીકળીને વખતે છોકરૂં મરી જાય પણ ખરૂં. એમ થયાથી વળી પાછો બીજા કશાનો બીજો બંધ નહિ બાંધ્યાથી, લોહીને બંધ કરી શકાય નહિ.

વ.—ત્યારે તો એમાં ઘણો દોષ નથી એમ કેમ કહેવાય? તમે તો લ્યો, આ રીતથીજ ભાણીઆનો નાળ બાંધો; નકામું નુકશાન વેઠવાની જરૂર નથી. વારૂ, પણ છરીથી નાળ કાપવામાં શો દોષ હશે?

લ.—એથી છોકરૂ બહુ પીડા પામે. ઘશી ઘશીને કાપવો પડે ને જુવોછોને નાળ કાપતી વખતે છોકરૂ કેટલું રડે છે. પણ ધારવાળી કાતર વડે કાપ્યાથી તેને (છોકરાને) માલમ પણ ન પડે અને તેથી રડે પણ નહિ. વળી છરી વતે ઘશી ઘશીને કાપ્યાથી નાળની પીડા વધીને છોકરાને આંચકી અથવા તાણનો રોગ પણ થઈ શકે છે, અને ઘણાં છોકરાંને થયેલો પણ જોયો છે. પહેલાં પણ આ વાત તમને કહી ગઈ છું, તે યાદ છે કની?

વ.—યાદ કેમ ન હોય, બેન!

લ.—ત્યારે, છરી વતે નાળ કાપ્યામાં શો દોષ છે, એમ પાછા પૂછો છો કેમ?

વ.—એ મારી ભૂલ થઈ. ઠીક; ત્યારે તો છરી વતે નાળ કાપીને છોકરાને નકામું દુઃખ શા માટે દેવું જોઇએ? ધારવાળી કાતર છે, તેનાથીજ કાપો. છરી વતે નાળ કાપવો એવું કાંઇ શાસ્ત્ર નથી, કે તેનાથી કાપવોજ પડે.

લ.—વાહ! તમારી વાત સાંભળીને હું બહુજ ખુશી થાઉં છું. મેં પણ ઘણી સ્ત્રીઓ જોઇ છે, પરંતુ તમારા જેવી સમજનારી કોઈ જોઈ નથી. તેઓ તો જેમ થતું આવ્યું છે તેમજ કરે છે. આંખોમાં આંગળી ઘાલીને તેના દોષ દેખાડી દીધાથી પણ, તેઓ તેમ કરવાનું છોડતી નથી.

વ.—એ તો બહુજ ખોટું. એમ કર્યાથી શું સંસાર ચાલશે કે? આજ આપણે જેવાં છીએ, તેવાને તેવાંજ જો દસ વરસ પછી પણ રહીએ, તો પછી માણસોની ચઢતી દશા થશે શી રીતે? તેટલા માટે જે સારૂં દેખીએ તે કરવું. તેમાં પછી આમ કે તેમ કરવું શા સારૂ?

વ.—ત્યારે હવે જુવો, નાળના તરફ (ડુંટીના તરફ) ત્રણ આંગળને આશરે રાખીને એક બંધ બાંધું છું. ત્યાર પછી જુવો, એ બંધનાથી અડધા આંગળથી કંઈક ઓછા છેટે પાછો બીજો આ એક બંધ બાંધ્યો. એ બે બંધની વચ્ચેથી કાતર વતે આ નાળ કાપ્યો કેમ. જુવો, છોકરો જરાએ રડયો છે કે?

વ.—ના બાઈ, કંઈ જણાયુંજ નહિને! ખરેખર, ત્યારે તો છરી વતે નાળ કાપીને છોકરાને નકામુંજ દુઃખ દેઇએ છીએ જો! એટલુંજ નહિ. પણ એમ કરીને વખતે મારી પણ નાંખીએ છીએ. ખેર. હું તો એ બધું શી રીતે કરવું તે બરાબર શીખી ગઈ હવે જો કદિ કોઇવાર મારે નાળ કાપવો પડશે, તો છરી વતે નહિજ કાપું. પણ વારૂ, નાળ ઉપર બે બંધ બાંધ્યા શા સારૂ? અમે તો એકજ બંધ બાંધીએ છીએ.

લ.—એ બંધ બાંધવાની બહુ જરૂર છે ફક્ત નાળના તરફજ એક બંધ બાંધીને કાપ્યાથી, પ્રસૂતીના પેટની અંદર જો બીજું છોકરૂં હોય, તો તો તે માર્યું જાય એવો સંભવ છે.

વ.—પેટની અંદર પાછું બીજું છોકરૂં હોય કેવી રીતે?

લ.—કેમ? કોઈ કોઈ પ્રસૂતિને જોડિયાં (બે) છોકરાં થતાં નથી?

વ.—તે તો કેમ ન થાય?

લ.—એ જોડિયાં હોવાથી શું બંને છોકરાં એક સાથેજ અવતરે છે?

વ.—ના, તેમ તો કેમ બને? એક પહેલું આવે, અને ત્યાર પછી થોડીક વાર કેડે બીજું અવતરે.

લ.—ખરૂંકની? પ્રસૂતિને એક છોકરૂં થશે કે જોડિયાં છોકરાં થશે તે કાંઈ પહેલેથી કહી શકાય નહિ.

વ.—તે તો કેમ માલૂમ પડે?

લ.—ત્યારે એમ સમજવુંજ જોઈએ કે, નાળ કાપતી વખતે પેટમાં બીજું એક છોકરૂં છે, એમ ધારીને કાપવું તે સારૂં છે. નહિ તો પેટમાં કદાપિ બીજું છોકરૂં હોય, તો તેનો નાળ અને પહેલાં આવેલા છોકરાનો નાળ એક હોય, તેથી લોહી વહ્યાથી પેટમાંનું છોકરૂં મરી જાય. તે સિવાય બે બંધ બાંધીને નાળ કાપ્યાથી ઓર જલદી પડે.

વ.—ખરી વાત, ત્યારે તો એક બંધ બાંધીને નાળ કાપવો એ ઘણો મોટો દોષ છે.

લ.—દોષ ન હોય તો પછી આમ તોડી ફાડીને કહું શું કરવા?

વ.—અમારી દાઈયણો તો આમાંનું કાંઈ પણ જાણતી નથી તેમને શીખવવાની ઘણીજ જરૂર છે. કેમકે જુવોને, એક સાધારણ ભૂલથી કેટલો બધો અનર્થ થઈ શકે છે?

લ.—ત્યારે જુવો, દેશની રીતભાત અને રહેણી કરણીમાં સુધારો થતો જાય છે, તેવા વખતમાં, દાઇયણોને શીખવ્યાથી વધારે લાભ થાય, એમ ધારીને પણ શું કોઈ એનો કશો ઉપાય કરશો નહિ ?

વ.—કોશીશ કરે તો શું ન થાય ? અમે અબળા જાત છીએ, અમારા દુઃખ તરફ કોઇ નજર કરતું નથી. દાઇયણો સારી શીખેલી નહિ હોવાથી કેટલી પ્રસુતિઓ અને કેટલાં છોકરાં માર્યા જાય છે, તેનો પુરૂષોને કંઈ ખ્યાલ થાય, તોજ એનો ઉપાય કરેને ? ગમેતેમ પણ પુરૂષો બહુ નિર્દય માણસો તો ખરા.

લ.—ખેર. એવું મનમાં આણીને, અત્યારે હવે નકામો બળાપો કર્યાથી શું થશે ? નાળ તો કાપ્યો, હવે ઉના પાણી અને સાબુવતી સારૂં બેશ કરીને છોકરાનું શરીર ધોઇ નાંખો. ત્યાર પછી સારાં સફેદ ધોયેલા કપડાવતી તેનું શરીર લૂછી નાંખીને, ફલાલીનના લૂગડામાં સારૂં બેશ કરીને ઢાંકી રાખો. છોકરાનું શરીર શી રીતે સાફ કરવું એમ તમે પૂછતાં હતાં તે હવે આ નજરોનજર જુવો, અવતર્યા પછી છોકરાનું શરીર સારૂં બેશ કરીને સાફ નહિ કર્યાથી છોકરૂં બહુ માંદા જેવું રહે છે. તે સિવાય શરીર ગંદુ રાખ્યાથી છોકરાને કેવો ભયાનક રોગ થાય છે, તેતો પ્રથમથીજ તમને કહી સંભળાવ્યું છે. કેમ યાદ છે કેની ?

વ.—હા, બરાબર યાદ છે. જે રોગનું નામ દીધાથી પ્રસુતિ ડરી મરે, તેવો રોગ થઈ આવે. કેમ એજ ખરૂંને ?

લ.—હા; યાદ છે ખરૂં. ગૃહસ્થ લોકોની ( ઘરબારી લોકની ) વહુ દીકરીઓ જો એ બધા નિયમ બરાબર યાદ રાખે, તો કેટલી પ્રસુતિઓ અને છોકરાંના જીવ બચે.

વ.—તેમાં વળી ખોટું શું ? વારૂ, એ બંધ બાંધીને નાળ કાપ્યાથી ઓર જલદી પડે, કેમ ?

લ.—નાળ ઉપર બંધ બાંધેલો હોવાથી ઓરનું લોહી વહી

શકે નહી, તેથી તેમાં (ઓરમાં) લોહી એકઠું થાય છે, તેને લીધે તે રહેતે રહેતે ભારે થઇને જરાયુના અંગમાંથી જલદી છુટી થઇ આવે છે.

વ.—ખરી વાત. ત્યારે તો બે બંધ બાંધીને નાળ કાપ્યાથી બધી તરફથી ફાયદો દેખાય છે.

લ.—હાજ તો. વળી સાંભળો. એક વાત તમને કહેવાની ભૂલી ગઇ છું. તે વાત યાદ રાખવાની ઘણી જરૂર છે.

વ.—શી વાત કહેવી ભૂલી ગયાં છો? કહોને.

લ.—છોકરૂં બહાર આવ્યા પછી જો એમ જણાય કે તે છેક દુર્બળ (નબળું) છે, તો નાળ કાપતા પહેલાં, ઓરના તરફથી લોહી એકઠું કરી લાવીને, નાળની મારફતે (નાળની અંદર થઇને) છોકરાના શરીરમાં દાખલ કરી દેઇને તે પછી નાળ ઉપર રીતસર બંધ બાંધવો. માનું લોહીજ છોકરાનું જીવન છે. તેથીજ તે લોહી થોડુંક એવી રીતે તેના શરીરમાં દાખલ કરી દેઇ શકયાથી, તેનામાં કાંઇક બળ આવે, આવેજ.

વ.—વાહ, બહુ સારી જુક્તિ બતાવો છો! મને એ બહુ સારી લાગે છે. ઘણાંક છેક નબળાં, છોકરાં જોવામાં આવે છે, કે જે અવતર્યા પછી થોડા દિવસની અંદર છેક નજીવા કારણથી પણ મરી જાય છે. એવાં દમ વિનાનાં છોકરાંને સારૂ એ જુક્તિ ઘણીજ સરસ અને બંધબેસતી થઇ શકે ખરી.

લ.—એવાં નબળાં છોકરાંને માટેજ એ ગોઠવણ કરવાની છે. અને એ વાત તમને કહેવાની મારી મતલબ પણ એજ છે. અવતર્યા પછી છોકરૂં જો છેક દુબળું દેખાય. તો એવી રીતે લોહી એકઠું કરીને તેના શરીરની અંદર દાખલ કરી, નાળ કાપ્યા પછી પણ માની તરફના નાળ આગળથી ૪૫ ટીપાં લોહી લઇને તેને (છોકરાને) ખવરાવી દેવું. એમ કર્યાથી પણ છોકરૂં સારૂં ચંગુ થઇ આવશે. (આ રીવાજ આપણા દેશને અનુકુળ નથી.)

વ.—એ પણ સારી જુક્તિ દેખાય છે, જો!

# પ્રકરણ ૮ મું.

## પ્રસવની ત્રીજી અવસ્થા તથા પ્રસૂતિની આવજત.

વ.—બેન લક્ષ્મી ! જુવો તો ખરાં કે ઓર પડી કે નહી?

લ.—હા, ઓર પડી અને ત્યારથી તે શાંત થઇ પડી છે. તમો જરા પેટ ઉપર હાથવતી પંપાળો અને થોડીવાર એ પ્રમાણે કરવું જારી રાખો.

વ.—અમારી દાઇયિણો તો તેમ કરતી નથી, પણ હાથ ઘાલીને ઓર તાણી કાઢે છે.

લ.—સત્યાનાશનીજ પાટી તો? એમ કરવું તે શું મ્હોટો દોષ નથી? હાથ ઘાલીને ઓરને કાઢવી એ પ્રસુતીનું ખુન કરવા બરાબર છે. તેથી ઘણી ખરાબી થાય છે, તે એ કે, ઓર ધીમે ધીમે બહાર આવવાને બદલે તેને હાથ ઘાલીને ખેંચી કાઢવાથી પ્રાણ જવાનો ભય ઉત્પન્ન થાય છે.

વ.—આ શું કહો છો! ઓર તાણીને બહાર કહાડયાનો એટલો બધો દોષ છે! ત્યારે તો અમારી દાઇયણો ખરેખરી જીવતી ડાકણોજ તો!

લ.—તેમનો બિચારીઓનો શો વાંક? તેઓ શું એમા સારૂં માઠું કાંઇ સમજે છે? જો સમજતી હોય, તો મેં જેમ કર્યું, તેમજ તેઓ પણ કરત. ઓર પડી નહિ, પડી નહિ, કરીને ઘરના માણસો પણ અકળાય છે, અને દાઇયણ પણ અકળાય છે, તેથી છોકરૂં અવતર્યા પછી ઓર પડતાં વાર થાય તે કોઇનાથી સહન થતી નથી. ઓર પડી એટલે જાણે બધાંએ બચ્યાં. પછી તે પોતાની મેળે પડો કે દાઇયણ તાણીને બહાર કાઢો. પરંતુ એમ ઓરને તાણીને બહાર કાઢયાથી, પ્રસુતિનું કેવું સત્યાનાશ વળે છે, તે પ્રસુતિએ જાણતી નથી, દાઇયણ પણ જાણતી નથી. અને પાડાપાડોશનાં જે જોવા આવે છે, તે પણ જાણતાં નથી.

વ.—વારૂ, ત્યારે ઓરને શી રીતે બહાર કાઢવી?

લ.—ઓરને બહાર કાઢવી પડે શા સારૂ? એની મેળેજ પડે. છોકરૂં થયા પછી આશરે કલાકની અંદર ઓર પડે છે. તેને સારૂ અકળાવું જોઇએ શું કરવા?

વ.—વારૂ, છોકરૂં અવતર્યા પછી જે પીડા થાય છે, તેનાથી જ, શું ઓર પડતી હશે?

લ.—હા, છોકરૂં થયા પછી જે કેટલીકવાર વેણ આવે છે, પીડા થાય છે, તેનાથીજ ઓર રહેતે રહેતે નીકળી આવી પડે છે.

વ.—વારૂ, કલાકેકની અંદર જો ઓર પડે તો તો જાણે ઠીક જ પણ જો કદાપિ વાર થાય, તો પછી શું કરવું?

લ.—તેનો ઉપાય મારા રૂમાલના છેડાની ગાંઠમાં જ છે.

વ.—કેમ વારૂ, ઓસડ પણ સાથે લેઇનેજ આવ્યાં છો કે શું?

લ.—તે આણ્યા વગર કેમ ચાલે? જરૂર પડે ત્યારે પ્રસૂતિને એમને એમ પડતી નાંખીને લેવા જવું કે? હું એમ ઓસડ લેવાને જાઉં, અને અહિં પ્રસૂતી લોહી વહ્યાથી મરી જાય, એ કેવું કહેવાય?

વ.—એ બધા કામમાં તમારામાં તો કાંઈ ખામી આવે તેમ છે જ કયાં? વારૂ, એ ઓસડ ખવરાવ્યાથી શું ઓર પડે?

લ.—હા, એ ઓસડ ખવરાવ્યાથી ઘણું કરીને તરતજ પીડા થવા માંડશે; અને એવી પીડા કેટલીકવાર આવતાંજ ઓર પડશે.

વ.—એમ કે? ત્યારે તો એ બહુ અજબ જેવું ઓસડ.

લ.—અજબ જેવું તે વળી એકવાર? ફક્ત એ ઓસડથીજ કેટલી બધી પ્રસુતિઓના પ્રાણ બચ્યા હશે, બધા લોકે એ ઓસડ ઘરમાં રાખી મૂકવું જોઇએ.

વ.—ખરૂં કહો છો, એવું ઓસડ તો ઘરમાં રાખી મૂકવું, એટલુંજ નહિ, પણ ઓશિકે મૂકી છાંડવું જોઇએ.

લ.—એ ઓસડ એવુંજ છે.

વ.—વારૂ, એ ઓસડ એક વખત ખવડાવ્યાથી જ કામ થઈ જાય, કે વારે વારે ખવરાવવું પડે?

લ.—ઘણે ઠેકાણે તો એકથી વધારેવાર ખવરાવવું પડતું નથી· તોપણ જો જરૂર પડે તો ત્રણ ચાર વાર પણ ખવરાવવું જોઇએ.

વ.—જરૂર શી રીતે સમજાય ?

લ.—એ સમજવું કાંઈ અઘરૂં નથી. ઓસડ ખવરાવ્યા પછી જરા વાર કેડેજ જો ખુબ પીડા થઈ આવે, અને જરાયુ કઠણ કોકડાના જેવું થઈ જાય, તો પછી ફરીને ઓસડ ખવરાવવું ન પડે. એક વારથીજ કામ થઈ જાય. અને જો એકવાર ખવરાવ્યાથી એવી પીડા થઈ આવે નહિ તો થોડીકવાર પછી બીજીવાર ખવરાવવું ?

વ.—કેટલીવાર પછી બીજીવાર ખવડાવવું ?

લ.—તેનું કાંઇ નક્કી નથી. એ ઓસડ ખવરાવતાં ખવરાવતાંજ કામ થાય. પ્રસુતિને ઓસડ ખવરાવીને જો જરાયુને હાથે વતી પકડી રાખો, તો તમારા હાથને પણ એ ઓસડની અસર થતી માલમ પડશે. જરાયુ સંકોચાઇ સંકોચાઇને એવું કઠણ થશે કે તમારા હાથમાં જાણે લોઢાનો એક લાટો છે, એમ તમને લાગશે અને પ્રસુતિ પણ ( એ જરાયુ સંકોચાવાની ) પીડાથી કાયર કાયર થઇ જશે. ઓસડ ખવરાવ્યા પછી જરાવાર પછી એમ થાય છે, પરંતુ એકવાર ઓસડ આઘાને થોડીક ( કલાકેક ) વાર પછી જો એમ થતું ન જણાય, તો પછી બીજી વાર ખવરાવવું હવે સમજ્યાં ?

વ.—હા. હવે બરાબર સમજી.

લ.—ઓસડ જો સારૂં ( તાજું–બગડ્યા વગરનું ) હોય તો એક વખત ખવરાવ્યાથીજ કામ થઈ જાય. પરંતુ જો તે તાજું ન હોય અને જોઇએ તેવું તેજદાર–કસવાળું ન હોય, તો એક વારને ઠેકાણે બે ત્રણ વાર પણ ખવરાવવું પડે, ગમે તેમ હોય, પરંતુ જરાયુના ઉપર હાથ દેઇને તેને ઝાલી રાખ્યાથી એ ઓસડથી થતું કાર્ય તમારા હાથેજ માલમ પડી આવે છે, એ વાત ખુબ યાદ રાખવી.

વ.—વારૂ, જ્યારે એમ કહો છો કે એ ઓસડ ખવરાવ્યાથી પીડા થઈ આવે, ત્યારે તો પછી હાથે વતી જરાયુને ઝાલી નહિ રાખ્યાથી પણ એ ઓસડથી થતું કામ માલમ પડી આવેજ ને ?

લ.—ના, શી રીતે માલમ પડે?

વ.—કેમ? પીડા થતાંજ પ્રસુતી આકળવીકળ થાયને? તે જો અને શું નક્કી કરાય નહિ?

લ.—હા, તે જોઇને પણ નક્કી કરાય ખરૂં. પરંતુ જરાયુને હાથે વતી ઝાલી રાખ્યાથી વધારે સારી રીતે જાણી શકાય કેમકે જરાયુ જેટલું સંકોચાઈ સંકોચાઇને નાનું અને કઠણ કોકડા જેવું થતું જાય, તેટલું તે ઓસડનું કામ સમજ્યામાં આવે. જરાયુ જ્યારે સંકોચાઇને નાનું અને કઠણ કોકડા જેવું થાય, ત્યારેજ પ્રસુતિને પીડા થઇ આવે તમારી દાઇયણો એને અંબોઇ મરે છે, એમ પણ કહે છે.

વ.—ઠીક ઠીક, હવે તો બરાબર સમજાયું. હવે ફરીથી કહેવું નહિ પડે. પણ વારૂ બ્હેન, અમારી દાઇયણો એમ કહે છે કે, છોકરૂં અવતર્યા પછી પ્રસુતિના પેટ ઉપર હાથ દેઇને જોયાથી તેની અંદર છોકરાનું ઓશિકું માલમ પડે છે, એ શું હશે? છોકરાનું ઓશિકું વળી શાને કહેતી હશે?

લ.—અરે દશા! તેઓ એજે જરાયુને ઓશિકું કહે છે. જ્યારે ગર્ભ રહેલો ન હોય, ત્યારે તેઓ જરાયુને પોનાડી (ચાદરૂ) કહે છે; એ જરાયુમાં જ્યારે છોકરૂં હોય. ત્યારે પણ તેને ચાદરૂ કહે છે; અને પ્રસવ થયા પછી જ્યારે જરાયુ સંકોચાઇને નાનું અને કઠણ કોકડા જેવું થઇ જાય ત્યારે તેઓ તેને છોકરાનું ઓશિકું કહે છે. તેઓ શું જાણે કે જે જરાયુની અંદર છોકરૂં હતું, તેજ જરાયુ નાનું થઇને એવું થયું છે તેઓ તો એમજ જાણે છે કે, પેટની અંદર છોકરૂં એના ઉપર માથું મૂકીને સૂઈ રહે છે.

વ.—ખરી વાત. પણ તેઓની પાસેથીજ અમે એ બધું જાણેલાં એટલે તેમના કરતાં પણ અમારી વિદ્યા વળી વધારે હોય કની?

પણ વારૂ બેન! જે ઓસડનો આટલો બધો ગુણ કહો છો તે ઓસડ એકવાર દેખાડો તો ખરાં.

લ.—હા, લ્યો, જુવોને.

વ.—આ તો ફાકીના જેવો ભૂકો–લોટ જેવું ઓસડ છે, એનું નામ શું ?

લ.—એ ઓસડનું નામ "અર્ગટ ઓફ રાઈ" છે.

વ.—અર્ગટ ઓફ રાઇ એ શી ચીજ છે ?

લ.—એ એક જાતનું અનાજ છે. એ અનાજને કોઈ રોગ થયાથી કે કીડા કે જીવજંતુએ ખાધાથી એનો એવો આશ્ચર્યકારક ગુણ ઉત્પન્ન થાય છે.

વ.—એ "અર્ગટ ઑફ રાઈ" ક્યાં થાય છે ?

લ.—ઈંગ્રેજ લોકોના દેશમાં.

વ.—એ અર્ગટનો આકાર કેવો હોય છે અને એના દાણા કેવા હોય ?

લ.—દેખાવમાં તો લગભગ આપણા જવના જેવા હોય છે. પણ જરા વાંકા અને ખોભણવાળા હોય છે. એના છોડ પણ આપણા ધાનના છોડ જેવાજ થાય છે. એ "અર્ગટ ઑફ રાઇ" એક સાધારણ ચીજ છે, પણ એનો ગુણ અસાધારણ છે.

વ.—અસાધારણ છે વળી કંઈ એકવાર ? વારૂ, એને તડકામાં સૂકવીને એનો આવો ભૂકો કરતા હશે ?

લ.—હા, તડકામાં સારી પેઠે સુકવીને પછી ખાંડણી દસ્તાથી સારી રીતે ખાંડીને ભૂકો કરી એક શીશીની અંદર તે ભૂકો ભરી રાખવો. એ શીશીને સારૂં મજબૂત બૂચ મારીને બંધ કરી રાખવી જોઇએ. એવી રીતે સાચવીને રાખ્યાથી એ ઓસડ સારૂં રહે છે. પછી જ્યારે જરૂર પડે ત્યારે કાગળમાં કાઢીને કામમાં લેવું.

વ.—આ ભૂકો એક એક વખતે કેટલો કેટલો ખવરાવવો જોઇએ ?

લ.—દરેક વખતે દસ રતી જેટલો આપવો.

વ.—ત્યારે તો એકજ વખતે ચાલીશ રતી ભૂકો જોખીને તેનાં ચાર પડીકાં તૈયાર કરી રાખ્યાં હોય, તો સારૂં કની ?

લ.—હા, એજ ઠીક પડે. ઓસડની જરૂર પડયેથી વારે વારે શીશીમાંથી કાઢવું અને લેવું, તેના કરતાં એક વખતેજ ચાર પડીકાં

તૈયાર કરી રાખવાં એજ વધારે સારૂં.

**વ.**—વારૂ, જ્યારે એ અર્ગટનો એવો ગુણ છે એમ કહો છો, ત્યારે તો પ્રસવની પહેલી કે બીજી અવસ્થામાં પ્રસૂતિની પીડા નરમ પડે, કે બિલકુલ બંધ પડી જાય, તે વખતે એ ઓસડ એકવાર કે બે વાર ખવરાવી દીધાથી ખૂબ ફાયદો થાય ખરો? પીડા (વેણ) ખૂબ થઇ આવે અને છોકરૂં પણ જલદી અવતરે.

**લ.**—ના, ના, સત્યાનાશજ વળે તો! એ વાત મ્હોડે પણ ન લાવશો. જ્યાં સુધી છોકરૂં પેટમાં હોય, ત્યાં સુધી અર્ગટનું નામ પણ કદિ ન દેશો.

**વ.**—કેમ વારૂ? પેટમાં છોકરૂં હોય, તે વખતે અર્ગટ ખવરાવવાથી શું છોકરાને કાંઇ નુકસાન થતું હશે?

**લ.**—નુકસાન તે કાંઇ જેવું તેવું નહિ! છોકરૂં મરીજ જાય!

**વ.**—શું કહો છો? ત્યારે શું એ અર્ગટ ઝેર છે?

**લ.**—સમજી વિચારીને આપવામાં ન આવે તો અમૃત પણ ઝેર થઇ જાય.

**વ.**—હા, એ તો ખરૂં.

**લ.**—છોકરૂં અવતરવાની વાર હોય, તો કદિપણ અર્ગટ આપવું નહિ. એ વાત ખૂબ યાદ રાખવી. આપ્યાથી છોકરૂં ખોઈ બેસાય.

**વ.**—ત્યારે એ "અર્ગટ ઓફ રાઈ" ક્યારે આપવું?

**લ.**—જરાયુનું મ્હોં જેટલું ખુલવાનું તેટલું ખુલ્યું છે; પરપોટા ફુટીને પાણી વહ્યું છે; છોકરાનું માથું ખૂબ નીચે આવ્યું છે, અને તે બહારથી તે બરાબર જોવામાં આવે છે; છોકરાના માથાની ચારે તરફ આંગળી ચલાવીને ફેરવી કાઢ્યાથી આંગળી કોઈ પણ ઠેકાણે અટકતી નથી; ફક્ત થોડીકવાર જોરભેર પીડા આવતાંજ પ્રસૂતિને છૂટા છેડા થઇ જશે એમ લાગે; આવી અવસ્થા હોય, ત્યારે અર્ગટ આપ્યાથી પ્રસૂતિને તેજ વખતે પ્રસવ થઈ જાય, અને વળી વગર હરકતે પ્રસવ થાય, તથા છોકરાને તેનાથી કાંઇ નુકશાન પણ થાય નહિ.

વ.—ઠીક, હવે સમજાણુ પડી. ત્યારે તો એ અર્ગોટ જ્યારે ત્યારે-ગમે તે વખતે આપી શકાય નહિ, તેમજ જેના તેના હાથથી આપ્યાનો પણુ ભરૂસો રાખી ન શકાય. કેમકે એથી સારાને બદલે માઠું થતાં વધારે વાર ન લાગે.

લ.—એ તમારૂં કહેવું કાંઇ ખોટું નથી. સાંભળો ત્યારે હવે, તમને એ વિષેની કેટલીક મુખ્ય મુખ્ય હકીકત કહી સંભળાવું છું.

(क) "છોકરૂં અવતરવામાં હવે કશીએ અડચણુ નથી; અને વાર પણુ નથી; ફક્ત થોડીકવાર જોરભેર વેણો (પીડા) આવતાંજ પ્રસૂતિને પ્રસવ થઈ જાય એમ છે; પરંતુ એવી વેણો તો આવતી નથી, તેથીજ આટલી બધી વારથી પ્રસૂતિની પાસે બેસી રહીને ફિકર કર્યાં કરવી પડે છે, નહિ તો કયારનીએ પ્રસવ કરાવીને ઘેર જઇને બેઠી હોત. હવે જો તમારી પાસે એવું કોઈ ઓસડ હોય કે જેનાથી પીડા થઈ આવે, તો તે આપો. હમણાંજ ખવરાવી દઇએ." જ્યારે હુશિયાર દાઇયણુ તમને ઉપર પ્રમાણે કહે, ત્યારે અર્ગોટ આપવાનો બંધ બેસતો વખત છે, એમ જાણવું.

(ख) જે પ્રસૂતિને એકવાર પ્રસવ થતાંજ પુષ્કળ લોહી વહી ગયેલું છે, તેને ફરીથી (બીજી વખત) છોકરૂં અવતરવાને વખતે એવીજ રીતે લોહી વહેવાની જાણે તેના મનમાં ધાસ્તી છે. તેટલા માટે છોકરાનું માથું જેવું બહાર આવે તેવુંજ, અથવા તેની જરાક અગાઉ પણુ તેવી પ્રસૂતિને અર્ગોટ ખવરાવી દેવું. એમ કર્યાથી છોકરૂં અવતર્યા પછી પણુ તેની વેણુ બંધ પડશે નહિ, તેને લીધે લોહી પણુ વહી શકશે નહિ. પણુ છોકરૂં ન અવતરે અને પીડા પણુ બંધ પડી જાય; એમ થાય તોજ ખરાબીનો પાર ન રહે એથી લોહી તુટી પડે. પણુ જેમ કહ્યું તેમ "અર્ગોટ ઑફ રાઇ" અગાઉથી ખાઇ રાખ્યું હોય તો એવી વિપત કદિ પણુ ન પડે.

(ग) પ્રસવ થયા પછી લોહી તુટી પડે નહિ તેને સારૂં; જલદી ઓર પડે તેને સારૂં; અને ઓર પડયા પછી પણુ લોહી વહે નહીં તેને સારૂં

છોકરાનું માથું આવતાંજ અથવા તેનાથી જરાક અગાઉ તમામ પ્રસૂતિઓએ "અર્ગટ ઑફ રાઇનું" પડીકું ખાઇ રાખવું જોઇએ, આગળથીજ સાવચેત થવું, એ સારૂં. કહેવત છે કે "ચેતતો નર સદાય સુખી."

વ.—વારૂ, ત્યારે મોતીને અર્ગટ ખવરાવી દીધું નહિ કેમ?

લ.—મોતી પ્રથમવારની પ્રસૂતિ છે. અને પહેલીવારની પ્રસૂતિને ઘણું કરીને અર્ગટ આપવાની જરૂર પડતી નથી. તેમના શરીરનો કુમળો અથવા બંધેચ કે કઠણાસ વધારે હોવાથી, પ્રસવ પછી તેમને ઘણું કરીને લોહી વહેતું નથી, પછી તો અનાડી દાઇયણો છેકજ તાણી ખેંચી તોડી ફોડી ડહોળ ડહોળ કરીને નરમ ઘેંસ જેવી અને નબળી કરી નાંખે, તેમાં તે બિચારી છોકરીઓ (પહેલી વારની પ્રસૂતિઓ) નો શો વાંક? બહુજ ચુંથાચુંથ કરીને કચરી નાંખ્યાથી પાડા જેવી (મજબુત શરીરની) પ્રસૂતિ પણ લોથ જેવી થઇ જાય.

વ.—એ વાત તો ખરી છે, બેન!

લ.—તોપણ હું તો અર્ગટ સાથે લેતી આવી હતી. કોણ જાણે વખતે જરૂર જ પડે. પહેલીવારની પ્રસૂતિ હોવાથી કાંઇ છેક નિરાંતમાં રહી શકાય નહિ. ખપ પડે તો પછી તે વખતે ઓસડ ક્યાંથી મળે?

વ.—એ તો ખરૂં જ તો. તમને કાંઇ શીખવવું કે કહેવું પડે તેમ નથી.

વારૂ, પ્રસવની પહેલી અવસ્થા હોય કે બીજી અવસ્થા હોય, પણ જો પ્રસૂતિની પીડા બંધ પડી જાય, કે પીડાનું જોર રહ્યું ન હોય, તો શું, તેનો કાંઇ ઉપાય નથી? "અર્ગટ ઑફ રાઈ" તો કાંઇ તેમને ખવરાવાય નહિ. ફક્ત એકલી પ્રસૂતિના છૂટાછેડા થયા એટલેજ કાંઈ પતી ગયું કે? તેનું (પ્રસૂતિનું) જેમ ભલું ચહાવું, તેમ બાળકનું પણ ભલું ચહાવુંજ જોઇએ ને?

લ.—ઓ, મા! તે કેમ ચાહાવું ન જોઇએ? એમ કરીએ નહિ, તો પછી દસ મહિના સુધી એટલું બધું દુઃખ વેઠીને બોજો વેંઢારી ઉપાડીને ફરવાની ગરજ શી? એટલું દુઃખ વેઠવું કોને સારૂં? તમે બહુ સારી

વાત સંભારી આપી. પ્રસવ કરતાં જેટલી પ્રસૂતિઓ કષ્ટાય છે, તેના મોહ આના જેટલી પ્રસૂતિઓ પીડા બંધ પડી ગયાથી, કે પીડાનું જેવું જોઇએ તેવું જોર ન રહ્યાથી કષ્ટાય છે. સારી પીડા અથવા જોરભેર વેણો આવ્યા વિના કે પીડાનું સારૂં જોર હોવા વિના, પ્રસૂતિને પ્રસવ થાય નહિ, તે જાણ્યા છતાં પણ અનાડી દાઇયણો ફક્ત ચુંથા-ચુંથ કરીનેજ પ્રસૂતિને અધમૂર્છ કરી નાંખે છે. અને સુંવાલી જગ્યા બગ્યા સૌ એવી ફુલાવી દે છે કે, છેવટે પીડાનું જોર થયેથી પણ પ્રસૂતિને સહજ પ્રસવ થઇ શકતો નથી. અને વળી પ્રસવ થયા પછી પણ શરીરની વેદનાને લીધે જલદી સાજી સારી થઇ શકતી નથી. પ્રસૂતિઓની આવી દુર્દશા મારે નિત્યને નિત્ય જોવી પડે છે.

**વ.**—ઠીક; પણ ફરીથી પણ પાછી પૂછું છું કે, એનો શું કોઇ ઉપાય નથી ?

**લ.**—ઉપાય નથી, એમ કોણે કહ્યું ? ઉપાય કરાય તો ઉપાય તો છેજ. એનો ઉપાય છે કે નહિ, તે હવે કહું છું, ધ્યાન દેઇને સાંભળો.

હું જ્યારે કોઈ પ્રસૂતિને પ્રસવ કરાવવા જાઉં છું, ત્યારે ડાક્ટર સાહેબને તે વાત કહીનેજ જાઉં છું. અને તે પણ કોઇ ઠેકાણે જો પ્રસવનું કામ કઠણ જેવું હોય તો ત્યાં મને સાથે લેઇ જાય છે; તથા કોઇ કોઇ વાર તો પોતે નહિ જતાં મનેજ ત્યાં મોકલી દે છે. તે પ્રમાણે એક દિવસ હું એક સ્ત્રીને પ્રસવ કરાવવાને ગઇ હતી. તે વખતે ડાક્ટર સાહેબે મને પૂછ્યું કે કેવી પ્રસૂતિ છે ? મેં કહ્યું, તે આજ ત્રણ ત્રણ દિવસથી કષ્ટાય છે; પ્રસવ થઇ શકતો નથી. પીડા જાણે નથીજ એમ કહીએ તો ચાલે. કદાપિ એકવાર વેણ ( પીડાનો વેગ ) આવે છે, પણ તેનું કાંઇ જોર હોતું નથી. દાઇયણો અને ડોશીઓ ચુંથાચુંથ અને ઘાલમેલ કરીને પ્રસૂતિને ઉલટું વધારે દુઃખ દે છે. પછી—" આ દેશની દાઇયણોના ગુણની અંદર ફક્ત એટલું જ છે તો. " તેમ કહીને ડાક્ટર સાહેબે મારા હાથમાં ઓસડનાં ત્રણ

પડીકાં મૂક્યાં અને કહ્યું,-" જતાં વેંતજ આમાંથી એક પડીકું ખવરાવી દેજે. એક પડીકાના ઓસડથી જ પ્રસૂતિને પ્રસવ થશે. તે છતાં જો બે કલાકની અંદર પ્રસવ ન થાય, તો બીજું એક પડીકું આપજે. ત્રણ પડીકાં ખવરાવવાની તો ગરજ જ નહિ પડે. "

પછી મેં જઇને પ્રથમ પ્રસૂતિને બેશ કરીને તપાસી જોઇ. જરાયુનું મ્હો જરાક જ ઉઘડ્યું હતું. સારી પેઠે ખુલ્લું થવાનો કશો ઢંગ (આકાર) જ નહોતો અને દાઇયિણોએ ધમાધમ અને ચુંથાચુંથ કરીને પાણીની થેલી ( પરપોટો ) ફાડી નાખી હતી, એટલે જરાયુનું મ્હોં ખુલવાના એક મુખ્ય ઉપાયનો નાશ કરી નાંખ્યો હતો.

**વ.**—વારૂ, પાણીના થેલી પહેલેથી ફાટી જવાથી જરાયુનું મ્હો ખુલવામાં બહુ અડચણ થાય છે એ વાત તો અગાઉથીજ તમે કહી ગયાં છો; અને કેમ અડચણ થાય છે, તે પણ કહ્યું છે. પરંતુ જરાયુને મ્હોડે હાથ દેઇને જ તમે શી રીતે જાણ્યું કે એ મ્હો ખુલવાનો કશો આકાર (ઢંગ) પણ નથી?

**લ.**—સખત હોય, તો જરાયુનું મ્હો કદિ પણ ખુલે નહિ, ખુલી શકે પણ નહિ. ખુલવાના પહેલાં સારૂં બેશ નરમ થવું જોઇએ. તેથી હાથ દેઇને તપાસી જોયાથી કેમ કહી શકાય નહિ? કોઇ ચીજ કઠણ ( સખ્ત ) છે કે નરમ તે શું ન કહી શકાય?

**વ.**—બરાબર, બરાબર. હવે સમજણ પડી. પછી કહો.

**લ.**—ત્યાર પછી એક ગલાસમાં થોડું પાણી લેઇ તેમાં ઓસડનું એક પડીકું નાંખીને પાઇ દીધું. અને વધારે વાર નહિ, ફક્ત અડધા કલાક પછી જોયું, તો જાણે તે પ્રસૂતિ જ નહિ! જે પહેલાં એટલી બધી ગાભરી અને બહાવરી હતી, તેને પછી કંઈ પણ વેદના રહી નહિ. પહેલાં વેણ જાણે બિલકુલ નહોતી, અને જે સહેજ સાજ કદિ થતી તેનું તેવું જોર નહોતું. પણ હવે રીતસર વેણો આવવા માંડી, અને તેનું જોર પણ ખુબ થયું. વળી મેં તપાસ કરીને જોયું તો જરાયુનું મ્હોં ઘણું ખુલ્યું છે, અને બેશ નરમ પણ થયું છે.

વ.—શું કહો છો ! તમારી વાત સાંભળીને મારો હરખ ઉભરાઇ જાય છે. ખરેખર જ ત્યારે તો પ્રસૂતિઓનું નસિબ ઊઘડ્યું જણાય છે ( એવું ઓસડ છે તેથી ). વારૂ, ત્યાર પછી શું કર્યું તે કહો.

લ.—ત્યાર પછી સારી બેશ વેણો આવવા લાગી છે એવું જોયું, એટલે પછી ડાકટર સાહેબે કહ્યું હતું તેમ બે કલાક થતાં સુધી બીજું પડીકું ખવરાવ્યું નહિ. પણ તેટલો વખત થયો ત્યારે પાછું ફરીથી તપાસ કરીને જોયું. અને જોતાં વેતજ આશ્ચર્ય પામી ગઇ. જરાયુનું મ્હોં જેટલું ખુલવાનું તેટલું ખુલી ગયું હતું. અને છોકરાનું માથું એટલું નીચે આવ્યું હતું કે, પ્રસવના દ્વારમાં જરાક હાથ મૂકતાંજ તે માથાને અડકતો હતો.

વ.—શું કહો છો? ખરેખરી આશ્ચર્ય પામવા જેવીજ વાત તો! વારૂ, ત્યાર પછી કહો, શું કર્યું? બીજું પડીકું ખવરાવ્યું કે નહિ?

લ.—હા, પછી બીજું પડીકું પાછું ખવરાવી દીધું. અડધાકેક કલાક પછી વેણનું જોર હતું તે કરતાં પણ પાછું વધ્યું, અને વેણો ઉપરા ઉપરી આવવા લાગી. આ વખતે એટલે બીજું પડીકું ખવરાવ્યા પછી એક કલાકની અંદર તો છોકરાનું માથું બહાર આવ્યું—ત્યાર પછી ગરદન ( કાંધ ) આવી,—અને ત્યાર પછી તરતજ સડાક દેઇને છોકરૂં નીકળી પડ્યું. દાઇયણોને પણ ખબર પડી શકી નહિં, અને પ્રસૂતિ પણ જાણી શકી નહિ, કે ક્યારે છોકરાનું માથું નીકળ્યું, ક્યારે ગરદન નીકળી, અને ક્યારે ખભા, છાતી, અને પેટ પગ વગેરે નીકળી પડ્યાં છોકરાને જાણે કોઇએ હાથે વતી ઠેલીને બહાર કાઢી નાખ્યું. વળી થોડીક વારમાંજ ઓર પણ એની મેળે પડી ગઈ. ઓર પડ્યા પછી જરાએ લોહી વહ્યું નહિ. પ્રસૂતિ પહેલાં જે કાંઇ પીડા પામી હતી કષ્ટાઇ હતી તેજ, ત્યાર પછી પ્રસવનું કશુંએ દુઃખ તેને ન પડ્યું. હું આટલા દીવસથી ધંધો કરૂં છું; પણ ઓસડનો આવો ગુણ તો કદી પણ જોયો નથી.

વ.—ખરૂં કહોછો, બેન. હું પણ સાંભળીને છેક ચકીત થઇ

ગઇ. વારૂ, ત્યાર પછી શું કર્યું, કહો.

લ.—ત્યાર પછી ખૂબ ખુશી થતી થતી ડાકટર સાહેબની પાસે ગઇ. અને તેમને કહ્યું કે, આવું ઓસડ તો બીજાું કોઇ હશે નહિ! આપે કહ્યું હતું તે પ્રમાણે એ પડીકાંથી વધારે ખવરાવવાની જરૂર ન પડી. તે સાંભળીને તેમણે ( ડાકટર સાહેબે ) કહ્યું. એ ઓસડનો એવો ગુણ થોડા દીવસ થયાંજ મારા જાણવામાં આવી શકયો છે. હજુ પણ એના એવા બધા ગુણ બધાઓ જાણી શક્યા નથી, મેં તો ઘણી જગ્યાએ એના એ બધા ગુણની પરીક્ષા કરી જોઇ છે. પ્રસુતિઓને માટે તો એ ઓસડજ નથી, પણ જીવન એટલે જીવાડનાર વસ્તુ છે.

વ.—એ વાત તો કાંઇ ખોટી નથી. ડાકટર સાહેબે ખરૂંજ કહ્યું છે. એ ઓસડ પ્રસુતિઓનું જીવનજ છે. તમારી વાત સાંભળીને મને જેટલો વિશ્વાસ આવે છે, તેનાથી એમ લાગે છે કે, હવે પ્રસુતિઓને પ્રસવ થતાં કદિ પણ દુઃખ નહિ પડે. આવું ઓસડ મળ્યાથી અમે પણ શું કદિ કોઇને બોલાવા તેડાવાને ઢીલ કરીએ એમ ધારો છો? પ્રસુતિ કષ્ટાય છે, એવું જોતાંજ તુરત એક પડીકું ઓસડ ખવરાવી એસીએ. અર્ગટની પેઠે આ ઓસડમાં તો કાંઈ ભો નથી, કે ખુબ જોઇ વીચારીને ખવરાવવું પડે.

લ.—ના, એ ઓસડમાં કશોએ ભય નથી. એના એટલા બધા ગુણ છે કે શું કહું? ડાકટર સાહેબની પાસેથી એ બધું મેં સાંભળ્યું છે. અને હવે તો મારા હાથેજ એના ગુણની માહિતી મળ્યા કરે છે. હવે તો હું એ ઓસડ સાથે લઇ લીધા વિના પ્રસુતિને પ્રસવ કરાવવા જતીજ નથી.

વ.—એ ઓસડ એવું છે પણ ખરૂં. વારૂ, અહિં પણ એ ઓસડ લઇને આવ્યાં છો?

લ.—લેઇને આવી નથી તો શું? તે લઇ આવ્યા વિના ચાલે કેમ? આ જુવો એ ઓસડ પણ મારા રૂમાલને છેડે બાંધી રાખેલુ છે.

વ.—ખરી વાત, તમારા કામમાં કશીએ કચાસ નથી, હો !

લ.—કામમાં કસર કર્યે કેમ ચાલે ? દાઈયણપણું કરવું એ શું સહેલું કામ છે કે ? બે જીવ દાઈયણના હાથમાં હોય છે. સહેજસાજ બુદ્ધિની ભુલથી—નજર પહોંચાડવામાં ચૂકવાથી પ્રસુતિ અને છોકરૂં, એ બંને માર્યાં જાય એ જાણો છો ?

વ.—વાહ, તમારી વાત સાંભળીને જણનારીનો જીવ ઠંડો થાય. પણ વારુ, "અર્ગટ ઑફ રાઇ" અને આ ઓસડમાં તો ઘણો તફાવત છે, ખરેકની !

લ.—ઘણો શું, આકાશ પાતાળ જેટલો તફાવત છે. એ ઓસડની સાથે અર્ગટની સરખામણીજ થઇ શકે નહિ. અર્ગટ ખવરાવ્યાથી તો ફક્ત પીડાનોજ વધારો થાય. જરાયુનું મ્હો નરમ પણ થાય નહિ, અને ખુલે પણ નહિ, વળી અર્ગટ ખવરાવ્યાથી જે પીડા આવે તે પીડા પણ કંઇ જેવી તેવી નહિ. એ પીડા સહન થવી બહુ મુશકેલ છે, અને ચાલુજ રહે છે. એવી પીડાથી પ્રસુતિ બહુ કષ્ટ પામે છે અને છેક કબજે પડી જાય છે. તે સિયાય છોકરૂં અવતરવાની વાર હોય તો અર્ગટ આપી શકાય નહિ, આ વાત અગાઉ કહી ગઇ છું તે યાદ છે ને ?

વ.—અરે મા ! તે તે વળી ભૂલાય કે ? એ જો ભૂલી જાઉં તો પછી યાદ રાખવાની શું હતી ? વારુ, ત્યાર પછી કહો.

લ.—છોકરૂં અવતરવાની વાર હોવાથી જો અર્ગટ આપી ન શકાય, તો તમારે તેની દરકાર પણ શી છે ? પ્રસુતી કષ્ટાતી હોય, તોજ ઓસડ આપવાનું છે. અને ઝટ પ્રસવ કરી શકે એટલે તો તેનું કષ્ટાવું મટી જાય કની ?

વ.—હા જ તો. તેમ નહી તો ઓસડ ખવરાવવું એ કાંઇ એક શોખ કે ગમ્મત નથી.

લ.—ગમે તેમ હોય, પણ અર્ગટ એ સોજું–હરકત હેલા પગ-

સ્તું–ઓસડ નથી. બરાબર સમજી વિચારીને નહિ આપ્યાથી પ્રસુતી પણ મારી જાય ખરી.

વ.—શું કહો છો? શી રીતે એમ બને?

લ.—છોકરૂં અવતરવાનો માર્ગ જો સારો બેશ મોકળો ન હોય, (જેમ કે જરાયુનું મ્હો કઠણ હોય, સારી પેઠે ખુલી શક્યું ન હોય) તો પીડા અથવા વેણોની ધમકથી–જોરથી–જરાયુ ફાટી પણ જાય અને જરાયુ ફાટી જાય, એટલે પછી પ્રસુતિ શું બચી શકે કે?

વ.—ખરી વાત. અર્ગટ ખવરાવ્યાથી જે રીતની પીડા થઇ આવે એમ કહો છો, તેનાથી એમ બને તેમાં કાંઇ નવાઇ પણ નથી. ત્યારે તો, બેન! એ અર્ગટને નવ ગજના નમસ્કાર! એના વધારે ગુણ સાંભળવાની મરજી થતા નથી. હવે તો ડાક્ટર સાહેબના પેલા નવા ઓસડના ગુણ બેશ કરીને કહી દેખાડો, એ ઓસડના ઉપર મને બહુજ આસ્થા ઉપજી છે.

લ.—આસ્થા ઉપજવા જોગ એ ઓસડ છે પણ ખરૂં, જુવો, એ ઓસડ ખવરાવ્યાથી–(૧) જરાયુનું મ્હો સખત હોય, તે નરમ થાય; અને ખુલ્લું ન હોય તે ખુલી જાય. (૨) પીડા (વેણ) ન હોય, તો પીડા થઈ આવે; પીડાનું જોર ન હોય, તો જોર થાય, અને સહજ એટલે સાધારણ જેવી થવી જોઇએ તેવી પીડા થાય; એ પીડાથી પ્રસુતિને, કંઈ પણ કષ્ટ ન થાય. (૩) જરાયુનું મ્હોં સખત હોવાથી પીડા આવ્યા પછી તેના મ્હો આગળ જે સખત એક પ્રકારની બહુ ભારે વેદના થાય છે, તેથી પ્રસુતિ ચીસો પાડે છે, રડારોળ કરી મૂકે છે, બ્હાંવરી અને આકળવીકળી થઇ જાય છે, એટલુંજ નહિ, પણ પીડા અથવા વેણને વખતે તેને ઝાલી પણ રખાતી નથી. એવી સઘળી પ્રસુતિઓને સારૂ એ ઓસડ એક રામબાણ છે. ઓસડ ખવરાવ્યાં પછી અડધા કલાકની અંદરજ પ્રસુતી એવી હોંશિયાર થઇ જાય છે કે જાણે ધગધગતી આગમાં પાણી પડ્યું, (૪) જ્યારે મરજીમાં આવે ત્યારે પ્રસુતિને એ ઓસડ ખવરાવી શકાય. એનાથી કશો

પણ ભય નથી. પ્રસવ કરતાં પ્રસુતિ દુઃખ પામે છે, એવું જોતાંજ એ ઓસડ આપી શકાય. પ્રસવની અવસ્થાની કાંઈ ચોળાચોળ કે પક્કી ખાત્રી કરવાની દરકાર નથી, (૫) એ ઓસડ ખવરાવ્યાથી જરાયુનું બળ એટલું બધું વધે કે, તેની અંદરથી છોકરાને જાણે કોઈએ હાથેવતી હેલીને બહાર કાઢી નાંખ્યું. (૬) એ ઓસડ ખવરાવ્યાથી છોકરાં જેમ સહેલથી અવતરે તેમ ઓર પણ સહજ પડે. (૭) વળી એ ઓસડ ખવરાવ્યાથીં લોહી પણ ન વહે. (૮) તેમજ એ ઓસડ ખવરાવ્યાથી પ્રસુતિ સહજવારમાં પ્રસવ કરે, અને પ્રસવ થયા પછી પણ એટલી હોંશિયાર રહે કે, તે સુવાવડી છે એમ પણ વખતે ન લાગે. એ ઓસડનો એવો તો ગુણ છે કે, રોગી અથવા નબળી જાકડસીકલી પ્રસુતિ પણ પ્રસવ થયા પછી સારી બેશ સાજી તાજી રહે.

**વ.**—ઓહો, ત્યારે શું જોઈએ? તમારૂં અર્ગટ શું ધોળવાનું હતું? એની ગરજ પણ શી છે? એ અર્ગટના તો તમામ દોષજ દેખાય છે. અને હમણાં જે ઓસડની વાત તમે કરો છો તેના બધાએ ગુણુજ ગુણ જણાય છે, એ ઓસડથી જ્યારે લોહી પડવા સુદ્ધાંનું બંધ થઈ જાય છે. ત્યારે પછી અર્ગટને અડકવું જોઈએ પણ શા સારૂ?

**લ.**—ખરૂં કહો છો. એન. એ ઓસડ મળ્યાથી અર્ગટના સામું પણ કોઈ નહિ જુવે.

**વ.**—ત્યારે તો એ ભય ભરેલા ઓસડને કોરાણે રાખવું એજ સારૂં. ખેર, ત્યાર પછી કહો, જે ઓસડમાં એટલા બધા ગુણ છે તે શી ચીજ છે? અને તેનું નામ શું છે?

**લ.**—એ ઓસડ એક ઝાડનાં મૂળની છાલ છે. એનું નામ ઇપીકાક્યુઆના છે. સાધારણ રીતે ઇપેકા કહ્યાથી પણ ચાલે.

**વ.**—ત્યારે તો ઇપીકાક્યુઆનાના કરતાં ઇપેકા કહેવુંજ ઠીક પડે. વારૂ, એ ઝાડ ક્યાં થાય છે?

લ.—અમેરીકા દેશમાં. તે દેશમાંથી વિલાયત જાય છે અને વિલાયતથી આપણે અહિં આવે છે. આપણાં બજારોમાં જેઓ વિલાયતી દવાઓ વેચે છે તેઓ પાસેથી એ દવા મળી શકે છે.

વ.—ત્યારે તો સઘળી વાતની સગવડ જણાય છે. અત્યારથીજ હું એ ઇપીકાના ગુણની રાત દહાડો માળા ફેરવ્યા કરીશ.

લ.—ખરૂં છે, રાત દહાડો એની માળા ફેરવ્યાથી પણ એના ગુણનો બદલો વાળી શકાય નહીં.

વ.—ઇપીકાનું પડીકું દરેક વખતે આપવું ?

લ.—દરેક વખતે ૩ ગ્રેન (ઘઉં ૩ ભાર) જેટલી એ ઇપીકા ખવરાવવી.

વ.—વારૂ, ત્યારે એવું ઓસડ તમારી પાસે હોવા છતાં મોતીને દુઃખ દીધું ( કષ્ટાવા દીધી ) શા માટે ?

લ.—શું મોતી દુઃખ પામી છે, એમ કહો છો ? એને તો હસતાં હસતાં પ્રસવ થઇ ગયો છે.

વ.—મોતીના જરાયુનું મ્હો ખુલતાં શું વાર થઇ નથી ?

લ.—ના, કંઈજ નહિ. એને તે વળી વાર થઇ કહેવાય કે ? વાર લાગવાનાં ચેન જોત તો શું હું નિરાંતથી રહેત ખરી કે ? તરતજ ઓસડનું એક પડીકુ ખવરાવી દેત.

વ.—વારૂ, ડાકટરો જે પ્રસૂતિઓને યંત્ર એટલે અગત્યનાં ઓજારોનો ઉપયોગ કરીને પ્રસવ કરાવે છે, તેવી પ્રસૂતિઓને એ ઓસડ ખવરાવી દીધાથી તેઓને શું આપોઆપ (યંત્રની મદદ વિના ) પ્રસવ થઇ શકે નહિ ?

લ.—બહુ સારી વાત કાઢી. ડાકટર સાહેબે પણ એવીજ વાત મારી આગળ કરી હતી. તેમણે કહ્યું હતું કે, ઓસડનો જેવો ગુણ જણાય છે, તેનાથી તો એમ લાગે છે કે, હવે અમારે યંત્રોનો ઉપયોગ કરીને પ્રસવ કરાવવો નહિ પડે. એક પ્રસૂતિનો પ્રસવનો માર્ગ થોડોક સાંકડો અને સખત હતો. તેથી સૌએ એમ ધાર્યું હતું કે, એને યંત્રવતે પ્રસવ કરાવવો પડશે. પણ એ ઓસડનાં

એ ત્રણ પડિકાં ખવરાવ્યાથી તેને સહજ વગર હરકતે પ્રસવ થયો. પેટની અંદરથી જાણે કોઇએ હાથવતે ઠેલી દીધાથી છોકરૂં જેમ બહાર નીકળી આવે, તેવીજ રીતે એ ઓસડ ખવરાવ્યાથી પણ જરાયુ છોકરાને ઠેલીને બહાર કાઢી દે છે. છોકરાને બહાર કાઢી દેવાની જરાયુમાં જે એક જાતની શક્તિ છે, તે શક્તિનો એ ઓસડથી ખૂબ વધારો થાય છે. વળી એનાથી ( એ ઓસડથી ) ફક્ત એ શક્તિજ વધે છે એમ નથી. પણ જરાયુનું મ્હોં જો સખત હોય તો એ ઓસડ તેને ખુબ નરમ કરી દે છે. અને ખુલતાં વાર લાગતી હોય તો જલદી ખુલ્લું કરી દે છે. પ્રસૂતિઓને સારૂ એના કરતાં વધારે ગુણવાળું ઓસડ બીજું કાંઈ નહિ હોય. ડાકટર સાહેબની પાસેથી આ બધી વાત સાંભળી છે, ત્યારથી એ ઓસડને મેં મારા હૈયાના હાર અને આંખની કીકી જેવું કરી રાખ્યું છે.

વ.—હું પણ હવેથી એ ઓસડને એ કરતાં પણ ચઢિયાતુ કરીને રાખીશ.

લ.—જેના જેના ઘરમાં ભારેવાઇ વહુ બેટી હોય, તે બધાંએ તો એ ઓસડ ઘરમાં લાવીને રાખી મુક્વુંજ જોઇએ.

વ.—એ તો તમારે કહેવુંજ નહિ પડે. એક વખત તેઓ એના ગુણ સાંભળવા પામે એટલે થયું.

વ.—વારૂ, ત્યાર પછી કહો.

લ.—પ્રસવની પહેલી અને બીજી અવસ્થામાં પ્રસૂતિ અને છોકરૂં એ બંનેનું ભલું ચહાવું જોઇએ. ( બંનેના બચાવ અને સુખની કાળજી રાખવી જોઇએ. ) પરંતુ પ્રસવની ત્રીજી અવસ્થામાં તો ફક્ત પ્રસુતિનું ભલું થાય તે ઉપરજ ધ્યાન રાખવાની જરૂર છે.

વ.—એ તો ખરૂં જ છે. છોકરૂં વગર વિઘ્ને અવતર્યું એટલે પછી તેને સારૂ કાંઇ ફીકર રહે નહિ. તે વખતે તો પછી એકલી પ્રસૂતિને માટેજ જીવ ઉંચો રહે.

લ.—પ્રસવની ત્રીજી અવસ્થામાં દાઇયણ ખૂબ સાવધ થઇને

અને જોઇ વિચારીને કામ કરે તો પ્રસુતિને લોહી વહેવાનો ભય રહે નહિ, અંબોઇને અમળાવ્યાથી બહુ દુઃખ ન પામે, અને ત્યાર પછી તેને કંઇ પણ હરકત હેલો કે વિપત બિપત ન નડે.

વ.—શું કહો છો? ત્યારે તો પ્રસવની ત્રીજી અવસ્થામાંજ દાઇયિણની બુદ્ધિ, ચતુરાઇ અને કળવકળની આવડત અને સુજ, તથા જોઇ વિચારીને કામ કરવાની પહોંચની બહુ જરૂર છે.

લ.—બહુ જરૂર ખરીજ તો. નહિ તો આટલું ચીપી ચીપીને કહું શું કરવાને?

વ.—ત્યારે તો એ પણ કહોને બેન, કે દાઇયિણનામાં કેવી બુદ્ધિ અને કળવકળ વગેરેની આવડત વગેરે હોય તો તે ફાવી શકે?

લ.—બુદ્ધિ વગેરેથી ફાવવાનું બીજું શું છે? આકળી ઉતાવળી થઇને ઓરને તાણીને બહાર ખેંચી કાઢે નહિ એટલે થયું. ઓર તાણીને બહાર ખેંચી કાઢવામાં જે દોષ (નુકશાન) છે, તે તો પહેલાંજ કહી ગઈ છું. કેમ, યાદ છે કેની?

વ.—ઓ મા, એ તે વળી યાદ ન હોય? એમ થાય તો પછી આટલી બધી પડપુછ અને માથાફોડ કરીને તમારી પાસેથી શીખું શું કરવાને?

લ.—ઠીક, વળી પહેલાં મેં કહ્યું છે કે, છોકરાની ગરદન બહાર આવે એટલે પ્રસુતિના પેટ ઉપર હાથ દેઈને જરાયુનો સારો બેશ કસ્લો કરીને તેને જરાક દાબીને પકડી રાખવું. ત્યાર પછી છોકરાની છાતી, પેટ, પૂઠ ( ઢગરા ) વગેરે જેમ જેમ બહાર આવતું રહે, તેમ તેમ જરાયુને તમારી મુઠમાં આણવાની તજવીજ કરતાં રહેવું. દાઇયિણની પાસે જો કદાપિ બીજું કોઈ ન હોય, તો તેણે પોતેજ જમણા હાથની હથેલીમાં છોકરાનું માથું ઝીલી રાખવું, અને ડાબા હાથથી જરાયુને એ પ્રમાણે ( પેટ ઉપર હાથ દેઈ દાબીને ) પકડવું. છોકરાની છાતી, પેટ, પુંઠ, સાથળો વગેરે બહાર આવવાને વખતે પ્રસુતિના પેટ ઉપર હાથ દઈ એવી રીતે કરીને ઝાલી રાખ્યા-

થી લોહી વહેવાનો ભય ન રહે.

વ.—ત્યાર પછી છોકરૂં અવતરે એટલે શું કરવું? .

લ.—પછી ઓરને તાણીને બહાર કાઢવાની તડામાર નહિ ક- રતાં, કલાકેક સુધી જરાયુને એવી રીતે હાથ વતી પકડી રાખવું. હાથ વતી એમ જરા કસીને ઝાલી રાખ્યાથી જરાયુ સંકોચાઈને નાનું થઈ જવામાં જરાએ અડચણ નહિ નડે. અને એ કલાકેકની અંદરજ જ- રાયુના અંગ અથવા શરીરમાંથી ઓર છુટી પડી જશે અને એમ છુટી પડી એટલે પછી તેને બહાર નીકળી પડતાં શું કાંઈ વાર લાગે કે? થોડીક પીડા આવતાંજ ઝટ પડી જાય.

વ.—હાય, હાય! એથીજ ત્યારે અમારી અનાડી દાઇયિણોના હાથે પ્રસુતિઓ મારી જાય છે. જરાયુના અંગમાંથી છુટી પડ્યા વીના ઓર બહાર પડી શકે નહિ. એ વાત તેઓ જાણતીજ નથી. તેથીજ તેઓ એમ તડામાર કરી મૂકે છે. ત્યારે તો તેઓ ઓરને જરાયુના અંગમાંથી તોડી તાણીને બહાર કાઢે છે, ખરૂંકની?

લ.—હાજ તો. તેમ નહિ તો બીજું શું? .

વ.—ત્યારે તો પછી એથી લોહી તૂટી પડે નહિ કેમ? અને પ્રસુતિ પણ પછી દુઃખ કેમ ના પામે? વારૂ, ત્યાર પછી કહો.

લ.—આશરે કલાકેકની અંદર જો ઓર ન પડે, તો પ્રસુતિના પેટ ઉપર હાથ દેઇ, જરાયુનો ઉપલો ભાગ ઝાલી આંમળો દઇને તથા દબાવીને ઓરને બહાર કાઢી દેવી.

વ.—દાબીને એટલે શું, તે ઠીક કરીને સમજાવોને.

લ.—પ્રસુતિના પેટ ઉપરથી તમારા ડાબા હાથમાં અંગુઠા પા- સેની આંગળીનું ટેરવું પેટમાં થોડી યુક્તિથી ધીમે ધીમે વાળી વાળીને જરાયુની પાછળ એવું ફેરવી દેવું કે જરાયુનું માંથું (ઉપલો ભાગ) જાણે તમારી હથેલીમાં આવી જાય. ત્યાર પછી જરાયુ જ્યારે તમારા હાથને સખત લાગે ત્યારે તેના માથાને ખૂબ ભીંસીને દાબવું. જો આંગળી વતી બરાબર આંબળી શકો અને ભીંસીને દાબી શકો, તો

તે દબાણથીજ ઓર અને લોહીના લોચા ઓચા જે કાંઈ જરાયુની અંદર હોય, તે બહાર નીકળી આવે. જેમ કોઇ એક પાકા કેળાને તેના ડીંટાની તરફ ભીંસ દઇને દબાવ્યાથી છોડાની અંદરથી કેળું (ગરભ) બહાર નીકળી પડે, તેવીજ રીતનું આ પણ જાણવું.

વ.—વારૂ, કદાપિ એક વાર એ પ્રમાણે દબાવ્યાથી ઓર નીકળી આવે નહિ તો શું કરવું?

લ.—જરાયુ ફરીથી સખત થાય એટલે પાછું એવી રીતે દબાવવું. પણ છોકરૂં અવતર્યા પછી કલાકેક વાટ જોઇને જો એ પ્રમાણે દબાવી શકો, તો બીજી વાર મહેનત કરવીજ નહિ પડે. એક વખત કામ પાર પડી જશે.

વ.—વારૂ, પણ કદાપિ બે વાર એવી રીતે કર્યા છતાં પણ જો ઓરને બહાર કાઢી શકાય નહિ તો શો ઉપાય કરવો?

લ.—પ્રસવના દ્વારની અંદર એક કે બે આંગળીઓ ઘાલીને જોવું કે, તેમાં ઓર આવી રહેલી છે કે નહિ? જો હોય, તો તે આંગળીઓ વતેજ તાણીને બહાર કાઢી નાંખવી.

વ.—ઠીક, પણ પ્રસવના દ્વારની અંદર જો ઓર આવેલી ન હોય તો શું કરવું?

લ.—જરાયુના મ્હોની અંદર આંગળી ઘાલીને જોવું કે, પ્રસવના દ્વારની બહાર સુધી જે નાડી અથવા નાળ લટકે છે, તે નાળ જરાયુના ભિતર સુધી છે કે નહિ? જો હોય તો જાણવું કે, જરાયુનાં અંગમાંથી ઓર છુટી પડી નથી.

વ.—એ જાણીને શું કરવું?

લ.—પાછું પ્રથમની પેઠે જરાયુના માથા ઉપર દાબવું, પણ યાદ રાખવું કે, ગમે તેમ હોય પણ ઓરને તાણીને બહાર કાઢવાની તજવીજ તો નજ કરવી.

ઓર પડે ત્યાર પછી પણ થોડીક વાર સુધી (૧૦—૧૫ મિનિટથી ઓછી નહિ) જરાયુને એવી રીતે દાબીને ઝાલી રાખવું. અને

લોહીની ગાંઠ ગળફા વગેરે બહાર કાઢી નાંખવાને સારૂ આસ્તે આસ્તે જરાયુ ઉપર ધકેલ મારવી. ત્યાર પછી 'અર્ગટ ઑફ રાઈ'નું એક પડીકું (૧૦ રતી) ખવરાવી દેવું. ઓર પડયા પછી જરાયુ સંકોચાઈ જઈને જેવું નાનું અને સખત થઇ જવાની જરૂર છે, તેવુંજ અર્ગટ ખવરાવ્યાથી તે થાય છે. વળી એથી લોહી પડવાનો કે વહેવાનો ભય બિલકુલ રહેતો નથી, અને અંબોઈ મર્યાથી પણ પ્રસુતિ દુઃખ પામતી નથી.

**વ.**—પણ વારૂ, અર્ગટ અને ઈપેકના જે ગુણ તમે જણાવી ગયા છો, તે ઉપરથી તો એમ લાગે છે કે, આટલી બધી કળવકળ કે જુક્તિ કરીને ઓર પાડવાની જરૂર શી છે? એ બે ઓસડથીજ ઓર પડે.

**લ.**—હા, એ ખરૂં છે, તો પણ કળવકળ અને જુક્તિ જાણી રાખવી એ સારૂં છે. જ્યારે જે બની આવે ત્યારે તે કામ લાગે. ઉપાય જેટલા વધારે જાણી રાખી શકાય, તેટલા સારા.

**વ.**—હા, એ વાત તો માનવા જેવી છે.

**લ.**—ઓર પડયા પછી પણ પાણીની થેલી તો ઘણું કરીને પ્રસવના દ્વારની અંદરજ રહે છે. તેને વળ દેઈને દોરી ભાગ્યાની પેઠે કરીને તાણીને બહાર કાઢ્યાથી બધી બહાર નીકળી આવે છે. કડકો ઓર પણ અંદર લાગી રહેવા પામતી નથી.

**વ.**—જે શ્રી કૃષ્ણ કહો! આ (મોતીની) ઓર એની મેળેજ પડી ગઈ. કશુંએ કરવું ના પડ્યું.

**લ.**—કેમ, એ વાત તો તમને પહેલેથી જ કહી ચૂકી છું કે, ઓરને તાણીને બહાર કાઢવી પડતી નથી. એની મેળે જ પડે. તે છતાં તમારી દાઈયણો જે તડામાર કરીને ઓરને તાણીને બહાર કાઢે છે, તે તેઓની મોટી ભૂલ છે. એનાથી કેવું સત્યાનાશ વળે છે, તે તેઓ શું જાણે.

**વ.**—ત્યારે તો છોકરાં અવતર્યા પછી કલાકેક સુધી વાટ જોયા વિના ઓરને ખેંચીને બહાર કાઢી નાંખવાની કોશેશ કરવી ન જોઈએ.

લ.—ના. કોઈ પણ રીતે નહિ, એ વાત તો ખૂબ યાદ રાખવી.

વ.—વારૂ બેન, હવે આ મોતીના પેટ ઉપરથી મારો હાથ ઉપાડી લેઉં કે ?

લ.—ના, હજુ જરા વાર પછી. હવે પેલો ફલાલીનનો મોટો કડકો લાવવાને કોઇને કહો જોઈએ.

વ.—તે તો મારી પાસેજ છે. એને લેઈને શું કરશો ?

લ.—શું કરીશ તે જુવો. એમાંથી મોતીના પેઢુની નીચેથી તે છાતીની કમાન અથવા કોર સુધી સારી રીતે ખેંચીને બાંધી દેઇશ. ઓર પડયા પછી, જરાયુ સંકોચાઈને નાનું અને સખ્ત થઈ ગયું છે, એમ જણાય, ત્યારે પ્રસૂતિના પેટને એવી રીતે કરીને બાંધી દેવું. પૂઠની નીચે થઈને એ લૂગડાને ફેરવી લેવું જોઈએ, નહિ તો ખેંચીને બંધાય નહિ. એક લૂગડાની ગડી વાળી ગાદીના જેવું કરી જરાયુના ઉપર મૂકવું, અને તેના ઉપર એવી રીતે એ ( ફલાલીનનું ) લૂગડું તાણીને બાંધી લેવું, એટલે જરાયુના ઉપર સારૂં બેશ વધારે દબાણ થાય અને તાણીને બંધાય પણ ખરૂં.

વ.—વારૂ, એમ કરીને કપડાવતી પેટ બાંધ્યાથી શું થાય ?

લ.—કપડાવતી એવી રીતે પેટ બાંધ્યાના ઘણા ગુણ છે. લોહી વહે નહિ. પેટના ઉપર એવી રીતનું દબાણ રહેવાથી પ્રસુતિને શાતા વળ્યા જેવું લાગે અને પાછળથી પેટનું ચામડું ઢીલું પડી જઇને ઝુલે નહિ. સારૂં બેશ અક્કડ રહે.

વ.—ત્યારે તો એ પ્રમાણે પેટ બાંધ્યાના ઘણા ગુણ ખરા, બાઇ ! પણ વારૂ, કેટલા દિવસ સુધી એમ બાંધી રાખવું ?

લ.—દસ દિવસ એ દસ દિવસમાં એક વાર પણ પ્રસુતિએ ખાટલામાથી ઉઠીને ઉભી થવું નહિ.

વ.—ઠીક, પણ અમારી દાઇયણો તો પ્રસુતિને છૂટાછેડા થતાં જ જરાવાર પછી ઉઠીને બેસવાને કે ઉભી થવાને કહે છે, તે કેવી રીતે હશે ?

લ.—ઓ બાપ! એતો બહુ ભારે દોષ કહેવાય. એમ કર્યાથી તો પછી જોઇએજ શું, પ્રસુતિ મુર્છા ખાઇને (બેભાન બની જ-ઇને) તેજ વખતે મારી પણ જાય. વળી પુષ્કળ લોહી પણ તૂટી પડે.

વ.—ત્યારે તો અમારી દાઇયિણો (વગર સમજેજ) ન કરી શકે એવું કોઈ પણ કામ જણાતું નથી. તેઓ તો એમ કહે છે કે પ્રસવ થયા પછી ઉઠયા બેઠાથી પેટમાંની બધી બલા (લોહી) બહાર નીકળી જાય.

લ.—એવું કહેનારના કપાળમાં ડામ! એવું ઉધું ઉધું ન થતું હોય, તો શું આ દેશમાં આટલી બધી પ્રસુતિઓ મારી જાય કે! અરેરે! દેશી દાઇયણો ક્યારે તેમના કામમાં કાબેલ થશે! એમ થાય તો બિચારી આવી આવી જુવાન છોકરીઓના જીવ જતા બચે.

વ.—હા, એમજ છે, એમના ગુણ સાંભળી સાંભળીને હું તો જાણે સર્વ ભૂલી ગઇ!

લ.—તમારી દાઇયિણો એમ સમજે છે પ્રસૂતિને પ્રસવ થયા પછી લોહી વહેવુંજ જોઇએ. પરંતુ એ તેઓની મોટી ભૂલ છે. બરાબર નિયમ પ્રમાણે (રીતસર) પ્રસવ કરાવી શક્યાથી જરા પણ લોહી વહેવાની વાતજ નથી.

વ.—શું કહો છો? એ ખરૂં હશે?

લ.—હા, એમજ છે, કેમ, મોતીને કાંઈ લોહી વહ્યું છે?

વ.—ના ભઈ, એતો ખરૂં, જરાએ લોહી વહ્યું નથી.

લ.—આવી રીતે પ્રસવ કરાવ્યાથી કંઈ પણ પ્રસૂતિને લોહી ન વહે. લોહી વહેવું એ કાંઈ જેવી તેવી (આંખ આડા કાન કરવા જેવી) વાત નથી. પ્રસવ વખતે લોહી વહ્યાથીજ આપણી પ્રસૂતિઓ જલદી વળી શકતી નથી (સાજી સારી ટટાર થઈ શકતી નથી.) નહિ તો દેખો કે, દસબાર દિવસની અંદર તે તાજીતમ થઈ ઉઠે.

વ.—એમ ખરૂં કે? એતો હું જાણતીજ નહોતી ખરેખર, તમારી પાસેથી જે જે હું શીખી, તેની તારીફ કરી શકતી નથી. અને

હવે તો જાણે એવી ઇચ્છા થાય છે કે, ઘરબારી (ગૃહસ્થ) માણસોની સઘળી વહુ બેટીઓ એ બધું બરાબર શીખે તો બહુ સારૂં થાય.

**લ.**—વળી સાંભળો. પ્રસવના પછી એક દીવસ અને એક રાત થઈ જતાં સુધી પ્રસૂતિએ ખાટલામાંથી એક વાર પણ ઉઠવું નહિ, પેસાબ પાણીને સારૂં પણ નહિજ. દશ દિવસ સુધી તેને બહુ સાવચેતીથી રાખવી. ઘણી ઉઠ બેશ કરવા દેવી નહિ. એમ કરવાની સખ્ત મના છે.

**વ.**—વારૂ, પ્રસૂતિને ખોરાક શો આપવો?

**લ.**—પહેલાં બે દિવસ તો ફક્ત થોડું દુધ અને સાબુ દાણાની ખીર ( કાંજી ). એ દુધ અને સાબુ બે ત્રણ વાર આપી શકાય.

**વ.**—અને ત્રીજે દહાડે પણ શું એ દુધ અને સાબુની ખીર ખવરાવવી, કે ભાતબાત કાંઈ આપી શકાય ?

**લ.**—તે દહાડે પણ એજ ખીર ખવરાવાય તો સારૂં. કેમકે એ ત્રીજે દહાડે છાતીમાં દુધ (ધાવણ) છૂટેછે. અને એની શંકાથી પ્રસૂતિને જરા તાવ ભરાયા જેવું થાયછે. તેથી તેના ઉપર જો પાછો ભાત પેટમાં પડે તો તાવ વધી પડી શકે. એટલુંજ નહિ, પણ એ તાવથી પ્રસૂતિને ઘણું વેઠવું પણ પડે. આમ થતું ઘણું ખરૂં જોવામાંએ આવે છે.

**વ.**—ઓ બાપ રે! ત્યારે શું થશે! મોતીને તો હું ઉપરા ઉપરી (લાગા) ચાર દહાડા સુધી ફક્ત દુધ સાબુ ખવરાવીને જ રાખીશ. પછી જ્યારે જોઇશ કે થાનમાં બેશ ધાવણ આવેછે, અને એ ધાવણ આવતી વખતે જે જરાક તાવ ભરાયા જેવું અથવા અસુખ થયું હતું, તે સારૂં થઇ ગયું છે, તથા શરીર સારૂં બેશ ફુરતીવાળું થયું છે, ત્યારે જ તેને ભાત આપીશ. તે પહેલાં ભાત ખાવાને સારૂ રડશે તો પણ તેને ચોખાનો દાણો સરખોએ નહિં આપું.

**લ.**—એવી પકડ પકડવી બહુ સારી છે. એથી પ્રસૂતિનું ભલુંજ થાય. સુવાવડમાં પ્રસૂતિને તાવબાવ આવે કે બીજી હરકોઇ રીતે તેનું

શરીર કથળે એ બહુ નુકસાન કરનાર થઈ પડે છે.

વ.—કેમ બેન, કેમ ?

લ.—કેમ તે વળી સમજી શકતાં નથી ? સુવાવડમાં સ્ત્રીનું શરીર કથળ્યાથી તેના થાનમાં ધાવણ આવી કે રહી શકે ખરાં કે ? સુકાઇજ જાય. અને ધાવણ સૂકાઇ ગયું એટલે ખોળાંમાંના કાચા કુણા છોકરાના બારજ વાગી જાય ! માના ધાવણ વગર એવું છોકરું ઉછેરવું કેટલું મુસ્કેલ છે, તે શું તમે નથી જાણતાં ?

વ.—જાણું તો છું. પણ ગાયનું દુધ પાયાથી ચાલી શકે નહી ?

લ.—ફક્ત એવું ઢોરનું દુધ પાઇને એવા કાચા વાસાના કુમળા છોકરાને બચાવી શકાય કે ? કદિ નહિ. આપણા દેશમાં સુવાવડના વાસામાંજ આટલાં બધાં છોકરાં મરે છે, તે સર્વે શું રોગથી મરે છે એમ ધારો છો ? એમાંનાં અડધાંક છોકરાં તો એવું દુધ પીધાથી રામ શરણ થઈ જાય છે.

વ.—શું કહો છો ! એ સાંભળીને તો જાણે મારી વાચા જ બંધ થઇ જાય છે. ઢોરનું દુધ પાયામાં એટલો બધો દોષ છે ?

લ.—હાજ તો. એવું કાચું કુણું છોકરૂં શું ગાયનું દુધ હજમ કરી શકે ? લાગટ બે ત્રણ દિવસ એવું દુધ પીતાંજ તેનો કોઠો છુટી જાય—તેને ઝાડો થવા માંડે. અને ઝાડો લાગે એટલે એવું ફૂલ જેવું કુમળુ છોકરૂં કેટલા દિવસ ઉગરી શકે ? બે દિવસમાંજ તેના માથાની ખોપરી ( ખોપરીમાં નરમ ખાડા જેવો ભાગ હોય છે તે ) આંખો, અને મ્હો સૌ બેશી જઇને—ખાડા પડી જઇને જોત જોતામાં માર્યું જાય. એવી રીતેજ આપણા દેશનાં અડધાંક વાસાનાં છોકરાં મરે છે, તોપણ પ્રસૂતિઓ કાંઇ શીખતી સમજતી નથી. એમ કહેવાય છે કે જોઇને શીખે કે ઠોકર ખાઇને શીખે. તેમાંથી જોઈ જાણીને શીખવવાનું તો જાણે બળ્યું—દૂર રહ્યું, પણ આપણી પ્રસૂતિઓ તો ઠોકરો ખાઇ ખાઇને પણ શીખતી નથી. આગળ ઉપર આ બધી વાત વધારે ખુલાસાથી કહી સંભળાવીશ.

**વ.**—ઠીક. પણ વારૂ, બેન, અમારામાં એમ કહેવાય છે કે, સુવાવડી સ્ત્રીને દુધ ખવરાવાય નહિ. દુધ ખાધાથી નાડી પાકે. એ વાતનું કેમ હશે ?

**લ.**—એવી વાત કરનારનાં મ્હોં બાળો ! મારા હાથની તમામ સુવાવડી બાયડીઓ ( મારા હાથે પ્રસવ કરાવેલી બધી પ્રસૂતિઓ ) દુધ ખાય છે. તેમાંની તો એક જણની પણ નાડી કાંઈ પાકી નથી. દુધ ખાવાથી ફક્ત તમારા બાળકની જ નાડી પાકતી હશે, ખરૂં ? નાડીમાં વળી પાકવાનુંજ શું છે ? નાડી તે પેલી પોનાડી, જેને જરાયુ કહે છે તે જ કની ? એ જરાયુમાં પાકે શું ? અને જો કદિ જરાયુ પાકે તો પ્રસૂતિ શું બચવા પામે કે ?

**વ.**—એ તો કોણ જાણે ? એ નાડી પાકે કે બીજી નાડી પાકે, તેતો કાંઇ મને ખબર નથી. બધાં જેમ કહે છે તેમ હું પણ કહું છું. એમાં એટલું બધું વિચારવા સમજવાનું છે, તે કોને ખબર હોય તો વળી અમારી આવી દશાજ શાની થાય ?

વારુ. હવે એ કહો કે, સુંઠ ખવરાવ્યાનું અને શેક કર્યાનું કેમ હશે ?

**લ.**—સુંઠસુંઠ ખવરાવવાની જરાએ જરૂર નથી. એનાથી કશોએ ફાયદો નથી. ફક્ત પ્રસૂતિને દુઃખ દેવું એટલુંજ, પ્રસવ થતાં પ્રસૂતિને જેટલું દુઃખ પડતું નથી, તેનાથી વધારે દુઃખ સુંઠ ખાધાથી તેને થાય છે. ઘણી સુંઠ ખાવાથી પેટમાંનો અગ્નિ મંદ પડી જાય અને પેટમાં લાહ્ય, લોહીનો મરડો. વગેરે રોગ થઇ આવે.

**વ.**—ખરી વાત છે, તેટલા માટેજ પૂછ્યું કે, જો એનાથી કાંઈ ફાયદો ન હોય, તો પછી નકામું દુઃખ દેવું શા માટે ?

**લ.**—સુંઠ સુંઠ કશુંએ ખવરાવવું ન જોઇએ.

**વ.**—વારૂ, ત્યારે શેક તાપ કરવાનું શું કહો છો ?

**લ.**—તમે જેવી રીતે શેક તાપ કરો છો, તેનાથી પ્રસૂતિ અને છોકરૂં એ બંનેને અધબળ્યાં કરી નાંખો છો, એજ કની ? તેમાં પણ

પ્રસૂતિ તો જેમ તેમ કરીને સહન કરે છે, પણ છોકરાંને તો તેથી બહુજ દુઃખ થાય છે. મેં ઘણા છોકરાંને જોયાં છે, કે શેક તાપથી તેમના શરીરે ફોલ્લા ઉઠયા હોય છે અને તેની પીડાથી તે બીચારાં માર્યા જાય છે.

વ.—શું કહો છો? સાંભળીનેજ બહુ બીક લાગે છે ને. ત્યારે એ બાબત શું કરવું તે પણ કહોને.

લ.—એમાં વળી કરવા કરાવવાનું શું છે? તમે પોતેજ જો જાળવીને અને જોઇ વિચારીને છોકરાંને સેક તાપ કરો, તો પછી કશું એ નુકસાન શેનું થાય? પણ તમે તો તે કરવાનાં નહિ. સુવાવડના ઓરડાની અંદર જવાનું તો દૂર રહ્યું, એના બારણાને પણ છુઓ (અડકો) નહિ. હજામડીઓ વગેરે ગરીબ ઘરની બાઇડીઓ ન હોય, તો તમારી સુવાવડીઓનાં છોકરાં ઉછરી શકેજ નહિ!

વ.—એ વાત તો કાંઈ ખોટી નથી. સુવાવડ સંબંધી અમારા સઘળા નિયમ એવાજ છે. ક્યા સત્યાનાશીયાએ એ બધા નિયમ અથવા રિતરિવાજ કે ચાલ કાઢ્યા છે! તે કહી શકાતું નથી. જો એ અકર્મી મારા જોવામાં આવે, તો તેજ વખતે પથરા અને ઈંટાળા મારી મારીને તેનું મ્હો ને માથું ફોડી નાખું!

લ.—બધો એ શું એ સત્યાનાશીઓનો જ દોષ છે કે? તમને પણ વિવેક વિચાર શો છે? તમે પણ જાણે ઘાસ ખાઓ છો (ઢોર જેવાં છો) કની! દસ ઉઠણનું નાવણ નાહ્યા વિના સુવાવડીના ઓરડામાં પેસાય નહિ, એના કરતાં વધારે મૂર્ખાઇ બીજી શી હોઇ શકે? વાસાનાં છોકરાંને જે જે હરકત હેલાનો સંભવ, તે સર્વે પહેલા આઠ દસ દિવસની અંદર થઇ આવે. એટલા દિવસ થઇ ગયા પછી તો કંઇક એનો ભરૂંસો પડે. ખૂબ કાળજી રાખીને એ આઠ દસ દિવસ બચ્ચાંને બચાવી રાખી શકાય ત્યાર પછી તમારૂં દસ ઉઠણનું નાવણ ન્હાવાનું તો થાય કની? પણ તમારા એવા સત્યાનાશીઆ ચાલથી દસ ઉઠણના નહાવણના પહેલાં તો છોકરાંને જમને ત્યાં નહાવા જવાનું

થાય છે ! જેને સારૂ ઘણા ઘણા યત્ન અને ઇલાજ કરવા પડેલા તથા વહેમ વગેરેના ફંદામાં પણ ફસાતાં આઘું પાછું જોયેલું નહિ, તેવા નરમ માખાણના પૂતળા જેવા છોકરાને હજામડી વગેરેના હાથમાં સોંપી દઇને મારી નાંખો છો ! તમારા કરતાં તો પક્ષી પણ સારાં! તે પણ પોતાનાં બચ્ચાંને વીલાં મૂકતાં નથી, અને જોઇ વિચારીને વર્તે છે.

વ.—અહા ! આજ તમે મને કેવી સારી શિખામણ દીધી ? ઘરની બાઇડીઓને આ બધું જ્ઞાન હોય, તો સુવાવડમાં છોકરાં એવી રીતે મરે ખરાં કે ?

લ.—એ બધું હવે તમારે જોવા વિચારવાનું છે. વળી જુઓ, જેવી રીતે તમે નાળને શેક કરો છો, તે રીતથી નાળને શેક કર્યાથી ફાયદા કરતાં નુકસાન જ વધારે જોવામાં આવે છે. દીવાની શગઉપર હાથનો અંગુઠો ઉનો કરી કરીને શેક કર્યાથી કાચા નાળની અંદર અને તેની ચારે તરફ તેલની મેશ લાગી જાય છે. આ દેશનાં અનેક વાસાનાં છોકરાંના નાળ જે જલદી સૂકાતા નથી, અને ઘણાંખરાંનાં પાકી ઉઠે છે, તેનું કારણ એજ છે. તે સિવાય કાચા નાળના ઉપર અંગુઠાનો ભાર દેવો એ પણ સલામતી ભરેલું નથી. તેનાથી નાળમાં એવી પીડા થઇ આવે કે, તેના તાડાથી જ છોકરૂં નરમ થઇ પડે. તાણ આંચકી શું ઝાડ ઉપરથી પડે છે કે ? એવી રીતે કર્યાથીજ તાણ—આંચકીનો રોગ થઇ આવે. જે છોકરાનો નાળ પાકે તે બહુજ દુઃખ પામે. તે સિવાય તેનાથી બીજી વિપત પણ કાંઇ નથી, એમ નથી.

વ.—ઓ બાપરે ! ત્યારે તો નાળે શેક કરવાના કામને નવ ગજના નમસ્કાર ! હવેથી હું એનું નામ પણ નહિ લેઉં. પણ વારૂ, નાળ પાકે, તો તે મટાડવાનો ઉપાય શો કરવો ?

લ.—નાળને ઉના પાણી વતી ધોઇને સાફ કરવો અને ફલાલીન-ની ગરમ પોલટીસ રોજ ચાર પાંચ વાર તેના ઉપર મૂકવી. એમ કર્યાથી નાળ જલદી સૂકાઇ જશે. સાફસુફ રાખવાનુંજ ખરૂં કામ છે,

નહિ તો સાત જાતના ઐડ અને લેપ કરો કે પોટીસ બાંધો, પણ તેથી ઉલટું ખરાબ જ થવાનું.

**વ.**—વારૂ, છોકરાના શરીરમાં અને માથામાં પાણી હોય છે. તે એવી રીતે શેક કર્યાથી જતું રહે છે, એમ કહે છે, તે શું ખરૂં હશે કે?

**લ.**—એવી એવી વાતો તમારે સાંભળવી નહિ, એ બધુંએ ખોટું છે. એમ હોય તો ઇંગ્રેજ લોકનાં છોકરાં જીવતજ નહિ. તેઓ તો શેક તાપ કશુંએ કરતાં નથી.

**વ.**—ઠીક. એ તો સમજાયું; હવે તમારે કહેવું નહિ પડે. વારૂ, ત્યાર પછી કહો, પ્રસૂતિના પેટના ઉપર શેક કરી શકાય ખરો કે, તે પણ ન કરવો?

**લ.**—કરી શકાય. એનાથી કશું નુકસાન નથી. ઉલટું પ્રસૂતિને એનાથી આરામ જેવું જણાય. પરંતુ પેહુની નીચેથી છાતીની કોર સુધી જેવી રીતે કરીને લૂંગડું બાંધી રાખેલું છે તેનાથી હવે બીજું કાંઈ કરવું પડશે નહિ, મોતી બહુ સારી રહેશે.

**વ.**—એમ થાય એટલે થયું. પ્રસૂતિ સારી રહે એજ કામ છે. પછી તે ગમે તે રીતથી હોય.

**લ.**—વળી સાંભળો: આપણામાં સુવાવડીએ દસ દિવસ ખાટલામાં રહેવાનો જે ચાલ છે, તે બહુ સારો છે; એ દસ દિવસ સુધી તે સુવાવડના ઓરડામાંથી ઘણું કરીને બહાર નીકળતી નથી. એ ચાલ જેણે કાઢયો છે, તે બહુ બુદ્ધિશાળી માણસ હોવો જોઈએ, આપણી દાઈયણો જેવી આવડત છે, તે પ્રમાણે તો, સુવાવડના ઓરડામાં એવી રીતે અટકી રહેવાનો ચાલ ન હોત તો પ્રસુતિઓ મારી જાત.

**વ.**—પણ આજકાલ ઘણી પ્રસુતિઓ એ નીયમ પાળતી નથી.

**લ.**—શું કહો છો? એમ કેમ વારૂ?

**વ.**—**અ.**—ની બાઈડી દસ વાસાની અંદર તળાવમાં જઈને

નાહી આવી. સુવાવડીના જેવા કશાએ નિયમ બીયમ પાળતી નથી!

લ.—એ તો બહુજ ખોટું. એમ કર્યાથી તો અ—ના બાપની પણ તાકાત નથી કે તે એ સુવાવડીને બચાવી શકે. એવી રીતે ગમારની પેઠે નાહાયા ધોયાથી કેટલી સુવાવડીઓ ધનુર ધાવાથી મરી ગઇ છે, તે કહી શકાતું નથી.

વ.—એમ કે? આવી વાત સાંભળીને મારૂં તો કાળજું ધડકી ઉઠે છે. પ્રસુતિઓ આ બધું જાણી શકે તોજ દેશનો બચાવ થાય. વારૂ, ત્યાર પછી આગળ કહો. તમારી દયાથી એ બધું તો મેં જાણી સાંભળી ને શીખી લીધું. તમારા વિના બીજું કોણ મને માહિતગાર કરી શકત?

લ.—જે જે વાત હું તમને કહુંછું, તે બધી જો ધ્યાનમાં દેઇને સાંભળશો, અને યાદ રાખશો, તો તમે પોતે પણ એક દાઇયણ થઇ શકશો.

વ.—ખરી વાત છે. હવે આ તરફનું ( મોતીને લાગતું ) તો બધું કામ એને કહેવાનું થઇ ચૂક્યુંને?

લ.—હા, લગભગ થઇ ચૂક્યું ખરૂં. હવે ફક્ત થોડાક નિયમ કહી દેઉં એટલે બસ.

વ.—ત્યારે કહો, સાંભળું છું.

લ.—પ્રસવ થયા પછી પ્રસૂતિ થોડીક ટટાર થાય, અને નાલ-બાલ કાપવામાં આવે, એટલે પછી જેથી કરીને તેને થોડીક ઊંઘ આવે તેમ કરવું જોઇએ. ઊંઘવું એ બહુજ સારૂં છે. એનાથી પ્રસ-વની પીડા રૂપીએ ચૌદ આના જેટલી ઓછી થઇ જાય છે.

વ.—ત્યારે તો ઊંઘ લાવવાને સારૂ શું જોઇએ કહો.

લ.—વધારે કાંઇ કરવાનું નથી. સુવાવડના ઓરડામાં બડબડાટ અને વાતોચીતો વગેરે નહિ કર્યાથી, પ્રસૂતિને તેની મેળેજ ઊંઘ આવી જશે.

વ.—ત્યારે અબઘડીજ આ સુવાવડના ઓરડામાંનો તમામ

ગરબડાટ મટાડી દેઊં છું. વારૂ, ત્યાર પછી શું કરવું, તે કહો.

લ.—એક સારો સાફસુફ અને ચીકણો લુગડાનો કડકો બેવડો ત્રેવડો વાળી દેવતાપર ધરી તપવી ઉનો કરીને પ્રસુતિના પ્રસવના દ્વાર ઉપર અને તેની ચારે બાજુપર મૂકવાને કહો.

વ.—તેમ કર્યાથી શું થશે ?

લ.—પીડામાં ફરક પડી જશે.

વ.—એકજ વાર એમ દેવતાપર ધરી તપવીને મૂકયાથી ચાલશે કે રહી રહીને પાછો ઉનો કરીને મૂકવો પડશે.

લ.—એકવાર ગરમ કર્યાથી એ લુગડાનો કડકો બરાબર ગરમ રહે ખરો કે ? ટાંડો થઈ જાય એટલે પાછો ફરીથી ઉનો કરીને મૂકવો જોઇએ.

વ.—એવી રીતે કેટલા દિવસ સુધી કરવું પડશે ?

લ.—કેટલા દિવસ એનો કાંઈ મેળ નથી. પીડા શમી જાય એટલે પછી એને મૂકવાની જરૂર નથી. અને પીડા શમતાં બહુ તો બે દહડા લાગે. મુખ્ય વાત એ કે, એ લુગડાનો કડકો સાફસુફ અને ગરમ રહેવો જોઇએ. કોઈ પણ જાતનો ડાઘોબાઘો પડયાથી કે મેલો ગંદો થયાથી તુરત બદલી નાંખવો જોઇએ.

વ.—હવે બરાબર સમજાયું. વારૂ, પીડા શમ્યા પછી શું કરવું ?

લ.—ગરમ દુધ અને ગરમ પાણી સરખા ભાગે ભેળીને રોજ બેવાર પ્રસવના દ્વારને ધોઈ નાંખવું.

વ.—એથી શો ફાયદો થશે ?

લ.—એનાથી શરીર સાફસુફ રહેશે, એટલુંજ નહિ પણ પ્રસુતિ પણ જલદી ટટાર થઈ જશે.

વ.—ત્યારે તો એમ કરવું જ જોઇએ.

લ.—હા. વળી પ્રસવ થયા પછી પ્રસુતિના પ્રસવના દ્વારમાંથી થોડા દિવસ સુધી જરા જરા લોહી નીકળતું રહે છે. તે લોહી ત્રણ, ચાર, કે પાંચ દિવસ સુધી તો રંગવાળું હોય છે. પણ ત્યાર પછી

તેનો રંગ રહેતે રહેતે બદલાઈ જઇને મેલો કચરાના જેવો થઈ જાય છે.

**વ.**—વારુ. લગભગ એકવીસ દિવસ સુધી એમ થતું રહે છે, નહિ?

**લ.**—હા. ત્યાર પછી બંધ થઈ જાય છે. પરંતુ પેટમાંથી મુવેલું છોકરૂં પડે તો તે બહુ થોડા દિવસ નીકળીનેજ બંધ પડી જાય છે.

**વ.**—ઠીક. ત્યાર પછી જે કહેવાનું હોય તે કહો.

**લ.**—ત્યાર પછી કહેવાનું એ કે, કોઈ કારણથી જો એ લોહી ટપકતું બંધ થઈ જાય, તો પ્રસુતિ બહુ દુઃખ પામે.

**વ.**—શું દુઃખ પામે?

**લ.**—પેઢુમાં પીડા થાય, અને તેની અસરથી તાવ પણ આવે. વળી એ વધી પડયાથી તરેહવાર રોગ ઉત્પન્ન થઈ જાય.

**વ.**—એમ ખરૂં કે? ત્યારે તો તે એકદમ બંધ થઈ જાય, તો બહુ મોટો દોષ ગણાય.

**લ.**—મોટો દોષ તે વળી કાંઈ એકવાર?

**વ.**—ત્યારે તો શું કર્યાથી તે એકદમ બંધ થઈ જાય, તે જાણી રાખવું જોઇએ, નહીં તો સુવાવડીને સાવધ કરાય શી રીતે?

**લ.**—પ્રસવના દ્વારે, પેઢુએ કે સાથળોએ ઠંડુ પાણી લાગ્યાથી તે બંધ થઈ જઈ શકે.

**વ.**—ત્યારે તો એક મહિનો થયા પહેલાં પ્રસુતિએ ઠંડા પાણીથી નાહાવું ના જોઇએ.

**લ.**—ના, તેમ બિલકુલ કરવું નહિ. વળી ઠંડા પાણીએ નહાવું અથવા ભીના લુગડાભેર રહેવું; એ બંને એક સરખુંજ સમજવું. બંનેથી એકસરખું નુકશાન થાય છે.

**વ.**—ભીનું લુગડું પણ એટલું બધું નુકશાન કરે છે કે? ત્યારે તો સુવાવડીના ખાટલામાં જે અડધી ભીની જેવી કંથા ગોદડી અને

એવાંજ બીજાં ગંદા ગાભા જેવાં અદસસ્તાં ભીનાં લુગડાં ભરી રાખ-વામાં આવે છે, તેનાથી તેને બહુ નુકશાન થતું હશે. ઓ મા! હું તો મારી મોતીના ખાટલામાંની ગોદડી અને એનાં તમામ લુગડાં લત્તાં સારાં બેશ સુકાં રહે તેમ કરીશ. એકને બદલે બે ગોદડીઓ રાખીશ, એટલે વારાફરતી રોજ એકેકીને તડકે નાખીને સારી પેઠે સુકવી શકાય. સુવાવડી સ્ત્રીને અને ઠંડક કે શરદીને તો જાણે હાડવેર જણાય છે. ઓરડામાં પણ ભેજ કે શરદી જેવું હોય તો બહુજ નુક-શાન કરે છે, તેમજ ઠંડો પવન પણ ભારે પીડા કરનારો છે, એ તો પહેલાંજ તમે કહી ગયાં છો. એ બધાથી એમ ખાતર જમાં થાય છે કે સુવાવડીનો ઓરડો, ગોદડાં, લુગડાંલત્તાં, એટલુંજ નહિ પણ તેનું શરીર અને ખોરાક પણ સારાં બેશ ગરમ અને સાફસુફ રાખવાં જોઇએ. અમારા લોક એથી ઉલટાંજ વર્તે છે, તેને લીધેજ ઘણી સુવાવડીઓ વગર લેવેદેવે મહા મહા દુઃખ પામે છે, અને વખતે મરી પણ જાય છે.

**લ.**—સાબાશ, સાબાશ! તમારી બુદ્ધિની બલિહારી છે. એવીજ રીતે બધું યાદ રાખજો. વળી એ પણ ધ્યાનમાં રાખજો કે, દસ દિ-વસ પછી પણ એકદમ ઓરડાની બહાર બહુ ફરવું હરવું નહિ. દસ દિવસ સુધી ઓરડામાં રહ્યા પછી, એકદમ ઘણા પવનમાં ઘણીવાર રહ્યાથી પણ ઘણા ઘણા રોગ થાય છે. સૌ ધીરે સાંસ્તેજ સારૂં થાય. તે તો જાણો છો ને? "ઉતાવળા સો બહાવરા" એવું લોકો કહે છે તે કાંઇ ખોટું નથી.

**વ.**—ખરૂં કહો છો, બેન, અરેરે! એવી એવી ભૂલોથી કેટલી સુવાવડીઓનું સત્યાનાશ વળતું હશે, તે કોણ કહી શકે? પણ ખરૂં જોતાં તેમાં તેમનો ઝાઝો દોષ જણાતો નથી. કહ્યા કહાવ્યા વિના તેઓ શી રીતે જાણે કે શીખે?

**લ.**—હવે તે બધીઓ શીખી શકશે ખરી.

**વ.**—કેમ કરીને?

લ.—કેમ? ચોપડીમાં જોઇ વાંચીને.

વ.—પણ ચોપડી લાવે ક્યાંથી? અમારાં દુઃખ દૂર કરવાને સારૂ શું કોઇએ એવી ચોપડી કરી છે? તમે પણ કાંઈ કર્યું નહિ, બેન!

લ.—કરી છે, બેન, કરી છે. હું શું જૂઠું બોલું છું? તજવીજ ક્યાંથી એવી ચોપડી મલી આવશે.

વ.—એમ હોય તો તો, અમે અબલાઓ ઉગરવા પામીએ ખરી! પણ વારૂ બેન, એવી ચોપડી જો હોય, તો બાયડીઓએ બહુ ધ્યાન દેઇને તે શીખવી જોઇએ ખરી!

લ.—તે ન શિખાય તો તો પછી શું થાય? બાયડીઓ સારી રીતે શીખે સાંભળે તેને સારૂ તો તે ચોપડી તૈયાર કરવામાં આવી છે એટલુંજ નહિ પણ બાઇડીઓ પોતે વાંચીને સમજે એવા ઇરાદાથી તે બનાવી છે, એમ પણ કહી શકાય.

વ.—એમ કેમ વારૂ?

લ.—કેમ તે પાછાં પૂછો છો? બાયડાઓ એ બધું શીખે સાંભલે, તેથી આપણને શો લાભ? કહો જોઇએ? પ્રસુતિને પ્રસવ થતાં દુઃખ પડ્યાથી કે કંઇ આમ તેમ-આડું અવળું થવાથી શું તમે મરદ ડાકટરને બોલાવો છો?

વ.—ઓ મા! પ્રાણ જાય તો ભલે, પણ એમ તો ન બને.

લ.—ત્યારે તેથીજ કહીએ છીએને, કે બાયડીઓ પોતે જાતે એ બધું જાણે શીખે નહિ. ત્યાં સુધી પ્રસૂતિઓને બચવાનો કોઈ આરો નથી.

વ.—એ તો ખરૂં. એ ચોપડી એવીજ જોઇએ. વારૂ ઠીક, તે ગમે તેમ હોય. અત્યારે તો આપણે પરણે તેને ગાઇએ. હવે કહો કે ત્યારે શું સુવાવડીને નહરાવવી પણ ગરમ પાણીથીજ?

લ.—હા. પ્રસવના પછી એક માસ સુધી સહેતા સહેતા ગરમ પાણીથી સૂવાવડીને નહરાવવી, એજ સારૂં છે, શિયાળા ચોમાસાની તો જાણે વાતજ નથી,—ત્યારે તો ગરમ પાણી જોઇયેજ—પણ ઉંના

ળામાં પણ પ્રસવના પછી કેટલાક દિવસ સુધી થોડું ગરમ પાણી વાપરવું જોઇએ.

**વ.**—જેમ થતુ હોય તેમજ કરવું જોઇએ, ભઇ. એમાં ડહાપણ ડહોળાય નહિ. વારૂ, ત્યારે તો ઝાડા પેસાબને વખતે પ્રસુતિ જે પાણી લે છે, તે પણ ઉનુંજ લેવું જોઇએ, ખરૂં?

**લ.**—હા, તેમ નહિ તો બીજું શું? એક મહિનો થઈ ગયા પછી ટંઢુ પાણી વાપરવાને બહુ હરકત જેવું નથી.

**વ.**—પીવું પણ ઉનુંજ પાણી?

**લ.**—ના, ઉનું પાણી પી શકાય શી રીતે? એ તો એમનું એમજ (ઉનું કર્યા વિના) પીવું.

**વ.**—તેટલા માટેજ પુછી જોઉ છું.

**લ.**—પ્રસવ થયા પછી એક દહાડો અને એક રાત જો પ્રસુતિને ઝાડો ન થાય, તો બહુ સારૂં થાય, ત્યાર પછી જો સહજ—વગર હરકતે—ઝાડો ઉતરે, તો તો ઘણુંજ સારૂં; નહિ તો અધેળને આશરે દીવેલ પાઇ દેવું. વળી સુવાવડના ઓરડાને સારો બેશ સાફસુફ રાખવો તેમજ સુવાવડીનાં પહેરવાનાં લુગડાં અને તેનું શરીર એ પણ બરાબર ચોખાંચટ રાખવાં જોઇએ. તમારી પ્રસુતિઓ સુવાવડમાં ઘણીજ ગંદી ગોબરી રહે છે.

**વ.**—એવી ન રહે તો શું કરે?

**લ.**—કેમ?

**વ.**—લોહી બોઇના ડાઘ બાઘ પડીને લુગડાં લત્તાં મેલાં ગંદાં થતાંજ રહે છે, એટલે પછી પહેરવાનાં કપડાં સાફસુફ રાખી શકે શી રીતે?

**લ.**—પણ લોહીના ડાઘ પડવા દેઇને પહેરવાનાં કપડાંને ગંદાં થવાજ કેમ દે? પ્રસવના દ્વાર આગળ જે લુગડું મુકી રાખવામાં આવે, તે જેવું મેલું (લોહીના ડાઘવાળું) થાય, તેવુંજ બદલી નાંખવું જોઇએ. સારાં નવાં નવાં કે ભારે મુલનાં લુગડાં સુવાવડમાં પહે-

રવાં નહિ, વપરાયેલાં જુના લુગડાં પહેરવામાં શી હરકત છે? મુખ્ય વાત એટલી જ છે કે, સારાં સફાઈદાર લુગડાં પહેરવાં; નવાં જુનાં કે ભારે હલકાંની વાત જ નથી.

**વ.**—ખરૂં કહો છો. લુગડાંલત્તાં સારાં સાફસુફ રાખવાં એ સારૂં તો છેજ. પણ વારૂ બેન. સુવાવડીના શરીરને કેવી રીતે કરીને સાફ-સુફ રાખવું? એને નહવરાવાય તો નહિ.

**લ.**—નહવરાવાય નહિ, એટલે શું શરીરને સાફ રાખી શકાય નહિ? ગરમ પાણી કરીને તેમાં એક રૂમાલ એટલે ટુવાલ પલાળી, ઘણોખરો નીચોવી નાંખીને તેના વતી આખું શરીર સારૂં બેશ કરીને રોજ લુછી નાંખવું, એટલે થયું. એથી સુવાવડી સ્ત્રીને કેટલો આરામ મળે છે, તે તમે જાણો છો. તમે પોતેજ મેલાં લુગડાં અને મેલાં શરીરે બે દહાડા રહીને જોઇ જુવો, કેવાં રહો છો.

**વ.**—તેમ તો કાંઇ રહી શકાય? તુરત માંદુ પડાય (શરીર બગડે).

**લ.**—ત્યારે સુવાવડીઓ શી રીતે રહી શકે? ફક્ત આપણા દેશની એવી રૂઢી પડી ગઈ છે, એટલુંજ. અને એને લીધે અસુખ થાય તો પણ તેઓ મ્હો કાડીને કશું બોલી શકતી નથી; ગુપચુપ બધું સહન કર્યા કરે છે.

**વ.**—એ વાત ખરી છે. ત્યારે તો પ્રસુતિ સુવાવડમાં હોય ત્યાં સુધી તેને મેલાં લુગડાં લત્તાંભેર રાખવી એ ઘટારત નથી.

**લ.**—સુવાવડમાં હોય, ત્યાં સુધી કેમ કહો છો? કોઈ પણ દિવસ મેલાં કપડાંભેર અને મેલા શરીરે રહેવું સારૂં નથી. એનાથી ઘણી જાતના રોગ અને પીડાઓ થઈ આવે છે. વળી જુઓ, સુવા-વડના ઓરડામાં ધુંવાડો થવા દેશો નહિ.

**વ.**—ધુંવાડો થવાથી શા દોષ થાય?

**લ.**—દોષ શા કે? ધુંવાડાથી છોકરાની આંખોને દુઃખ દરદ થવાનો ખૂબ સંભવ છે. એવા કુમળા છોકરાની આંખે ધુંવાડો લાગે તે સહન થાય કે? જુવોછોજ કેની કે સુવાવડના ઓરડાની અંદર

( વાસામાં ) કેટલાંક છોકરાંની આંખોને સારૂ પ્રસુતિઓને બહાવરી બનવું પડે છે.

**વ.**—એ વાત તો ખરી. પણ દેવતા રાખવા જતાં વખતે ધુંવાડો તો થાય.

**લ.**—દેવતા રાખવોજ જોઇએ, એવો કાંઇ મેળ નથી. તે છતાં જો છેકજ જરૂર જેવું હોય—ચાલે તેમ નજ હોય—તો એક ખૂણામાં થોડોક કોયલાનો દેવતા એક શગડીમાં કે હરકોઈ વાસણમાં રાખી લેવો, એટલે પછી ધુંવાડો થશેજ શેનો.

**વ.**—દેવતાની જો એટલી બધી દરકાર જેવું ન હોય, તો તો પછી તે નાજ રાખ્યો, એટલે થયું.

**લ.**—સુવાવડના ઓરડામાં,—તેમાં પણ વિશેષ કરીને આપણા દેશમાં દેવતા રાખવાની તો બહુ દરકાર દેખાતી નથી. તો પણ દેવતા રાખ્યાથી સુવાવડના ઓરડાના અંદરનો પવન ચોખ્ખો રહે, એ કાંઈ ઓછો ફાયદો સમજતાં નહિ અને એટલા માટેજ કહું છું કે દેવતા રાખવા તો જોઇએ, પણ ધુંવાડો થવા દેવો નહિ.

---

## પ્રકરણ ૯ મું.

---

### છોકરૂં ઉછેરવાની રીત.

**લ.**—ચાલો, હવે છોકરાને જરા દીવેલ પાઈ દો.

**વ.**—ઓ. મા ? આવા તરતના છોકરાને તે વળી જુલાબ અપાય ?

**લ.**—ભુલી ગયાં કે ? અવતર્યાં પછી છોકરાને ઝાડો ન થાય તો તેને કેવો ભયંકર રોગ થઈ આવે છે, તે પહેલાંજ તમને શું નથી કહી ગઈ?

**વ.**—હા, હા, કહ્યું છે ખરૂં. દીવેલ આપવું તે હું પણ સારૂંજ સમજું છું. ત્યારે તો છોકરાને જુલાબ આપો. પણ વારૂ એક વાત

તમને પુછુ છું, છોકરૂં અવતર્યા પછી તેને જુલાબ ન આપ્યાથી જો દુઃખ દરદ થાય, તો પછી તેવાં બધાં બાળબચ્ચાંને દુઃખ દરદ થતું નથી કેમ? તેમને તો કોઇ જુલાબ બુલાબ આપતું નથી.

લ.—તેનું કારણ છે.

વ.—શું કારણ છે?

લ.—પ્રસવ પછી પ્રસુતિનું (સુવાવડીનું) ધાવણ પહેલાં કેટ-લાક દિવસ સુધી છોકરાને સારૂં જુલાબનું કામ કરે છે. મતલબ કે એ ધાવણ ધાવ્યાથી છોકરાંને સારો બેશ ઝાડો થાય છે. અને એવી રીતે ઝાડો થયાને લીધેજ જુલાબ નહિ આપ્યાનો જે દોષ, તે ટળી જાય છે.

વ.—વાહ! બેશ! આ તો બહુ સારી વાત કહી. વારૂ, ત્યારે માનું ધાવણ ધાવ્યાથીજ જો જુલાબનું કામ થાય, તો પછી વધારે જુલાબ આપવાની જરૂર ખરી?

લ.—સુવાવડી સ્ત્રીનું પહેલા કેટલાક દીવસનું ધાવણ ધાવ્યાથી બધાં છોકરાંને એક સરખો ઝાડો થાય, તેનું પણ નક્કી છે? જુલાબ આપ્યાના જેવો ખુલાસાથી ઝાડો વખતે ન પણ થઇ શકે. તેમાં પણ પ્રસવના પછી પહેલા ત્રણ દહાડા સુધી તો પ્રસુતિના થાનમાં જોઇએ તેવું દુધ (ધાવણ) હોય નહિ, કે છોકરૂં તે દુધ પીને (ધાવણ ધાવીને) ઝાડે જાય. અને જો વાર લગાડવા જઇએ. તો પછી જોઇએજ શું? બંધકોષ જેવું થઇને છોકરૂં માર્યું જાય. પહેલે-થીજ તમને કહ્યું તો છેજ, કે અવતર્યા પછી છોકરાને ઝાડા નહિ થવાથી ધનુષ્ટંકાર (ધનુરવા અથવા તાણ ખેંચ) નો રોગ થઇ જાય છે. તમે તેને "તણાઈ જવું" કહો છો તેજ એ રોગ.

વ.—હા, એ વાત માનવા જેવી છે ખરી. પહેલા ત્રણ દિવસ સુધી પ્રસુતિની છાતીમાં સારી રીતે દુધ આવતું નથી. તેટલા માટે તેટલા વખતની અંદર છોકરાને જુલાબ આપ્યા વિના ચાલે નહિ. વારૂ, છોકરૂં અવતરે કે તરતજ તેને ઝાડો થવાની અગત્ય હશે ખરી કે?

લ.—અગત્ય તે વળી કાંઇ એક વાર. એમ ના હોય તો પછી આટલી બધી માથાફોડ કરીને કહું ખરી કે? નક્કી જાણવું કે ઘણાંક વાસાનાં છોકરાં માત્ર એજ કારણથી માર્યાં જાય છે.

વ.—ઠીક વારૂ, અવતર્યાં પછી થોડીકવાર પછીજ છોકરાને ઝાડો થતો હશે?

લ.—હા, ઘણું કરીને તો એમ થાય ખરૂં. પરંતુ ઝાડો સારો બેશ ખુલાસાથી થાય નહિ તો તેને સારૂંજ જુલાબ આપવાની ભલામણ કરવામાં આવે છે. તેમાં પણ 'વિશેષ' કરીને બંધકોષ રહ્યાથી એટલું બધું નુકશાન છે, તેથી એવી ભલામણની જરૂર છે.

વ.—બરાબર છે. ફરીને કહેવું નહિ પડે. હવે હું બરાબર સમજી છું. કેટલું દીવેલ પાવું જોઇએ, તે જરા દેખાડી દીઓ.

લ.—આશરે પાએક ચમચા જેટલું લ્યો એટલે બસ.

વ.—આંગળી વતે એ દીવેલ ચટાડવું?

લ.—તેમ નહિ તો બીજું શું? પણ એની સાથે જરા મધ મેળવીને મીઠું કર્યાં વિના ચાટશે નહિ.

વ.—એમકે? જોઇએ વારૂ, હા. હા, ખરી વાત. કેવું સારૂં ચચમચ કરીને ચાટે છે. વાહ! આનો બહુ સારી જુક્તિ. પણ વારૂ બેન, આ પહેલા બે ત્રણ દીવસ તો થાનમાં જોઇએ તેવું ધાવણ આવશે નહિ ત્યારે છોકરાએ શું ખાવું?

લ.—કેમ? ગાયનું દુધ, પાણી ભેળીને.

વ.—પાણી ભેળીને કેમ?

લ.—તે વીના એવું ઘાડું (જાડું) દુધ આવા તરતના છોકરાના પેટમાં પચે શી રીતે? પ્રસુતિના થાનનું દુધ તો એના કરતાં ઘણું પાતળું હોય છે.

વ.—કેટલું પાણી ભેળું?

લ.—જેટલું દુધ તેટલું પાણી લેવું.

વ.—પાણી ભેળ્યાથી પીશે કે?

લ.—જરાક સાકર કે પતાસું નાખીને ગળ્યું કર્યાથી ખુશી થતો થતો પીશે.

વ.—અને જ્યારે થાનમાં દુધ આવે, ત્યારે પછી છોકરાને બીજું કાંઇ પણ અપાય નહિ ?

લ.—ના, બીજું કશુંએ નહિ, ફક્ત ધાવણ ધાવીનેજ રહે. જ્યાં સુધી દાંત ફાટી નીકળે નહિ, ત્યાં સુધી છોકરાને ગાયનું દુધ પણ પાવું નહિ, વધારે બીજું શું કહું ?

વ.—પ્રસુતિના થાનમાં જો બરાબર એશ ( જોઇએ તેટલું ) ધાવણ આવતું રહે તો તો પછી છોકરાને બીજું કશુંએ ખવરાવીએ નહિ. પરંતુ જો તેમ ન બને, થાનમાં જો સારી રીતે ધાવણ ન હોય અથવા પહેલાં કેટલાક દિવસ સારી પેઠે ધાવણ આવે, પણ પછીથી ખુબ ઓછું થઇ જાય, તો તો કંઇ છોકરાને ફક્ત થોડું થોડું ધવરાવીને તો રાખી શકાયજ નહિ.

લ.—તેમ બને તો પછી ન ચાલે ગાયનું દુધ પાવું પડે. પરંતુ પ્રથમ જેવી રીતે કરીને ગાયનું દુધ પાવાનું કહી ગઈ છું, તેવી રીતે કરીનેજ પાવું જોઇએ. પાણી ભેળ્યા વગર પાયાથી છોકરાના પેટમાં સદે નહિ, એ વાત તમામ પ્રસુતિઓએ બરાબર યાદ રાખવી જોઇએ. તો પણ છોકરાને એવું ગાયનું દુધ પાવા માંડયા પહેલાં, પ્રસુતિના થાનમાં જેથી કરીને સારૂં એશ-પૂરતું ધાવણ આવે, તેની વિશેષ તજવીજ કરી જોવી જોઇએ.

વ.—પ્રસુતિના થાનમાં સારી પેઠે ધાવણ આવતું હોય, કે પ્રથમ કેટલાક દિવસ સારી પેઠે આવીને પછી ખૂબ ઓછું થઇ જાય, તો ફરીથી થાનમાં સારી પેઠે ધાવણ આવી શકે એવો કોઈ ઉપાય છે કે ?

લ.—ઉપાય નથી એમ કાંઈ હોય ?

વ.—ત્યારે શો ઉપાય છે, તે કહોને બેન. એવો ઉપાય હોય તો ઘણાંક છોકરાંના જીવ બચાવી શકાય.

લ.—ઉપાય બહુ સહેલો છે. એરંડાના ઝાડને ઓળખો છો ?

વ.—તેને ઓળખું નહિ કેમ ? અમારા બગીચામાંજ એનાં કેટલાંક ઝાડ છે.

લ.—ત્યારે એ એરંડાનાં આશરે ચાર પાંચ પાંદડાંને એક હાંલ્લીમાં મુકી, તે હાંલ્લીમાં પાણી રેડીને, સારાં બેશ બાફવાં. ત્યાર પછી હાંડીને ચુલાપરથી હેઠે ઉતારી નાંખવી. અને તે હાંડીમાંનું પાણી હાથે સહેવાય એવું ટંડું થાય એટલે તે પાણીથી પ્રસુતિનાં બંને સ્થાન સારાં બેશ કરીને ધોઇ નાખવાં. એમ ધોતાં ધોતાં પાણી ટંડુ થવા આવે એટલે બફાયેલાં પાંદડાંને હાંડીમાંથી કાઢી ખૂબ ખંખેરીને સાફ કરી નાંખવાં, અને સારાં ગરમ ગરમ હોય તેવાંજ બંને થાનના ઉપર લપેટીને બાંધી દેવાં. એમ કર્યાથી થાનમાં ખૂબ ધાવણ આવશે.

વ.—શું કહો છો ? એ તો ત્યારે બહુજ સહેલોને સટ ઉપાય છે. પણ વારૂ, એવી રીતે કરીને કેટલા દહાડા થાનને ધોવાં તથા બાંધવાં જોઇએ વારૂ ?

લ.—ઉપરા ઉપરી–લાગટ–ત્રણ ચાર દહાડા એવી રીતે થાનને એવા ગરમ પાણીએ ધોયાથી અને એવાં બાફેલાં પાંદડાં બાંધ્યાથી એટલું બધું ધાવણ આવશે કે થાનમાં માશે પણ નહિ.

વ.—વાહ, વાહ ? આ સાંભળીને તો હું જાણે હરખઘેલી થઇ જાઉં છું.

લ.—હાથના કાંકણને આરિસાની કાંઇ જરૂર નથી. તમે કરી જોશો એટલે સહજ જાણી શકશો.

વ.—પણ વારૂ બેન, એ પાંદડાં બાફેલા પાણીથી દરેક વખતે કેટકેટલી વાર સુધી થાનને ધોયા કરવાં જોઇએ ?

લ.—દરેક વખતે અડધા કલાક સુધી ધોયાથી કામ થઇ જશે.

વ.—અરેરે ! આવો સહેલો ઉપાય છતાં, કેટલીક પ્રસુતિઓનાં છોકરાં પૂરતુ ધાવણ નહિ પામ્યાથી માર્યાં જાય છે ! માના થાનમાં ધાવણ આવતું નથી એટલે છોકરાંને ગાયનું દુધ પાય છે. પણ એવું

કાચુકુણું છોકરૂં, માના ધાવણ વિના એકલું ગાયનું દુધ પીને કેટલા દિવસ જીવી શકે.

લ.—એતો ખરૂંજ તો.

વ.—વારૂ, થાનમાં દુધ ભરવાનો ઇલાજ તો તમે જે કહ્યો તે કરીશું. પણ તેની સાથે પ્રસુતિને ખાવા પીવાની પણ ખૂબ તદબીર કરવી જોઇએ, ખરીને ?

લ.—હાજતો. તે કર્યા વિના ચાલે કેમ ? પ્રસુતિના શરીરના લોહીમાંથીજ ધાવણ થાય છે. એટલે તે લોહી વધે તોજ ધાવણ પણ વધે. અને સારો ખોરાક ખવરાવ્યાથી શરીરમાં લોહી પેદા થાય છે, અને શરીરમાં લોહી થયાથીજ થાનમાં દુધ—ધાવણ થાય છે. “ ગાય ભેંશના મ્હોડે દુધ છે ” એમ જે લોકો કહે છે, તે સાંભળ્યું છે ને ? એનો અર્થ એ કે, જેવું ખાય તેવું દુધ થાય.

વ.—એ તે વળી સાંભળ્યા વિના રહું કે ?

લ.—ત્યારે ગાય ભેંશના સંબંધમાં એમ સમજો છો, અને પ્રસુતિના સંબંધમાં કેમ સમજતાં નથી. “ પ્રસુતિને મ્હોડે ધાવણ ” એ વાત પણ સૌએ યાદ રાખવી જોઇએ.

વ.—હવે બેશ સમજણ પડી. ફરીથી કહેવું નહિ પડે.

લ.—વળી જુઓ. માનું ધાવણ સારી પેઠે નહિ પામ્યાથી ઘણાં છોકરાં માર્યા જાય છે.

વ.—તે કેવી રીતે ?

લ.—પ્રસુતિના થાનમાં સારી પેઠે ધાવણ આવતું ન હોય, અથવા ઓછું થઈ ગયું હોય, તો છોકરાને ગાયનું દુધ પાવાનું શરૂ કરે છે અને કેટલાક દિવસ એ દુધ પીતાંજ છોકરાના પેટમાં અસુખ થઇ આવે છે. દહીંના ફોદા ફોદા જેવું દુધ ઓકે છે, કુચાપાણી જેવું ઝાડે જાય છે, અને દહાડે દહાડે જાણે સુકાતું જાય છે. તથા પેટમાં અમળાય છે ને પીડા થાય છે, તેથી રડી રડીને બહાવરૂં બની જાય છે, એવી રીતે પેટની પીડા થયા પછી જો ગાયનું દુધ ખાવાનું એક-

દમ બંધ કરી દેઇને, પીડા મટાડવાને સારૂ વિશેષ તદબીર નહિ કર્યાથી છોકરૂં માર્યું જાય.

**વ.**—ઠીક કહો છો. ઘણાં ધાવણાં છોકરાં એવી રીતે માર્યા જાય છે ખરાં. હેં બેન ! ત્યારે મને બેશ કરીને કહી દેખાડોને કે પ્રસુતિના થાનમાં સારી પેઠે ધાવણ આવતું ઓછું થઇ ગયું હોય, તો છોકરાને શી રીતે ઉછેરીને મોટું કરવું ?

**લ.**—તે કહું છું, તે સાંભળો. હમણાં જે ઇલાજ કહી દેખાડ્યો છતાં, તેનાથી પ્રસુતીના થાનમાં જો ધાવણ ન આવે, તો છોકરાનો બાપ જો મોટો માણસ એટલે પૈસાદાર હોય, તો છોકરાને ધવરાવવાને સારૂ એક ધાવ રાખે. પરંતુ તે ધાવનું છોકરું અને જે છોકરાને ધવડાવવાને તેને રાખવામાં આવે તે છોકરૂં, એ બંને સરખી ઉમ્મરનાં નાનું મોટું નહિ—હોય તો સારું થાય.

**વ.**—પણ એવો જોગાનજોગ તો કાંઈ અસાધારણ ઘરબારીઓથી બની શકે કે ?

**લ.**—બધાંથી એમ બની શકે. એવું હું પણ ક્યાં કહું છું ? એ તો પૈસાનું કામ છે. પરંતુ જેમનાથી બની શકે, તેમણે એના સિવાય બીજો ઉપાય ન શોધવો.

**વ.**—વારૂ ઠીક. એતો જાણે મોટા માણસોને માટે ઉપાય બતાવ્યો. પણ અમારા તમારા જેવાં વચલે વાંધેનાંએ શું કરવું તે કહો.

**લ.**—ગાયનું દુધ પાવું પડે, તો તે પાણી ભેળીનેજ પાવું, એ વાત બધી પ્રસુતિઓએ બરાબર યાદ રાખવી, નહિ તો તે છોકરાના પેટમાં સદે નહિ. પહેલાં પહેલાં જેટલું દુધ, તેટલુંજ પાણી ભેળીને પાવું. ત્યાર પછી છોકરૂં જેમ જેમ મોટું થતું જાય, તેમ તેમ રહેતે રહેતે પાણીનો ભાગ ઓછો કરી દેવો. કેમ સમજ્યાં કની ?

**વ.**—હા બરાબર સમજી, પણ વારૂ, દુધમાં પાણી ભેળીને તેમાં જરાક સાકર નાંખીને મીઠું કરવું કે નહિ ?

**લ.**—હા, કરવું, નહિતો પીએ નહિ. પણ ઘણું મીઠું (ગળ્યું)

થઇ જાય નહિ, તેની સરત રાખવી.

વ.—વારૂ, એ દુધને ઉનું કરીને પાવું કેમ ?

લ.—થોડું ગરમ તો કરવુંજ જોઇએ તો જેટલું દુધ તેટલું પાણી ભેળી, તેમાં જરાક સાકર કે પતાસુ નાખી, માત્ર અંગારા ઉપર ઉનું કરી લેવું; ભડકા કરવા નહિ તેમ ઉકાળવું પણ નહિ. જ્યારે દુધ પાવું હોય, ત્યારે એમ અંગારાના દેવતા ઉપર ઉનું કરીને પાવું. વાસી દુધ છોકરાને કદિ પણ પાવું નહિ, કેમકે એથી તેના પેટમાં બહુ ભારે અસુખ થાય. સવારનું દુધ સાંજે ન પાવું, સાંજનું રાતે ન પાવું, અને રાતનું દુધ બીજે દહાડે સવારે ન પાવું. એથી બહુજ નુક્સાન છે. એનાથીજ ઘણાં છોકરાં માર્યાં જાય છે, એમ જાણવું. વાસી દુધ ખવરાવ્યાથીજ છોકરાના પેટમાં બગાડ અને દુઃખ થાય છે. તેમાં કશીએ શંકા નથી.

વ.—છોકરૂં મરી જાય તોપણ હું તો હવે કદિ પણ વાસી દુધ ન પાઉં.

લ.—ખવરાવ્યા પીવરાવ્યાના દોષથીજ તમારાં લોકનાં છોકરાં છૈયાંને આટલાં બધાં દુઃખ દરદ થાય છે.

વ.—ખવરાવ્યા પીવરાવ્યાના દોષ તે કેવી રીતના ?

લ.—છોકરાંને ધવરાવે તેનો કશોએ નિયમ નહિ. કાંતો થાન તેના મોહોડામાં ને મોહોડામાંજ રાખ્યાની પેઠે કરે, નહિતો વખતે આખા દિવસમાં એવાર પણ પુરૂં ધવરાવે નહિં એ બંને આપણા મોટા દોષ છે.

વ.—છોકરાને ધવરાવવું, તેમાં પણ પાછું નિયમ પ્રમાણે ધવરાવવાનું હશે કે ?

લ.—કેમ, નહિ ? તમને એવાર ખાવાને મહાવરો પડી ગયો છે, અને હવે ત્રણ વાર ખાઓ જોઇએ, અસુખ થાય છે કે નહિ ?

વ.—તે તો થાયજ તો.

લ.—ત્યારે છોકરાં બોલી શકતાં નથી, તેથી તેમને એમ ન થાય કે ?

વ.—ત્યારે તો ધાવણાં છોકરાંને ખવરાવવાનો ( ધવડાવવાનો ) એક નિયમ કહી દેખાડો, એટલે બરાબર તેજ પ્રમાણે ચાલીશ. તેમાં જરાએ ફેરફાર થવા નહિ દેઊં.

લ.—છોકરૂં દસ દિવસનું થયા પછી તેને આખા દિવસ અને રાતમાં થઇને આઠવાર કરતાં વધારે વખત ધવરાવવું નહિ, એ સાધારણ નિયમ યાદ રાખો, હમણાં ધવરાવ્યું, અને બે કલાક થાય નહિ એટલામાં પાછું ફરીને ધવરાવ્યું, એમ કરવું એ બહુજ ખોટું છે. તેનાથી છોકરાના પેટમાં દુ:ખ થાય છે.

વ.—ત્યારે તો એવી રીતે નિયમ પ્રમાણે છોકરાને ધવરાવવાની રહેતે રહેતે ટેવ પાડવી જોઇએ.

લ.—રહેતે રહેતે ટેવ પાડવાની વળી શી છે ? બે દિવસમાંજ એમ થઇ જાય.

વ.—ઠીક. વારૂ, બીજો કાંઇ નિયમ બિયમ છે કે ?

લ.—મોડી રાતે છોકરાને ધવરાવવાની ટેવ પાડવી સારી નથી. એક પહોર રાત ગયા પછી ધવરાવવું નહિ.

વ.—ઓ, મા ! એમ કર્યાથી તો છોકરાનું ગળું સુકાઇ જાય નહિ ?

લ.—ના, બે દીવસ ટેવ પડ્યાથી પછી મોડી રાતે ધવરાવવાને સારૂ છોકરૂં રડશે નહિ. એવી ટેવ જલદી પડે તેની એક જુક્તિ છે.

વ.—શી જુક્તિ છે ?

લ.—રાતે છોકરાને તેની માતા ભેગું સુવાડવું નહિ, એટલે થયું.

વ.—ઓ બાપરે ! એમ તે કાંઇ કરી શકાય ? વળી પ્રસુતિ ( તેની મા ) પણ પાસે છોકરા વિના શી રીતે નિરાંતથી રહી શકે ?

લ.—હું શું કાંઇ છોકરાને ઇલાહદા ઓરડામાં રાખવાને કહું છું ? એક પથારીમાંજ રાખવું, પણ ફક્ત થોડેક છેટે સુવારવું.

વ.—થોડેક છેટે રાખ્યાથી શો ફાયદો ?

લ.—ફાયદો એ કે, પ્રસુતિ ઉંઘી ગયા પછી છોકરૂં ફાંફાં

મારીને થાન મોંમાં લેવા ન પામે. થોડોક તડફડાટ કરીને કે જરાક રડીને પાછું તરત ઉંઘી જાય. એ પ્રમાણે એ ચાર દીવસ કર્યું એટલે ટેવ પડી ગઇ. પછી તે ધાવવાને સારૂ રાતે અકળાસે કે રડશે કકળશે નહિ. છાનુંમાનું ઉંઘી જશે.

વ.—બરાબર છે. એ તો બેશ જુક્તિ ખરી. કેમકે પ્રસુતિના ( માના ) પાસામાં રાતે સુઇ રહ્યાથી છોકરાને ધાવવાની સારી સગવડ પડે છે. ચાહે તો આખી રાત થાન મ્હોમાં રાખીને ચગળ્યા કરે.

લ.—એવા નિયમ પ્રમાણે ધવરાવ્યાથી એકલા છોકરાનુંજ નહિ, પણ પ્રસુતિનું શરીર પણ સારૂં બેશ રહે છે. છોકરાને જેવી ટેવ પાડો તેવી પડે કે નહિ?

વ.—પડેજ તો. વળી એમ કરવું એ અઘરૂં પણ શું છે? બહુ સહેલો ઉપાય કહી દેખાડયો.

લ.—આખી રાત અને દહાડો જો છોકરાને ધવરાવવામાં આવે, તો પછી પ્રસુતિ શું બચવા પામે કે? શરીરે છેક સુકાઇને લાકડા જેવી થઇ જાય.

વ.—એ વાત તો ખરી છે, બેન.

લ.—છોકરાને ધવરાવવાનો બીજો એક નિયમ કહું છું. પ્રસુતિના શરીરને કાંઇ રોગ થયો હોય, અથવા તે કાંઇ શોક કે દુઃખથી દિલગીર હોય તો તેણે છોકરાને ધવરાવવું નહિ.

વ.—કેમ વારૂ?

લ.—એવી અવસ્થામાં ધવડાવ્યાથી છોકરાના પેટનાં દરદ થાય. પ્રસુતિના મનની સાથે તેના થાનના દુધનો એવો સંબંધ છે કે, મન સારૂં ન રહે, વા થાનનું દુધ પણ સારૂં ન રહે, શરીરમાં રોગ, કે કાંઇ શોક દુઃખ થાય, ત્યારે પ્રસુતિ જો છોકરાને ધવરાવે, તો તે ધાવણ તેના પેટમાં કદિ પણ હજમ થાય નહિ—પચે નહિ.

વ.—શું કહો છો? ત્યારે તો તેથીજ કરીને અમારા દેશનાં છોકરાં છૈયાંને એટલા બધા પેટના રોગ થતા હશે? નાનાં છોકરાંઓને

તો જોઇએ છીએ કે પેટની પીડા લાગેલી જ છે. બે દહાડા વખતે સારૂં રહે, અને પાછું પાંચ દહાડા પાતળું પાતળું અને ફૂચા પાણી જેવું ઝાડે જાય છે.

લ.—એ કહેવું કાંઇ ખોટું નથી. આપણે પ્રત્યક્ષ જોઇએ જ છીએ ને, કે કેટલીક પ્રસુતિઓ છોકરાને ધવડાવતી જ ઝઘડો કર્યા કરેછે. લઢેછે વઢેછે. એવું ઝેર જેવું ધાવણ ધાવ્યાથી શું છોકરૂં કદિ પણ સારૂં રહી શકે? તે દિવસે જ તેને પેટનું દુઃખ થાય. છોકરાને ધવરાવતાં ધવરાવતાં રડવું કકળવું એ પણ બહુ ભારે દોષ છે.

વ.—હવે વધારે કહેવાની શી જરૂર છે? પ્રસુતિનું મન સારૂં ન હોય, તો છોકરાને ધવરાવવું નહિ, એજ એકંદરે યાદ રાખવું એટલે થયું કની?

લ.—હા, ઠીક કહોછો. એમ થાય એટલે થયું.

વ.—આહા! પ્રસુતિઓ આ બધા નિયમો જો જાણી શકે, તો ધાવણાં છોકરાંને આટલાં બધાં દુઃખ દરદ થાય કે!

લ.—વળી જુવો. ધાવણાં નાના છોકરાંને દુઃખ દરદ થાય તો આરામ કરવો પણ બહુ કઠણ પડે છે. તેટલા માટે તેમને દુઃખ દરદ કે પીડા બીડા જેથી કરીને ન થાય, તે વિષેની બહુજ કાળજી રાખીને કામ કરવું જોઇએ. એનો પૂરાવો શું જોતાં નથી? સુવાવડમાં છોકરાને તાણ થઇ આવે, તો ઘણું કરીને તેને બચાવાતુંજ નથી. પરંતુ જે બધાં કારણોથી એ ભયાનક રોગ થઇ આવે છે, તે કારણોને છેક સાધારણ કહી શકાય. મનથી ધારે તો એ બધાં કારણોને દૂર કરવાનું કાંઇ કઠણ નથી. તાણ આવવી કોને કહે છે, અને શા શા કારણથી તે રોગ થઇ આવે છે, તે બધું અગાડિ કહી ગઇ છું તે યાદ રહ્યું છે ને?

વ.—હા, બરાબર યાદ રહ્યું છે. તમે જે કહો છો, તે મારા મનમાં સારૂં બેશ ઠસી જાય છે. નાનાં કુમળાં છોકરાંને રોગ થયાથી તેમને બચાવવાં મુશ્કેલ છે ખરાં; પરંતુ કોશીશ કર્યાથી એ બધા

રોગ ન થઈ શકે તેમ કરી શકાય; કેમ ખરૂં કેની ?

લ.—હા, ઠીક કહો છો. એવો વિવેક વિચાર કરીને છોકરાને ઉછેર્યાથી કશીએ ચિન્તા ન રહે. સાંભળો તમે એક બહુ ભારે અન્યાય કરતાં રહો છો; તે જાણો છો કે ?

વ.—અન્યાય કેવી રીતનો ?

લ.—નાના કુમળા છોકરાને જરા ઉતાવળથી એટલે એકદમ દુઃખ દરદ થઇ આવે, તો પછી તે ગમે તેવો રોગ કાં નથી હોતો પણ તેનું ઓસડવેસડ કે ઇલાજ કંઈ છેજ નહિ, એમ કરી, આશા તૃષ્ણા છોડી દેઇને બેશી રહો છો. ઇલાજ માત્ર એટલો કરો છો કે કોઈ છુમંતરીયાને બોલાવીને તેની પાસે ઉજાણી નંખાવો છો કે ધૂપ ધૂમાડા કરો છો તે ! અને નજર બજર બાંધવા મંડી પડો છો. કેમ ખરૂં કે નહિ !

વ.—હા, એની ના કહી શકાય કેમ કરીને ? ઘાવણા કુમળા છોકરાને એકાએક કાંઈ દુઃખ દરદ થઈ આવતાંજ બાઇડીઓ તુરત એવી વાતો કરવા મંડી જાય છે કે, છોકરૂ હવે બચવાનું નથી. ખરેખરૂં ઝપાટામાં આવી ગયું છે,' અને એજ નક્કી કરતાં ભુવા જાગરીઆને ખબર પહોંચી જાય છે. પછી ભુઓ આવીને ધૂપધૂમાડા કે એવા બીજા ઢોંગ કરીને છોકરાને ઉલટું વધારે મરવા જેવું કરી જાય છે. કાચાં કુમળાં છોકરાંનું ઓસડવેસડ કરવાની અમારી આવીજ દશા છે. બળ્યું અમારૂ કપાળ, અને અમારા દેશનું કપાળ પણ બળ્યું !

લ.—તાણ થઇ છે તેથી છોકરૂં હવે બચવાનું નથી, એમ ઘરનાં બહારનાં બધાં માણસોએ નક્કી કર્યું હોય છે, ત્યાં આગળ હું જઇને ફક્ત થોડુંક દીવેલ પાઇને તે છોકરાને સારૂં કરી દઊં છું.

વ.—ઓહો ! શાબાશ છે ! તમારી વાત સાંભળીને હું ખૂબ ખુશી થાઉં છું. અમારી પ્રસુતિઓએ એક વાર એ જાણવા પામવું જોઇએ. તેમ થાય તો પછી છોકરાને દુઃખ દરદ થયાથી તેઓ ભૂવાને બોલાવીને છુમંતર કે ધૂપ ધૂમાડા કરાવે નહિ.

**લ.**—ખરૂં કહો છો, ત્યાર પછી સાંભળો, છોકરાના આગલા બે દાંત આવે, એટલે તેને ધાવણ સિવાય બીજું પણ કંઇક ખવરાવી પીવરાવી શકાય.

**વ.**—બીજું શું ખવરાવાય પીવરાવાય ?

**લ.**—થોડાક સાગુદાણા ( સાબુચોખા ) અને દુધ ખુશીથી આપી શકાય. એનાથી છોકરાને કાંઈ અસુખ થાય નહિ.

**વ.**—છોકરૂં કેવડું થાય ત્યારે તેને ધાવણ છોડાવવું જોઇએ ?

**લ.**—દાઢ તરફના ચાર દાંત સિવાય જડબામાંનાં બધા દાંત જ્યાં સુધી ફુટી નીકળે નહિ, ત્યાં સુધી છોકરૂં માનું ધાવણ ધાવે. એના પહેલાં ધાવણ છોડાવવું ઘટારત નથી. તેમજ બધા દાંત ઉગ્યા છતાં પણ છોકરાને ધવરાવ્યા કરવું એ પણ વાજબી નથી. બંને ખોટું છે.

**વ.**—વારૂ, દાઢ તરફનાં ચાર દાંત સિવાયના બીજા બધા દાંત ઉગ્યા વિના પણ જો છોકરાને ધાવણ મુકાવી દેવામાં આવે તો તેને કાંઇ દુઃખ દરદ થાય કે !

**લ.**—થાય નહિ તો શું ? એમ ન હોય તો મના કરૂં શા સારૂ ? છોકરૂં સુકાઇને ગળી જાય અને પેટની પીડા થાય.

**વ.**—ધાવણ મૂકાવીને છોકરાને શું ખાવા આપી શકાય ?

**લ.**—સારા ચોખાનો ભાત, જરાક દાળ શાક અને દુધ. વળી જુઓ, ધાવણ છોડતી વખતે છોકરૂં ઘણું કરીને બહુ કાયર અને નરમ થઇ જાય છે. માટે તે વખતે તેને બહુ બરદાસથી અને કાળજીથી રાખવું જોઇએ.

**વ.**—બહુ બરદાસ અને કાળજી કેવી રીતની ?

**લ.**—વિશેષ કાળજી રાખવાની કહું છું તેનું કારણ એ છે કે, ધાવણ મૂકાવ્યા પછી ખવરાવ્યા પીવરાવ્યાના દોષથી બાળકોને ઘણું કરીને પેટના દુઃખ દરદ થાય છે. માટે તેમની ખાવાપીવાની ખૂબ તજવીજ રાખ્યા વિના કેમ ચાલે ? પેટમાં દુઃખ થાય એવું કાંઇ ખવરાવવું પીવરાવવું ન જોઇએ.

વ.—વારુ, જરા જરા રોટલો રોટલી કે એવું બીજું કંઈ ખવરાવાય કે નહિ? ખીચડી ખવરાવ્યામાં તો કશી હરકત નહિને?

લ.—ના. સારી બેશ ચડીને શીજેલી મગ ચોખાની કોળીયો ખીચડી જરા ઘી નાંખી ફીણીને ચટાડવામાં હરકત નથી. તેમ ઘઊંનો ફુલકો કે બાજરીનો રોટલો પણ નહિ નડે. પણ એટલું યાદ રાખવું કે છોકરૂં જે ખાય, તે સારૂં બેશ ચઢેલું ને શીજેલું અને તાજું અથવા ઉનું હોવું જોઇએ. કાચું કુણું કે પાણીપોચું, અથવા બળી દાઝી ગયેલું ને ટાઢું વાશી હોય તો બહુજ નડે. ખરૂં પૂછો તો આપણી પ્રસુતિઓને છોકરાંને ઉછેરતાં આવડતુંજ નથી.

વ.—કેમ વારૂ?

લ.—તેઓ સમજે છે કે, છોકરાને ખૂબ ખવરાવીએ તો તે જલદી મોટું ને જબરૂં થઈ જાય. અને એમ ધારીને દિવસમાં દસ વાર પણ તેને ખવરાવતાં અચકાતી નથી. ઘડીએ ને પળકે જે દીઠું તે ગળચાવ ગળચાવ કરે છે!

વ.—ત્યારે શું છોકરાને વારે વારે ખવરાવવું એ બહુ ખોટું છે?

લ.—ખોટું નહિ તો શું? એના કરતાં તો ન ખવરાવવું એ સારૂ.

વ.—ત્યારે એવા બાળકને ખવરાવવા પીવરાવવાનો નિયમ કહી દેખાડો, બેન.

લ.—એવો વિશેષ નિયમ બિયમ કાંઇ નથી. આખા દિવસ અને રાતમાં થઇને ત્રણ વાર કરતાં વધારે વખત ખવરાવવું નહિ, નહિતો પેટમાં દુઃખ થાય. વળી કદિ પણ છોકરાને ગળચાવી ગળચાવીને પરાણે પરાણે ખવરાવવું, એ બહુજ ભારે દોષ છે.

વ.—ખરૂ કહો છો. એતો અમારો મોટો દોષ છે ખરો. છોકરૂ ખાઇ ન શકે અને બકારીઓ ખાય, તોપણ તેને ખવરાવવાનું છોડતાં નથી,

લ.—તેથી જ તમારાં બાળ બચ્ચાંની એવી દશા થાયછે. 'હાથ પગ દોરડી ને પેટ ગાગરડી,' ગળાની ઓડ-ડોક-સૂકાઇ ગયેલી, દેખા-

વમાં કદરૂપા જેવું, પેટની પીડા તો રોજ ચાલતી ને ચાલતી જ, અને શરીરમાં જરાએ જોર કે શક્તિ ન મળે. આ બધું શું એના મેળે જ થાય છે કે ?

વ.—તમારૂ કહેવું મારે ગળે ઉતરે છે, બેન. ખવરાવ્યાના દોષ-થીજ અમે છોકરાંને એવાં કરી નાંખીએ છીએ, એમાં કશો શક નથી.

લ.—જો થોડે થોડે કરીને ખવરાવવામાં આવે, તો તે છોકરાના શરીરે પણ લાગે, અને બળ પણ આવે. વળી કાંઇ એટલુંજ નથી. પણ ખવરાવ્યાના દોષથી ઘણાં છોકરાં વગર મોતે માર્યાં પણ જાય છે. તે સિવાય, એ પણ યાદ રાખવું કે, એવાં છોકરાં ફળ ફળાદિ અને મીઠાશ જેમ ઓછી ખાય તેમ સારૂં.

વ.—કેમ ? એ બધું પેટમાં દુઃખ કરતું હશે ?

લ.—પેટમાં દુઃખ કરે નહિ તો શું ? છોકરાના પેટમાં કરમીઆં થઇને તેને બહુ દુઃખી કરે છે, તે એનાથીજ ને ? વળી મીઠાશથી તેમના દાંતને પણ ઘણું નુકશાન પહોંચે છે.

વ.—ત્યારે તો ફળફળાદિ અને મીઠાશની ચીજો ખવરાવવી ન જોઇએ. અમારાં છોકરાંને પેટનાં આટલાં બધાં દુઃખ દરદ થાય છે તે એને લીધેજ થતાં હશે એમ લાગે છે. તેઓ મીઠાશ બહુ ખાય છે. છોકરૂં જરા આડું થાય કે રીસાય એટલે મા તેને સાકર પતાસુ કે બીજી હરકોઈ મીઠાઇની ચીજ જે મળી શકે તે ખાવાને આપે છે. નાનાં છોકરાંના ખાઉં ખાઉંમાં ઘણે ભાગે ગળ્યું ગળ્યું જ હોય છે.

લ.—વળી સાંભળો. તાપના દિવસોમાં છોકરાના શરીર ઉપર ઘણાં લુગડાં લત્તાં પહેરાવી રાખવાની ગરજ નથી. ફક્ત રાતે જ્યારે સુઇ રહે ત્યારે તેના અંગ ઉપર એક લુગડું કે ચાદર નાંખી રાખવી.

વ.—ત્યારે તો ઉઘાડા શરીરે સુઈ રહેવું સારૂં નથી એમ લાગે છે, ખરૂં વારૂં ?

લ.—હા. છેક ઉઘાડા શરીરે રાતે સુઇ રહ્યાથી ઉધરસ, ઠાંસો

વગેરે થઈ આવે. વળી જે છોકરાને ઉધરસ ખુવરસ કે પેટની પીડા થતી હોય તેના શરીર ઉપર એક ગરમ લુગડું પહેરાવી કે ઓઢાડી રાખવું જોઇએ.

**વ.**—ગરમ લુગડું તે ફલાલીન કની!

**લ.**—હા, ગરમ લુગડામાં ફલાલીનજ સૌથી સરસ છે.

**વ.**—પણ વારૂ, જેમની ફલાલીન લાવવાની શક્તિ ના હોય, તેઓ એવા છોકરાના શરીરે શું પહેરાવે ઓઢાડે?

**લ.**—ફલાલીનને બદલે બીજું કોઇ રૂનું લુગડું રાખે, છોકરાના શરીરને ઢાંકેલું રાખવું, એજ મુખ્ય વાત છે.

**વ.**—ઠીક, એતો બરાબર યાદ રાખ્યું.

**લ.**—છોકરૂં જે ઘરમાં કે ઓરડામાં રહે તે સારો એશ સારૂ શુદ્ધ હોવો જોઇએ. તેની અંદર પવન ખુબ ખુલાસાથી આવતો જતો જોઇએ. અને દિવસને વખતે તેનાં સઘળાં બારી બારણાં ઉઘાડાં રાખવાં જોઇએ.

**વ.**—અને રાતે તો બધાં બારી બારણાં બંધ કરી રાખવાંને?

**લ.**—રાતે બારી બારણાં બંધ કરવાં જોઇએ તો ખરાં, પરંતુ ઘરના અંદર જરા પણ પવન ન આવે, તેમ કરવું ન જોઇએ.

**વ.**—તે કેવી રીતે?

**લ.**—છોકરૂં જે તરફ સુઈ રહેતું હોય, તે તરફનાં બારી બારણાં બંધ કરીને, બીજી તરફની સામસામેની બે બારીઓ ખુલ્લી રાખવી એટલું થયું. એમ કર્યાથી ઘરમાં પવન આવતો જતો રહેશે, તે છતાં છોકરાના શરીર ઉપર વાયરો નહિ લાગે.

**વ.**—વાહ! જુક્તિ બહુ સારી છે.

**લ.**—સુઈ રહેલા છોકરાને બફારો લાગે, તો રાતે બારણું ઉઘાડી નાંખીને કે બારીની પાસે લઇ જઇને તેના શરીરે પવન લાગવા દેવો ઘટારત નથી. તેનાથી, ઉધરસ, હાંસો, તાવ અને પેટની પીડા થઈ આવે છે.

વ.—પણ છોકરૂં અકળાઇને રડે તો શું કરવું ?

લ.—પંખા વિંઝણાવતી પવન નાંખવો. વળી વરસાદના દહાડામાં છોકરાંને બહુ સાવચેતીથી રાખવાં. રાત દહાડો તેમના શરીર ઉપર પૂરતાં લૂગડાં લત્તાં પહેરાવી રાખવાં. વરસાદમાં પલળવા દેવાં નહિ. તેમ પાણીમાં કે કાદવ કચરામાં ફરીને પગને ભીના કરવા ન દેવા. પગ ભીના રાખવા એ બહુ ભારે દોષ છે.

વ.—કેમ તેથી કાંઈ દુઃખ દરદ થાય ?

લ.—દુઃખ થાય નહિ તો શું? ઉધરસ ઠાંસો થઈ આવે. વળી પવન અને અજવાળું બરાબર ન પામે, તો છોકરાં વધી શકે નહિ, તે જાણો છો ?

વ.—હા, તે તો બરાબર જાણવામાં છે.

લ.—છોકરૂં દસ બાર દિવસનું થાય એટલે તેને ખોળામાં લેઇને સવારે અને સંધ્યાકાળે બહારની હવામાં જરા જરા લેઇ જઇને ફેરવી લાવવું. એથી છોકરાનું શરીર સાજું તાજું રહે. પરંતુ તેના અંગ ઉપર સારાં એશ લૂગડાં લત્તાં પહેરાવ્યા વિના લૂગડાંમાં સારી પેઠે ઢમુર્યાં વિના એવો બહારનો પવન તેને લાગવા દેવો નહિ. અને ચાલતાં શીખે એટલે થોડું થોડું બહાર ફરે હરે તેમ કરવું, છોકરાને જેટલું સાફસુફ રાખી શકાય તેટલું સારૂં. રોજ નિયમ પ્રમાણે એક વાર તેને નવરાવવું.

વ.—રોજ નવરાવ્યાથી છોકરાને કફ ઠાંસો થઇ આવે નહિ ?

લ.—ના, એથી ઉલટું, પાંચ સાત દિવસને આંતરે નવરાવ્યાથી તો કફ ઠાંસો થઇ આવે ખરો. રોજ નવરાવ્યાથી તો મહાવરો પડી જાય કેની? એથી છોકરૂં સારૂં એશ રહે, અને ઠાંસો બાંસો કશુંએ ના થાય.

વ.—ઠંડા પાણીએ નવરાવવું કે ઉના પાણીએ ?

લ.—ઉનાળામાં કે ટેડકના દિવસોમાં છોકરાંને ગરમ ઉના પાણીથી નવરાવવાની જરૂર પડતી નથી. ઠંડા પાણીએ નવરાવવુંજ સારૂં છે.

અને એ છોકરૂં શિયાળામાં અવતર્યું હોય તો જ્યાં સુધી તે બહુ કુમળું રહે ત્યાં સુધી થોડાક ગરમ પાણીથીજ તેને નવરાવવું એ સારૂં છે. ત્યાર પછી ટાઢ મટે એટલે રહેતે રહેતે ઠંડા પાણીએ નવરાવવાની ટેવ પાડવી; પણ છોકરૂં માદું થાય કે દુઃખ દરદ થઇ આવે તો તેને રોજ નવરાવવું નહિ. અને જો તે બહુ નબળું દુબળું હોય તો તેને નવરાવવાના પાણીમાં થોડુંક મીઠું નાખીને નવરાવવું.

વ.—પાણીમાં મીઠું નાખ્યાથી શું થાય?

લ.—પાણીમાં મીઠું નાંખીને નવરાવ્યાથી છોકરાના શરીરમાં જલદી બળ આવે, અને એટલું બધું નબળું દુબળું ન રહે.

વ.—ત્યારે તો હું એક બહુ સારો ફાયદો શીખી.

લ.—વળી એક વાત તમને કહી દેઉં છું. તે એ કે, ત્રણ ચાર મહિનાની અંદરજ છોકરાને શીળી (બળીયા–માતા) ટંકાવવી.

વ.—વારૂ. એ શીળી કઢાવ્યાથી પછી ઓરી, અછબડા, બળીયા વગેરે નીકળવાનો કાંઈ ભય રહે નહિ?

લ.—ના, ઘણે ભાગે ન રહે.

વ.—ત્યારે ઘણા લોક ખુશીથી શીળી કઢાવતા નથી કેમ?

લ.—સૌની સમજણ કાંઈ એક સરખી હોય છે? કોઈ એને સારૂં કહે છે, અને કોઇ માઠું કહે છે. પણ જેમ જેમ વખત જતો જશે તેમ તેમ લોકો એના ગુણ સમજતા થશે, એમ લાગે છે ખરૂં.

વ.—વારૂ, ભણેલા લોક જેને ગૌશીતળા, કરીને કહે છે, તેજ એ કે ની? એનું નામ તો ઘણાં વરસથી સાંભળવામાં આવે છે. અને કોઇ કોઇ તો વળી એમ કહે છે કે રહી રહીને વચ્ચે વચ્ચે એ શીળી ટંકાવવી જોઇએ, તે શું ખરૂં હશે કે?

લ.—હા, પાંચ પાંચ વરસને આંતરે ટંકાવવી જોઇએ. એમ કર્યાથી કશો વહેમ ન રહે.

વ.—બહુ સારૂં. હવેથી હું મારાં છોકરાંને શીળી કઢાવ્યા વિના નહિ રહું. અને બીજી બાઇડીઓને પણ સમજાવીને કહીશ કે

તેઓ પણ-શીળી દાક્તરની પાસે તેમનાં છોકરાંને શીળી ટંકાવે.

લ.—સાબાશ! તમારી વાત સાંભળીને હું ઘણી ખુશ થાઉં છું. બધી બાઈડીઓ જો તમારી પેઠે સમજતી હોત, તો શીળી ટંકાવાની બીક કે આનાકાનીનું નામ પણ રહ્યું ન હોત.

વ.—બાઇડીઓને જો આવી રીતે સમજણ પાડીને કહેવામાં આવે તો શું એમ ધારો છો કે તેઓ શીળી કઢાવવાની આનાકાની કરે? કદિ પણ નહિ. એના ગુણ દોષ કંઇ પણ તેમના જાણવામાં નથી. ઘણાક ભાયડાઓ પણ જાણતા નથી, તો પછી ઘરના ખુણામાં ભરાઈ રહેનારી બાઇડીઓ બિચારી શી રીતે જાણે? અરેરે! કેવી કરમની દશા! પણ તમે કહો છો કે એવી એક ચોપડી તૈયાર થઈ છે, તેથી કદાપી તે વાંચી સાંભળીને હવે બધું શીખે તો શીખે.

લ.—હા, હવે સૌએ એ બધું સારૂં માઠું જાણી શકશે.

વ.—છોકરૂં કેવડું થાય ત્યારે તેને એ શીળી કઢાવવી?

લ.—જરૂર જણાય તો મહિનાક્નું થાય એટલે કઢાવી શકાય.

વ.—શીળી કઢાવવાની વળી જરૂર જણાવી કેવી રીતની?

લ.—તે કહું છું. એમ ધારો કે મહા મહિનામાં જો છોકરૂં અવતર્યું, તો તે એક મહિનાનું થતાંજ તેને શીળી ટંકાવવી. કેમકે ફાગણ ચૈતર ઓરી બળીયા નીકળવાનો એટલે એ રોગ ચાલવાનો વખત ગણાય છે. તેથી પહેલેથી શીળી ટંકાવી રાખી ન હોય, તો શી ખબર, વખતે છોકરાને એ રોગ થઈ આવે. શીળી કઢાવવાની જરૂર પડે એટલે શું, તે હવે સમજાયું?

વ.—હા, હવે બરાબર સમજી. પણ વારૂ; એવા કાચા ગ્રાસાના છોકરાને શીળી કહડાવાય ખરી?

લ.—કેમ ન કહડાવાય? એમાં કાંઇ દુઃખ નથી, કે તે કાચું છોકરૂં સહન કરી શકે નહિ.

વ.—કિયા મહિનામાં એ શીળી કહાડવવી?

લ.—ટાઢના દહાડામાંજ કઢાવવી. કારતકથી ફાગણ મહિના

સુધી એ શીળી ટંકાવ્યાનો વખત છે. તાપ પડવા માંડે એટલે પછી શીળી કઢાવવી ઠીક કહેવાતી નથી.

વ.—ત્યારે અમારે અહિંના શીળી દાક્તર તો બારે માસ કાઢયા કરે છે.

લ.—હા, તેમ થાય છે ખરૂં. પણ શિયાળામાં કઢાવવી એજ સારૂં છે.

વ.—ઠીક, એ બાબત તો હવે બેશ સમજ્યામાં આવી.

લ.—વળી બીજું સાંભળો. કુંમળું બાળક જો એક રાત અને એક દિવસમાં બિલકુલ ઝાડે ગયું નથી એમ જણાય, તો તે પછીના એટલે બીજે દહાડેજ તેને થોડુંક દીવેલ પાઇ દેવું જોઇએ.

વ.—કેટલું દીવેલ પાવું?

લ.—છોકરાની ઉમ્મર જોઇને જુલાબનું માપ ઓછું વતું કરવું જોઇએ. આઠ દહાડાથી તે એક મહિના સુધીના છોકરાને પા ચમચા જેટલું દીવેલ પાવું. અને એક મહિનાથી બે મહિનાના આશરેના છોકરાને અરધો ચમચો પાવું. ત્યાર પછી, તેની ઉમ્મર જોઇને દીવેલનું માપ વધારવું. એમ દીવેલ પાયાથી જો ઝાડો થયો નહિ એમ જણાય, તો બીજું થોડુંક દીવેલ લેઇને છોકરાના પેટે ઘશીને ચોળવું એટલે તુરત ઝાડો થયા વિના નહિ રહે.

વ.—શું કહો છો? દીવેલ પેટે ચોળ્યાથી ઝાડો થાય એ તો હું જાણતી નહોતી. બહુજ સારી સગવડ કહેવાય.

લ.—દીવેલનો જુલાબ એ નાનાં છોકરાંનું મોટું—ખરેખરૂં—ઓસડ છે. પેટમાં દુઃખ દરદ થયાથી કે અમળાયા ચુંકાયાથી એ જુલાબ આપતાંજ છોકરાને સારૂં થાય, અને બીજું કશુંએ કરવું ન પડે.

વ.—પેટમાં દુઃખ થાય અને તે ઉપર પાછો જુલાબ આપવો એ કેવી રીતે?

લ.—છોકરૂં જો વારે વારે કૂચા પાણી જેવો ઝાડો કર્યા કરે, તો તે ઉપરથીજ જણાઈ ગયું સમજવું કે, એવો કુચા પાણી જેવા

ખરાબ મળ (ઝાઢો) જ્યાં સુધી છોકરાના પેટમાં રહેશે, ત્યાં સુધી તેના પેટમાંની પીડા કશાથી મટશે નહિ. એવું જોઇને જો તેને દીવેલનો જુલાબ આપવામાં આવે તો તેથી એ ખરાબ મળ નીકળી જઇને પેટ સાફ થઇ જતાંજ છોકરાનું દુઃખ જતું રહ્યું જાણવું. પેટની પીડા થયેથી દીવેલનો જુલાબ આપવાની જરૂર વિષે હવે સમજણુ પડી?

વ.—હા, હવે તો બેશ સમજાયું.

લ.—છોકરાને પેટનો ગમે તે રોગ થયાથી દીવેલનો જુલાબ આપવાની ઘણું કરીને જરૂર પડે છે.

વ.—અને તમે કહ્યું હતું કે, છોકરાના પેટમાં અમળાયાથી કે ચુકાયાથી દીવેલનો જુલાબ આપવો પડે. એ તો જાણે ઠીક, પણ એમ શી રીતે માલમ પડે કે છોકરાના પેટમાં અમળાય ચુંકાય છે?

લ.—કેમ તે જાણવું કાંઇ બહુ અઘરૂં નથી. છોકરૂં જો રહી રહીને તરફડાટ કરીને રડી ઉઠે. અને પેટ શેક્યાથી કે દાબીને ઝાલી રાખ્યાથી શાન્ત પડે-છાનું રહી જાય, તો તેથી જણાઈ ગયું કે તેના પેટમાં અમળાય ચુંકાય છે. કેમ, એ નિશાની ઠીક છે કેની?

વ.—હા. ઠીક તે એકવાર નહિ, પણ સાત વાર.

લ.—વળી નાના બાળકના પેટની પીડાને સારૂં ચૂનાનું પાણી પણ બહુ સારૂં છે.

વ.—તે કેવી રીતે?

લ.—દીવેલનો જુલાબ આપ્યા પછી જો જણાય કે છોકરાના પેટની પીડા મટી નથી, તો દુધની સાથે થોડુંક ચૂનાનું પાણી પાવાનું શરૂ કરવું. થોડા દહાડા એવી રીતે પાતાં પાતાં પેટનું દુઃખ દરદ સારી રીતે મટી જશે.

વ.—ચૂનાનું પાણી કેવી રીતે તૈયાર કરાય, અને દુધની સાથે કેટલું કરીને પવાય, તે કહી દેખાડોને.

લ.—તે કહું છું. એક મોટી બાટલીમાં અઢી શેર ચોખ્ખું

પાણી ભરીને તેમાં અધોળ ચૂનાનો ભૂકો નાંખવો. ત્યાર પછી બાટલીનું મ્હો મજબૂત બૂચ મારી સારી રીતે સજ્જડ બંધ કરી દેઇને થોડીક વાર સુધી તે બાટલીને ખૂબ જોર ભેર હલાવવી. પછી એક ઇલાયદી જગાએ બાટલીને રાખી મૂકવી. અને આશરે ત્રણેક પહોર થયા કેડે તેમાંનાં ઠરી ગયેલા પાણીને એવી જુક્તિથી જાળવીને એક બીજા વાસણમાં નીતારી લેવું કે, નીચે ઠરી બેઠેલો ચૂનો ડોહોળાઇ ન ઉઠે, એમને એમ ઠરેલો રહી જાય. એ તમારે ચૂનાનું પાણી તૈયાર થઇ ગયું. હવે દુધની સાથે તેમાંથી કેટલું ભેળવવું તે કહું છું. પોણો શેર દુધની સાથે નવટાંક એ ચૂનાનું પાણી ભેળવીને તે દુધ પાવું. જ્યારે જ્યારે છોકરાને દુધ પાવું હોય. ત્યારે ત્યારે એ ચૂનાનું પાણી ભળેલું દુધજ પાવું. દરરોજ એવી રીતે દુધ તૈયાર કરી લેવું. કેમ, સમજ્યાં કેની?

વ.—હા, બેશ સમજી.

લ.—જે છોકરૂં ઘણું ધાવણ ઓક ઓક કરે, તેને એવું ચૂનાનું પાણી ભેળેલું દુધ પાયાથી બહુ ફાયદો થાય છે. છોકરૂં ફોદા ફોદા જેવું ધાવણ ઓકતાંજ તેને એવું ચૂનાના પાણીવાળું દુધ પાવું. અને મહિને મહિને એક વાર તો છોકરાને દીવેલનો જુલાબ આપવો જોઇએજ.

વ.—કેમ, મહિને મહિને એક જુલાબ આપવાની શી જરૂર? અને જુલાબ આપવાની ટેવ પાડવી એ શું સારૂં છે?

લ.—મહિને મહિને એક જુલાબ આપ્યા કર્યાથી છોકરાનું શરીર સારૂં રહે. કોઠો કબ્જ થવાનો—બંધકોષ જેવું થવાનો—જે એક રોગ છે તે થવા પામે નહિ. અને પેટનું દુઃખ દરદ બહુ ન થાય વળી નાનાં છોકરાંને જે તડકા (તાણ) થાય છે તે જાણો છો?

વ.—તે કેમ ના જાણું? તાણ થયા પછી છોકરૂં જાણે છેકજ નથી—હાથથી ગયું—એમ લાગે છે. રમતુ ખેલતું હોય છે, અને જોતજોતામાં એકદમ આંખો ઉંચે ચહડાવી દે છે. અને મ્હોં કાળું શામ

પડી જઈને ભોંયપર ઢળી પડી જાણે તેનામાં કશુંએ રહેતું નથી એમ લાગે છે. ત્યાર પછી તેની આંખો અને મ્હો ઉપર પાણી છાંટયાથી અથવા પાણીમાં પલાળેલા વીંજણાથી પવન નાંખતાં નાંખતાં થોડી-વારે તેનામાં ચેતન આવે છે. એવી રીતે રહી રહીને થાય છે. એનાથી જો કે કાંઇ ભય જેવું તો જણાતું નથી, તોપણ તે થયા પછી છોકરૂં જાણે ગયુંજ એમ લાગે છે. વારૂ ત્યારે, એ દરદ થવાનું કારણ શું હશે ? અને તે થવા ના પામે તેનો અગાઉથી કાંઇ ઉપાય કરી શકાય ખરો ?

લ.—ઝાડાનો કબજો થયાથી, સહેલાઇથી અથવા એકંદરે પચી શકે નહિ એવી ચીજ ખાધાથી, અને પેટમાં કરમીઆં થયાથી છોક-રાંને તે દરદ થાય છે. તેથી ઝાડાનો કબજો થવા ન પામે અને પેટમાં કરમીયાં ઉત્પન્ન ન થાય, એવો જો કંઇ ઉપાય કરી શકાય તો થતાં અટકાવી શકાય. વળી દાંત ઉગવાને વખતે પણ ઘણું કરીને એ રોગ છોકરાને થાય છે. પેઢાં ફાટીને દાંત ફુટવા એજ તાણનું મુખ્ય કારણ છે. તેથી જો વાર લાગે એટલે પહેડાં કઠણ હોય, તો દાંત ફુટતાં એ રોગ થવાનો ઘણો સંભવ છે. તેટલા માટે જો પાંચમે છઠે મહિને બાળકના દાંત ફુટે તો બહું સારૂં.

વ.—ઠીક વચ્ચે વચ્ચે જુલાબ આપતા રહ્યાથી કોઠાની એટલે ઝાડાની કબજીઅત તો જાણે થવા ન દેઇએ. પણ પેટમાં કરમીઆં ઉ-ત્પન્ન થવા ન પામે તેનો ઉપાય શો ? તેમજ દાંત ફુટવાને વખતે જે દરદ થાય તેનો પણ શો ઉપાય કરવો ?

લ.—એ બંનેના ઉપાય છે; કહું છું, સાંભળો. બાળકને વચ્ચે વચ્ચે જુલાબ આપો. ખવરાવવા પીવરાવવાની ખુબ કાળજી અને સાવ-ચેતી રાખો. તથા તેના ખાન કે પાન ગમે તેની સાથે રોજ જરા જરા મીઠું ખવરાવતાં રહો, અને જો એમ સમજ્યામાં આવે કે દાંત ફુટવાની પીડાથીજ રોગ થયો છે, તો જે અથવા જેટલા દાંત ફુટુ ફુટુ થઇ રહ્યા હોય તેના પડખાના અને ઉપરની તરફનાં પેઢાને સારા ચાકુ

(નસ્તર) વતી ચીરી દેવાં જોઇએ. એમ પેઢાને ચીરી દેતાંવેંતજ બલા ટળી જશે. પરંતુ એમ ચીરવું એ ડાક્ટરનું કામ છે. પ્રસુતિઓથી એ કામ સહેજ બની શકશે નહિ ( મતલબ કે પેઢા દાક્તરની પાસે ચીરાવવાં. હાથે ચીરવાનું જોખમ વહોરવું નહિ. )

વ.—ઓ મા ! આપણા હાથે તે એ શી રીતે બની શકે ? પણ આ બધું જાણવામાં હોય, તો પછી ડાક્ટરને દેખાડતાં કેટલી વાર ?

લ.—મીઠાશ ખાવા ન દેવી. તેમજ ટાઢો કે વાસી ભાત કે ખીચડી કે બીજું કંઈ હોય તે ખાવા ના દેવું. જે જે ખાવાનું આપવું તે સારૂં બેશ ચોખ્ખું અને તાજુંજ આપવું જોઇએ, પેટમાં દુઃખ થાય તેવું કશુંએ ખાવા પીવાનું તેને આપવું નહિ. ખાણાપીણાની તજવીજ તે એજ, બીજું શું ! કેમ હવે સમજ્યાં કેની ?

વ.—હા, હવે બરાબર સમજી.

લ.—વળી જુઓ. છોકરૂં જરા જરા ઉભું થતાં કે ભાંખોડીએ ચાલતાં શીખે એટલે પછી તેને ખૂબ સાવચેતીથી રાખવું જોઇએ.

વ.—ખૂબ સાવચેતીથી કેવી રીતે ?

લ.—ખૂબ સાવચેતીથી એટલે એમ કે એવા છોકરાને સદા આંખની આગળ ને આગળ રાખવું. એટલે તે ક્યાં અને કેવી રીતે રમે છે તે હરવખત જોતાં તપાસતાં રહેવું, એમ કરવામાં ન આવે, તો તે અહિંથી તહિં પછડાઇ કુટાઇને એટલે પડી આખડીને હાથ પગ ભાગી બેસે, વગેરે અનેક ઉપાધિઓ ઉભી કરે.

વ.—હા, એ તો ખરૂં.

લ.—વળી બીજી એક વાત અત્યારે તમને કહી રાખું .

વ.—શી વાત ?

લ.—છોકરાને દાંત આવતી વખતે એ સિવાય બીજાં પણ અનેક દુઃખ દરદ થઇ આવે છે. માટે તે વખતે બહુ સાવચેતીથી અને ખબરદારીથી તેનું જતન કરવું જોઇએ.

વ.—હા, દાંત આવતાં છોકરાને પેટની પીડા, ઝાડા, ઉલટી,

બકારી અને ઉધરસ, હાંસો તથા આંખો દુખવા આવવી વગેરે થાય છે ખરૂં, એ વાત તો કાંઇ ખોટી નથી. એવું એવું થાય તો શું કરવું જોઇએ ?

લ.—દહાડા ભાગ્યા વિના અને "ઓહો. એમાં તે શું" એવી બેદરકારી રાખ્યા વિના કોઇ હુશિયાર દાક્તરને દેખાડવું. દાંત આવતી વખતે પણ ઘણાં છોકરાં માર્યાં જાય છે. તેટલા માટે તમને ટોકી ટોકીને કહું છું કે, જ્યાં સુધી એ વખત વીતી જાય નહિ, ત્યાં સુધી છોકરાને બહુ સાવચેતીથી રાખવું.

વ.—વારૂ, તાણ થવાની વાત જે કહી, તેનાથી છોકરાને એટલું બધું દુઃખ પડે છે કે તે જોઇ શકાતું નથી. તો તે વખતે શું કરવું ? પછીથી તો જાણે દાક્તરને દેખાડાય; પણ તરત વેળા કંઇ ઉપાય કરવો કે કેમ ?

લ.—તાણ થાય તે વખતે ઝારી કે કરવડામાં ઠંડુ પાણી ભરીને તેના નાળચા વાટે તે પાણી છોકરાના માથા ઉપર આશરે હાથ દોઢ હાથ ઉંચેથી ધાર કરીને રેડતા રહ્યાથી તેનું જોર નરમ પડીને એ ચોઘડીયું તો વીતી જાય.

## પ્રકરણ ૧૦ મું.

### બાળકોની પીડાનાં પ્રથમનાં લક્ષણો.

વ.—લક્ષ્મી બેન ! હજુ મારે ઘણી ઘણી વાતો તમને પૂછવાની બાકી છે. એ બધી વાતો જાણી રાખવા જોગ છે. વળી ઘણી વાતો પૂછવી ભૂલી પણ ગઈ છું.

લ.—જે પૂછવું હોય તે સુખે પૂછોને. હું બધું કામકાજ પરવારી નીરાંતવી થઇને આવી છું. હજી સંધ્યાકાળ સુધી તમારી પાસે બેશી રહી શકીશ. ત્યાર સુધીમાં તમારે જે જે જાણવું હોય તે જાણી લો.

વ.—જાણી લીધા વગર હવે તમને છોડીશ કેમ ? વારૂ, કહો

ત્યારે અમારી પ્રસૂતિયો છોકરાને ઘોડીયામાં સુવાડીને તડકામાં રાખે છે. અથવા ખોઇયાની નીચે લોઢીમાં કે નાની શગડીમાં ભરીને દેવતા મૂકી તાપ દે છે, તેનાથી કાંઇ ફાયદો હશે કે ?

લ.—ફાયદો નથી એમ તો કહી શકાય નહિ. તોપણ તમે જે કરવાનું શીખો છો તેને વધારીને "પીંછનાં પારેવાં" જેવું કરી દીધા વિના છોડતાં નથી. પવન અને પ્રકાશ અથવા અજવાળું ન મળે તો છોકરૂં સારૂં વધે નહિ અને શરીરે પણ સબળ ન થાય, એવો નિયમ છે ખરો; પરંતુ તમે તેટલા પૂરતું જ નહિ કરતાં છોકરાને તડકામાં અને તાપમાં શેકી નાખો છો.

વ.—ત્યારે છોકરાને તડકામાં સુવાડવું કે ખોઇયા હેઠે તાપ રાખીને તપવવું, એ સારૂં નથી ?

લ.—છોકરાના શરીરે થોડો તડકો કે તાપ લાગ્યાથી નુકસાન નથી. પરંતુ તેના માથે અને ઓચીએ તાપ લાગ્યાથી બહુ હરકત પહોંચે છે. ઘણો તડકો કે બીજી કોઈ પણ જાતનો ઘણો તાપ લાગ્યાથી માથાનું મગજ સારૂં ન રહે.

વ.—એમ કે ! અમારી પ્રસૂતિઓ તો ત્યારે ઉલટું જ કરતી દેખાય છે. શરીરે તાપ લાગે કે ન લાગે પણ બરાબર માથા ઉપર જ તડકો પડે એવી રીતે સુવાડે છે. અને ખોઇયા નીચે તાપ રાખે છે, તે પણ વખતે ઓચી અને માથાને લાગે તેમ મૂકે છે અને તેની આંચ એટલી તો લાગવા દે છે કે, છોકરૂં અંદર કૂદે છે, ઉછળે છે, અને રડારોળ કરી મૂકે છે, પણ દેવતાને તેની નીચેથી ખશેડી લેતી નથી. વળી છોકરાના માથામાં એટલું બધું તેલ ( ઘણું કરીને ધુપેલ) ઘાલે છે કે કપાળ, લમણા અને ઓચીએ થઇને તેના રેલા વહ્યા કરે છે. એવું ઘણું તેલ ઘાલવું એ શું સારૂં છે ?

લ.—સારૂં તે શી રીતે હોય ? છોકરાના શરીરને સાફ રાખવાની તો જરૂર છે. અને એમ ઘણું તેલ ઘાલ્યાથી કાંઇ સાફસુફ રહી શકે ખરૂં કે ? ઉલટું ઘણું ગંદુ થાય. ફોલ્લા, ફુણસી, ખસ,

કોહો, એ બધું શરીરને એવી રીતે મેલું ગંદું રાખ્યાથીજ થાય છે.

**વ.**—ખરી વાત. એથીજ અમારાં છોકરાંને આટલો બધો કોહો, ખસ, વગેરે થતું હશે. ત્યારે તો છોકરાનું ખોઇયું, પથારી, પાથરણું કે ચાદર, ઓશીકું. અને તેને પહેરાવવા ઓઢાડવાનાં લુગડાં લત્તાં એ સર્વે બરાબર સાફસુફ રાખવાં જોઇએ.

**લ.**—રાખવુંજ જોઇએ તો. શરીરને મેલું ગંદુ રાખ્યાથી જેટલું નુકસાન છે, તેટલુંજ નુકસાન, મેલાં લૂગડાં લત્તાં અને પથારી પાથરણું વગેરે ગંદા રાખ્યાથી છે. નાનાં છોકરાંનાં લૂગડાં, પાથરણાં, ખોઇયાં વગેરેને દરરોજ તડકામાં તપવવાં જોઇએ, અને એકાંતરે સાબુથી ધોઇને સાફ કરી નાંખવાં જોઇએ.

**વ.**—નાનાં છોકરાં મૂતર્યાથી જે લૂગડાં, બળોતીયાં વગેરે પલળે તેને ફક્ત તડકામાં સૂકવી લીધાથીજ ચાલે, કે રોજને રોજ ધોવાં જોઇએ?

**લ.**—દરરોજ ધોઇઓઈને સાફ કરી નાંખવાં જોઈએ. વળી જુવો, ઘણીક બાયડીઓની ઊંઘ બહુજ ખરાબ હોય છે. ઊંઘી એટલે જાણે મરી ગઈ. છોકરાં જાગે છે, રડે છે, મૂતરીને બાળોતિયું, પથારી અને લૂગડાં લત્તાં સૌ પલાળી નાંખે છે. ત્યાર પછી બીનું લૂગડું શરીરે ટાઢું ટાઢું લાગ્યાથી જરાક ઉંઉંઆંઆં કરી પાસાં બદલતું જરા જંપે છે, તોપણ તેની માની આંખ ઉઘડતી નથી. એવી બાઇડીઓનાં છોકરાંને ઉધરસ, ઠાંસો અને કોહો ખસ વગેરે સદા લાગેલાજ હોય છે.

**વ.**—ખરૂં કહો છો. આખી રાત મૂતરના ઉપર પડી રહ્યાથી ઉધરસ અને ઠાંશો થાય જ. તેમ જ મૂતર શરીરે લાગ્યાથી ખસ, કોહો વગેરે ફોલ્લા ફુણસી પણ થયા કરે, એમાં નવાઈ શી!

વળી, વાહવાહ! એક બહુ સારી વાત સાંભળી આવી. તે દહાડે તમે કહ્યું હતું કે, નાના બાળકને દુઃખ દરદ બરાબર થઈ આવ્યા પછી તેને મટાડવાનું બહુ મુસ્કેલ થઈ પડે છે, એ વાત તો જાણે ખરી માનું છું. પરંતુ એવી કોઈ નિશાની અથવા લક્ષણ શું

નથી, કે જે જોઇને પ્રસૂતિઓ સુદ્ધાં સમજી શકે કે છોકરાં જલદી માંદાં પડશે? એમ હોય તો દુઃખ દરદ વળી પડવાનું તો દૂર રહ્યું, પણ ઘણું કરીને છોકરાં દુઃખી થવા ન પામે.

લ.—એવી નિશાનીઓ કાંઈ નથી, એમ નથી. મા જો બુદ્ધિશાળી હોય, અને રોજ છોકરાંનું શરીર અને તબીઅત બરાબર તપાસતી ને જોતી રહે, તો તે માંદુ થતાં પહેલાંજ સમજીને સાવચેત થઈ શકે.

વ.—છોકરાનું શરીર અને તબીઅત તપાસીને જોવાથી શું સમજાય ?

લ.—શરીર અને તબીઅત તપાસીને જોવાથી તેના શરીરનો ભાવ જેવો સમજાય છે, તેવો બીજા કશાથી સમજાતો નથી. હમણાં કહું છું તેથી બધું સમજાશે.

વ.—ઠીક, બહુ સારૂં.

લ.—હમણાં કેટલાક રોગનાં પહેલાં લક્ષણ કહુંછું, તે ધ્યાન દેઇને સાંભળો.

વ.—ધ્યાન દેઇને નહિ સાંભળું, તો પછી આમ ચીપીચીપીને પૂછું જ શું કરવાને ?

લ.—સાંભળો ત્યારે (૧) કોઈ ઠેકાણે કશુંએ ન હોય ( એટલે સાજું સમું હોય ) અને એકાએક છોકરૂં રહી રહીને બકારીઓ અને ઉલટીઓ કરવા લાગે, તો એમ જાણવું કે તેના પેટમાં કંઈ બિગાડ થયો છે અને જઠરાગ્નિ નરમ પડી ગયો છે. એવે વખતે જો તેના ખાવાપીવાની તજવીજ અને સાવચેતી રાખવામાં ના આવે, તો એકદમ તેના પેટમાં દરદ થઈ આવે, અને આખરે તેના જીવની પણ તાણાતાણ જેવું થઈ પડે.

વ.—ખાવાપીવાની તજવીજ કેવી રીતની કરવી ?

લ.—દુધ કે બીજી કોઈ ભારે પડે તેવી ચીજ નહિ ખવરાવતાં જરા જરા આરારૂટ આપવું. પછી જ્યારે પેટના બિગાડનું

લક્ષણ અને બકારી થવી બંધ થઈ જાય, ત્યારે રહેતે રહેતે સદતો ખોરાક ખવરાવવો.

**વ.**—વાહ ! બહુ સારી જુક્તિ જણાવી ! બધી પ્રસૂતિઓએ આ નિશાની જાણી રાખવી જોઇએ. વારૂ, ત્યાર પછી કહો.

**લ.**—(૨) છોકરાની જીભ રોજ બરાબર તપાસી જોવી. જે દહાડે દેખાય કે જીભના ઉપર સાદા સાદા—ધોળા ધોળા—કાંટા થયા છે, તે દહાડે જાણવું કે, છોકરાના પેટમાં બિગાડ થયો છે. અથવા ખાધેલું પચ્યું નથી, અને પેટમાં ભાર થયો છે. એના ઉપર જો તેને ખાવાને આપો તો કાંતો તે ઓકી કાઢે કે કાંતો તેનું પેટ છુટી જાય, ઝાડો થઈ જાય.

**વ.**—એમ જોવામાં આવે તો શું કરવું જોઇએ ?

**લ.**—ઝાડાની કબજીઅત જો ન હોય, તો ફક્ત ખવરાવ્યાની ભૂલચૂકથી જ એમ થયું છે, એમ નક્કી કરવું. તેને માત્ર આરારૂટનો ખોરાક આપવો. અને બિગાડના ચિન્હ મટી જાય એટલે જીભ સારી બેશ સાફ થાય, ત્યાર પછી થોડું થોડું સહેતું સહેતું દુધ આપવા માંડવું.

**વ.**—અને કદાપિ ઝાડાની કબજીઅત હોય, તો શું કરવું ?

**લ.**—પહેલાં જુલાબ આપીને પછી ખાવાપીવાનો બંદોબસ્ત કરવો.

**વ.**—જુલાબ તે દીવેલ જ કેની ?

**લ.**—તે નહિ તો બીજું શું ? છોકરાંની ઉમ્મર જોઇને કેટલું દીવેલ પાવું જોઇએ, તે પહેલાં કહી ગઈ છું, કેમ યાદ છે ને ?

**વ.**—એ તે વળી યાદ ન હોય કે ? તમે જે જે કહ્યું છે, તેમાંનું કશુંએ ભૂલી ગઈ નથી.

**લ.**—ત્યારે તો તમે બહુ બુદ્ધિશાળી ખરાં. ત્યાર પછી વળી સાંભળો. પેટના બિગાડ સિવાય બીજા કારણથી પણ જીભ એવી થઈ જાય છે.

વ.—બીજા ક્યિા કારણથી એમ થાય ?

લ.—તાવ આવ્યાથી પણ જીભે એવા ધોળા ધોળા કાંટાકાંટા થઈ જાય.

વ.—ત્યારે તો આ બહુ સારી નિશાની જાણવામાં આવી. છોકરાંની જીભની હાલત જો એવી જોવામાં આવે, અને તેની સાથે તાવબાવ કાંઈ ન હોય, તો નક્કી જાણવું કે, એવી જીભ એ પેટના બિગાડનું લક્ષણ છે.

લ.—દુધ પાતી વખતે છોકરાંની જીભ ઉપર ઝીણા ઝીણા દાણા જેવું લાગી રહે છે, અને દુધ પાયા પછી જરાક ઠંડુ પાણી નહિ પાયાથી જીભના ઉપર પાતળાં ધોળાં પડ અથવા ડાઘ જેવું જામી જાય છે. એ ડાઘ ઉખડી ગયાથી કોઈ કોઈ વાર તેની નીચે ઘા અથવા ચાંદાં જેવું દેખાય છે. એવાં ચાંદાંથી કોઈ કોઇ છોકરાં ખાતાંપીતાં બંધ થઈ જઇને છેક લોચા જેવાં થઈ જાય છે.

વ.—ખરૂં કહો છો, બેન, ઘણાં નાનાં બાળકોને જોઇએ છીએ કે જીભ સાફ હોતી નથી અને તેના ઉપર ઠેકાણે ઠેકાણે ચાંદાં પડેલાં હોય છે. પણ હવે જાણ્યું કે, એ કાંઇ રોગ નથી. અમે હાથે કરીને જ તેમને એવું દુઃખ દેઇએ છીએ. અરે રામરામ ! જાણ્યા સાંભળ્યા વિના એમ જ થાય.

લ.—દુધ પાયા પછી જો જરા ટાઢું પાણી પાઓ, તો જીભ સારી બેશ સાફસુફ રહે. વળી એથી છોકરાં પણ સારાં રહે. બહુ એકાઓક ન કરે.

વ.—શું કહો છો ? દુધ પાયા પછી જરાક ઠંડું પાણી પાયાથી એટલો બધો ફાયદો થાય છે ? વારૂ, ત્યાર પછી જે કહેવાનું હોય તે કહો, આવું આવું જાણ્યાથી મારા મનમાં બહુજ આનંદ થાય છે.

લ.—(૩) છોકરાંનો ઝાડો જો ઘણો ગંધાતો હોય તો ઝાડામાં પિત્તનો ભાગ ઓછો પડે છે એમ સમજવું. એનો ઇલાજ નહિ કર્યાથી છોકરાંને બહુ જલદી પેટનો વ્યાધિ થઈ આવે છે.

વ.—ત્યારે તો ઝાડો ઘણો ગંધાય એ બહુ ભારે દોષ છે! વારૂ, બચ્ચાના ઝાડાનો રંગ કેવો હોવો જોઇએ?

લ.—કેમ, તે પણ નથી જાણતાં કે? છોકરાં છૈયાંનો જ નહિ, પણ નાના મોટા સર્વેના ઝાડાનો રંગ પીળાશ પડતો જોઇએ.

વ.—ઠીક કહો છો, જરાક પીળચટો રંગજ ઝાડાનો સાધારણ રંગ છે ખરો, કેમકે એવા ઝાડામાં દુર્ગંધ હોતી નથી. ઘણું ખરૂં એમ જ જોવામાં આવે છે કે છોકરાંને કાળા જેવો ઝાડો થયાથી તેની દુર્ગંધને લીધે ઉભા રહી શકાતું નથી.

લ.—ત્યારે હવે જાણી રાખો કે જે ઝાડો પીળચટો હોય અને જેમાં ઘણી દુર્ગંધ ન હોય તેજ સાધારણ ઝાડો; તે સિવાય સાધારણ ઝાડો બહુ પાતળો પણ ન હોય અને બહુ કઠણ પણ ન હોય. સાધારણ ઝાડાનાં એ બધાં લક્ષણો છે.

વ.—વારૂ ત્યારે, ઝાડો ઘણો ગંધાતો હોય, તો તેનો ઈલાજ શો કરવો?

લ.—થોડીક જાલપની ભૂકી અને રેવંચીની (રૂબાર્બ) એકઠાં મેળવીને છોકરાંને ખવરાવવાં. એનાથી બે ત્રણ વાર દસ્ત થઇને ઝાડાની દુર્ગંધ જતી રહેશે.

વ.—જાલપની ભૂકી વળી કેવી?

લ.—જાલપ એક ઝાડનું નામ છે. એ ઝાડના મુળને સુકવીને ભૂકો કરી ખાધાથી ઝાડો થાય છે. બજારમાં એ ભૂકી વેચાતી મળે છે.

વ.—અને રેવંચીની તો ઘણીએ વાર જોઇ છે. વારૂ, એ બે ઓસડ કેટલાં કેટલાં ખવરાવી શકાય?

લ.—એક વરસ દોઢ વરસના છોકરાને બે અઢી રતી જેટલું ખવરાવી શકાય. બંને ઓસડનું માપ સરખુંજ છે. પછી છોકરાંની ઉમ્મર જોઇને એમાં વધારો ઘટાડો કરવો; સહેજસાજ વધારે ઓછાથી કંઇ હરકત થવાની નથી.

વ.—વારૂ, ત્યારે પછી કહો, કિયાં કિયાં લક્ષણો જોઇને પ્રસૂતિએ સાવધાન થવું જોઇએ ?

લ.—(૪) ઝાડાનો રંગ સાદો એટલે ધોળાશ પડતો જોયાથી જાણવું કે છોકરાંને બરાબર પચી શક્યું નથી. એ જોઇને પણ જો તેના ખાવાપીવાની સાવચેતી ન રાખે, તો જલદીથી જ તેને પેટનું દુઃખ દરદ થઈ આવે.

વ.—ખાવાપીવાની સાવચેતી કેવો રાખવી?

લ.—દુધનો ભાગ કમી કરી દેઇને ફક્ત આરારૂટ થોડું થોડું ખવરાવવું અને એકલું દુધ નહિ ખવરાવતાં ચૂનાના પાણીની સાથે મેળવીને ખવરાવવું. ચૂનાના પાણીનું માપ, અને તે તૈયાર કરવાની રીત અગાઉ કહી ગઈ છું, તે યાદ છે ને?

વ.—યાદ તે કેમ ન હોય ?

લ.—વળી ખાવાપીવાની તજવીજ રાખ્યા ઉપરાંત જઠરાગ્નિનું જોર વધારવાને સારૂ રોજ થોડું થોડું કરિયાતાનું પલાળેલું પાણી પણ પાતાં રહેવું.

વ.—કરિયાતાનું પાણી પાયાથી શું પાચન બહુ સારૂં થાય?

લ.—હા, એનાથી અગ્નિ વધે એટલે તે અજીરણનો પણ નાશ કરે—મટાડી દે.

વ.—ઠીક ! ત્યાર પછી કહો.

લ.—(૫) છોકરૂં ઝાડે ફરવા બેસે અને ઝાડો થયા પછી પણ જો ઠાંસકા માર્યા કરે છે એમ જુવો, તો એમ ઠાંસકા મારવાં એ આમાંશ (મરડો) થવાનું લક્ષણ છે, એમ સમજવું.

વ.—એવું જોઇને પ્રસૂતિએ શું કરવું ?

લ.—દીવેલનો જુલાબ આપવો. તે સિવાય સહજ પચી જાય નહિ એવી કોઇ ભારે કઠણ ચીજ ખાવાપીવા આપવી નહિ, એટલે દૂધ બહુ ઓછું આપવું અને ફક્ત આરારૂટ થોડું થોડું ખવરાવવું.

વ.—ઠીક. ત્યાર પછી જે જે લક્ષણો કહેવાનાં હોય તે કહો.

**લ.**—તે કહું છું, તડામાર શી છે ? (૬) છોકરૂં જો વારેવારે જરા જરા કરીને ઝાડે જતું જણાય તો તેના પેટમાં મળ (ઝાડા)ની ગાંઠો બાઝી ગયેલી છે એમ સમજવું. અને જો જુલાબ આપીને એવા ઝાડાને બહાર કાઢી નાંખવામાં ન આવે તો તેમાંથી મરડો થઈ જાય, હજમ થવું મુસ્કેલ પડે. એવું ભારે ખાધાપીધાથી પણ છોકરાંને એમ જરા જરા ઝાડો થતો રહે છે.

**વ.**—શો જુલાબ આપવો ?

**લ.**—કેમ, દીવેલ, બીજું શું ? છોકરાંને સહેજસાજ જુલાબ આપવો હોય, તો દીવેલજ પાવું. એ દીવેલ કેટલું પાવું તે અગાઉ કહી ગઈ છું તે યાદ રહ્યું છે ને ?

**વ.**—યાદ કેમ નથી રહ્યું ? એ તે કંઇ ભુલવું જોઇએ કે ? તેમ થાય તો પછી આટલી મહેનત કરીને શીખુંજ શું કરવાને ?

**લ.**—(૭) છોકરૂં ઝાડે ફરવા બેશીને એવા ઠાંસકા મારે છે કે તેનું મ્હો અને આંખો વગેરે લાલ થઈ જાય છે તો પણ ઝાડો ઉતરતો નથી અને ઝાડાની સાથે ગાંડ ચીરાઇને લોહી પડે છે. આવો કઠણ ઝાડો જોયા છતાં પણ જો તેને નરમ કરવાની કોશીશ કરવામાં ન આવે, તો તેથી હરસ, મરડો વગેરે પેટના વ્યાધિ થઈ આવે છે.

**વ.**—શું કહો છો ? ત્યારે તો કઠણ ઝાડો બહુ નુકસાનકારક છે, વારૂ, એને મટાડવાનો ઇલાજ શો કરવો ?

**લ.**—રોજ રાત્રે સુતી વખતે સાત આઠ રતી જેટલો ગંધકનો ભૂકો ગરમ દુધની સાથે ખવરાવવો. કઠણ મળ એટલે ઝાડાને નરમ કરવો, એ ગંધકનો બહુ આશ્ચર્યકારક ગુણ છે.

**વ.**—ત્યારેજ એમ થાય તો વારૂ, ગંધક એવી રીતે કેટલા દીવસ સુધી ખવરાવવો.

**લ.**—જ્યાં સુધી ઝાડો સારો બેશ નરમ ન થાય ત્યાં સુધી ઘણું કરીને ત્રણ ચાર દિવસ લાગટ ખવરાવ્યાથી ફરી ખવરાવવો નહિ પડે. કેમ સમજ્યાં કેની ?

વ.—હા, બેશ સમજી.

લ.—(૮) છોકરાં જો ઉંઘમાં દાંત કચરડે અને વારે વારે બહુ પેસાબની નળી ચોળે કે ગાંડે ખંજોળ્યા કરે તો તેના પેટમાં કરમિયા થયાં છે એમ સમજવું. ઉપરનો હોઠ એકાએક ફુલે એ પણ કરમિયાં થયાનું બહુ સારૂં લક્ષણ છે અને ઝાડાની સાથે કરમિયાં પડે એ તો પેટમાં કરમિયાં થયાનું નક્કી ચિન્હ–લક્ષણ છે.

વ.—વાહ, આ તો બહુ સારાં લક્ષણ શીખવ્યાં. વારૂ, કરમિયાંનું ઓસડ શું?

લ.—તે કહું છું. કરમિયાં મટાડવાના ઈલાજ બે રીતના છે. એક પેટમાંનાં કરમિયાં બહાર કાડી નાંખવાનો, અને બીજો ઉત્પન્ન થવા ન પામે તેવો. દીવેલ અને ટરપીટન તેલ એકઠું મેળવીને વચ્ચે વચ્ચે જુલાબ આપ્યાથી કરમિયાં પડી જાય. તે સિવાય દાડમના મૂળની છાલ પાણીમાં ઉકાળીને તે પાણી થોડું થોડું બે વખત કેટલાક દિવસ સુધી પાયાથી કરમીયાં નીકળી જાય.

વ.—અને કરમિથાં ફરીને ઉત્પન્ન થવા ન પામે એનો ઉપાય શો કરવો?

લ.—રોજ છોકરાને તેના ખોરાકની સાથે થોડું થોડું મીઠું ખવરાવતા રહેવું. મીઠું ખાધાથી કરમિયાં થવા ન પામે. તે સિવાય મીઠાશનો ભાગ ખુબ ઓછો આપવો, એટલું જ નહિ, પણ બિલકુલ ન અપાય તો તેથી વધારે સારૂં. તેમજ વાસી દુધ અને વાસી કે ટાઢું અન્ન ખવરાવવું નહિ. જે ખવરાવવું તે સારૂં બેશ તાજું હોવું જોઇએ.

વ.—વારૂ, દીવેલ અને ટરપીટન તેલ એકઠું કરીને જુલાબ આપવાનું કેહો છો, તે શા માપથી આપવું જોઇએ?

લ.—૭ મહિનાના છોકરાને પા ચમચો દીવેલ અને દસ ટીપાં ટરપીટન તેલ આપવું. એ પ્રમાણે ઉમરનો વિચાર કરીને વધતા ઓછા માપથી આપવું. આશરેથી આપતાં જરાતરા વધતું ઓછું

થયાથી કાંઈ હરકત જેવું નથી.

વ.—વારૂ, એ દીવેલ અને ટરપીટનને ગરમ દુધમાં નાંખીને પાઇએ તો કાંઇ હરકત છે?

લ.—હરકત શી? ઉલટું એવી રીતે પાયાથી છોકરાંને પીતાં અડચણ નહિ પડે.

વ.—બહુ વારૂં, એ તો જાણે સમજાયું.

લ.—(૪) જે છોકરૂં પેસાબ કરે ત્યાં આગળ જરા વાર પછી ખડી કે ચુનાના જેવો ડાઘ પડે, તે છોકરાંને બરાબર હજમ થતું નથી એમ જાણવું. અને તેથી જ તે જે ખાય તે તેના અંગે લાગે નહિ. (શક્તી આપે નહિ) એવું જોઇને પણ જો તેના ખાવાપીવાની સાવચેતી રાખવામાં ન આવે, તો તેને પેટનું દુઃખ દરદ ઉત્પન્ન થઈ જાય.

વ.—ત્યારે એ પેસાબનો દોષ દુર કરવાનો ઉપાય શો?

લ.—તે કહું છું. પહેલાં ખાવાપીવાના નિયમ કહું છું, ત્યાર પછી ઓસડની વાત કહીશ. એવાં છોકરાંને પેટ ભરીને ખાવા ન દેવું, દુધ બહુ ઓછું આપવું, ઉકાળેલું દુધ પાવું નહિ, મીઠાશ ખાવા ન દેવી. રાત ગયા પછી કશું ખવરાવવું પીવરાવવું નહિ. રોજ સવારમાં નિયમ રાખીને થોડું ઠંડું પાણી ફક્ત પાવું. એથી અગ્નિનો વધારો થાય છે, અને પેસાબના દોષ ઘણાક ઓછા થઇ જાય છે.

વ.—શું કહો છો? એ તો બહુ સારો ટુચકો જણાય છે.

લ.—આસિડ અથવા તેજાબ કોને કહે છે, તે જાણો છો?

વ.—હા, તેજાબનું નામ તો સાંભળ્યું છે ખરૂં. લોક કહે છે કે તેજાબ ઓસડમાં બહુ કામ આવે છે.

લ.—એ તેજાબ કાંઇ એક જાતનો નથી. ઘણી જાતનો થાય છે. તેમાં ત્રણ જાતનો તેજાબ મુખ્ય છે.

વ.—એ ત્રણ જાત કયી કયી?

લ.—(૧) ગંધકનો તેજાબ. (૨) લવણનો તેજાબ, (૩) જવ-ખાર તેજાબ.

વ.—ગંધકનો તેજાબ કેમ કહેવાતો હશે?

લ.—ગંધકમાંથી તૈયાર થાય છે માટે.

વ.—ત્યારે તો લવણુ તેજાબ લવણુ એટલે મીઠામાંથી તૈયાર થયો હશે?

લ.—હા ખરૂં છે.

વ.—અને જવખાર તેજાબ શાનો થતો હશે?

લ.—સુરોખાર તો જાણો છો ને? એનું બીજું નામ જવખાર પણ રાખેલું છે, એ સુરાખારમાંથી તૈયાર થાય છે તેથી તે તેજાબને જવખાર તેજાબ કહે છે.

વ.—એમને તેજાબ કેમ કહે છે?

લ.—બધી ચીજોને એ ગાળી નાંખે છે, તેથી તેમને તેજાબ એટલે પાણી અથવા રસ કરી દેનાર કહે છે.

વ.—જે કાંઈ એમાં નાંખીએ તે શું ગળી જાય?

લ.—હા, ઘણું કરીને એમ ખરૂં. સોના સિવાયની સઘળી ધાતુઓ ગળી જાય.

વ.—ત્યારે શું સોનુંએ કશાથી ન ગળે?

લ.—લવણુ તેજાબ અને જવખાર તેજાબ એકઠા મેળવીને તેમાં સોનું નાખ્યાથી તે પણ ગળી જાય.

વ.—વારૂ, ઠીક. ત્યાર પછી કહો, એ તેજાબ શું એવી જાતના પેસાબનું ઓસડ છે?

લ.—લવણુ તેજાબ અને જવખાર તેજાબ એ બંને એ રોગનું ઓસડ છે.

વ.—એ બે તેજાબનું માપ શા પ્રમાણે અને તે કેવી રીતે પાવા જોઇએ?

લ.—એક ટીપું લવણુ તેજાબ અને સાત ટીપાં ઠંડું પાણી એકત્ર કરીને, તેનું જ ( એ એકઠા મેળવેલાનું ) એક ટીપું થોડાક

કરિયાતુ પલાળેલા પાણીની સાથે સવારે એક વાર અને સાંજે એક વાર પાઈ દેવું.

વ.—ઠીક, ત્યારે જવખાર તેજાબની સાથે કેટલુ પાણી મેળવવું જોઇએ ?

લ.—એક ટીપું જવખાર તેજાબ અને અગીયાર ટીપાં ટાઢું પાણી એ એને એકઠાં મેળવી તેનું જ એક ટીપું કરિયાતુ પલાળેલા પાણીની સાથે બરાબર પાવું.

વ.—એ બંને તેજાબ પાવા જોઇએ કે એમાંથી એક પાયાથી ચાલે ?

લ.—એ એમાંથી ગમે તે એક પવાય એટલે થયું.

વ.—એનાથી શો ફાયદો થાય, વારૂ ?

લ.—એશ હજમ થાય, ભુખ વધે, અને પેસાબના દોષ પણ સુધરી જાય.

વ.—એ તેજાબ શું બજારમાં મળતા હશે કે ?

લ.—હા, જ્યારે જોઇએ ત્યારે વેચાતા મળી શકે છે. જે વેપારીઓ અથવા ગાંધીઓ વિલાયતી દવાઓ વેચે છે. તેઓ એ તેજાબ પણ રાખે છે, એનું મુલ પણ બહુ જ જુજ છે.

વ.—શું મુલ લે છે ?

લ.—ચાર પઇસાનો તેજાબ આણ્યો હોય તો તેનાથી બસો છોકરાંને સારૂં થઇ જાય.

વ.—શું કહો છો ! ત્યારે તો એમાં બધી વાતની સગવડ છે ને !

લ.—હા, પણ દવા વેચનારાઓ લવણ તેજાબ અને જવખાર તેજાબ કહ્યાથી વખતે સમજી શકશે નહિ.

વ.—ત્યારે એ લેવા જઇએ તો શું કહેવું જોઇએ ?

લ.—તેમની આગળ એનાં ઇંગ્રેજી નામ કહેવાં જોઇએ. લવણ તેજાબને ઇંગ્રેજીમાં "હાઇડ્રોક્લોરિક આસિડ" કહે છે, અને જવખાર તેજાબને "નાઇટ્રિક આસિડ" કહે છે.

વ.—ત્યારે, દવાઓ વેચનારની આગળ એ નામ કહેવામાં અઘરૂં શું છે ? ઉલટું જવખાર તેજાબના કરતાં નાઇટ્રિક આસિડ એ નામ મને તો સહેલું લાગે છે.

લ.—બસ ત્યારે એ નામ યાદ રહે એટલે થયું. ત્યાર પછી સાંભળો. (૧૦) છોકરાંનો પેસાબ લાલ જણાય, તો તેનું શરીર કથળ્યું છે, એમ સમજવું.

વ.—શરીર કેવી રીતનું કથળ્યાથી પેસાબ લાલ થાય ?

લ.—તે પણ શું નથી જાણતાં ? શરીરમાં હરકોઇ પ્રકારનો ફેરફાર એટલે બિગાડ થયાથી પેસાબ લાલ થાય છે. માટે લાલ પેસાબ થતો જોયા છતાં તે મટાડવાનો ઉપાય ઝટ કરવામાં ન આવે, તો જલદી જ છોકરૂં તાવથી પછડાઈ પડે.

વ.—તાવ આવ્યાથી પણ લાલ પેસાબ તો થાય છે.

લ.—તે તો થાય જ. શરીરની હાલતમાં જરાક ફેરફાર થયાથી જ્યાં પેસાબ લાલ થાય, ત્યાં પછી તાવ આવ્યાથી ઓર વધારે લાલ થાય, તેમાં નવાઇ શી ? સવારમાં ઉઠીને જો જુવો કે પેસાબ લાલ થયો છે તો નક્કી કરવું કે કાંતો છોકરાંને બરાબર પચી શક્યું નથી, અથવા તો તાવ ભરાવા જેવું થયું છે. વળી એ પણ યાદ રાખવું કે પેસાબ કાટના જેવો ડોહોળાએલો અથવા લાલ થયાથી પેસાબના દ્વાર વગેરે ભાગપર બળતરા બળે છે, તેથી ગણું ખરૂં છોકરાં પેસાબ કરતી વખતે રડે છે, અને પેસાબ કર્યા પછી પણ પેસાબની ઇન્દ્રિને ઝાલીને તાણ્યા મસળ્યા કરે છે.

વ.—ખરૂં કહો છો. ઘણાં છોકરાંને એમ કરતાં જોઇએ છીએ. ત્યારે તો પેસાબના દ્વાર વગેરે ભાગ આગળ બળતરા બળ્યાને લીધે એમ કરતાં હશે, ખરૂં ? હવે એ સમજ્યામાં આવ્યું. વારૂ, એ મટાડવાનો ઉપાય શો હશે ?

લ.—એનો ઉપાય બહુ સહેલો છે. લુગડાના કડકામાં નાની પોટલીની પેઠે બાંધીને સાકર કે બીજી કોઇ ચીજને જેમ પલાળી રાખીએ છીએ. તેમ બાવળની છાલને છુંદીને ઝીણી કરી એની

પોટલી બાંધીને ટાઢા પાંણીમાં પલાળી રાખવી. એવી રીતે એક દહાડો ને એક રાત એ છાલ પલાળી રાખેલા પાણીમાંથી થોડું થોડું લેઇ સાકરની સાથે એ ત્રણ દહાડા લાગટ છોકરાને પાવું; તે સિવાય કાંઇ હલકો ખોરાક ખવરાવવો.

વ.—હલકો ખોરાક તે કેવો?

લ.—દુધનો ભાગ ઓછો આપીને અથવા બિલકુલ નહિ આપીને ફક્ત આરારૂટ કે સાગુ જરા જરા ખવરાવવાં. તેમાં પણ આ ઠેકાણે તો આરારૂટના કરતાં સાગુ આપ્યાથી વધારે ફાયદો થશે.

વ.—તો બહુ સારૂં, સાગુજ આપીશું.

લ.—(૧૧) છોકરૂં જો વારેવારે પેસાબનું દ્વાર વગેરે હાથ વતી તાણે કે ચોળ ચોળ કરે, અથવા તો એ બધાં અંગ વારંવાર ઉત્તેજિત ( ઉંચા ) થાય, તો નક્કી કરવું કે, કાંતો છોકરાના પેટમાં કરમિયાં થયાં છે, અથવા તો તેનું શરીર બહુ જલદીથી બગડશે.

વ.—ખરૂં કહો છો; અમારી પ્રસૂતિઓ પણ એ તો જાણે છે. તેઓ કહે છે કે, એવી રીતે કર્યાથી છોકરૂં માંદુ થાય, તેથી તેમ કરવા દેતી નથી.

લ.—તેમ કરવા ન દે તેથી શું થયું? વ્યાધિ થવાના અગાઉનાં લક્ષણ સિવાય બીજું કંઇ નથી તો.

વ.—ત્યારે એમ કરતાં જોઇએ તો શું કરવું?

લ.—દીવેલ અને ટરપીટન તેલ એકઠાં મેળવીને જુલાબ આપવો. એ બે તેલ કેટલાં કેટલાં લેઇ મેળવવાં તે પહેલાં કહી ગઈ છું તે યાદ રહ્યું છે ને?

વ.—ઓ મા! એ તે વળી ભુલી જાઉં? વારૂ, એ જુલાબ આપ્યાથી રોગ રાઇ કે મંદવાડ થવાનો વહેમ શું ટળી જાય કે?

લ.—ટળી જાય નહિ તો શું? કરમિયાં હોય, તો પડી જાય; અને તાવબાવ આવવાનો ભય ન રહે.

# પ્રકરણ ૧૧ મું.

## બાળકોની પીડાઓનાં ઓસડ વેસડ.

**વ.**—વારૂ, ત્યારે, હવે મને કેટલાક રેગોનાં ઓસડ વેસડ કરવાનું શીખવી દ્યો, કે જેથી કરીને સહેજસાજ રોગ થયો હોય તો વૈદ કે દાક્તરને દેખાડ્યા કે તેડાવ્યા વિના મટાડી શકાય. વળી બધે ઠેકાણે કાંઈ વૈદ કે ડાક્તર મળી આવતા નથી, ગામડા ગામમાં ખોળ્યા છતાં પણ સારા વૈદ મળતા નથી. અને ઘણે દુરથી—શહેરમાંથી કે કોઇ મોટા ગામમાંથી—વૈદ કે દાક્તરને તેડાવીને બાળકનું ઓસડ વેસડ કરાવવાનું કાંઇ સાધારણ માણસોથી બની શકે પણ નહિ. તેટલા માટે, સહેલા સહેલા રોગોની ખપજોગ દવા દારૂ કરવાનું પ્રસૂતિઓ જો જાણી રાખે, તો ઘણે ઠેકાણે વૈદ ન મળી શકયાથી બાળકના જીવનું જોખમ ન થાય.

**લ.**—એ તો તમે ખરૂં કહો છો, બેન. પરંતુ બધા રોગોનાં ઓસડ વેસડ અને તે કરવાની રીત એકે એકે કરીને તમને શીખવતાં તો આખો દહાડો વહી જાય. અને હવે તો હું વધારે વાર અહિં બેશી શકતી નથી, હમણાં જ જાઉં છું. વળી કોઇ દહાડો નવરાશ હશે ત્યારે આવીને બધું શીખવી જઇશ.

**વ.**—એ તો ઠીક છે. તોપણ આજ ગમે તેમ કરીને પણ પાંચ સાત રોગનાં ઓસડ વેસડ તો શીખવી જવાં જ પડશે.

**લ.**—જ્યારે તમે આમ હઠ પકડો છો અને છોડતાં જ નથી. ત્યારે સાંભળો. જે જે રોગથી બાળક એકાએક મરી જાય છે, અને જે જે રોગ જીવ લે તેવા તો નથી, પણ જેનાથી બાળક બહુ દુઃખ પામે છે, તેવા બધા રોગોનાં ઓસડ વેસડ જ સૌથી પહેલાં તમારે શીખી રાખવાં જોઇએ.

**વ.**—ખરૂં કહો છો. હું પણ તે જ જાણવા ચાહું છું. એવા રોગ કિયા કિયા છે ?

**લ.**—(૧) પેટ ફુલવું અથવા ચડવું; (૨) શરીરે ઠેકાણે ઠેકાણે રાતાં ચકામાં થવાં અને તેની સાથે તાવ આવવો; (૩) ઉધરસ; (૪) પેટની પીડા અથવા દુઃખ દરદ; (૫) મરડો, અને લોહીનો મરડો; (૬) કોગળિયું, કોલેરા અથવા મહામારી કે માતાનું થવું; (૭) સાદો તાવ; (૮) પીળો તાવ; (૯) કમળો અથવા પંડરોગ; (૧૦) હાંફણ; (૧૧) ઓરી, બળિયા, અછબડા; (૧૨) ફોલ્લા; (૧૩) કોહો, ચાંદાં, ગડગુમડ; (૧૪) શરીરે એકાએક રાતા રાતા ફોલ્લા થવા, અને તેની સાથે હોઠ, આંખો, નખ અને આંગળીઓનાં ટેરવાં બધાં કાળાં પડી જવાં.

**વ.**—આટલા રોગનાં ઓસડવેસડ જો જાણી શકાય, તો તો જાણે લગભગ બધુંએ જાણ્યું. હવે એકે એક કરીને બધું કહી સંભળાવો.

**લ.**—ઠીક, સાંભળો. ( ૧ ) પેટ ચડવું એ બહુ ભયભરેલો રોગ છે, પણ બાળકોના સંબંધમાં એનાથી બહુ જ બીહીવાનું છે. એનું જોર વધી પડયાથી છોકરૂં માર્યું જાય છે. પેટ ફુલવાની સાથે જો ઝાડાની કબજીયત હોય તો બે ટીપાં ટરપીટન તેલ અને ચાર ટીપાં દીવેલ થોડી થોડી વરીયાળી પલાળેલા પાણીની સાથે, ત્રણ ત્રણ કલાક એટલે એક એક પહોરને આંતરે પાવું. તે સિવાય એકલું ટરપીટન તેલ એક ટીપું થોડીક વરીયાળી પલાળેલા પાણીની સાથે એકેક કલાકે કલાકે પાઇ શકાય, અને ખૂબ ગરમ પાણીની અંદર ફલાલીનનું કપડું પલાળી, નીચોવીને, તાબડતોબ તે કપડાની ઉપર વીસપચીસ ટીપાં ટરપીટન તેલનાં નાખી દેઇ, તે ટીપાં જ્યાં આગળ પડયાં હોય તે ભાગ પેટના ઉપર આવે તેવી રીતે તે કપ-ડાવતી પેટને સેક કરવો એવી રીતનો સેક વારે વારે કરતા રહેવું અને જ્યારે એ સેક કરવો ત્યારે એક કલાક સુધી બરાબર કરવો.

**વ.**—પણ નાનું બાળક એવો સેક સહન કરી શકે?

**લ.**—બાળકને દુઃખ નહિ દેતાં, એટલે તે બહુ દાઝે નહિ તેવી રીતે જરા જરા કરીને સેહેતો સેહેતો તાપ લાગે તેમ એ

શેક કરવો. ટરપીટનનો એવો સેક બહુ ફાયદો કરે છે. ત્યાર પછી એકાદ દસ્ત સારી રીતે થઇ જાય, એટલે પછી દીવેલ નહિ લેતાં ફક્ત ટરપીટનનું એક એક ટીપું વરીયાળી પલાળેલા પાણીની સાથે કલાકે કલાકે પાવું.

વ.—પેટનો ફુલારો જ્યાં સુધી બિલકુલ મટી જાય નહિ, ત્યાં સુધી એમ ટરપીટન પાવું જોઇએ, અને સેક પણ કરવો જોઇએ?

લ.—હા, એમાં ભૂલ શી?

વ.—વારૂ. ઝાડાની કબજીઅત જો ન હોય, કે પેટના દુઃખ દરદ પછી પેટ ચઢી આવે, તો પછી દર કલાકે કલાકે ટરપીટન પાયાથી જ ચાલે કેની?

લ.—હા, ચાલેજ તો.

વ.—વારૂ, પેટ ફુલવાનાં ઓસડની રીતભાત તો તમો બતાવી, પણ ખોરાક શો આપવો?

લ.—પાણી અને દુધ સરખે ભાગે મેળવી, તેમાં ચુનાનું પાણી ભેળીને તે દુધ જરા જરા કરીને પાવું. વળી પહેલાં કહી ગઇ છું કે, માનું મન સારૂં ન હોય–કલેશ કંકાસમાં કે ઉચાટમાં હોય, તો તેના થાનનું દૂધ એટલે ધાવણ પણ સારૂં રહેતું નથી, તેથી તે ધાવણ ધાવ્યાથી બાળકના પેટનો ફુલારો વધે પણ ઘટે નહિ. તેટલા માટેજ કહું છું કે, જો એવે વખતે તે બાળકને ધવરાવાય નહિ તો બહુજ સારૂં થાય. તે છતાં કદિ ધવરાવવુંજ પડે તો વચ્ચે વચ્ચે એકાદ લબકાલોળ જેટલું ફક્ત ધવરાવવું.

વ.—એમ કરવું પડે તો એમાં હરકત શી છે? જેથી બાળકને સારૂં થાય તેજ કરવું જોઇએ પણ વારૂ બેન! દીવેલ અને ટરપીટનનાં જેટલાં ટીપાં લેવાનું તમે કહ્યું, તે કેવડા છોકરા સારૂ?

લ.—એક વરસના છોકરાને સારૂ એ યાદ રાખવું, પછી ઉમ્મર જોઇને તેમાં વધઘટ કરવી.

વ.—ઠીક. ત્યાર પછી કહો.

લ.—(૨) છોકરાનાં શરીરને ઠેકાણે ઠેકાણે રાતાં રાતાં ચકામાં કે ઢીમણા જેવું થવું, અને તેની સાથે તાવ આવવો, એ પણ બહુ ભયાનક રોગ છે. પ્રસુતિઓ પેટના ફુલારાના કરતાં પણ આ રોગથી બહુ બીહે છે. વાસાના છોકરાને એ રોગ થયાથી, સુવાવડીઓ એને ભૂત પીડા કહીને તેના બચવાની આશા છોડી દે છે. અને દવા દારૂમાં માત્ર ભુમંતરીઆને તેડાવીને દોરા ચીઠી કરાવે છે કે ઊંજની નંખાવે અથવા મંતરાવે છે.

વ.—વારૂ, એ રોગને રતવા કેમ કહેતા હશે?

લ.—બાળકના શરીરે ઠેકાણે ઠેકાણે જે રાતું થાય છે, તે એકજ ઠેકાણે નહિ રહેતાં જ્યાં ત્યાં ખસે છે ફરે છે તેથી આજ સવારે ફક્ત પગના ચાપુઆ ઉપર જણાયું હોય, તે બપોર થતામાં ઢીંચણની લગભગ ગયેલું દેખાય છે; અને રાતની રાતમાં સાથળની વચ્ચોવચ્ચ છવાઇ જાય છે. વળી એમ પણ થાય છે કે, આજ એક ઠેકાણે, કાલ બીજે એક ઠેકાણે, અને પરમદહાડે વળી ત્રીજે ઠેકાણે થાય, એવી રીતે જગ્યા બદલતું ફરે છે. તેથી પ્રસુતિઓ એમ કહે છે કે, 'રોગ તે વળી એમ ફરતો ફરે કે? એ તો રોગ નથી, પણ ભૂત આખા શરીરે ફરતું ફરે છે.' પરંતુ તેઓ શું જાણે કે એ રોગની ખાશીયતજ એવી છે! એ રોગ એક ઠેકાણે રહેતો નથી.

વ.—એની સાથે છોકરાનું શરીર પણ ખુબ ગરમ થાયને?

લ.—ગરમ તે વળી કાંઇ જેવું તેવું નહિ; શરીરે જો અનાજનો દાણો અડકે તો તેની ધાણી ફુટી તે ઉડી જાય, એવું ઉનું થાય! તાવના જોરથી છોકરૂં છેક સુધસાન વગરનું થઈ જાય; આંખ પણ ઉંચી ન કરે, કે ઉં આં પણ કરે નહિ.

વ.—વારૂ. એ રોગ થવાનું કારણ શું હશે?

લ.—દુર્ગન્ધવાળે ઠેકાણે રહ્યાથી થાય. જે ઘરમાં પવન અને પ્રકાશ એટલે અજવાળું અથવા ઉજાશ સારી રીતે જઇ શકે નહિ, તેવા ઘરમાં નીરંતર ગોંધાઇ રહ્યાથી થાય; મેલા બિછાનામાં નિત્ય

સુઇ રહ્યાથી કે મેલાં લુગડાં હમેશાં પહેર્યાં રહ્યાથી એ રોગ થાય. વળી ખાનપાનના દોષથી પણ એ રોગ થાય છે. પચી શકતું નથી તો પણ ખવરાવે છે કે હમેશાં ગંધાતી ચીજો ખવરાવે છે અને મેલું ગંદુ પાણી પાય છે. એવી રીતે ખવરાવ્યા પીવરાવ્યાનો ઢંગ ધડો નહિ રાખ્યાથી, બીજા રોગોના કરતાં એ રોગ થવાનો સંભવ વધારે છે.

વ૰—ફુટયું કપાળ! ત્યારે તો તેથીજ અમારાં વાસાનાં છોકરાંને એ રોગ એટલો બધો થતો હશે, ખરૂં ? અમારો સુવાવડનો ઓરડો તો જાણે અંધારા કૂવા જેવો હોય છે. પવન અને પ્રકાશ તેની અંદર જવાજ પામે ક્યાંથી! વળી એ ઓરડો સાફસુફ અને સૂકો પણ ન મળે. અરે રામ! રામ! વારૂ, ત્યાર પછી કહો, એ રોગનું ઓસડ વેસડ કેવી રીતે કરવું જોઇએ ?

લ૰—એ રોગ જેવો ભયાનક છે, તેવું તેનું ઓસડ વેસડ કરવાનું બહુ કઠણ નથી. છોકરાંનું પેટ—ટીપી—જોતાં જો ચડેલું માલમ ન પડે તો ટીંચર સ્ટીલનાં ત્રણ ત્રણ ટીપાં થોડાંક ઠંડા પાણીમાં નાંખીને કલાકે કલાકે પાવાં.

વ૰—ટીંચર સ્ટીલ કોને કહે છે ?

લ૰—એ એક ઇંગ્રેજી અરકનું નામ છે. વિલાયતી દવાઓ વેચનાર અને મેળવી ભેળવી તૈયાર કરી આપનારને ત્યાંથી એ ટીંચર વેચાતું મળે છે. નાનાં બાળકના એ રોગનું ટીંચર સ્ટીલ જેવું ઓસડ છે, તેવું બીજું નથી. એનું મૂલ પણ બહુ ઓછું પડે છે. બે આનાનો એ અરક વેચાતો આણ્યો હોય તો બસ થાય.

વ૰—ત્યારે તો એ અરકને ઘરમાં લાવીને રાખી મૂક્યો હોય તો સારૂંને ?

લ૰—ફક્ત એ અરકજ કેમ, છોકરાં છૈયાંના સંસારવાળાએ ઘણાં ઓસડો ઘરમાં રાખવાં જોઇએ. કિયે વખતે કિયા ઓસડનો ખપ પડશે, તે કાંઇ કહી શકાય નહિ.

વ૰—કિયાં કિયાં ઓસડો ઘરમાં રાખી મૂકવાં જોઇએ તે કહી

દેખાડોને, બેન. આજને આજ હું એ બધાં મગાવીને એકઠાં કરી રાખું.

લ.—તે કહું છું. પણ પહેલાં જે જે રોગનાં નામ જણાવ્યાં છે તેમની દવાદારૂ એકે એકે કહી જાઉં.

વ.—બહુ સારૂં. એજ ઠીક પડશે.

લ.—છોકરાના શરીર ઉપર જે જે ઠેકાણે લાલ થયેલું જણાય તો તે ઠેકાણે અને તેની ચારે તરફ ફરતું કાષ્ટિક લગાવી દેવું. એ કાષ્ટિક લગાડયાથી બધું ખૂબ કાળું થઈ જશે. ત્યાર પછી પોસના ડોડા (ખસખસ જેમાં થાય છે તે ઝીંડવાં) અથવા તે ન મળે તો જરાક અફીણ પાણીમાં નાંખીને તે પાણીને ખૂબ ગરમ કરવું. પછી એ ગરમ કરેલા પાણીમાં ફલાલીનનું લૂગડું બોળી કાઢી નીચોવી નાંખીને તેનાથી, જે જે ઠેકાણે લાલ થયું હોય. તે તે ઠેકાણે (એટલે જ્યાં કાષ્ટિક લગાડયું હોય ત્યાં) સેક કરવો. સેક જેટલો કરી શકાય તેટલો સારો, જ્યારે એ સેક કરવો ત્યારે એક કલાક સુધી કર્યા કરવો. આખો દિવસ અને રાતમાં થઇને એવી રીતે ૪–૫ વાર સેક કરવો જોઇએ. એવો સેક કર્યા પછી સારૂં બેશ પીંજેલું રૂ લેઇ તેનાં પોલ અથવા પોતાં કરીને જ્યાં જ્યાં લાલ થયાથી કાષ્ટિક લગાડેલું હોય ત્યાં ત્યાં મૂકીને બરાબર ઢાંકી દેવું અને તેની ઉપર સારો ચોખો પાટો બાંધી દેવો.

વ.—અને જ્યારે ફરીથી શેક કરવો હોય, ત્યારે એ બધું છોડી ખોલીને કાઢી નાખવું પડે તો?

લ.—પડેજ તો. નહિ તો સેક કરાય શી રીતે? પણ ફરી શેક કરીને પાછું પહેલાંની પેઠે રૂ મૂકી ઢાંકી રાખવું જોઇએ. મુખ્ય વાત એ કે. રોગવાળાં ઠેકાણાંને ખૂબ ગરમ રાખવાં જોઇએ.

વ.—વારૂ, તમે કાષ્ટિક લગાડવાનું કહ્યું તે શી ચીજ હશે?

લ.—જવખાર તેજાબ (નાઇટ્રીક આસિડ) માં રૂપું ગાળીને કાષ્ટિક બને છે. તે બજારમાં એ કાષ્ટિક ધોળી ધોળી પેનોના જેવી સલીઓના આકારમાં વેચાય છે. એને અજવાળું લાગ્યાથી ખરાબ

થઈ જાય છે, માટે કાળા કાગળની અંદર વિંટાલીને રાખવું જોઇએ, તે સિવાય એ કાષ્ટિક જે તે પાણીમાં ગળે નહિ, જો ગાળવા જઇએ તો બધું પાણી ધોલું થઇ જાય.

વ.—એ વળી કેવું ટીંખળ? એ ગળવાને સારૂ ત્યારે કેવી જાતનું પાણી જોઇએ?

લ.—વરસાદના પાણીમાં એ બેશ ગળી જાય છે. દવાખાનામાં એક જાતનું ખૂબ ચોખ્ખું પાણી વેચાય છે, તે પાણીમાં પણ સારૂં બેશ ગળી જાય છે. પણ વરસાદનું પાણીજ આપણને સગવડ ભરેલું છે. કેમકે એ સાચવીને ઘરમાં રાખી શકાય છે, વેચાતું લાવવું પડતું નથી.

વ.—ત્યારે તો બજારમાંથી કાષ્ટિકની થોડીક સળી વેચાતી લાવીને વરસાદના પાણીમાં નાંખી ઓગાળી એક શીશીમાં ભરી રાખવું અને તે શીશીને પાછી કાળા કાગળમાં લપેટીને રાખવી જોઇએ. પછી એક સલીના છેડા ઉપર જરાક પીંજેલું રૂ અથવા ચોખા ધોળાં લુગડાનો જરાક કકડો લપેટીને, તેને એ શીશીમાંના અરક જેવા કરી રાખેલા કાષ્ટિકના પાણીમાં બોળી બોળીને જે જે ઠેકાણે લાલ થયું હોય ત્યાં આગળ અને તેની ચારે તરફ ફરતું લગાડવું અને જ્યાં સુધી બધું ખૂબ કાળું થઈ જાય, ત્યાં સુધી લગાડ્યા કરવું, કેમ એમજ કેની? એવીજ રીતે કરવું જોઇએ?

લ.—વાહ! બલિહારી જાઉં! જે જે કરવું જોઇએ તે બરાબર કહ્યું છે. એ બધું બુદ્ધિનું કામ છે. સહેજ ઇસારાની પેઠે કહું છું તે બધું ઠીકાઠીક સમજી જાઓ છો!

વ.—વારૂ, કાષ્ટિકને એમ કરીને લગાડયાથી શો ફાયદો?

લ.—ફાયદો જે થવાનો તે થાય છે. પહેલાંજ તમને કહી ગઈ છું કે એ રતવા એક ઠેકાણે રહેલો નથી, પણ રહેતે રહેતે આખા શરીરે છવાઇ જાય છે. પરંતુ તેની ચારે તરફ ફરતું કુંડાળાની પેઠે કરીને કાષ્ટિક લગાડયાથી તે ફેલાવા પામતો નથી. જે ઠેકાણે રાતું

થયું હોય તે ઠેકાણેજ રહે છે. કોરાના પોપડા એવા કુંડાળાથી વધી શકતા નથી. પરંતુ ખુબ ધ્યાન રાખીને જોવું જોઇએ કે, કાષ્ટિકના કુંડાળાની બહાર કોઈ ઠેકાણે જરાતરા પણ રાતું થયેલું રહી ગયું ન હોય, નહિ તો એટલામાંથી પાછું વધીને ફેલાઇ જશે. જ્યાં રાતું દેખાય ત્યાં એજ પ્રમાણે કાષ્ટિકનું કુંડાળું કરી દેવું.

વ.—રતાશવાળા ભાગના ફરતું જેમ કાષ્ટિકનું કુંડાળું કરવું તેમ તેના ઉપર બધે ઠેકાણે પણ કાષ્ટિક લગાડવું જોઇએ કે ?

લ.—લગાડવુંજ જોઇએ તો. પહેલાંજ એ કહી ગઈ છું ને.

વ.—કહ્યું છે તો ખરૂં, તો પણ પાછું એક વાર પુછી જોઉં છું. વારૂ, જો કદાપિ રતવા કાષ્ટિકના કુંડાળાની બહાર થઈ આવે તો શું કરવું ?

લ.—તેની બહાર ફરીને પાછું એજ પ્રમાણે કુંડાળું કરવું.

વ.—કાષ્ટિકનો આ એક બહુ આશ્ચર્યકારક ગુણ છે, હો. પણ વારૂ, કેટલા વરસાદના પાણીમાં કેટલું કાષ્ટિક ઓગાળવું જોઇયે ?

લ.—પંદર રતી જેટલું કાષ્ટિક નવટાંક વરસાદના પાણીમાં ઓગાળવું જોઇએ. પણ એકદમ એટલું નવટાંક કાસ્ટિકનું પાણી તઈયાર કરી રાખવાની કશી જરૂર નથી. ચમચો અડધો ચમચો તૈયાર કરવું એજ ઠીક છે. જો એક ચમચો (એટલે અધોળ) વરસાદનું પાણી લો, તો સાડાસાત રતી કાષ્ટિક લેવું જોઇએ, અને અડધો ચમચો અથવા સવા રૂપીયાભાર વરસાદનું પાણી લીધું હોય, તો પોણાચાર રતી કાષ્ટિક લેવું.

વ.—એ તો હવે કહેવું નહિ પડે. નવટાંક પાણીમાં પંદર રતી કાષ્ટિક ગાળવાનું કહ્યું, એટલે પછી એ હિસાબે જેટલું મરજીમાં આવે તેટલું કાષ્ટિકનું પાણી તૈયાર કરી શકાય.

લ.—હા, કરાયજ તો.

વ.—ઠીક. પણ પેટ વગાડી જોવાથી પેટનો ફુલારો કદાપિ માલમ પડે તો શું કરવું ?

લ.—થોડીક વરીયાળી પલાળેલા પાણીની સાથે એક બે ટીપાં ટરપીટન તેલ કલાકે કલાકે પાવું. વધારામાં કરવાનું માત્ર એટલુંજ. બાકી બધું જે જે કહી ગઇ છું, તેવીજ રીતે કરવું.

વ.—વારૂ. ટિંચર સ્ટીલ અને ટરપીટન પાવાનું જે માપ બતાવ્યું, તે કેવડા છોકરાને સારૂ સમજવું જોઇએ?

લ.—એક વરસના છોકરાને સારૂ એ માપ છે. પછી બાળકની ઉમર જોઇને તે પ્રમાણે એ માપમાં વધઘટ કરવી જોઇએ?

વ.—એ તો ઠીક, પણ ઉમર જોઇને ઓસડનું માપ થોડું વધતું ઓછું કરવાનો કોઈ કાયદો રહી દેખાડો તો કેવું સારૂં થાય. એથી ફલાણા રોગ ઉપર ફલાણું ઓસડ ખવરાવવું જોઇએ, એટલુંજ જાણીએ એટલે થયું. હિસાબનો કાયદો તો જાણી રાખ્યો હોય એટલે પછી ઓસડનું માપ જાણવાને સારૂં કોઈની પાસે જવું પડે નહિ–કોઈની લાચારી કરવી ન પડે.

લ.—તે કહેવું કાંઇ અઘરૂં નથી. છોકરાં છૈયા લેઈને સંસાર કરવાને સારૂ કિયાં કિયાં ઓસડો ઘરમાં લાવીને રાખી મૂકવા જોઇએ તે તથા ઉમ્મર જોઈને એ બધાં ઓસડોના માપમાં વધઘટ કરવાનો હિસાબ અથવા કાયદો, હમણાં કહી સંભળાવું છું. પણ તે પહેલાં રોગોનાં ઓસડવેસડ શાં અને શી રીતે કરવાં તે કહી જાઉં.

વ.—વારૂ, એ પણ ઠીક છે.

લ.—જે રોગની વાત હમણાં ચાલે છે, તે રોગ થયાથી બાળકને ઘરની અંદર કે બહાર જે સારામાં સારો ઓરડો હોય, તેમાંજ રાખવું. અને એ ઓરડામાંની તમામ જણસ ભાવને બીજા ઓરડામાં લેઇ જવી. તે સિવાય એ ઓરડો એવો હોવો જોઇએ કે તેમાં ચારે તરફથી પવન આવવા જવાની છૂટ હોય, પવન અને પ્રકાશ મળે નહિ, તો એ રોગ મટી શકે નહિ. એ રોગવાળાનું રહેવાનું ઠેકાણું. પાથરી પાથરણું લૂગડાં લત્તાં એ બધું બરાબર સાફસુફ રાખવું જોઇએ.

વ.—જે જે કારણથી એ રોગ થવાનું તમે કહ્યું, તે ઉપરથી તો બાળકને જો ખૂબ સફાઇદાર ચોખા ઠેકાણે રાખવામાં ન આવે તો એ રોગ બરાબર મટી શકે નહિ ખરો. વારૂ, એવા રોગવાળાને ખવરાવવું પીવરાવવું શું ?

લ.—પેટનો ફુલારો ન હોય, તો દુધ અને આરારૂટ થોડું થોડું કરીને આખા દિવસ અને રાતમાં થઇને આઠ દસ વાર પાવું અને પેટ ચડેલું હોય તો ફક્ત થોડું થોડું દુધ ચૂનાના પાણીમાં ભેળીને પાવું. અને જો છોકરૂં ઘણું નરમ થઈ જાય, તો વરીયાળી પલાળેલા પાણીની સાથે પાંચ સાત ટીપાં દ્રાક્ષાસવનાં કલાકે કલાકે પાવાં. એક વરસના છોકરાને એવા નિયમથી ખવરાવ્યા પીવરાવ્યાથી બસ થશે.

વ.—વારૂ, પછી કહો.

લ.—વળી, ઘરમાં એક છોકરાને એ રોગ થયાથી બીજાં છોકરાંને પણ એ થવાનો સંભવ છે. તેટલા માટે આખું ઘર, આંગણું, પથારી, પાથરણાં, લુગડાંલત્તાં એ બધું બરાબર સાફસુફ રાખવું જોઇએ. ઘરથી થોડેક છેટે એટલે પાડાપડોશમાં પણ જો કોઇ ઠેકાણે કચરો કે ગંદવાડ હોય, તો તે કાઢી નાખીને તે ઠેકાણાને પણ સારૂં એશ ચોખ્ખું કરી દેવું જોઇએ. તે ઉપરાંત રોગીના ખાનપાનની પણ બરાબર તજવીજ રાખવી જોઇએ; એટલે જલદી પચી જાય અને શરીરમાં બળ આવે એવો ખોરાક ખવરાવવો. મેલું, ગંદું કે ખરાબ પાણી પીવાનું તો દૂર રહ્યું, પણ એવા પાણીને ઘરમાં પણ લાવવા દેવું નહિ.

વ.—બરાબર છે. જે જે કારણથી એ રોગ થાય એમ કહો છો, તે કારણોને ધ્યાનમાં રાખીનેજ કામ કરવું એટલે બસ. એ બાબત હવે તમારે વધારે કાંઇ કહેવાની જરૂર જણાતી નથી.

લ.—(૩) ઉધરસ અથવા ઠાંસો એ પણ કાંઇ ઓછો ભયભરેલો રોગ નથી. એ વધી પડયાથી છોકરાને બચાવવું બહુ ભારે પડે. ગમે તે રીતે, પણ વધારે ટંડક શરીરે લાગ્યાથી ઉધરસ થઈ આવે, તે જાણો છો ને ?

વ.—હા, બરાબર જાણું છું. અને ઉધરસથી છોકરાં જેવાં દુઃખી થાય છે, તેવાં ઘણું કરીને બીજા કોઈ રોગથી થતાં નથી. તે સિવાય એવું છોકરૂં ભાગ્યે જોવામાં આવે છે કે જેને ઉધરસ થાય નહિ. ટાઢના અને શરદીના દહાડામાં ઉધરસનો ઉપાડ બહુ જણાય છે, તેટલા માટે એ રોગનું ઓસડવેસડ તો અગાઉથીજ જાણી રાખવાની જરૂર છે.

લ.—છોકરાનું શરીર જો ગરમ ન હોય; છાતીમાં કફનો ભરાવો સહેજસાજ જણાય, ઉધરસ બહુ આવતી ન હોય, અને હાંફણનાં કશાં ચિન્હ જોવામાં આવે નહિ, તો તેનાથી કાંઈ ભય રાખવા જેવું નથી. ઠંડક કે શરદી ન લાગે એવું એક ગરમ લૂગડું છોકરાના શરીરે પહેરાવી રાખવું. ગરમ પાણીની સાથે દસ ટીપાં 'વાઈનમ ઈપીકા' જરા મધ નાંખીને મીઠું કરી, આખા દિવસ અને રાતમાં થઇને ચાર પાંચ વખત પાવાં. ત્રણ ચાર દહાડા લાગલાગટ એવી રીતે ઓસડવેસડ અને માવજત કર્યાથી છોકરાને સારૂં થઇ જશે. પરંતુ છોકરાના શરીરે ઠંડક લાગવા ન પામે, એવો પકકો બંદોબસ્ત કરીને ચાલવું જોઇએ. કેમકે જે છોકરાને એકવાર ઉધરસ થઇને મટી હોય છે, તેને છેક સહેજસાજ કારણથી પાછી તે થઇ આવે છે.

વ.—વાઇનમ ઇપીકા એ શી ચીજ છે?

લ.—ઈપીકા એક ઝાડનું નામ છે. તેનાં મૂળિયાના અરકને વાઇનમ ઇપીકા કહે છે;

વ.—એ પાયાથી શું થાય?

લ.—ઉધરસ મટી જાય અને છાતીમાં થોડો ઘણો કફ કદાપિ જામી ગયો હોય, તો તે પણ ઓગળીને નીકળી જાય.

વ.—એ પાયાથી ઉલટી થાય કે?

લ.—પાંચ સાત ટીપાં પાયાથી કાંઇ ઉલટી થાય નહિ. વધારે પાઇએ તોજ ઉલટી થાય. વળી આઠ આઠ દસ દસ ટીપાં ચાર પાંચ વાર પાયાથી પણ ઉલટી થાય.

વ.—ત્યારે ઉલટી થયાથી કફ શી રીતે નીકળી જાય ?

લ.—એ ઓસડનો વિશેષ ગુણ એ છે કે એ પાયાથી કફને કાઢી નાંખે છે. તે સાથે પેટમાં જે હોય, તે પણ કંઇક નીકળી જાય છે.

વ.—ઠીક, સાધારણ અથવા સહેજસાજ ઉધરસને સારૂ તો જાણે એ પ્રમાણે કરવું, પણ વધારે ઉધરસ થઈ હોય તો શું કરવું ?

લ.—તે કહું છું. છોકરાનું શરીર જો ખૂબ ગરમ જણાય, કફથી છાતી જડાઈ જઇને ઠંડું અને હાંફહાંફ કરે, તથા એવું ખાંસે કે ખાંસતાં ખાંસતાં આંખો અને મ્હો લાલચોળ થઇ જાય, અને આંખો મીંચીને જાણે ભાન સાન વિનાના જેવું લોથ થઇને પડી રહે, એવી રીતની છોકરાની અવસ્થા જોવામાં આવે, તો એમ નક્કી કરવું કે, તેને થયલો રોગ જેવો તેવો નથી, બહુ સખત છે. અને વિલમ્બ કર્યા વિના વાઇનમ ઇપીકા પા ચમચા જેટલું ( અધોળના ચોથા ભાગ જેટલું ) થોડાક ગરમ પાણીની સાથે, જરા મધ મેળવી મીઠું કરીને તરતજ પાઇ દેવું. એ પાયા પછી જરા વાર કેડે ઉલટી કરી નાંખશે. અને ઉલટી કરતાંજ છાતીમાંનો કફ પાતળો પડી કેટલોક નીકળી જશે. એમ કફનો ભાગ નીકળી ગયાથી છોકરૂં ટચાકા ફોડીને તાજું–હોંશિયાર થશે.

વ.—ઠીક, પણ ઉલટી થઇ તો શું કરવું ?

લ.—ફરીથી પાછું એવીજ રીતે અને એટલાજ માપથી એજ ઓસડ પાઈ દેવું. એ ત્રણ વાર ઉપરા ઉપરી એ પ્રમાણે પાયાથી છોકરૂં ઉલટી કરશેજ કરશે. અને ઉલટી કર્યાથી કાંઇ ફાયદો થશેજ. ખાંસી થયાથી ઉલટી કરાવવી બહુ સારી છે. જ્યાંસુધી ઉધરસ બરાબર મટી જાય નહિ, ત્યાં સુધી રોજ સવારે એ ઓસડ પાઇને ઉલટી કરાવતાં રહેવું. કેમકે સવારમાં છાતીમાં કફ ઘણો બંધાઇ જામીને એકઠો થઈ રહે છે. તે સિવાય, જ્યારે જોવામાં આવે કે, છોકરૂં હાંફ હાંફ ને ખોં ખોં કર્યા કરે છે, અને તેની છાતીમાં અને ગળામાં જાણે પારેવાં–કબૂતર–બોલે છે, ( એવો અવાજ થાય છે ) ત્યારે પણ

તેને એ ઓસડ પાઇને ઉલટી કરાવવી.

વ.—બીજું કોઇ ઓસડ ખવરાવાય નહિ ?

લ.—કફને વધારે નરમ અને પાતળો કરવાને સારૂ છાતીએ અને પેટે માલિસ કરવું જોઇએ.

વ.—શું માલિસ કરવું ?

લ.—સરસીયું તેલ અને કાયાકુટીનું તેલ સરખા ભાગે મેળવીને એક શીશીમાં ભરી રાખવું. પછી જ્યારે માલિસ કરવું હોય ત્યારે એ શીશીમાંનું તેલ ખૂબ હલાવીને હાથેલીમાં લેઈ, છોકરાની છાતીએ અને પેટે ચોલવું.

વ.—દિવસમાં કેટલીવાર એમ માલિસ કરવું ? અને દરેક વેળાએ કેટલા વખત સુધી માલિસ કરવું ?

લ.—આખા દિવસ અને રાતમાં થઇને ચાર પાંચ વાર એમ માલિસ કરવું. અને દરેક વેળાએ અડધા કલાકથી પણ વધારે વખત સુધી મસળવું. વળી એ શીશીમાંના તેલની સાથે થોડુંક ટરપીટન તેલ ભેળવી લીધાથી તે વધારે તેજ થાય.

વ.—એમ કે ? ત્યારે તો પહેલાં ફક્ત એ તેલ ભેગાં કરીને માલિસ કર્યાથી જો જોઇએ તેવો ફાયદો થતો ન જણાય, તો તેમાં ટરપીટન મેળવી લેવું, એટલે થયું. પણ વારૂ, બેન ! ભુજિપત્રનું તેલ બજારમાં વેચાતું હશે કે ?

લ.—ના; અને વખતે મળે તો ખરૂં, પણ ડીસપેનસરી એટલે દવાખાનું કે જ્યાં એવી દવાઓ ખાસ તૈયાર કરીને રાખવામાં આવે છે અથવા જ્યારે જોઇએ ત્યારે ડાકટરના લખ્યા પ્રમાણે તૈયાર કરી આપે છે, ત્યાંથીજ લેવું એ સારૂં છે. ઇંગ્રેજીમાં એનું નામ " કાજુપુટ ઓઇલ " કહેવાય છે. એ નામ દીધાથી ડીસપેનસરી વાળા તુરત આપશે.

વ.—ત્યારે તો " કાજુપુટ ઓઇલ " કહીનેજ વેચાતું લાવવું એટલે થયું. વારૂ, એનું મૂલ ઘણું બેસે છે ?

લ.—ના, ના; એ આનાના પૈસા આપ્યાથી એક શીશી તેલ લાવી શકાય. વળી સાંભળો. વાઇનમ ઇપીકા પાવું અને તેલથી માલિસ કરવું, તે સિવાય બીજું એક કામ કરવું જોઇએ.

વ.—બીજું શું કરવું જોઇએ?

લ.—સોઢાની કીટલી-( ચાહાદાની જેવું ઢાંકણવાળું વાસણમાં ) પાણી ગરમ કરીને પછી તે કીટલીનું ઢાંકણું ઉઘાડી નાખી એ ગરમ પાણીની બાફ અથવા વરાળ છોકરાના નાકે અને મોઢે લગાડવી.

વ.—છોકરાના નાકે મોઢે તે વળી ગરમ પાણીની બાફ લગાડાય કેમ કરીને?

લ.—કેમ? કીટલીને એક માંચી કે બાજઠ અથવા બીજી કોઈ ઉંચી ચીજના ઉપર મૂકી છોકરાને ખોળામાં બેસાડીને તેનું મ્હોં એવું નમાવીને કીટલીના મ્હો ઉપર રહે તેમ રાખવું કે ગરમ પાણીમાંથી બાફ જેવી નીકળે તેવીજ તેના નાક અને મ્હો ઉપર લાગે. સો વાતની એક વાત એ કે, છોકરૂં સાસ લે તેની સાથે એ બાફ પણ તેનાથી નાકમાં અને મ્હોમાં તાણી શકાય.

વ.—એવી રીતે કરી તે સાસ લેવાની સાથે ગરમ પાણીની બાફ દમમાં લીધાથી શું થાય?

લ.—કફ પાતળો પડે, હાંફણ અને ખુંખું હુંહું કરવાનું કમી થઈ જાય, ખાંસી એટલી ના રહે, અને છોકરાંને ઘણો કરાર—આરામ લાગે. વળી ખાંસી ખાંસીને છાતીમાં અને ગળામાં જે પીડા અથવા વેદના થતી હોય તે પણ નરમ પડી જાય.

વ.—શું કહો છો? ગરમ પાણીના બાફનો એટલો બધો ગુણ છે? વારૂ, એવો બાંફ કેટલીવાર આપવો જોઇએ?

લ.—આખા દિવસ અને રાતમાં થઇને ચાર પાંચ વાર આપ્યો એટલે થયું. જ્યાં સુધી ઉધરસ બરાબર મટી જાય નહિ, ત્યાં સુધી એવો ગરમ પાણીનો બાફ રોજ ચાર પાંચ વાર છોકરાના નાકે મ્હોડે લગાડવો જોઇએ.

વ.—ઢાંકણી ઢાંકી રાખીને હાંડલીમાં ( હાંલ્લીમાં ) પાણી ગરમ કર્યાંથી પણ એમ થઈ શકે ખરૂં ને?

લ.—કેમ ન થઇ શકે ? ગરમ પાણીનો બાફ જોઇએ એજ વાત છે ને.

વ.—છોકરાંને-ખવરાવવું પીવરાવવું શું ?

લ.—ગરમ દુધ, આરારૂટ, અને સાગુ ( સાબુ ચોખા ), એ જેટલીવાર ખાઇ શકે તેટલીવાર ખવરાવવું, પણ એવાં માંદાં છોકરાંને ખવરાવતી વખતે એ વાત અવશ્યે યાદ રાખવી કે, ખોરાકનું માપ ઓછું રાખવું, અને વખત અથવા અંતર વધારે રાખવો એટલે ખવરાવવું વધારે વખત પણ થોડું થોડું કરીને; એકેવારે ગળચાવવું નહિ. વારૂ, કહો જોઇએ, છોકરાંને ખાંસીની સાથે જો કદિ પેટનો ચડાવો હોય, તો શું કરવું ?

વ.—કેમ, પેટના ચડાવાનું સારૂં ઓસડ જાણવામાં હોય, એટલે પછી ફીકર શી ? ટરપીટન તેલનાં બે ત્રણ ટીંપાં વરીયાળી ? પલાળેલા પાણીની સાથે પાઈ દેવાં. કેમ એજ કેની ?

લ.—હા, એજ. એ કર્યાંથી પેટનો ફુગારો મટી જાય. વળી જુઓ જે છોકરાંને ખાંસી ઘણા દીવસની થએલી હોય, તેને ઠંડો પવન લાગતાંજ તે વધી પડે છે અને પાછી દોડાદોડ કર્યાંથી સહેજ નરમ પડે, પરંતુ બિલકુલ મટી જાય નહિ, તે છોકરાંની ખાંસી જે તે ઓસડથી મટી શકે નહિ. એવાં છોકરાંને રોજ બેત્રણ ટીપાં કોડલિવર ઓઇલિ પાવાનું શરૂ કરવું જોઇએ.

વ.—એ કોડલિવર ઓઇલ તો દુધની, સાથે પીવું કની?

લ.—હાજ તો. ચમચામાં દુધ લેઇને તેમાં બેત્રણ ટીપાં કોડલિવર ઓઇલિનાં નાંખીને પાઈ દેવું,

વ.—કેટલા દિવસ સુધી એમ કોડલિવર ઓઇલિ પાવું ?

લ.—ઘણા દિવસ સુધી એ ખવરાવ્યા વિના ફાયદો થાય નહિ. ખાંસી જરાએ જરા બરાબર મટી ગયા પછી ત્રણ ચાર મહીના

સુધી તે પાવાનું ચાલુ રાખવું જોઇએ.

વ.—વચ્ચે વચ્ચે તે પાવાનું માપ વધારવું જોઇએ, કે ઠેઠ સુધી એક સરખા માપથીજ પાતાં રહેવું જોઇએ ?

લ.—ચાર પાંચ દિવસને આંતરે એક ટીપું વધારતાં રહેવું અને પાતાં પાતાં જો પેટમાં કાંઈ બિગાડ કે દુઃખ દરદ જેવું થયું જણાય, તો તે પાવાનું બંધ રાખવું. પછી પેટનો બિગાડ જ્યારે મટી જાય, ત્યારે પાછું થોડું થોડું કરીને પાવાનું ચાલુ કરવું.

વ.—ઠીક, ત્યાર પછી કહો, પેટની પીડાનું ઓસડવેસડ કેવી રીતે કરવું ?

લ.—(૪) નાના બાળકના પેટની પીડાને છેક જેવી તેવી સમજવી નહિ. એનો ઉપાડ અને વધારો થયાથી બાળક બચવું મુશકેલ જેવું થઈ પડે છે. પણ છોકરાંને દાંત આવતી વખતે પેટની પીડા ઘણું કરીને થાય છે. તે પીડાને એકદમ બંધ કરી દેવી એ ઠીક નથી. કેમકે એમ કર્યાથી બીજો કોઈ રોગ થઈ આવે છે.

વ.—ત્યારે શું દાંત આવતી વખતે પેટનો રોગ થાય એ સારૂં ગણવું જોઇએ ?

લ.—હા, એને સારૂંજ કહેવું જોઇએ. કેમકે પેટનો રોગ થયાથી આંચકી–તાણ થવાની બીક રહેતી નથી. તોપણ પેટની પીડા બહુ વધી પડે એ કાંઈ સારૂં માની શકાય ખરૂં કે ? એ સંબંધી કેટલીક વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે.

વ.—શી શી વાત તે કહોને.

લ.—દાંત આવતી વખતે છોકરાંને ઝાડો થાય, તે કદાપિ દહાડો રાત થઇને દસ બાર વખત થતો હોય, તો પણ તેને બંધ કરવાની કોશેશ કરવી નહિ. પણ જ્યારે એમ જોવામાં આવે કે, જે ઝાડો થાય છે તેમાં ઝાડાનો (મળનો) ભાગ ઓછો અને પાણીનો ભાગ વધારે છે, કે વારે વારે પાણી જેવો ઝાડો થાય છે, ત્યારે પછી

નિરાંતવાં (નિશ્ચિન્ત) રહેવું નહિ. એવો ઝાડો જો બંધ કરવામાં ન આવે તો છોકરૂં માર્યું જાય.

વ.—ત્યારે શું કરવું?

લ.—ઝાડો બંધ થાય એવું ઓસડ ખવરાવવું.

વ.—ઝાડો બંધાય તેવું ઓસડ શું?

લ.—બે રતીના આશરે કંપાઉન્ડ ચોક પાઉડર પાણીમાં ઘોળીને ચમચાવતી દરેક વખત ઝાડો થયા પછી પાઇ દેવું. ત્રણ ચાર વખત પાયા પછી જો ઝાડો કંઇક બંધાઇને એટલે કઠણ ઉતરે, કે વારે વારે જવાનું ઓછું થઈ જાય, તો પછી જ્યાં સુધી પેટનું દરદ મટી જાય નહિ, ત્યાં સુધી એજ ઓસડ બરાબર એજ નિયમ પ્રમાણે પાતાં જવું.

વ.—કંપાઉન્ડ ચોક પાઉડર કોને કહે છે?

લ.—એ એક જાતની ભુકી જેવું ઓસડ છે, અને દવાખાનામાંથી મળી શકે છે. એનું મુલ પણ બહુ ઓછું પડે છે. થોડુંક લાવીને ઘરમાં રાખી મુકયું એટલે થયું.

વ.—પણ એનાથી જો ગુણ ન પડે, તો શું કરવું?

લ.—અડધી રતી કાષ્ટિક, પાશેર પાણી માય એવી એક શીશીની અંદર રાખીને તેમાં દશ ટીપાં પાણી મેળવેલો જવખાર તેજાબ ( નાઇટ્રીક આસિડ ) નાંખવો. ત્યાર પછી બાવળની છાલ પલાળેલું પાણી દોઢ ચમચો અથવા દોઢ અધોળ અને સાકરનું શરબત દોઢ અધોળ એ બંનેની સાથે મેળવવાં ( શીશીની અંદર નાખી શેળભેળ કરવાં ). પછી શીશીમાંના તમામ અરકના બાર ભાગ કરીને એક એક ભાગ ચાર ચાર કલાકને આંતરે પાવો. આ બહુ ચમત્કારીક ધારક એટલે બંધેચનું ઓસડ છે. એ ત્રણ વાર પાયાથીજ ઝાડાનો કબજો પકડશે.

વ.—શીશીમાંના અરકના ભાગ કરવા શી રીતે?

લ.—શીશીમાં જેટલો અરક હોય તેનું એક કાગળના ચીરા એટલે લાંબી પાતળી પટી જેવા કડકાથી માપ લેઇને, તે ચીરાની ગડીઓ વાળીને બાર સરખા ભાગ કરવા અને એક એક ગડી અથવા

ગેડ આગળ શાહીનો લીટો કરવો. પછી ગુંદર કે લાઇવતી તે કાગળનો ચીરો શીશી ઉપર ઉભો ચોડી દેવો. એમ કર્યાથી અંદરના અરકના બાર સરખા ભાગ થયા સમજાશે. બે લીટાની અંદર આવે તેટલો એક ભાગ; કેમ સમજાય છે કે નહિ ?

વ.—વાહ! આવી રીતે તોડફોડ કરીને સમજાવ્યા છતાં પણ સમજણ ના પડે? કાગળના ભાગ અથવા ગેડો એક સરખી હોવી જોઇએ. ખરૂં કેની ?

લ.—હાજ તો, નહિ તો બાર સરખા ભાગ થાય શી રીતે ?

વ.—પાણી ભેળેલો જવખાર તેજાબ તો પહેલાં જે કહી ગયાં છો તેજ કેની ?

લ.—હા, તે નહિ તો બીજું શું? એક ટીપું જવખાર તેજાબ અને અગીઆર ટીપાં ટાઢું પાણી એકઠાં મેળવવાં જોઇએ. એવાંજ દસ ટીપાં શીશીમાંના કાષ્ટિકની સાથે મેળવવાં.

વ.—અને વારૂ, કાષ્ટિકની સાથે મેળવવાનો હોય તે જવખાર તેજાબમાં જે તે પાણી ભેળવવું ન જોઇએ ખરૂં? કેમકે નહિ તો કાષ્ટિક ઓગળી જાય નહિ.

લ.—હા, ખરી વાત. એવે વખતે વરસાદનું પાણી વાપરવું જોઇએ. તેમજ ચીની સાકર અને બાવળની છાલનું પાણી પણ વરસાદનું પાણી વાપરીને તૈયાર કરવું જોઇએ.

વ.—વારૂ, બંધેયનું ઓસડ આપીને ઝાડો તો જાણે બંધ કર્યો. પણ તે પહેલાં ઝાડે જઇ જઇને છોકરૂં છેક નાતવાન ( કમકૌવત ) થઇ પડ્યું હોય, તેનો ઉપાય શો કરવો ?

લ.—ત્રણ ચાર ટીપાં દ્રાક્ષાસવ થોડાક ટાઢા પાણીની સાથે કલાકે કલાકે પાવો. આંખો દહાડો અને રાત એ પ્રમાણે પાતા રહ્યા-થી છોકરૂં હુંશિયાર થઇ જશે. નાના બાળકને ઘણીવાર ઝાડો થયાથી તેના માથાની ખોપરીનો ભાગ (તાળવે નરમ પોચા જેવો ભાગ હોય છે તે ) બેશી જાય છે.

વ.—ખરૂં કહો છો. મેં પણ તપાસી તપાસીને જોયું છે. નાનું બાળક ઘણીવાર ઝાડે જઇ જઇને કાયર થઇ પડયાથી, તેના માથાપર હાથ દેઇને જોયાથી એ બધું બરાબર ધ્યાનમાં આવેને ?

લ.—હા. અને તેટલા માટેજ ડાક્ટર લોકો પણ બાળકના માથાના તાળવાના ખાડા ઉપર હાથ મૂકીને જુવે છે. એ તાળવું જો કંઇક બેશી ગયેલું જણાય, તો છોકરૂં ઘણું હવે છે એમ નક્કી માનવું. અને ખૂબ કાળજી રાખીને ધારક ઓસડ આપી તેની હગ્રામણુ બંધ કરવી, તથા બ્રાંડીનાં (દ્રાક્ષાસવનાં) ૪–૫ ટીપાં થોડાક ટાઢા પાણીની સાથે કલાકે કલાકે પાવાં. એમ પાતાં પાતાં માથાનું તાળવું ધીમે ધીમે ઉંચું થતું જણાશે. જ્યાંસુધી છોકરૂં સારૂં બેશ હુશિયાર થઇને રમતું કુદતું ના થાય ત્યાં સુધી એ પ્રમાણેજ અથવા તે કરતાં પણ જરા વધારે વાર રહી રહીને બ્રાંડી પાયા કરવો.

વ.—ખોરાકમાં શું ખવરાવવું ?

લ.—ફક્ત જરા જરા આરારૂટ, બીજું કશુંએ નહિ. રોગ રાઇ મટી જાય ત્યાર પછી રહેતે રહેતે સહેતો સહેતો હલકો ખોરાક ખવરાવવો.

વ.—નાનાં છોકરાંના પેટના દુઃખ દરદનાં ઓસડવેસડ તો અમારે સારી રીતે જાણી રાખવાં જોઇએ, કેમકે ઘણીખરી પ્રસૂતિઓ બાળબચ્ચાંના પેટની પીડાઓથી કાયર કાયર થઇ જાય છે.

લ.—ત્યારે સારી રીતે જાણી લ્યોને. જે જે પૂછશો તે બધુંએ કહીશ. નાના બાળકના પેટના દુઃખ દરદનાં ઓસડ વેસડ તમામ પ્રસૂતિઓએ જાણી રાખવાં જોઇએજ.

વ.—દાંત ઉગતી વખતે બાળકને બહુ કરીને પેટની પીડા થઇ આવે છે. અને એ પીડા જો વધી ના પડે, તો એનાથી ફાયદોજ છે, કશું નુકશાન નથી, એ તો જાણે જાણ્યું. પણ દાંત ઉગવાના પહેલેથી પણ છોકરાંને પેટના રોગ થતા જોવામાં આવે છે, તેનું કારણ શું હશે, વારૂ ?

લ.—આપણા દેશની પ્રસૂતિઓનાં ધાવણાં છોકરાંને પેટનાં દુઃખ દરદ લાગ્યાં ને લાગ્યાં રહે છે, એમાં નવાઇ જેવું છે, અને તેનું વળી કારણ પૂછો છો ! તમામ છોકરાંને ખવરાવ્યા પીવરાવ્યાના દોષથીજ પેટના રોગ થાય છે.

વ.—ખવરાવ્યાનો દોષ વળી કેવો ?

લ.—ખવરાવ્યાનો દોષ કહું છું. તે એ કે, પહેલાં જે ખવરાવ્યુ હોય, તે પચ્યું હોય નહિ, તો પણ ખવરાવ્યાનો વખત થાય એટલે ફરીને પાછું તેના ઉપર ખવરાવે છે. એનાથી પછી પેટનો રોગ કેમ ના થાય ?

વ.—પહેલાંનું ખવરાવેલું પચ્યું નથી એમ શી રીતે જણાય ?

લ.—કેમ, ફરીને ખવરાવવાને વખતે છોકરૂં પાંશરૂં પાધરૂં—ખુશીથી—ખાય નહિ, અથવા જરાતરા ખવરાવતામાં બકારીઓ ખાવા માંડે તો સમજી લેવું કે તેનો જઠરાગ્નિ મંદ પડ્યો છે અથવા તો ખાધેલું પચ્યું નથી. એના ઉપર જો ખવરાવવામાં આવે, તો તરતજ પેટનું દુઃખ દરદ થાય, અને ઓકારીઓ બકારીઓ પણ કરે. તમારી પ્રસૂતિઓની બલિહારી છે ! છોકરાના પેટનો અગ્નિ એટલો બધો મંદ પડી ગયો હોય કે દુધ પીયે તો દુધજ હથી કાઢે, તો પણ તેને દુધ પાવાનું છોડવાની નહિ. એનાથી પેટનાં દુઃખ દરદ થઇને બાળ બચ્ચાં મરી જતાં નથી, એજ નવાઈ જેવું છે !

વ.—ખરૂં કહો છો, બેન. મરી નથી કેમ જતાં; ઘણાંએ મરી જાય છે. પણ વારૂ, થાનમાં ધાવણ ચડયાથી (તણુ) થયાથી છોકરાને પેટનાં દુઃખ દરદ થતાં જણાય છે, તેનું કારણ શું હશે ? જે દુધ અથવા ધાવણનો વધારો થાય, તે ધાવણ ધવડાવ્યાથી શું તેમને પેટની પીડા થઇ આવતી હશે ?

લ.—તેમ નહિ તો બીજું શું ? જે થાને ( તણુ ) થાય તે થાને બાળકને ધવરાવવું નહિ. અને તેમાંનું ધાવણ દાબી ટીપીને સારી પેઠે કહાડી નાંખવું, નહિ તો તે જામી જઇને એટલે ગંઠાઈ

જાઇને થાનમાં ભારે પીડા ને વેદના થશે, અને તેના તાડાથી તાવ ચડી આવશે, એટલુંજ નહિ, પણ જો એનું જોર બહુ વધી પડે તો થાન ઉપર ગડના જેવો ફફોલો થઇ જશે. તેથી જ્યારે જ્યારે થાનમાં ઘણું ધાવણ ચડી આવે, ત્યારે ગરમ પાણીથી તેને (થાનને) ખૂબ ઘોઇ ઝારીને નરમ કરીને છેવટે દાબીને ટીપે ટીપે કરીને બધું ધાવણ બહાર કાઢી નાંખવું,

વ.—ત્યારે તો એમજ કહોને, કે છોકરાને ખવરાવ્યા પીવરાવ્યાની ખૂબ કાળજી અને સાવચેતી રાખ્યાથી પેટનું દુઃખ દરદ ન થાય. એજ સો વાતની એક વાત.

લ.—હા. એજ. તે સિવાય કદાપિ પેટની પીડા થઇ હોય, તો દુધ પાવાનું બંધ કરી દેઈ; ફક્ત એકલું આરારૂટ જરા જરા ખવરાવવું, એટલે એવી પીડા જલદી મટી જશે.

વ.—એ તો બહુ સહેલી વાત છે. ખવરાવ્યાના દોષથી પેટની પીડા થઇ આવે, તો ખવરાંવવા પીવરાવવાની ખૂબ કાળજી અને સાવચેતી રાખ્યાથી એ પીડા મટી જાયજ તો. વારૂ, ત્યારે છોકરૂં જો વારે વારે નાંખ નાંખ કરે, પેટમાં કાંઇ પણ રાખી શકે નહિ, તો તેનો શો ઉપાય કરવો ?

લ.—બે ત્રણ ટીપાં બ્રાંડી (દ્રાક્ષાસવ) અને એક ટીપું કલૉરિક ઇથર થોડાક ટાઢા પાણીની સાથે એકત્ર કરીને કલાકે કલાકે પાવું, ત્રણ ચાર વાર એ પ્રમાણે પાયાથી પછી ઉલટી નહિ થાય, એનાથી ઉલટી બંધ થશે અને છોકરૂં હુશિયાર અને ટટાર પણ થઇ જશે.

વ.—ક્લોરિક ઇથર શું ડિસ્પેનસરીમાંથી વેચાતું લાવવું જોઇએ ?

લ.—હા, બીજે કોઈ ઠેકાણે એ નહિ મળે અને જો છોકરાના પેટમાં ખટાશ થયેલી જણાય એટલે જો તે ફોદા ફોદા જેવું દુધ ઓકી કાઢે તો થોડું થોડું ચૂનાનું પાણી વચ્ચે પાવું,

વ.—ઠીક. ત્યાર પછી જે કહેવાનું હોય તે કહો.

લ.—આજ તો હવે મારાથી બીજું કાંઈ કહી શકાશે નહિ,

ભાઈ; હવે વેળા નથી. ઘેર જઇને કામ્કાજની ખબર પણ લેવી જોઇએને. પાછી એક દહાડો સવારમાં વહેલી આવીશ, અને જે જે કહેવાનું બાકી રહ્યું હશે, તે બધું કહી સંભળાવીશ.

વ.—ભલે, જવું હોય તો જાઓ. પણ અત્યારે બની શકે કે ન બની શકે તોપણ, નાના બાળકના પેટના દુ:ખ દરદનાં કેટલાંક સારાં સારાં ઓસડો શીખવી દઇને જાઓ.

લ.—એવી જક કરી કરીને તમે આજ મને બહુ ખોટી કરી રાખી હો. ખેર. સાંભળો ત્યારે; રકઝક કર્યાથી ઉલટી વધારે વાર થશે.

( ૧ ) નાના છોકરાના પેટની સહેજસાજ સાધારણ પીડાનું કંપાઉન્ડ ચોક પાઉડર જ મુખ્ય ઓસડ છે. સઘળી પ્રસૂતિઓએ એ ઓસડ ઘરનાં રાખી મૂકવું જોઇએ.

વ.—એ પાઉડર આપણે ઘેર તૈયાર કરી શકાય કે?

લ.—હા, સારી રીતે કરી શકાય. એમાં જે જે જણસો આવે છે તે બધી બજારમાં વેચાતી મળે છે.

વ.—ત્યારે કેવી રીતે એ તૈયાર કરવું, તે કહોને બેન.

લ.—ચાર ભાગ તજ ( દાલચીની ), ત્રણ ભાગ જાયફળ, ત્રણ ભાગ કેસર, દોઢ ભાગ લવિંગ, એક ભાગ નાની ઇલાયચીના દાણા, અને પચીસ ભાગ સારી બેશ ( ચીનાઈ પતરીના જેવી ) સાકર લેવી, એ બધી જણસોને જુદી જુદી ખૂબ ઝીણી વાટીને એવી મેંદા જેવી કરવી કે ચપટીમાં લેઇને દાબી જોયાથી તેમાં જરાએ કાંકરી જેવું ના જણાય. ત્યાર પછી એ બધી પરતેલી ચીજોને એકઠી કરવી. બધી બરાબર સેળભેળ થઈ જવી જોઇએ. પછી છેવટે એ બધા ચૂરણનું જેટલું વજન થાય, તેના ત્રણ ભાગના એક ભાગ જેટલો એટલે ત્રીજા ભાગ જેટલો ચાક લેઇને તેને વાટીને એ ચૂરણની સાથે બરાબર એકઠો કરી દેવો, એટલે એ તમારૂં "કંપાઉંડ ચોક પાઉડર" થઈ ગયું. પછી તેને એક શીશીમાં ભરી સારો બેશ મજબુત બુચ મારીને ઘરમાં રાખી મૂકવું. અને જ્યારે જરૂર પડે ત્યારે વાપરવું.

વ.—ઓહો, એ તો કાંઈ ભારે નથી. આજજ તૈયાર કરી દેઉં છું.

લ.—( ૨ ) એવા ચાકનો ઝીણો વાટેલો ભુકો પણ નાના આળકના પેટની પીડાનું સારૂં ઓસડ છે.

વ.—એનું માપ શા પરમાણે ?

લ.—એ રતી જેટલું લેઈ થોડાક ટાઢા પાણીમાં ઓગાળીને દરેક દસ્ત ( ઝાડા ) પછી પાઈ દેવું, એટલે થયું.

વ.—બહુ સારૂં. ત્યાર પછી કહો.

લ.—( ૩ ) કાષ્ટિક પણ નાના છોકરાના પેટના દુઃખ દરદનું મુખ્ય ઓસડ છે, એ વાત અગાઉ કહી ગયો છું, તે યાદ છે કેની ?

વ.—યાદ કેમ ન હોય ! કેવી રીતે એ તૈયાર કરવું અને ખવરાવવું તે સુધાં યાદ કરી રાખ્યું છે.

લ.—છોકરૂં પાણી જેવો ઝાડો કરે છે, ઝાડે જઇ જઇને છેક લોથ જેવું થઇ ગયું છે, કોઇ પણ ધારક એટલે બંધેચના ઓસડને ઝાડો પત કરતો નથી, એવી હાલતમાં કાષ્ટિકવાળું એ ઓસડ રામબાણ જેવું છે, એ ત્રણવાર ખવડાવ્યાથીજ પેટનો કબજો થઇ જાય.

વ.—એમ કે ? આ તો ખૂબ યાદ રાખવા જોગ છે. એવી જાતનાં દુઃખ દરદોમાં કાષ્ટિક એ ધારક એટલે ઝાડાના બંધ અથવા કબજાનાં ઓસડોમાં મુખ્ય સમજવું જોઇએ અને ઝાડે જઈ જઈને છોકરૂં છેક નિરમાલ્ય થઇ પડયાથી તેને સારૂં ટટાર કરવાનું મુખ્ય ઓસડ બ્રાંડી (દ્રાક્ષાસવ) છે, તેમજ ઉલટીઓ થતી અટકાવવાનું મુખ્ય ઓસડ કલોરિકઇથર છે, ખરૂં કેની ?

લ.—હા, સાબાશ બધી બાબતો આવી રીતે શાખી રાખવી જોઇએ. ( ૪ ) વળી ચૂનાના પાણીને છોકરાંના પેટના વ્યાધિના સાધારણ ઓસડોમાંનું એક મુખ્ય ઓસડ કહેવું જોઇએ. પેટમાં ખટાશ થઈ હોય તો ચૂનાનું પાણી ઘણો ફાયદો કરે છે.

વ.—પેટમાં ખટાશ થઇ છે, એવું જાણવું કેમ કરીને ?

લ.—છોકરાને ઝાડો થાય તે જો ગંધ મારતો હોય, અને

ફેદાફેદા જેવું દુધ નંખાતું હોય, તો નક્કી કરવું કે તેના પેટમાં ખટાશ વધી ગઇ છે. એના ઉપર પીવાનું ચૂનાનું પાણી તૈયાર કરવાની અને તે પાવાની રીત તો પહેલાં કહી ગઈ છું.

વ.—હા; એ રીત મને બરાબર યાદ છે.

લ.—(૫) જે છોકરાને ઘણા દિવસ થયાં પેટનો રોગ લાગી રહેલો હોય તેને માટે મોરથુથુ ઘણું સારૂં છે.

આ દવા આપવાથી જુનો મરડો મટી જાય છે. મરડામાં બીજી કોઇ પણ દવા મોરથુથુના જેવી ચમત્કારી અસર કરતી નથી.

વ.—એમ કે! મોરથુથુ આટલું બધું ઉપયોગી છે? વારૂ, આ દવા આટલી બધી ઉપયોગી છે, તો તે કેવી રીતે આપવી તે કહો.

લ.—મોરથુથુનું એક વખતનું પ્રમાણ (dose) ૧ રતીનો ચોવીશમો ભાગ છે, એટલે ૧ રતી મોરથુથુની ૨૪ પડીકીઓ કરવી જોઇએ. એક રતી મોરથુથુ સાથે ૨૪ રતી બાવલનો ગુંદ મેલવવાથી ૨૪ પડીકી બેશ કરી શકાશે. આ પડીકી ઠંડા પાણી સાથે દિવસમાં ત્રણ વાર આપવી.

વ.—બાવલનો ગુંદ સુકવીને પછી ખાંડણીમાં ખાંડી બારીક કરવો કેમ?

લ.—હાસ્તો, એમ કરવું જોઇએ. જુના મરડામાં બાલકોને ખવરાવવાની તેની માતાઓ ઘણીજ ગફલત કરે છે, પણ જુના મરડામાં ખોરાક સંબંધી ખાસ સંભાલ રાખવી જોઇએ.

વ.—એમ તો ખરૂંજ. જો ખાવા કરવાની સંભાળ ન લઈએ તો દવા કરવાની જરૂર શી?

લ.—(૬) બચ્ચાંના મરડાનું બીજું ઔષધ પારા સાથે મેળવેલ ચાક છે. તેની અસર બહુ અજાયબી ભરેલી છે. આ દવાનો ઉપયોગ કરવાથી ઝાડાની ખરાબ વાસ દૂર થાય છે અને રંગ બદલાય છે.

વ.—વાહ! મજાની વાત! ઝાડામાં ખરાબ વાસ છે એમ જાણવામાં આવે તો તમે કહો છો તે દવા આપવાથી ખરાબ વાસ જતી રહે કે? અને મરડાની ધાસ્તી દુર થાય કે?

લ.—હા, આ દવા તેટલાજ માટે વપરાય છે જો ઝાડાનો રંગ જરા ઝાંખો કે માટી જેવો દેખો કે આ દવા આપવાથી તરતજ આ ઝાંખો રંગ બદલાઇને ઝાડાનો સ્વાભાવિક પીળો રંગ થવા માંડશે.

વ.—વારૂ ! બેન આ દવા ઘેર બનાવી શકાય કે નહિ ?

લ.—કેમ ન બનાવી શકાય ? તે દવા બનાવવામાં કાંઈ મુશ્કેલી નથી. ૧ ભાગ પારો ( ચોખ્ખો પારો જોઇએ ) અને ૨ ભાગ ચાક એ પ્રમાણમાં મેળવીને ખરલમાં સારી રીતે ઘુંટી મેળવી દેવાં. પારાની જરા પણ ચમક દેખાય નહીં એવી રીતે મેળવી દેવાં. તેનો રંગ રાખ જેવો થશે. તે તૈયાર થાય ત્યારે તેને એક શીશીમાં ભરીને બુચ મારવું.

વ.—આ દવા કેટલા વજનથી આપવી ?

લ.—ાા રતીથી ૨ રતી સુધી આપી શકાય.

વ.—વારૂ, જે બાળક વારંવાર ઝાડો કરતું હોય અને ઝાડો બહુજ પાતળો પાણી જેવો થતો હોય અને તેમાંથી ખાટી વાસ આવતી હોય તેમજ તેનો રંગ સ્વાભાવિક પીળો ન હોય પણ ઝાંખો કે માટી જેવો રંગ હોય તો તેને " કમ્પાઉન્ડ ચાક " સાથે "પારા મિશ્રિત ચોક" વાળી દવા આપવાથી વધારે સારો ગુણ કરે ના ?

લ.—હા. તમો ઠીક કહો છો. આવા ઝાડાના દરદમાં આ બે દવાઓ સાથે આપવાની તમને સુજેલી આ યુક્તિ ઘણી સારી છે. ઝાડો બંધાય નહિ અને રંગ કુદરતી પીળો ન થાય ત્યાં સુધી દવા ચાલુજ રાખવી; વળી ખોરાકની બાબતમાં દરેક પ્રકારની સાવચેતી અને સંભાળ રાખવી. દરેક માતાએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. ઝાડો બાંધેલો આવવા માંડે અને પ્રથમ કરતાં થોડી વાર આવવા માંડે, એટલાથીજ તેને દુધ આપવા માંડવું તે વાજબી નથી. દુધ આપવાને માટે એટલુંજ બસ નથી. ઝાડાનો રંગ કુદરતી પીળો થયા વિના ઝાડો મટી ગયો, એમ માનવું નહિ. કેમ, સમજ્યાં કે નહિ ? હવે હું જાઉં છું.

# પ્રકરણ ૧૨ મું.

## બાળકનો પગ પહેલો આવે તો શું કરવું ?

લ.—કેમ બેન ! મોતીનો ભાણીયો છે તો સારો ના !

વ.—હા. બેન, ઘરડાનાં પુન્યથી ભાણીયો સારો છે. આવો, બેસો, ઉભાં ક્યાં સુધી રહેશો ? હમણાં તમે દેખાતાં કેમ નથી ? હમણાં કાંઇ નવાજુની તો નથી ના ?

લ.—ના. કાલ રાત્રે હું ઘેર હતી, પછી કોઇને ઘેર એક ગર્ભિણીને પ્રસવ કરાવવા ગઇ હતી.

વ.—ગર્ભિણી કેવી હતી ? કાંઇ વાંકું વસમું તો નહોતું ના ?

લ.—બીજું તો કાંઇ વાંકું વસમું નહોતું. તે ગર્ભિણીના બાળકના પગ પહેલા આવ્યા હતા. પગથી બાળક અવતરે તેમાં બહુ ચિંતા કરવા જેવું નથી હોતું. સગર્ભા પોતાની મેળેજ પ્રસવ કરી શકે છે. ઘણું કરીને તેને દાયણની મદદની જરૂર પડતી નથી.

વ.—બહુ સારી વાત સાંભરી આવી. આગળ તમે મને એકવાર કહ્યું હતું કે બાળક પગેથી અવતરે ત્યારે શું કરવું તે શીખવીશ, તેને ઘણા દિવસ થઇ ગયા.

લ.—એવો વખત આવે ત્યારે એ શીખવાય. વખત ન આવે તો મોડું પણ થાય. તેમાં શો દોષ ? હવે એ સારી રીતે શીખવાની જોગવાઈ આવી છે,

વ.—શી જોગવાઇ આવી છે ?

લ.—હું ગઈ કાલે જે ગર્ભિણીને પ્રસવ કરાવવા ગઇ હતી તેની બધી વાત બહુજ ધ્યાન દઇને તમે સાંભળશો તો બાળકના પગ પહેલા આવે ત્યારે શું કરવું તે તમે શીખી જશો.

વ.—હા. ખરી વાત કહો છો. એ બહુ સારૂં થયું, તમને હમણાં નવરાશ છે ?

લ.—આ વિના મારે બીજું કાંઇ કામકાજ નથી. વળી

એવાં બુદ્ધિશાળી અને આ બાબત શીખી લેવાને ખંતીલાં છો કે તેથી બીજાં કામ હોય તોપણ તે બધાં કામ પડતાં મુકીને પણ તમને શીખવવાની મારી મરજી થાય છે.

વ.—મારા ઉપર તમારી આટલી બધી મહેરબાની છે, એ બહુ સારૂં છે. ત્યારે તો હવે પુરી નિરાંત રાખીને હેઠે જીવે બેસો. તમારી મહેરબાનીથી સીધા પ્રસવની વાત તો હું સારી રીતે શીખી ગઇ છું. વાંકુ વસમું હોય ત્યારે શું કરવું તે પણ સારી રીતે જાણી રાખવું જોઇએ. આડોશપાડોશમાં કોઇની વહુ દીકરીને પ્રસવ વખતે દુઃખ થતું હોય તો જાણતાં હોઇએ તો જરૂર કાંઇને કાંઇ ઉપકાર થઇ શકે.

લ.—કાંઇક ઉપકાર કેમ? ઘણી ગર્ભિણી સ્ત્રીઓને અને તેનાં બાળકોને જીવતદાન આપી શકાય. એના કરતાં બીજું સારૂં કામ કયું છે?

વ.—હા, ખરી વાત કહો છો. જેને તમે પ્રસવ કરાવવા ગયાં હતાં તે ગર્ભિણી શું પેલોઠી§ છે? તેની ઉમર આશરે કેટલી છે? કઇ ન્યાતની છે? તેનું બાળક બચ્યું છે કે નહિં? તેને દીકરો અવતર્યો છે કે દીકરી?

લ.—તે કાયસ્થની દીકરી છે, પેલોઠી છે. તેની ઉમર આશરે સોળ સતર વરસની છે. તેને દીકરો અવતર્યો છે. મા અને દીકરો બંને સાજાંતાજાં છે.

વ.—ત્યારે તો ઠીક. પહેલેથી છેલ્લે લગી તેની બધી હકીકત મને કહો. ગર્ભિણી અને તેનું બાળક એ બેમાંથી કોઇના કાંઇ પણ માઠા સમાચારની વાત સાંભળવામાં આવે તો સારૂં લાગે નહિ. કેમ ખરૂં કહું છું કે નહિ?

લ.—એકવાર નહિં પણ સાત વાર ખરૂં, ગર્ભિણીના મર્મ ગર્ભિણીજ જાણે. બીજાંને એમાં શું ખબર પડે?

વ.—તમે જઇને શું પગ પહેલા આવેલા જોયા?

લ.—ના, પગ પહેલા આવેલા નહોતા. નિતંબ (ઢગરા) આગળ આવેલા હતાં.

---

§ જેને પહેલી સુવાવડ આવે તે પેલોઠી કહેવાય.

**વ.**—એ વળી કેવી રીતે ?

**લ.**—ભોંયને-જમીનને-નિતંબ (ઢગરા) અડકાડીને બંને પગ ઉંચા કરીને બેસવાથી જેમ નિતંબ નીચેની તરફ રહે છે, તેમ પેટમાં છોકરૂં પણ રહે છે.

**વ.**—તેનું ચિત્ર પાડી બતાવો તો સારી રીતે સમજાય.

**લ.**—આ જુઓ.

**આકૃતિ ૫ મી.**



કમળમાં નિતંબ-ઢગરાં-પ્રથમ આવે છે તે દર્શાવનારૂં ચિત્ર.

**વ.**—હા, હવે તો બરાબર સમજી. પહેલાં નિતંબ ( ઢગરા ) આવ્યા હતા ? તમે તો પહેલા પગ આવવાનુ કહેતાં હતાં ને ?

**લ.**—હા. પહેલા પગ આવવાનુંજ મેં તમને કહેલું હતું. નિતંબ, ઢીંચણ કે પગ એ ત્રણમાંથી ગમે તે એક પ્રથમ આવે તોપણ પહેલા નિતંબ આવ્યા છે, એમ કહેવાય છે.

**વ.**—કેમ ? એનું શું કારણ ?

**લ.**—ગર્ભિણીને પ્રસવ કરાવવાનો ઉપાય એ ત્રણેમાં એકજ

છે, મતલબ કે બાળકના નિતંબ પહેલા આવ્યા હોય ને જે રીતે પ્રસવ કરાવાય, તેજ રીતે ઢીંચણ કે પગ આગળ આવ્યા હોય તોપણ પ્રસવ કરાવાય છે,

વ.—હવે હું એ સારી રીતે સમજી. ઠીક. પણ પહેલા પગ આવે ત્યારે એક સાથે બંને પગ આવે છે કે પહેલો એક પગ આવીને પછી બીજો આવે છે ?

લ.—તેનો કાંઇ ચોક્સ નિયમ નથી. એક સાથે બે પગ પણ આવે, અને એક પણ આવે. તેમજ એક સાથે બંને ઢીંચણ પણ આવે.

વ.—નિતંબ, ઢીંચણ કે પગ પહેલા આવવાના હોય તો તે શી રીતે જાણી શકાય ?

લ.—એ જાણવાની ઘણી રીતો છે, પણ હાથ લગાડી જોવાથી એ વાત ઘણીજ સારી રીતે જાણી શકાય છે.

વ.—હાથ લગાડી જોવાથી શી રીતે જાણી શકાય, તે કહો.

લ.—પહેલા નિતંબ આવવાના હોય તો પરપોટો ફુટયા પહેલાં ઘણે ભાગે કાંઇ પણ જાણી શકાતું નથી. માત્ર બાળકની પૂંઠ ઉપરનું હાડકું અને બરડાની કરોડનો નીચલો ભાગ હાથ લગાડવાથી જણાય છે. પરપોટો ફુટયા પછી હાથ લગાડવાથી કમળ ( જરાયુ ) ના મોંમાં બાળકના બંને નિતંબ ( ઢગરા ) અને પૂંઠ ચોખ્ખી રીતે જણાય છે. પૂંઠની પાસેનો ભાગ બરાબર તપાસવાથી દીકરા અથવા દીકરીનું ખાસ ચિન્હ પણ માલમ પડી આવે છે. હાથથી અંડ (ગોળીઓ) જણાઇ આવે તો પછી કોઇ રીતનો શક રહેતોજ નથી. એટલે દીકરોજ છે એમ તરતજ સમજાઈ જાય છે.

વ.—ઠીક, મોં અને પૂંઠ એ બેની રચના લગભગ સરખી જેવીજ છે. તો પછી મોં છે કે પૂંઠ છે એ અનુમાનથી શી રીતે જાણી શકાય ?

લ.—તે જાણવાનો પણ રસ્તો છે. મોં કરતાં પૂંઠ નાની હોય છે. વળી મોંમાં આંગળી અડે તો જીભ અને જડબું જણાઇ આવે

છે. મૂંઠમાં આંગળી જાય તો આંગળી દબાય છે. નિતંબ પહેલા આવવાના હોય તે શી રીતે જાણી શકાય, તે વાત તો હવે તમે સારી રીતે સમજ્યાં કે નહિ ?

વ.—હા, એ વાત તો સારી રીતે સમજાઈ ગઇ. હવે ઢીંચણ પહેલા આવવાના હોય તે શી રીતે જણાય તે કહો.

લ.—તે પણ હાથ લગાડવાથી સારી રીતે જાણી શકાય છે. હાથ લગાડવાથી ઢીંચણની બંને બાજુએ ટેકરા જેવાં બે સારાં ગોળ હાડકાં, તે બે ટેકરાની વચમાં ખોલ, અને સાથળ અને પગના નળાની સંધિ એ બધું સારી રીતે જણાઈ આવે છે. આ બધું જાણવાથી પહેલા ઢીંચણ આવશે એમ જાણી શકાય છે. કેમ સમજ્યાં કે નહિ ?

વ.—હા, એ ખરૂં. પણ પગની ઘુંટી, કોણી અને કાંધની સાથે ઢીચણનો ગોટાળો થઇ શકે ખરો. એટલે પગની ઘુંટી, કોણી અને કાંધ હોય તોપણ ઢીંચણ છે એમ વખતે ભૂલ થઇ જાય કે કેમ ? અનુમાનથી આવી ભૂલ ન થઈ જાય ?

લ.—હા, એવી ભૂલ વખતે થાય ખરી, પણ તે બધું જાણવાની સારી યુક્તિ છે.

વ.—તે યુક્તિ કઇ ?

લ.—તે કહું છું. પહેલા ઘુંટી લ્યો. ઢીંચણની બન્ને તરફ બે ટેકરા છે. અને ઘુંટીની આસપાસ નથી. ત્યાર પછી કોણી લ્યો. તેમાં સળંગ એક લાંબું હાડકું હોય છે. પછી ગરદન લ્યો. ગરદન ઉપર ફક્ત એકજ ટેકરો હોય છે. અને ટેકરાથી આસ્તે આસ્તે આગળ પાછળ હાથ ફેરવી જોવાથી ઉપર ગળાની હાંસડીનું હાડકું અને પાછળ બરડાની કરોડનો ઉપરનો ભાગ જણાય છે. આવો તફાવત હોવાથી ગોટો કેમ થાય ? ઘુંટી, કોણી અને કાંધના આકાર અને તેની આસપાસનાં હાડકાં કરતાં ઢીંચણના આકારમાં અને તેની આસપાસના હાડકામાં જે તફાવત છે તે બરાબર ધ્યાનમાં હોય તો પછી ભૂલ થાયજ નહિ.

વ.—હા ખરૂં કહો છો. આ બધા અવયવોની રચનાનું સારૂં જ્ઞાન ન હોય તેણે દાઈયણનું કામ કરવું, એ લગભગ નકામા જેવું છે. તમે જે સમજાવ્યું તેનું બરાબર જ્ઞાન હોય તો નાનું છોકરૂં પણ એ વાત સમજી શકે. અને સમજે તો ભૂલ થાયજ નહિ. ઠીક, હવે પગ પહેલા આવવાના હોય તો તે શી રીતે જાણવામાં આવે, તે કહો.

લ.—તે જાણવાનો તો બહુજ સહેલો ઉપાય છે. પગનો આકાર એવો છે કે હાથ સિવાય બીજા કોઇ અંગની સાથે તેનું સરખાપણુંજ નથી. તેથી પગને બદલે હાથ માનવાનીજ ભૂલ થવાનો સંભવ છે. બીજી કશી પણ ભૂલ થવાનો સંભવજ નથી.

વ.—બહુ સારૂં. પણ તે ભૂલ ન થાય એમ તો થવું જ જોઇએ ના.

લ.—એમાં શી ફીકર છે. એ તો તમને હમણાં જ એવી રીતે સમજાવી દઉં કે પછી ભૂલ જ ન થાય. એકે એકે જે કહું તે બરાબર ધ્યાનમાં રાખો.

(૧) પગની આંગળીઓ ઓળખવી બહુ સહેલી છે. અંગુઠાથી તે છેલ્લી આંગળી લગીની દરેક આંગળી એક પછી એક નાની હોય છે. પણ હાથની આંગળીઓમાં તેમ નથી. તેતો નાની મોટી હોય છે.

(૨) પગના અંગુઠાની પાસેજ તેની બીજી આંગળીઓ હોય છે. પણ હાથના અંગુઠાથી આંગળીઓ ઘણી છેટી હોય છે. હાથનો અંગુઠો બીજી બધી આંગળીઓથી જુદી રીતનો હોય છે. હાથની આંગળીઓ અંગુઠાની હારમાં નથી હોતી પણ સામી હોય છે.

(૩) હાથના કરતાં પગની બનાવટમાં દેખીતોજ ઘણો ફેર હોય છે. પગનો અંગુઠો અને બીજી આંગળીઓ એકજ હારમાં હોય છે. તેમજ પગનો અંગુઠો બીજી આંગળીઓં કરતાં ઘણોજ મોટા અને ગોળ હોય છે.

(૪) પગનાં તળીયાંની પેઠે હાથે કાંઇ હોતું નથી. હાથ જેમ બાવ-

ડાંની સાથે સળંગ જોડાયેલ છે તેમ પગનો નળો અને તળીઉં એક સાથે જોડાએલાં નથી. વળી હાથના કરતાં પગ ઘણા ભારે હોય છે. અને હાથના જેટલા ખુલ્લા પણ નથી હોતા.

વ.—વાહ બેન, વાહ ! તમારી બુદ્ધિને સાબાશ છે ! કેવી મજાની યુક્તિ શીખવી ? તમારા ગુણ ગણતાં પાર આવે તેમ નથી.

લ.—આગળ જે જે યુક્તિ તમને કહી, તે સિવાય પણ કેટલાંક એવાં ચિન્હ છે કે જેથી બાળકના પગ આગળ આવશે કે ઢીંચણ આગળ આવશે એ જાણી શકાય.

*વ.—જો એવાં ચિન્હ હોય તો તે સઘળાં કહી બતાવો. બાકી શા માટે રાખો છો ? બધાંએ એકે એકે કહી બતાવો.

લ.—ત્યારે સાંભળો, કહું છું. વેણ આવવા માંડે ત્યારે પ્રસૂતાના પ્રસવના દ્વારમાં હાથ રાખવાથી પાસે જો બાળકનું શરીર ન જણાય તો ઢીંચણથી અથવા પગથી પ્રસવ થશે એમ નક્કી જાણી રાખવું. આગળ માથું અથવા નિતંબ આવવાના હોય તો એમ થાયજ નહિ.

વ.—શું કહો છો ? આ ઘણીજ સારી યુક્તિ ! હવે એવી બીજી કોઇ યુક્તિ છે કે નહિ ?

લ.—એવી બીજી યુક્તિ પણ છે. ઢીંચણ કે પગ પહેલા આવવાના હોય ત્યારે જે કોથળીમાં પાણી રહે છે, તે કોથળીનો આકાર ઘણો લાંબો હોય છે. પહેલા પગ બહાર આવે ત્યારે પણ આ કોથળી ઘણીજ લાંબી દેખાય છે. વળી જ્યારે પહેલા નિતંબ, ઢીંચણ કે પગ આવવાના હોય ત્યારે આ કોથળી બહુ ઢીલી હોય છે. માથું પહેલાં આવતાં જેવી તંગ હોય તેવી તંગ હોતી નથી. તમને આગળ* પણ કહી ગઇ છું કે બાળકનું માથું નીચેની તરફ હોય તો પેટના ઉપરના ભાગમાં બાળક ફરકે, અને પગ નીચેની તરફ હોય તો બાળક પેટના હેઠળના ભાગમાં ફરકે.

વ.—તમારી બધી યુક્તિઓ કહેવાઇ ગઈ કે, હજી કાંઈ બાકી છે?

---

* પૃષ્ઠ ૬૩ જુઓ.

લ.—હા. લગભગ ઘણી ખરી કહેવાઈ ગઈ. એકજ વાત હવે કહેવાની બાકી છે.

વ.—ઠીક, ત્યારે તે કહો.

લ.—તમને આગળ કહી ગઇ છું કે, માથું પહેલાં આવવાનું હોય ત્યારે પરપોટો ફુટીને એકદમ બધું પાણી બહાર આવી જતું નથી. પરપોટો ફુટતાંની સાથેજ, માથું નીચું આવે, તેથી થોડીકવાર પાણી પડે અને પછી પાણી પડતું બંધ થઇ જાય. પણ નિતંબ, ઢીંચણ કે પગ પહેલાં આવવાના હોય ત્યારે પરપોટો ફુટયા પછી આ પ્રમાણે પાણી વહે નહિ. ડશીયો[1] ફુટયો એટલે પાણી પડવા માંડે ને બધું પાણી થઇ રહે ત્યાં લગી પાણી પડયાં જ કરે. વળી તે પાણી ઉતાવળથી વહે નહિ. આમ થાય ત્યારે જાણવું કે નિતંબ, ઢીંચણ કે પગ પહેલા આવશે. કેમ સમજાયું કે નહિ?

વ.—હા. એ તો બહુજ સારી રીતે સમજાયું. આવું સાફ કહો એટલે તો નાનું છોકરૂં પણ તે વાત સારી રીતે સમજી શકે.

લ.—ઠીક, બેન ઠીક, પણ જ્યાં સુધી બરાબર ન સમજો ત્યાં સુધી મને ફરી ફરીને પૂછજો.

વ.—સમજ્યા વિના તે હું હા પાડું ? શીખી લેવાથી મને ફાયદો છે કે તમને ? ઠીક, પણ અત્યારે આ કહેવાનું શું કારણ ?

લ.—તેનું ખાસ કારણ છે. અત્યાર સુધીમાં પ્રસુતાના[2] પ્રસવ સંબંધે જે જે કહેવામાં આવ્યું છે, તેમાં કશી મુશ્કેલી નથી. એમાં સ્વાભાવિક પ્રસવની વાત કહેવામાં આવી છે. હવેની વાત વાંક વસમા પ્રસવની છે. બાળકનો હાથ કે પગ પહેલો આવે ત્યારે પ્રસુતાને પ્રસવ કરાવવામાં દાઇપણુની બહુ ચતુરાઇનો ખપ પડે છે, તેથીજ કહું છું કે હવેની વાતમાં ખૂબ ધ્યાન આપવું. અને તે બરાબર મનમાં ઉતારવું.

વ.—હું તે બરાબર મનમાં રાખીશ, અને હમેશાં તે બાબતનો ઉંડો વિચાર કર્યા કરીશ.

---

૧ ડશીઓ—પ્રસવ પહેલાં પરપોટો ફુટે છે તે. ૨ જણનાર સ્ત્રી.

લ.—હવે બાળકના નિતંબ, ઢીંચણ કે પગ પહેલા આવે તો પ્રસૂતા શી રીતે પ્રસવ કરે તે કહું છું. ધ્યાન દઇને સાંભળો.

વ.—કહો. એ જાણવાની જ ખરેખરી જરૂર છે.

લ.—એવી પ્રસૂતાને પ્રસવ થવાનો હોય ત્યારે, પાણીની કોથળી અથવા થેલીને સાચવી રાખવાની મહેનત કરવી એ દાઇયણનું મોટામાં મોટું કામ છે. અને તેટલા વધારે વખત સુધી થેલીમાં પાણી રાખવાની મહેનત કરવી. ઢીંચણ કે પગ પહેલા આવવાના હોય ત્યારે એ પાણી સાચવી રાખવાની મહેનત કરવામાં આવી હોય, અને પાણી રહે તો પછી કામ ઘણુંજ સહેલું થઇ જાય છે.

વ.—કેમ બેન! પાણીની થેલી સાચવી રાખવાની વાત આટલો બધો ભાર દઇને શા માટે કહો છો ?

લ.—એમ કેમ પૂછો છો? બધું ભૂલી ગયાં ? સંભારી જુઓને ! તમને આ* પહેલાં પણ કહી રાખેલું છે કે પાણીની થેલી વારે વારે નીચી આવ્યા કરે તેથીજ જરાયુનું† મોં સારી રીતે ખુલ્લું થાય છે.

વ.—હા એ તો કહેલું છે ખરૂં.

લ.—ત્યારે ! પહેલું માથું આવે તો પણ જ્યાં કમળનું મોં ઉઘડવા સારૂ પાણીની થેલી સાચવવાની જરૂર છે, ત્યાં પછી પહેલાં નિતંબ, ઢીંચણ કે પગ આવવાના હોય ત્યારે પાણીની થેલી સાચવવાની જરૂર હોયજ, એમાં શી નવાઇ?

વ.—હા. એ ખરૂં, માથું આટલું બધું કઠણ, ગોળ અને મોટું હોવા છતાં પણ પાણીની થેલીમાંના પાણીની મદદ વિના કમળનું મોં ઉઘાડું થઇ શકતું નથી. તો પછી કોથળીમાંનું પાણી પહેલેથીજ બહાર આવી ગયું હોત તો તો નિતંબ, ઢીંચણ કે પગવડે જરાયુનું મોં શી રીતે ઉઘડે ?

લ.—હા, બરાબર. સમજ્યાં છો. હવે તમને એ સમજાવવું પડે તેમ નથી. ત્યારે હવે ખૂબ યાદ રાખજો કે બાળકના નિતંબ, ઢીંચણુ કે પગ પહેલા આવે તેમ હોય તો તે વખતે ખુબ સંભાળ

---

* પાંચમા પ્રકરણનો છેલ્લો ભાગ જુઓ. † કમળ.

રાખીને પાણીની થૈલીને સાચવવી અને કમળનું મોં સારી પેઠે ઉઘડે નહીં, ત્યાં સુધી પાણી વહી જવા દેવું નહિં. પાણીની થેલી આખી આબાદ હોય, એટલે પાણી જરા પણ વહી ગયેલું ન હોય એવી સ્થીતિમાં પ્રસવ કરાવવો હોય તો ઘણીજ સગવડ થાય, પણ એમ બનવું કાંઇ સહેલું નથી; ઘણું કરીને તો એમ થતુંજ નથી.

**વ.**—બહુ સારૂ, ત્યારે દાઇયણનું પહેલું કામ તો એ છે કે, પાણીની કોથળીને સંભાળી રાખવી. પછી જ્યારે ડશીયો ફુટે, અને પાણી આવવા માંડે ત્યારે શું કરવું ?

**લ.**—ડશીયો ફુટયા પછી બાળક પોતાની મેળેજ બહાર આવે. ડુંટી લગી છોકરૂં બહાર આવે ત્યાં સુધી દાઇયણે કાંઈ કરવું નહિં. માત્ર પ્રસવનાં દ્વારની નીચે હાથ દઇ રાખવો. તે જગ્યાએ ધક્કો ન લાગે તેટલા માટે બાળકનું અંગ જેમ જેમ બહાર આવતું જાય તેમ તેમ સ્ત્રીના પેટની તરફ ઉંચુ કરી ઝાલી રાખવું. જેટલી દોડાદોડ ઓછી થાય તેટલો લાભ થાય છે, જલદી પ્રસવ થઇ જાય, એવી કાંઈ પણ મહેનત કરવી નહિં.

**વ.**—કેમ ?

**લ.**—પગથી તે ગળાં સુધીનું આખું શરીર બહાર આવતાં જેમ વાર લાગે, તેમ માથું વગર મુસ્કેલીએ બહાર આવે.

**વ.**—એમ કેમ થાય ?

**લ.**—પગથી તે માથા સુધી શરીર ક્રમે ક્રમે મોટું છે કે નહિ ?

**વ.**—હા, તે તો ઉઘાડું જ છે; પગનાં તળીયાં કરતાં પીંડી મોટી, પીંડી કરતાં સાથળ મોટા, સાથળ કરતાં નિતંબ મોટા, પેટ કરતાં છાતી મોટી, આ વાત તો ખરી.

**લ.**—ત્યારે જુઓ, જેમ જેમ ધીમે ધીમે નાનેથી મોટાં અંગ કમળના મોંમાંથી બહાર આવતાં જાય, તેમ તેમ કમળનું મોં જરૂર સારી પેઠે ઉઘાડું થતું આવે. કેમ, સમજી શકો છો ના ? અને કમળનું મોં પુરેપુરૂં ઉઘડેલું હોય તો માથું સહેલથી બહાર આવે. એમાં તો કાંઇ કહેવાનું જ નથી.

**વ.**—હવે બરાબર સમજાયું. હવે ફરી કહેવું પડશે નહિં. કોઇ પણ રીતે માથું બહાર આવી જાય તો પછી શરીર બહાર આવવામાં કશી પણ અડચણ પડે નહિં. તેમ જ કાંઇ દુઃખ પણ થાય નહિં. તેથી બાળકનું માથું પહેલું બહાર આવે તો શરીર સહેલથી બહાર આવે, કશું દુઃખ થાય નહિં. પણ પહેલું શરીર આવે તો માથું આવવું ઘણું જ કઠણ અને તેવે સમે પ્રસૂતાને દુઃખ પણ થાય. તેથી જ પગથી તે ગળાં સુધીનું શરીર ક્રમે ક્રમે અને ધીમે ધીમે બહાર આવે એ ઘણું સારૂં છે. એથી કમળનું મોં સારી પેઠે ઉઘડવાની સગવડ થાય છે. કમળનું મોં ઉઘડવાથી માથું સહેજે બહાર આવે છે. એ જ તમારે કહેવાનું છેની ?

**લ.**—હા, મારે એજ તમને કહેવાનું છે. તમારી બુદ્ધિથી મને બહુ આનંદ થાય છે, અને તેથીજ તમને શીખવતાં મને બહુજ મજા પડે છે. કોઈ બાબત કઠણ હોય તોપણ એકવાર શીખવતાંજ તમે શીખી જાઓ છો. તમારી બુદ્ધિની બલિહારી છે. તમારી બુદ્ધિની વાત હું ક્યારે પણ ભૂલીશ નહિં.

**વ.**—તમે કહ્યું હતું કે જ્યાં લગી બાળકની ડુંટી સુધીનો ભાગ બહાર ન આવે ત્યાં સુધી દાઇયણે કાંઇ પણ કરવાનું નથી, પણ ડુંટી સુધીના ભાગનો પ્રસવ થતાં ઘણી વાર લાગે તો શું કરવું ?

**લ.**—ઘણી વાર લાગે તો ઉપરાઉપર, તરતાતરત વેણો આવે એવો ઉપાય કરવો.

**વ.**—શું કરવાથી તરતાતરત વેણો આવે ?

**લ.**—કેમ ? ઇપિકાની વાત ભૂલી ગયાં કે ?

**વ.**—હા, ભૂલી ગઇ ખરી. વેણો બંધ થઇ જાય, અથવા ધીમી પડી જાય ત્યારે ઇપિકા આપવું જોઇએ, એમાં કાંઇ વિચાર કરવાનો નથી, એ વાત હું ભૂલી ગઇ ખરી.

**લ.**—હમણાં ભૂલી ગયાં, એમાં કાંઇ નુકસાન નથી. પણ ભલાં થઇને ખરે વખતે ભૂલશો માં હો ?

**વ.**—સારૂં ! બેન સારૂં ! શીખેલાં હોઇએ, સાંભળ્યું હોય, તેનો ઉપયોગ કરવાનો વખત આવે ત્યારે તે ભૂલી જવાય તો તે શીખવા સાંભળવાનો શો લાભ ? એ તો ઠીક, પણ એ ઓસડ કદાચ પાસે ન હોય તો દાઇયણે શું કરવું ?

**લ.**—તેનો પણ માર્ગ બતાવું. પગથી તે ડુંટી સુધીનાં ભાગમાં નિતંબ આવતાં મુસ્કેલી પડે છે. પગ આવ્યા પછી જો નિતંબ આવી જાય તો ડુંટી સુધીનો ભાગ પોતાની મેળેજ બહાર આવી જાય છે. તે તો તમે જાણો છોની ?

**વ.**—હા, તે તો સારી રીતે જાણું છું.

**લ.**—ત્યારે તો બાળકના પગ બહાર આવ્યા પછી ડુંટી સુધીનો ભાગ બહાર આવતાં જો વાર લાગે તો નિતંબનો પ્રસવ દાઇયણે કરાવવાની જરૂર છે.

**વ.**—બરાબર હવે હાથ લગાડીને બાળકના નિતંબનો પ્રસવ શી રીતે કરાવવો, તે કહો જોઉં !

**લ.**—બાળકની *કૂચકીમાં એક આંગળી નાખીને ધીમે રહીને એવી રીતે તાણવું કે જેથી નિતંબનો પ્રસવ થઇ જાય. તેથી પ્રસૂતાને કોઈ પણ રીતની પીડા થતી નથી.

**વ.**—કયા હાથની આંગળી નાંખીને તાણવું ?

**લ.**—જે હાથ કેળવાએલો હોય એટલે જે હાથ બળ કરે તેવો હોય તેની આંગળી નાખવી.

**વ.**—કૂચકીમાં આંગળી નાંખીને તાણવાથી નિતંબ શી રીતે બહાર આવે ? આંગળીમાં શું એટલું બધું જોર હોય છે ?

**લ.**—અરે શું આંગળીમાં થોડું જોર છે ? બળ કરીને કૂચકીમાં આંગળી નાંખીને ખેંચવાથી નિતંબ બહાર આવી જાય, એમાં તમને શી નવાઈ લાગે છે ?

**વ.**—બાળકના નિતંબ બહાર કાઢવા માટે કૂચકીમાં આંગળી

---

* **કુચકી-સાથળ તથા પેડુની વચ્ચેની પોલ.**

નાખીને જ્યારે તાણવામાં આવે ત્યારે પ્રસૂતાનાં પ્રસવનાં દ્વાર નીચે હાથ રાખવો જોઇએ કે નહિં ?

લ.—હા, હા, હાથ તો રાખવોજ જોઇએ. હાથ રાખ્યા વિના કોઇ પણ પ્રસૂતાને પ્રસવ કરાવવો જ નહિં. બાળકનો પ્રસવ થવાનો હોય તે વખતે પ્રસવનાં દ્વારની નીચે હાથ રાખવો જ જોઇએ. આ વાત કદિ પણ ભૂલશો નહિં.

વ.—બાળકની ડુંટી બહાર આવ્યા પછી શું કરવું તે કહો.

લ.—બાળકની ડુંટી સુધીનો ભાગ બહાર આવ્યા પછી દાઇયણે બહુજ સંભાળ રાખવાની છે.

વ.—કેમ બેન કેમ ?

લ.—બાળકની ડુંટીથી તે પ્રસૂતાના પેટમાંની ઓર સુધી એક નાડી છે, તે તો તમે જાણો છો ને ?

વ.—હા તે કેમ ન જાણું ? એટલી ખબર ન હોય એવું તે હોય ?

લ.—જ્યાં સુધી બાળક પેટમાં હોય છે, ત્યાં સુધી તે નાડીમાંજ તેનો પ્રાણ હોય છે, તે તમે જાણો છો કે નહિ ?

વ.—હા એ પણ સારી રીતે જાણું છું,

લ.—પ્રસૂતાના પેટમાંની ઓરમાંથી આ નાડીને માર્ગે બાળકનાં શરીરમાં લોહી જા આવ કરે છે તેથીજ બાળક જીવી શકે છે, અને દિવસે દિવસે દિવસે મોટું થતું આવે છે.

વ.—ઠીક, નાડી તો એક હોતી નથી. ઘણી વીંટાયલી હોય તેમ દેખાય છે.

લ.—હા, ખરૂં. નાડી એક નથી હોતી, પણ ત્રણ હોય છે. બે નાની અને એક મોટી. નાની બંને નાડીઓ મોટી નાડી સાથે વીંટાયેલી હોય છે.

વ.—ત્રણ નાડી હોવાનું શું કારણ ?

લ.—તે કહું છું, નાની બે નાડીઓ વાટે બાળકના શરીર-

માંનું મેલું લોહી ઓરમાં જાય છે અને ઓરમાંથી ચોખું લોહી મોટી નાડી વાટે બાળકના શરીરમાં આવે છે.

**વ.**—ઠીક ત્યારે એ લોહીની જા આવમાં કાંઇક ગોટાળો થાય તો તો છોકરૂં માર્યું જાય. નહિ ?

**લ.**—હા. માર્યુંજ જાય. અને તેથીજ હું કહું છું કે બાળક ડુંટી સુધી બહાર આવ્યા પછી દાઇયિણે ઘણીજ સંભાળ રાખવાની છે, નહિ તો ડુંટીથી ગળા લગીનો ભાગ બહાર આવતાં નાડી દબાય તો બાળક માર્યું જાય.

**વ.**—નાડી ઉપર દબાણ શી રીતે આવે ? નાડી દબાય કેમ ?

**લ.**—તે કહું છું. કમળના મોંમાંથી બાળકનું શરીર બહાર આવવાને વખતે શું કોઈ તરફ કમળ ઉઘાડું રહે છે ?

**વ.**—ના, બાળકનું શરીર બહાર આવતાં કમળનું મોં જરા પણ ઉઘાડું રહેતું નથી. તેમાં આંગળી નાખી શકાય તેટલી પણ જગ્યા રહેતી નથી,

**લ.**—ત્યારે હવે જુઓ. પેટ અને છાતી બહાર આવવાને વખતે નાડી ઉપર દબાણ થાય કે નહિં ?

**વ.**—હા, તેનાપર સારી રીતે દબાણ થાય. એ તો મેં જોએલું પણ છે. માત્ર દબાણ થાય છે એટલુંજ નહિં પણ બાળકની નાડીપર હાથ લગાડવાથી તે લોહીથી ભરાઇ ગયેલી જણાય છે, અને ઘણું કરીને એમજ થાય છે.

**લ.**—સંભાળ રાખવામાં ન આવે તો આ દબાણથી બહુ ખોટું થાય.

**વ.**—ઠીક, પણ નાડી ઉપર દબાણ ન થાય તેનો કાંઇ ઉપાય છે ખરો ?

**લ.**—ઉપાય ન હોય એમ તે કાંઇ હોય ?

**વ.**—ત્યારે તે ઉપાય મને કહો જોઇએ ?

**લ.**—સાંભળો, કહું છું. જ્યારે છોકરૂં ડુંટી સુધી બહાર આવી

જાય ત્યારે નાડીને બહુજ સંભાળથી ધીમે ધીમે તાણી લેવી,

વ.—આ પ્રમાણે નાડી તાણી લેવાથી શું થાય ?

લ.—નાડી દબાવાની બીક ન રહે, કેમ, કાંઇ પૂછવા જેવું છે ?

વ.—ના, એમાં તો કાંઇ પૂછવા જેવું રહેતું નથી. સારી રીતે સમજું છું. નાડીનું ઘુંચલું કરીને લઈ લેવાથી તેનાપર શી રીતે દબાણ થાય ? બાળકની છાતી અને પેટની સાથે નાડી સરખી ન રહેવાથી નાડીપર દબાણ આવે નહિ. કેમ ! ખરૂં કે નહિં ?

લ.—હા, તમે સારી રીતે સમજ્યાં છો.

વ.—પછી શું કરવું ?

લ.—કયે ઠેકાણે એ નાડીનું ઘુંચલું રાખવાથી મુદ્દલ દબાણ ન આવે, એ પછી જોવું.

વ.—એવું ઠેકાણું કયું ?

લ.—એવું ઠેકાણું છે.

વ.—મને સુઝતું નથી, બતાવોને બેન !

લ.—ધ્યાન દઈ સાંભળો. પ્રસૂતાના પેટમાં બરડાની કરોડના અંદરની તરફ પીઠની દાંડીમાં એક હાડકું છે. કમળમાં હાથ લગાડવાથી એ હાડકું માલમ પડી આવે છે. બે હાડકાંની બે બાજુએ બરાડાની કરોડમાં લાંબી જેવી ખોલ હોય છે. આ ખોલમાં નાડી વીટીને રાખવી. આ ઠેકાણે રાખવાથી નાડી ઉપર જરા પણ દબાણ થવાની બીક રહેશે નહિં.

વ.—એ જગ્યાએ નાડી ઠીક કેમ રાખી શકાય ?

લ.—કેમ ! એ કાંઇ કઠણ કામ નથી. કમળને ડાબે પડખે અથવા જમણે પડખે ન રાખતાં નાડીનું ઘુંચળું જરાક ઉપરની તરફ રાખવું.

વ.—ઉપરની તરફ વળી કઈ રીતે ?

લ.—ઉપરની તરફ કહું છું, એટલે એમ કે કમળના મોંમાં હાથ નાંખીને નાડીનું ઘુંચળું ડાબે પડખે કે જમણે પડખે ન રાખતાં

જરાક દૂર હાથ સેરવી દઇને ડાબે કે જમણે પડખે રાખી દેવું. કેમ, હવે બરાબર સમજ્યાં ?

વ.—હા. સારી રીતે સમજી ગઈ. હવે ફરી કહેવું નહિ પડે. હવે બીજું શું કહો છો ?

લ.—કહું છું સાંભળો, બાળક અવતરતી વખતે તમે ક્યારે પણ નાડ ઉપર હાથ રાખી જોયો છે ?

વ.—હા, મેં હાથ રાખી જોયો છે. બે આંગળી નાળ ઉપર રાખી ધીમેથી જરાક ભાર દઇને જોવાથી તે બે આંગળીઓની નીચે ધબકારા થતા સંભળાય છે.

લ.—એ ધબકારા શેના થતા હશે, તે તમે જાણો છો ?

વ.—નાડીમાં લોહીની આવજા થયા કરે છે, તેથી એ ધબકારા થાય છે.

લ.—બરાબર કહો છો. જ્યાં લગી નાડીના આ ધબકારા ચાલતા હોય, ત્યાં સુધી કોઈ રીતની બીક નથી, અને ત્યાં સુધી દાઇયિણને કાંઈ કરવાનું પણ નથી.

વ.—શું કહો છો ? એ તો ઘણી સારી યુક્તિ તમે બતાવી !

લ.—હા, એ ઘણી જ સારી યુક્તિ છે. બાળક ડુંટી સુધી બહાર આવે ત્યારે નાળ ઉપર દબાણ ન થાય એવો ઉપાય કરીને દાઇયિણે પ્રસૂતાની પાસે છાનાંમાનાં બેશી જ રહેવું. નાળમાં લોહી જા આવ કર્યાં કરે છે કે નહિ, તેજ તેણે વારંવાર જોતાં રહેવું. નાળને હાથ લગાડી જોવાથી આ વાત સારી રીતે જાણી શકાય છે. નાળ ઉપર દબાણ ન આવે તેને માટે શું ન કરવું, તે તો તમારા લક્ષમાં છે ના ? ભૂલ્યાં તો નથી ના ?

વ.—એ તો ભૂલું ! આટલી બધી મહેનત લઇને તમે મને એ વાત શીખવી છે, તે ભૂલી કેમ જવાય ! ત્યારે જ્યાં સુધી નાળમાં સારી રીતે ધબકારા થતા હોય, ત્યાં સુધી તો દાઇયિણે કાંઈ જ કરવાનું નથી.

લ.—ના. કાંઇજ કરવું નહિ. વારંવાર નાળ ધબધબ ચાલે છે કે નહિ, તેજ માત્ર તપાસ્યાં કરવું. અને નાળના ધબકારા ક્રમે ક્રમે થાય છે કે નહિ એ પણ જોતાં રહેવું.

વ.—બરાબર કહો છો, આ બન્ને બાબત તપાસતાં રહેવું. નાડીના ધબકારા થયા કરે છે કે નહિ, તે જાણવું જોઇએ. એ ઉપરાંત નાળના ધબકારા ક્રમે ક્રમે થાય છે કે નહિ, એ જાણવું તો ઘણુંજ જરૂરનું છે. કારણ કે એમ બનવાથી જાણી શકાય કે પ્રસૂતાને ઝટ પ્રસવ નહિ થાય, તો બાળક માર્યું જશે.

લ.—વાહ! બહુ સારૂં સમજ્યાં છો! આમ ન સમજતાં હો તો શીખવવામાં શી મજા પડે? જે મારે કહેવાનું હોય તે તમે અગાઉથીજ જાણી જાઓ છો.

વ.—બાળકનો ડુંટી લગીનો ભાગ બહાર આવ્યા પછી બાકીનો ભાગ બહાર લાવવામાં તો ઘણી સરલતા છે.

લ.—શી રીતે સરળતા છે?

વ.—પગ ઝાલીને તાણવાથી બાળકનો બાકીનો ભાગ સપાટાબંધ બહાર આવી જાય.

લ.—સત્યાનાશ કાઢ્યું તમે તો! એ તો નખોદ ગયાની વાત છે! એ વાત કોઇ દિવસ મનમાં પણ લાવશો નહિ.

વ.—એમાં શો દોષ છે?

લ.—શો દોષ છે, તે કહું છું, સાંભળો બાળકની છાતી ઉપર તેનાં બાવડાં અને હાથ એવી રીતે રહેલાં હોય કે તાણવાથી તે ખસી જઇને માથાની બે બાજુએ અથવા માથાની પાછળ જઇ પડે.

વ.—ધારો કે કદાચ તમે કહો છો તેમ પડે તો તેમાં શું નુકશાન?

લ.—નુકશાન કાંઇ જેવું તેવું નહિ. બાળક માર્યું જાય.

વ.—શી રીતે માર્યું જાય?

લ.—પહેલા પગ આવે ત્યારે એકલું માથું આવવામાં પણ

મુશ્કેલી છે. તો પછી માથાની સાથે બાવડાં[1] અને હાથ ભેળા આવે તો તો પ્રસૂતા પ્રસવ કરી શકે જ નહિ. કદી હથીઆર વાપરવાથી પ્રસવ તો થાય, પણ બાળક તો જીવતું અવતરી શકે જ નહિ.

**વ.**—અરર ! ત્યારે તો પગ ઝાલીને તાણવામાં તો ઘણું નુકસાન છે. ઠીક. પણ માથાની બન્ને બાજુએ હાથ આવી જાય, તે શી રીતે આવે તે મને સમજાતું નથી.

**લ.**—કેમ ! એમાં શું સમજાતું નથી ? હાથ ઉંચા કરીને આળસ ખાતાં જે રીતે માથાની એ બાજુએ હાથ રહે છે, તેવી રીતે હાથ રહે.

**વ.**—હા. હવે બરાબર સમજાયું. બાળકની છાતી ઉપર તેનાં બાવડાં અને હાથ અમુક રીતે રહેલા હોય તો તે ખસી જવાથી માથાની બન્ને બાજુએ અથવા પછવાડે જઇ પડે. એ વાત હવે મને બરાબર સમજાઇ છે. ઠીક પણ બાળકની છાતી ઉપર બાવડાં અને હાથ કેવી રીતે રહે !

**લ.**—બહુ સારી વાત પૂછી. એ જાણી રાખવાની પણ જરૂર છે. ઘણી ટાઢ પડતી હોય ત્યારે શરીર સંકોડીને આપણે જે પ્રમાણે અદબ બીડીને હાથ રાખીએ છીએ. તેવી જ રીતે બાળક કમળમાં છાતી ઉપર હાથ રાખે છે. કેમ, સમજ્યાં કે નહિ ? ( જુઓ આકૃતિ ત્રીજી. )

**વ.**—હા. બરાબર સમજાયું. આવો દાખલો આપીને સમજાવતાં કોણ ન સમજી શકે ?

**લ.**—એમ સમજાવીએ ત્યારેજ સમજે.

**વ.**—ત્યાર પછી હવે શું કરવું ? બાળક ડુંટી સુધી બહાર આવી ગયું હોય ત્યારે નાળ ઉપર દબાણ ન થાય એવો ઉપાય કર્યા પછી દાઇયિણે શું કરવું ?

**લ.**—બાળકની છાતી બહાર આવવાને વખતે હાથ લગાડીને

---

[1] કોણી તથા ખભાની વચ્ચેનો હાથનો ભાગ.

જોવું કે, તેની છાતી ઉપર બાવડાં ને હાથ જેમ હોવાં જોઇએ તેમજ છે કે નહિ.

વ.—એ વળી શું? છાતી ઉપર ન હોય તો બીજી કઈ જગ્યાએ હાથ હોય?

લ.—કેમ! માથાની બે બાજુએ પણ કોઈ કોઇ વખત બાવડાં અને હાથ નથી હોતા?

વ.—શું કહો છો? એમ પણ હોય ખરૂં કે? મને તો લાગે છે કે એમ હોય તે તો સારૂં નહિ, બેન!

લ.—સારૂં તો નહીંજ તો. એમ હોય તો બાળકનું માથું બહાર આવી શકે નહિ.

વ.—વારૂ, પણ એમ હોય તો શો ઉપાય કરવો?

લ.—એનો પણ બહુ સારો ઉપાય છે. માથાની બે બાજુએથી બાવડાં અને હાથ નમાવી દઇ નીચા લાવી શકાય.

વ.—કેવી રીતે નમાવીને નીચા લાવી શકાય?

લ.—બહુજ ધીમે અને ચતુરાઇથી નમાવવા જોઇએ. હાથ લગાડવાથી એમ જણાય કે બાળકની છાતી ઉપર તેનાં બાવડાં અને હાથ નથી, તો તેના માથાની બે બાજુએ હાથ લગાડીને જોવું. માથાની બે તરફ બાવડાં અને હાથ છે એમ જણાય તો જે હાથ ઓરો ( પાસે ) હોય તે પહેલો નમાવી દેવો. ત્યાર પછી બીજા હાથને પણ એજ રીતે નમાવી દેવો.

વ.—હાથ નાખીને તાણવાથી નીચેની તરફ નમાવી શકાય કે નહિ?

લ.—એથી તો વખતે ઘણું નુકશાન થાય. કોઇ દિવસ એમ કરતાં નહિ.

વ.—કેમ?

લ.—એમ કરીને બરાબર નીચેની બાજુએ તાણવાથી બાળકનો હાથ વખતે ભાંગી જાય. અને એ પ્રમાણે કરવાથી ઘણાં બાળકોના હાથ ભાંગી ગયા છે પણ ખરા.

વ.—ત્યારે શી રીતે હાથ નમાવીને નીચે આણવા ?

લ.—તે કહું છું, સાંભળો. બાવડાં અને હાથના નળાની સંધિની જરાક ઉપર એક કે બે આંગળીઓ રાખીને જરાક બળ કરવાથી બાળકનાં મોં અને છાતી ઉપરથી હાથ શરીરની બે બાજુએ લાવી શકાય. અને તેથી બાળકને કાંઈ ઈજા પણ ન થાય; કેમ સમજ્યાં કે નહિં ?

વ.—હા, સારી રીતે સમજી. પણ બંને હાથ એકે એકે નીચે લાવવા કે કેમ ?

લ.—એકે એકે નહિ તો બીજું શું ? પહેલાં પાસેના અને પછી આઘેના હાથ નીચે લાવવો.

વ.—બહુ સારૂં. છાતી બહાર આવવાને વખતે હાથ નાખીને જોવાથી એમ જણાય કે છાતી ઉપર બાવડાં અને હાથ જેમ હોવા જોઇએ તેમ છે, તો કાંઇ કરવું પડે ખરૂં કે ?

લ.—ના જેમ જોઇએ તેમ હોય તો કાંઈ કરવું ન પડે. છાતી બહાર આવતી વખતે પોતાની મેળે જ બંને હાથ સરીને બે પડખે પડશે.

વ.—પછી શું કરવું ?

લ.—ત્યાર પછી બાળકની કાંધ બહાર આવવાને વખતે પ્રસૂતાનાં પ્રસવનાં દ્વારની નીચે હાથ દઇ રાખવો. કાંધ બહાર આવતાં મુસ્કેલી પડે છે.

વ.—કેમ! શી રીતે મુસ્કેલી પડે છે ?

લ.—પગથી તે ગળા સુધીનું આખું શરીર બહાર આવી ગયા પછી માથું તરત આવી જવું એ સહેલું નથી. પહેલું માથું આવે તો આખું શરીર કમળમાં રહે છે. તેથી કમળના કામમાં ઘણું કરીને કાંઈ પણ હરકત પડતી નથી.

વ.—કમળને વળી કામ શું ?

લ.—આ તમે શું બોલો છો ? કમળને કામ શું ? બાળકને પોતાનાં શરીરમાં રાખવું એ કમળનું એક કામ; બાળકને બહાર કાઢી

દેવું, એ કમળનું બીજું કામ; વળી ઘણીવાર એમ બોલવામાં આવે છે કે પ્રસૂતાને વેણો આવે છે, વેણો બહુ આવે છે અને વેણો બંધ થઇ ગઇ છે, એ બધાંનો અર્થ શો ?

વ.—તે તો કહી શકું તેમ નથી, વેણ એટલે વેણ. તેનો વળી અર્થ શો હોય ? મને તો એના અર્થબર્થની કાંઇ ખબર નથી. વેણ એટલે શું તે તમેજ કહોને, બેન !

લ.—કમળ સાંકડું થઇ જવું એનું નામ વેણ.

વ.—વાહ ! ટુંકામાં ઘણું સારૂં કહી દીધું ! પણ તોએ એ વાત મને ચોખ્ખી સમજાતી નથી. વેણનો તો કાંઇક અર્થ સમજાતો હતો, પણ આનો અર્થ તો મને જરાયે સમજાતો નથી.

લ.—પાણીમાં તણુખલાં ઉપર ચોટેલી જળોને લાંબી ટુંકી થતાં તમે કોઈ દિવસ જોઈ છે ?

વ.—એ તો ઘણીવાર જોએલ છે. જ્યારે જળોને એક તણુખલાં ઉપરથી બીજા તણુખલાં ઉપર જવું હોય છે ત્યારે તે ઘણીજ લાંબી થાય છે. ત્યાર પછી તેને જો જરાક હાથ લગાડો તો તરત તે ટુંકી થઈ જાય છે.

લ.—આ પ્રમાણે જે લાંબુ હોય તે ટુંકું થઇ જાય, એનું નામ સાંકડું થઇ જવું.

વ.—ખરૂં. કમળ સાંકડું થવાનો અર્થ હવે બરાબર સમજવામાં આવ્યો. ફરીને એકવાર કમળ કેવી રીતે સાંકડું થાય છે તે સમજાવો, એટલે પછી કદિ પણ ભૂલી ન જવાય.

લ.—લ્યો, ત્યારે ફરીને પણ સમજાવું. સાંભળો, કમળ એ માંસની એક થેલી અથવા કોથળી છે; એ માંસની કોથળીમાં એક એવી નવાઇ જેવી શક્તિ છે કે જરૂર પ્રમાણે તે ગમે તેટલી લાંબી થાય, અને પાછી ટુંકી થઈ જાય.

વ.—જરૂર પ્રમાણે લાંબી ટુંકી થાય એટલે શું ?

લ.—જ્યારે ગર્ભ ન હોય ત્યારે કમળનો આકાર બહુ નાનો

હોય છે; પછી ગર્ભ રહે એટલે તેનો આકાર ધીમે ધીમે મોટો થતો જાય. નવ મહિના પૂરા થાય ત્યારે તેનો આકાર ઘણોજ મોટો થાય. પ્રસવ થઈ જાય કે તરતજ એકદમ તેનો આકાર નાનો થઇ જાય. નવાં જન્મેલાં બાળકના માથા જેવડો તેનો આકાર થઈ જાય. ત્યાર પછી ધીમે ધીમે તેનો આકાર નાનો થતો થતો પહેલાંના જેવડો લગભગ થઈ જાય. આમ થાય છે ત્યારે જરૂર પ્રમાણે કમળ લાંબું ટુંકું થાય છે, એમ કહેવાય કે નહિ?

વ.—હા. એમ કહેવાય; પણ તેથી શું?

લ.—ત્યાર પછી કમળ શી રીતે સંકોચાય છે, તે તમને કહું છું; સાંભળો.

વ.—હા, હા, કહો, તે જાણવાની જ ઘણી જરૂર છે.

લ.—પ્રસવ થવાનો વખત આવે ત્યારે બાળકને બહાર કાઢી દેવાને કમળ મહેનત કરે છે. કમળની થેલી પાણીની થેલી ઉપર ભાર દે, અને તેથી પાણીની થેલીમાંના બાળક ઉપર પણ ભાર આવે. જ્યારે આવી રીતે કમળ ભાર દે ત્યારે વેણ આવે. વેણની ધીમે ધીમે શરૂઆત થાય. પછી વધારે આવવા માંડે. પછી ઉપરા ઉપર વેણો આવે. વારે વારે આ પ્રમાણે ભાર આવવાથી બાળક સુધાંની પાણીની કોથળી કમળના મોંમાં આવે. ત્યાર પછી થોડીક વારમાંજ પાણીની કોથળી ફુટે એટલે ડસીયો ફુટે, અને પાણી વહેવા માંડે. પાણી વહેવા માંડે એટલે માથું નીચું આવતું જાય. ત્યાર પછી માથું બહાર આવવાથી આખું શરીર કમળમાં રહે; છેવટ કમળના ભારથી બાળકની ગરદન, છાતી, પેટ, નિતંબ વગેરે બધા અવયવો એટલે આખું શરીર ધીમે ધીમે બહાર આવે. હવે જુઓ, કમળ સંકોચાઈ સંકોચાઇને વારે વારે ભાર ન દે, તો બાળક બહાર આવી શકે નહિ. કમળનું કામ શું, તે હવે તો સમજ્યાં ના?

વ.—હા, હવે તો ઘણી સારી રીતે સમજી.

લ.—બાળકનું માથું પહેલું બહાર આવે એટલે તેનું આખું

શરીર કમળમાં રહે. પ્રસવના દરેક પ્રસંગમાં જરાયુને એટલે કમળને કામ કરવું પડે છે, એમ કહેવું જોઇએ. તેથી કમળના કામમાં કોઈ પ્રકારની અડચણ ઉત્પન્ન થવા દેવી નહિં. કમળ સંકોચવાથી વારે વારે ભાર આવે છે અને તેથીજ બાળકનું શરીર બહાર આવે છે. પણ પહેલા પગ આવે તો ગળા સુધીનું આખું શરીર બહાર આવે, અને માત્ર એકલું માથુંજ કમળમાં રહે. દરેક કામ કરતી વખતે કમળ ખાલી થતું જાય છે, એ તો તમને કહેલુંજ છે. ત્યારે હવે જુઓ કે આવે વખતે કમળ સંકોચાઇને કોના ઉપર ભાર દે ?

**વ.**—ઠીક કહો છો. આ કારણથીજ, પગથી તે ગળા સુધીનું શરીર બહાર આવ્યા છતાં, પણ માથું બહાર આવવું એ સહેલું કામ નથી. એમજ તમારે કહેવાનું છે, નહિ ?

**લ.**—હા. મારે એજ કહેવાનું છે. પગથી તે ગળા સુધીનો ભાગ બહાર આવી ગયો હોય, અને એકલું માથુંજ કમળમાં હોય ત્યારે કમળના કામમાં શી અડચણ થાય. તે હવે તો તમે સમજ્યાના?

**વ.**—હા, સારી રીતે સમજી ગઇ, આ હવે તમારે ફરીને કહેવું નહિ પડે. પગથી તે ગળા લગીનું બધું શરીર બહાર આવ્યા છતાં પણ જ્યારે માથું બહાર આવવામાં આટલી મુસ્કેલી છે ત્યારે તો બાળક માર્યુંજ જાય !

**લ.**—એમાં માર્યું શેનું જાય ! માથું આવતાં ઘણી વાર લાગે તોજ માર્યું જાય.

**વ.**—ત્યારે એવે વખતે બાળકને કશી અડચણ ન થાય તેમાટે શું કરવું તે કહોને, બેન !

**લ.**—સાંભળો, તે સારી રીતે કહું છું. પગથી તે ગળા સુધી બાળક બહાર આવી ગયા પછી બાળક વખતે માર્યું જાય તેથી માથું બહાર કાઢવાને દોડાદોડ કરવી એમ તમે વિચારો છો ?

**વ.**—એમ નહિં તો બીજું શું !

**લ.**—બાળક ગળા સુધી બહાર આવી ગયા પછી, બાળકનું માથું બહાર આવવું જોઇએ, એ જરૂરની વાત છે, એટલું જ મનમાં

હોવું જોઇએ. પણ તે માટે દોડાદોડ કરવાની કશી પણ જરૂર નથી. બાળક હાંફે છે કે નહિ, તેજ માત્ર તપાસતાં રહેવું જોઇએ. બાળક હાંફતું નથી, એમ દાઇયિણને ખાત્રી થાય તો કાંઇ પણ કરવાનું નથી. થોડી વાર પછી માથું પોતાની મેળેજ બહાર આવી જશે.

વ.—માથું તો કમળની અંદર હોય ત્યારે બાળક હાંફે છે કે નહિ, તે શા ઉપરથી જાણી શકાય ?

લ.—કેમ! જો એમ માલમ પડે કે નાડીના ધબકારા ધીમે ધીમે ઓછા થતા જાય છે, અને બાળક રહી રહીને ફરકે છે, તો જાણવું કે બાળક હાંફે છે.

વ.—હા, એ બહુજ સારી યુક્તિ ખરી. ઠીક, પણ આવાં લક્ષણ જોવામાં આવે તો તે વખતે શું કરવું ?

લ.—જો એમ હોય તો પછી વાર ન લગાડવી; તે વખતે હાથ ઘાલીને બાળકનું માથું બહાર કાઢવું, નહિ તો બાળક માર્યુંજ જાય.

વ.—હાથ ઘાલીને માથું શી રીતે બહાર કાઢવું ? બાળકની ગરદન ઉપર ભાર દઇને તાણવાથી માથું બહાર ન આવી જાય ?

લ.—એ તો સત્યાનાશની વાત! એ વાત મનમાં પણ લાવશો નહિં; એમ કરવાથી તો વખતે ગળું ખેંચાય અને બાળક ન મરવાનું હોય તોપણ મરી જાય.

વ.—ત્યારે શું કરવું ?

લ.—ડાબા હાથનાં એક કે બે આંગળાં બાળકના મોંમાં નાંખી ભાર દઇને પ્રસૂતાના પ્રસવનાં દ્વાર નીચે સામાસામી તાણ દેવી. અને જમણા હાથનાં એક કે બે આંગળાં વડે ડોકને ઉપરથી જરાક ઠેલો દેવો.

વ.—એમ કરવાથી શું થાય ?

લ.—તે કહું છું. એ પ્રમાણે ન કરતાં માત્ર ખેંચવામાં આવે તો માથું બહાર આવે નહિં.

વ.—કેમ ?

લ.—કોઇ ઠેકાણે ભરાએલી વસ્તુ બહાર કાઢવી હોય તો શી રીતે બહાર કાઢીએ ?

**વુ.**—ફેરવી ફેરવીને જોઇએ કે શી રીતે કરવાથી તે વસ્તુ વગર મહેનતે બહાર આવે તેમ છે. પછી જે રીતે બહાર આવે તેમ હોય તે રીતે બહાર કાઢીએ.

**લ.**—તો પછી શું હું પણ અત્યાર લગી એમ જ કહેતી હતી. ડાબા હાથનાં એક અથવા બે આંગળાં બાળકના મોંમાં નાંખી નીચલા જડબા ઉપર ભાર દઈ પ્રસૂતાના પ્રસવના દ્વારમાં સામ સામે તાણ કરવી. અને તેજ વખતે જમણા હાથની એક અથવા બે આંગળીઓ વડે ડોક ઉપર જરાક ઠેલો દેવો. માથું એવી રીતે રાખવું કે જમણો હાથ અને ડાબો હાથ બાળકની ડોક ઉપર અને મોંમાં જેમ છે તેમ જ રહે; આમ રાખી ખોળાની તરફ જરાક તાણવાથી માથું બહાર આવી જાય. અને બાળકને કે પ્રસુતાને કશી ઇજા ન થાય.

**વ.**—હા—સમજાય છે તો ખરૂં, પણ તેનું ચિત્ર દોરી બતાવો તો સારૂં.

**લ.**—આ જુઓ.



આકૃતિ ૬ ઠી.

ધડ બહાર આવ્યું છે. માથું આવવું બાકી છે. આ વખતે બાળક હાંફતું માલમ પડે છે તેથી દાયણ આંગળાં નાખીને બાળકનો પ્રસવ કરાવે છે.

**વ.**—વાહ! આ ચિત્ર જોવાથી તો બહુ સારી રીતે સમજાયું.

**લ.**—સારી રીતે સમજાય એટલે બસ. બાળકના પગ પહેલા આવે ત્યારે આ રીતે પ્રસવ કરાવવો.

**વ.**—પ્રસૂતાને પ્રસવ થઇ ગયા પછી શું કરવું?

**લ.**—કેમ! મોતીને પ્રસવ થયા પછી જે જે કર્યું હતું, તે તે બધું કરવું. એમાં કશી પણ વધઘટ કરવાની નથી.

**વ.**—ઠીક, પણ જો બાળક હાંફતું માલમ પડે તો શું કરવું?

**લ.**—કેમ! ભૂલી ગયાં? મોતીને ભાણીયો અવતર્યો ત્યારે એ સંબંધી તો બધી વાત તમને કહેલી છે.

**વ.**—હા, હા, ખરૂં, હવે મને યાદ આવ્યું, એ કહેવાની જરૂર નથી.

**લ.**—પગ પહેલા આવે ત્યારે માથું આવતાં જો કાંઇક વાર લાગે તો ઘણું કરીને બાળક હાંફે. એ વખતે બાળકને બચાવવાનો ઉપાય ઠંડું અને ગરમ પાણી છે. ઠંડું પાણી અને ગરમ પાણી જુદા જુદા વાસણમાં ઓરડામાં અગાઉથી જરૂરાજરૂર રાખી મુકવું.

**વ.**—ઠીક ઠંડું અને ગરમ પાણી જુદા જુદા વાસણમાં બધી સુવાવડીના ઓરડામાં અગાઉથી રાખવુંજ જોઇએ કે?

**લ.**—હા. બધીના ઓરડામાં રાખવુંજ જોઇએ. આ વાત તમારે બહુ જ ધ્યાનમાં રાખવી. કારણ કે આગળ પગ આવે તો બાળક ઘણું કરીને હાંફેજ. લોકોમાં કહેવત છે કે "ચેતતો નર સદા સુખી".

**વ.**—હવે તે કાંઈ એ ભૂલું? એ તો બરાબર ધ્યાનમાં રાખીશ. તમે શીખવો એમાં કાંઇ બાકી રાખું ખરી કે? બાળકના પગ પહેલા આવે ત્યારે શી રીતે પ્રસવ થાય તે તો સારી રીતે જાણ્યું પણ નિતંબ[1] કે ઢીંચણ પહેલા આવે તો શું કરવું?

**લ.**—કેમ! પગ પહેલા આવે કે નિતંબ પહેલા આવે કે ઢીંચણ પહેલા આવે, એ ત્રણેમાં પ્રસૂતાને પ્રસવ કરાવવાની એકજ રીત છે. એ વાત તો મેં આગળ પણ તમને કહેલી છે.

---

૧ નિતંબ એટલે કુલા—ઢગરા.

વ.—ત્રણેની રીત એકજ છે, એમ તો તમે મને કહેલું હતું. પણ એમ શી રીતે થાય? તે મારાથી સમજાતું નથી.

લ.—કારણ?

વ.—બાળકના પગ પહેલા આવે તો પગની પીડીઓ, ઢીંચણ સાથળ, નિતંબ, પેટ, છાતી, ગળું અને માથું એ બધું એકે એકે સહેજ બહાર આવી જાય. પણ પહેલાં નિતંબ કે ઢીંચણ આવે તો બાળકના પગ શી રીતે બહાર આવે? અને પગ જ્યાં સુધી બહાર ન આવે ત્યાં સુધી, છાતી પેટ વગેરે શી રીતે બહાર આવી શકે?

લ.—હા. એ વાત ખરી. નિતંબ કે ઢીંચણ પહેલા આવે તો પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય પ્રથમનાથી જરાક જુદો છે ખરો.

વ.—તે ઉપાયમાં શો ફેર છે, તે જાણવા માટેજ હું તમને વારેવારે પૂછું છું?

લ.—ઠીક. ત્યારે સાંભળો, કહું છું. નિતંબ કે ઢીંચણ પહેલા આવે ત્યારે પગ શી રીતે બહાર કાઢવા એ વાત મનમાં લાવીને ફીકર કરવાની નથી- કટલીક વાર વેણો આવ્યા પછી બંને પગ પોતાની મેળેજ સડાક દઇને બહાર આવી જાય એટલે કામ ઘણું સહેલું થઈ જાય છે.

વ.—ઠીક, ત્યારે તો ઢીંચણ કે નિતંબ પહેલો આવે તો પગ બહાર કાઢવાને માટે દાઈયિણને કાંઈ પણ કરવું પડતુંજ નથી.

લ.—ના, કાંઇજ કરવું પડતું નથી. પગ પોતાની મેળેજ બહાર આવે છે.

વ.—ત્યારે તો પગ, નિતંબ કે ઢીંચણ એ ત્રણમાંથી ગમે તે પહેલે આવે તો પણ પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય એકજ છે, એમજ ટુંકામાં કહોને?

લ.—એકજ ઉપાય છે. અને એજ વાત મેં તમને આગળ પણ ચોખે ચોખી કહેલી છે. ઠીક, હવે સાંભળો. નિતંબ પહેલા આવે ત્યારે ધડ આવતાં કાંઇક વાર લાગે છે પણ માથું તો તરત બહાર આવી જાય છે.

**વ.**—ઠીક, માથું તરત બ્હાર આવે તો સારૂ ના?

**લ.**—હા ઘણું જ સારૂં. માથું તરત આવે છે તેથી નિતંબ પહેલા આવે તો છોકરૂં મરી જવાની બીક ઘણીજ ઓછી રહે છે.

**વ.**—ત્યારે ઢીંચણુ કે પગ પહેલા આવે તો શું કાંઈ બીક છે?

**લ.**—હા. પહેલા નિતંબ આવે તેના કરતાં પહેલા ઢીંચણુ કે પગ આવે તેમાં કાંઈક શંકા તો ખરીજ.

**વ.**—કારણુ ?

**લ.**—ઢીંચણુ કે પગ પહેલા આવે તો બાળકની ગરદન અને માથું આવતાં ઘણું કરીને વાર લાગે છે. તેથી જ કહું છું કે ઢીંચણુ કે પગ પહેલા આવે તો બાળક બહુ દુઃખી થાય છે અને વખતે મરી પણુ જાય છે. નિતંબ પહેલાં આવે તો ત્રણમાંથી એક બાળક માર્યું જાય છે અને ઢીંચણુ કે પગ પહેલા આવે તો બેમાંથી એક બાળક માર્યું જાય છે, એમ ડાકટરોનાં દફતર તપાસતાં માલમ પડે પડે છે અને તેથી એ વાત નક્કી થાય છે.

**વ.**—સત્યાનાશની પાટીજ તો! ત્યારે તો પહેલા નિતંબ આવે એ બહુજ સારૂં. બાઇ!

**લ.**—તે તો સારૂંજ છે ના!

**વ.**—આહા! ભગવાન કરે ને સઘળી પ્રસૂતાઓના બાળકનાં માથાં પહેલાં આવે! અને જે બાળકનાં માથાં પહેલાં ન આવે તેના નિતંબ પહેલાં આવે તો બહુજ સારૂં થાય બેન!

**લ.**—હા, એમ થાય તો તે ઘણુંજ સારૂં. અને ઘણે ભાગે થાય છે પણુ એમજ નિતંબ પહેલા આવીને જેટલાં બાળક જન્મે છે તેની સાથે સરખાવતાં ઢીંચણુ કે પગ પહેલા આવીને ઘણાંજ થોડાં બાળકો જન્મે છે. પણુ હવે તો તમે બાળકના નિતંબ, ઢીંચણુ કે પગ પહેલા આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો તે તો સારી રીતે શીખી ગયાં કે નહિ?

**વ.**—હા. એ તો મને સારી રીતે આવડી ગયું.

# પ્રકરણ ૧૩ મું.

## બાળકનો હાથ પહેલો આવે ત્યારે શું કરવું?

વ.—કેમ બેન! આજ શા સમાચાર છે?

લ.—નઠારા સમાચાર નથી.

વ.—આવ્યાં છો તો જમી જુઠીને ના?

લ.—અત્યાર લગી જમી ન હોઉં, એમ તમને લાગે છે?

વ.—મને તો લાગે છે કે જમીનેજ આવ્યાં હશો.

લ.—તમારે હમણાં નવરાશ છે?

વ.—કેમ બેન!

લ.—ભટજીને ઘેર જરા મારી સાથે આવી શકશો?

વ.—ભટજીને ઘેર શા માટે?

લ.—તેની નાની વહુને પ્રસવ કરાવવા જવું છે.

વ.—નાની વહુને કેટલીક વારથી વેણો આવવા માંડી છે?

લ.—ઘણી વાર નથી થઇ. હમણાંજ તેનું માણસ આવીને મને કહી ગયું.

વ.—પ્રસૂતાને તમે જોઇ આવ્યાં કે નહિં?

લ.—હા. તેને જોયા પછીજ અહિં આવી છું, પ્રસૂતાનાં લક્ષણ બહુ સારાં દેખાતાં નથી.

વ.—કેમ, શું જણાય છે?

લ.—તેના બાળકનો હાથ પહેલો આવવાનો છે.

વ.—સત્યાનાશની વાત એ તો! પહેલો હાથ આવે એ તો કાંઇ જેવી તેવી વાત ન કહેવાય! ઘણુંજ જોખમ ગણાય.

લ.—હા. ઘણુંજ જોખમ છે, એમાં શક નથી.

વ.—મને શીખવવા માટે સાથે લઇ જશો ના?

લ.—પ્રસૂતાને એકલી મૂકીને, ત્યારે હું શું કરવા તમારી પાસે આવી હઇશ? મારો ધંધો તમને શીખવવો છે. માટે તમને તે-

ડવા સારૂંજ આવી છું. હવે વારે ન લગાડો. ચાલો, મારી સાથે ઉતાવળથી ચાલો.

વ.—ચાલો, ત્યારે ( ભટજીને ઘેર પોહોંચીને બંને પ્રસૂતાના ઓરડામાં પેશીને ) જોઉં! બાળકનો હાથ પહેલો શી રીતે આવે છે? કરી જોઇને ) અરે મા! એમજ છે! ( લક્ષ્મી તરફ જોઇને ) અરે બેન! હવે શું થશે?

લ.—તમે ડરી જાઓ નહિં. હમણાં હું પ્રસૂતિને પ્રસવ કરાવી દઇશ.

વ.—અરે બેન! તમે દયા કરો તોજ આ પ્રસૂતા તો બચે. આ વહુ બહુજ સારી છે. એના જેવી બીજી સારી વહુ કોઇ મેં જોઇ નથી. ઠીક, પણ પહેલો હાથ આવવાનું કારણ હશે કે નહિ?

લ.—દરેક કાર્યનું કારણ તો હોયજ.

વ.—ત્યારે આનું કારણ શું?

લ.—હાથ પહેલા આવવાનું તમે કારણ પૂછો છો? એવી વાત પણ તમે ભૂલી ગયાં? કાંઇક સંભારો પહેલાં હાથ અને પગ આવવાનાં કારણો તમને મેં કહી બતાવ્યાં નથી?

વ.—હા. હા. કહેલાં છે ખરાં. કાંઇક કાંઇક યાદ આવે છે ખરાં.

લ.—કાંઈક કાંઇક યાદ આવવાનું અહિં કામ નથી. બધાં ધ્યાનમાં હોવાં જોઇએ. બધાં એક વાર ફરીને સારી રીતે કહું છું, તે ધ્યાન દઇ સાંભળો.

વ.—ત્યારે કહો, હું બહુજ ધ્યાન દઇને સાંભળીશ. પણ આથી તમે એમ ધારશો નહિ કે તમે મને જે જે શીખવ્યું છે તે હું ભૂલી ગઇ છું. તમે મને જે જે શીખવ્યું છે, તે બધું એક ચોપડીમાં મેં લખી રાખ્યું છે.

લ.—ખરૂં કહો છો? બધુંજ લખી રાખ્યું છે? કોઇ પણ વિષય શીખવો હોય ત્યારે સૌએ તમારી પેઠે ધ્યાન રાખીનેજ શીખવો જોઇએ. ત્યારે હવે સાંભળો.

(૧) પેટમાં બાળક મરી ગયું હોય તો ઘણુ કરીને તેનો હાથજ પહેલો આવે છે.

(૨) ગર્ભાવસ્થામાં કોઇ પણ કારણથી કમળ જો ત્રાંસું થઇ જાય તો બાળકનો હાથ ઘણું કરીને પહેલો આવે છે.

વ.—કમળ ત્રાંસું થઈ જાય એટલે કેવી રીતે થઇ જાય ? તે મને જરા સમજાવશો ?

લ.—ગર્ભાવસ્થામાં પ્રસૂતા પડી જાય કે બીજી કોઇ રીતે જો તેના પેટ ઉપર આઘાત એટલે માર લાગે તો કમળ પોતાને રહેવાની જગ્યાએ ન રહેતાં ફરી જાય અને એક પડખે થઈ જાય.

વ.—ત્યારે ગર્ભાવસ્થામાં કોઇ પ્રકારનો આઘાત થાય તે તો ઘણું બીકવાળું કહેવાય.

લ.—હા. ઘણુંજ બીકવાળું છે ત્યાર પછી સાંભળો, નિતંબમાં ત્રણ હાડકાં હોય છે, તે તમે જાણો છો ?

વ.—ત્રણ ક્યાં વળી ?

લ.—કેમ ? બરડાની કરોડના છેલ્લા ભાગનું એક હાડકું વચમાં અને બે પડખે બે.

વ.—( લક્ષ્મીએ હાથ લગાડીને બતાવ્યા પછી ) ખરૂં. ત્રણ હાડકાં છે ખરાં.

લ.—એ ત્રણ હાડકાં એવી રીતે જોડાયેલાં છે કે તેથી એક સારી ખોલ તૈયાર થઇ છે. એ ખોલમાં કમળ રહે છે. ( ૩ ) આ ખોલનું ઉપરનું મોં સાંકડું હોય તો બાળકનો હાથ ઘણું કરીને પહેલો આવે. ( ૪ ) બહુ વેણો આવવાથી કમળને પાણીની કોથળી મારફતે બાળક ઉપર બહુજ ભાર દેતાં પણ ઘણું કરીને બાળકનો હાથ પહેલો આવે. ( ૫ ) જો બે બાળક પેટમાં હોય તો ઘણું કરીને એકનું માથું પહેલું આવે અને બીજાનો હાથ પહેલો આવે; કોઇ કોઇ વાર તો બન્ને બાળકના હાથ પહેલા આવે. (૬) પેટમાંનું બાળક ઘણુંજ ફરકતું હોય તો પણ ઘણું કરીને તેનો હાથ પહેલો આવે. બાળકનો હાથ પહેલો આવવાનાં આ મુખ્ય કારણો છે. તે જાણી રાખવાં.

વ.—બાળકનો હાથ પહેલો આવવાનાં કારણ તો એકે એકે બધાંએ જાણી લીધાં. હવે નાની વહુને પ્રસવ કરાવી દેખાડો જોઉં!

લ.—તમે ગભરાઓ માં. હમણાં પ્રસવ કરાવી દઇશ. તમે બેઠાં બેઠાં જુઓ. બાળકનો હાથ પહેલો આવવાનો હોય ત્યારે દાઇયણનું મુખ્ય કામ એ છે કે પરપોટો કે ડસીયો ફુટવા ન દેવો.

વ.—પરપોટો કે ડસીયો ન ફુટે, તે માટે દાઇયણે શું કરવું તે તો પહેલું કહો.

લ.—તે કહું છું; સાંભળો. પ્રસતાને છાનીમાની સુવાડી રાખવી, ફિરવા કે હરવા ફરવા દેવી નહિ. તપાસ કરી જોવા હાથ નાંખવાની જરૂર હોય તો બહુજ ધીમેથી હાથ નાંખવો. આંગળીના નખ બખ લાગીને પરપોટો ફુટી ન જાય, તેની ખૂબ સંભાળ રાખવી. અને પ્રસતાને કોઇ પણ કારણસર જરા પણ કરાંજવા દેવી નહિ. ઝાડો, પેશાબ કરતાં પણ કરાંજવાની ના પાડવી. આટલી સંભાળ રાખવામાં આવે તો પરપોટો ફુટતો નથી.

વ.—ત્યારે એક તો મોટી બીક ગઈ. નાની વહુને હજી લગી તો પરપોટો ફુટયો નથી.

લ.—પરપોટો હજી ફુટયો નથી. અને હમણાં તરતમાં ફુટવા દેવાએ નથી.

વ.—ત્યારે પ્રસૂતા પ્રસવ શી રીતે કરશે? પોતાની મેળે પ્રસવ કરશે કે તમારે પ્રસવ કરાવવો પડશે?

લ.—કેમ. ભૂલી ગયાં કે? તમને હું આગળ કહી ગઈ છું કે બાળકનો હાથ પહેલો આવે ત્યારે જો બાળક પોતાની મેળેજ ફરી ન જાય, અથવા દાઇયણ બાળકને ફેરવી ન દે તો, પ્રસૂતા પ્રસવ કરી શકેજ નહિ. પ્રસૂતા મારી જાય. બાળક પોતાની મેળે ફરી જાય એ તો મોટા ભાગ્યની વાત સમજવી. ઘણું કરીને તો બાળક પોતાની મેળે ફરેજ નહિ.

વ.—ત્યારે તો પોતાની મેળે પ્રસવ કરવાની વાત તો માંડીજ વાળવી.

**લ.**—હા. પણ એ વાત માંડી વાળવાથી શું થયું? બાળકનો હાથ પહેલો આવે ત્યારે બાળકને ફેરવી દેવામાં ન આવે તો પ્રસૂતા પ્રસવ કરી શકેજ નહિ. આ વાત તમારે ચોક્સ જાણવી.

**વ.**—ત્યારે હવે બાળકને ફેરવવું શી રીતે? તે મને સારી રીતે સમજાવો.

**લ.**—કહી કહીને શું કરવું છે? હમણાં તમને કરીનેજ બતાવી દઉં. નાની વહુને હજી પરપોટો ફુટયો નથી, તે તો તમે જાણો છો ના?

**વ.**—હા. તે તો હું ચોખ્ખું જોઇ પણ શકું છું.

**લ.**—વળી કમળનું મોં પણ સારી રીતે ઉઘડયું છે. આ સારી જોગવાઈ છે તેથી ઘણીજ સરળતાથી હું બાળકને ફેરવી પ્રસૂતાને પણ કાંઇ દુઃખ નહિ થાય, અને મને ( દાઇયણને ) કાંઇ મહેનત પણ નહિ પડે. થોડું [1]ટોપરેલ તેલ મને આપો જોઉં.

**વ.**—ટોપરેલ તેલને શું કરશો?

**લ.**—હાથે ચોપડીશ.

**વ.**—કયે હાથે ચોપડશો?

**લ.**—જે હાથ કમળમાં નાખવો હશે તે હાથે.

**વ.**—કમળના મોંમાં કયો હાથ નાંખીને બાળક ફેરવી દેશો?

**લ.**—એનો કાંઇ નિયમ નથી. જે હાથ કામ કરી શકે તેમ હોય તે હાથ નાંખવો. આ કામને માટે દાઇયણે પોતાના બન્ને હાથ કેળવી રાખવા એ સારૂં છે. ગમે તે હાથ ચાલે, એમાં કાંઇ અડચણ નથી, પણ આટલું સમજી રાખવું કે જે હાથ કમળમાં નાંખીને બાળક ફેરવવા માંડયું હોય, તે હાથ કાઢી લઇને બીજો હાથ નાંખવો પડે, એમ કદિ પણ કરવું નહિ. જે હાથે કામ કરવા માંડવું તે હાથેજ પૂરૂં કરવું.

**વ.**—કદાચ એક હાથ કાઢીને બીજો નાખવો પડે, તો તેમાં કાંઈ નુકશાન છે?

---

**૧ ટોપરેલ—નારીએરના કોપરામાંથી બનેલું કોપરેલ તેલ.**

**લ.**—નુકશાન જેવું તેવું નથી. પુરેપુરૂં નુકશાન છે.

**વ.**—શું નુકશાન છે તે કહો,

**લ.**—પહેલું તો એ કે પ્રસૂતાના પેટમાં હાથ નાંખવો એજ મોટા જોખમની વાત છે. તેમાં વળી એક હાથ નાંખી કાંઇક તોફાન કરે, વળી તે હાથ કાઢી લઈ ગર્ભમાં બીજો હાથ નાંખે. એ તો પ્રસૂતાનું ખૂન કર્યા જેવુંજ છે.

**વ.**—ખરી વાત કહો છો. આવી હેરાનગતિ બિચારી પ્રસૂતા શી રીતે સહન કરી શકે?

**લ.**—જે હાથ કમળમાં નાંખ્યો હોય, તે હાથવડેજ બાળકને ફેરવી દેવું જોઇએ. હાથ બદલાવવો નહિ. આ વાત સારી પેઠે ધ્યાનમાં રાખીને જે હાથ આ કામ માટે સારી પેઠે કેળવી રાખ્યો હોય, તે હાથથીજ આ કામ શરૂ કરવું. પછી તે હાથ ડાબો હોય, તેની અડચણ નથી, એમાંનો ગમે તે હાથ હશે તે ચાલશે.

**વ.**—ઠીક. એ વાત હું સારી પેઠે સમજી. તમે કયે હાથે બાળક ફેરવશો?

**લ.**—મેં મારા બન્ને હાથ આ કામને માટે એક સરખા કેળવ્યા છે. હું જમણે હાથે બાળક ફેરવીશ.

**વ.**—બાળકને ફેરવ્યા પહેલાં, તમે તેને શી રીતે ફેરવશો, તે પહેલાં તો મને બરાબર કહો.

**લ.**—તે કહું છું. સાંભળો. જે હાથ સારી પેઠે કેળવાએલો હોય, અને તેથી જે હાથ કમળમાં નાંખવો હોય, તે હાથની પીઠ પોંચાના ઉપર ભાગ સુધી સારી પેઠે ટોપરેલ ચોપડવું. ત્યાર પછી પ્રસૂતાનો પરપોટો ફુટયો નથી, અને કમળનું મોં સારી પેઠે ઉઘડેલું હોય, તો હાથનાં પાંચે આંગળાં એકઠાં કરીને બહુજ ધીમે ધીમે કમળમાં તે હાથ ફેરવી દેવો. ત્યાર પછી પાણીની થેલી અને કમળનું શરીર એ એની વચમાં એવી રીતે સેરવી દેવો કે, હાથનું તળીઉં બાળકના પેટની તરફ રહે.

વ.—બાળક તો પાણીની કોથળીમાં હોય, ત્યારે તેનું પેટ કઈ તરફ છે, એ કેમ કરીને જાણી શકાય?

લ.—તે પણ જાણી શકાય છે. જ્યારે વેણુ આવે ત્યારે પાણીની કોથળીની ચામડી તંગ થયેલી હોય, તેથી તે વખતે તો કાંઇ સારી રીતે જાણી શકાય નહિ. પણ વેણુ બંધ થઇ ગયા પછી પાણીની કોથળીની ચામડી ઢીલી થઇ જાય, તે વખતે હાથ નાંખી બહુ સાવધાન થઈ જોવાથી, બાળકનું પેટ અને પીઠ કઈ તરફ છે, તે સારી રીતે જાણી શકાય. હાથ નાંખી જોવાથી પીઠની દાંડી માલમ પડે અને પેટે નાળ માલમ પડે. થેલીમાં બાળક હોવા છતાં તેનું પેટ કઈ તરફ છે, અને પીઠ કઇ તરફ છે, તે જાણવું શું અઘરૂં છે!

વ.—ના, તમે આટલું સમજાવ્યાં પછી હવે એ અઘરૂં જણાતું નથી. એ જાણવાને આવી સાદી યુક્તિ હશે તેની મને શી ખબર પડે! ઠીક, હવે પાણીની થેલી અને કમળનું શરીર એ એની વચમાં હાથ સેરવી દીધા પછી શું કરવું?

લ.—નખ મારીને પાણીની કોથળી ફોડી નાંખવી.

વ.—પાણીની કોથળીને ફોડી નાંખીએ તો તો પાણી બહાર આવતું રહે!

લ.—ના, પાણી બહાર ન આવે. કમળમાં દાઈયણનો હાથ હોય, તેથી મોં આગળ એક રીતનો અટકાવ થાય કે નહિં? એ અટકાવથી પાણી બહાર ન આવે. કોથળી ફોડવા છતાં પાણી કેમ બહાર ન આવે તે તો સમજી શક્યાં ના?

વ.—હા હવે તે સારી રીતે સમજી છું. પછી શું કરવું તે કહો.

લ.—ત્યાર પછી કોથળીમાં હાથ નાંખીને બાળકનો પગ ઝાલવો.

વ.—એક પગ ઝાલવો કે બન્ને પગ ઝાલવા?

લ.—એક પગ ઝાલે તો પણ ચાલે, અને બન્ને પગ ઝાલે તો પણ ચાલે.

વ.—ઠીક. માત્ર પગ ઝાલી રાખવાથીજ ચાલે, કે ઝાલીને તાણવો બાણવો ખરો?

લ.—પગ ઝાલતી વખતે જો વેણુ આવતી હોય, તો પગ ઝાલી રાખવાથીજ કામ થઇ જાય. મતલબ કે કમળનાં દબાણથી માથું કે ગરદન ઉપર જાય, અને પગ નીચે આવી જાય.

વ.—ઠીક. માત્ર ઝાલી રાખવાથીજ કમળનાં દબાણથી જો બાળકનું માથું અને ગરદન ઉપરની તરફ અને પગ નીચેની તરફ ન આવી જાય તો શું કરવું ?

લ.—જો એમ થાય તો જ્યાં સુધી વેણુ આવે ત્યાં સુધી બાળકનો પગ ઝાલીજ રાખવો. વેણુ બંધ થયા પછી પગને ધીમે ધીમે નમાવીને નીચેની તરફ લાવવો. કોથળીમાં પાણી હોવાથી વગર મહેનતે ઝટ લઇને આમ કરી શકાય. કમળનાં મોંમાંથી પગ બહાર નીકળે, એટલે દાઇયણે અટકી જવું. કમળના મોંમાંથી પગ બહાર આવે કે બાળકનો પહેલો પગ આવવાથી જે જે રીતે પ્રસવ કરાવાય છે તેજ રીતે પ્રસવ કરાવાય. પછી તેમાં કશી અડચણ ન આવે. અને કાંઇ ગભરાવું કે મુઝાવું પણ પડે નહિં. આ બધું સમજ્યાં ?

વ.—હા. તમે એવી રીતે કહેલું છે કે તે સારી રીતે સમજીજ જવાય.

લ.—આ પહેલાં મેં તમને કહેલું છે કે બાળક ફેરવતી વખત એક પગ પકડવાથી પણ ચાલે, અને બંને પગ ઝાલવાથી પણ ચાલે; પણ એમાં એક વાત તમને કહેવાની છે.

વ.—શી વાત કહેવાની છે? જે કહેવું હોય તે સારી રીતે ચોખે ચોખું કહો. પ્રસૂતાને પ્રસવ કરવાના સંબંધની કોઈ પણ બાબતમાં 'પણ' રાખો માં.

લ.—કહું. સાંભળો, કાંઇ પણ બાકી કે અધુરૂં નહિં રાખું બાળક જીવે એવી આશાએ ન હોય અને ભરોંસો પણ ન હોય અને જો માત્ર પ્રસૂતાને બચાવવા માટે જ દાઇયણ મહેનત કરતી હોય તો બંને પગ એક સાથે ઝાલી ધીમે ધીમે નમાવીને નીચેની તરફ લાવવા જ્યારે વેણુ આવે ત્યારે પણ ધીમે ધીમે પગ ઝાલીને ખેંચવાનો સારો

પ્રયત્ન કરવો. આ પ્રમાણે કરવાથી બાળક જલદી બહાર આવી જાય. પણ એમ કરતાંએ બહુ દોડાદોડ કરવી નહિં. દોડાદોડ કરવાથી વખતે અવળુંજ થઇ જાય.

વ.—શું અવળું થઇ જાય?

લ.—પ્રસૂતાને બચાવવા સારૂ જો બાળકને તાણીને ઝટ બહાર કાઢવામાં આવે, તો બાળક બહાર આવતાંની સાથેજ ધક્કો ન ખમાવાથી પ્રસૂતા મરી જાય.

વ.—અરર! એ તો ઘણું જ નઠારૂં થાય!

લ.—આવી રીતે પ્રસવ કરાવવો એ તો પ્રસૂતાનો બચાવ કરવા માટે જ. પણ જ્યાં પ્રસૂતાની શરીર સ્થિતિ સારી હોય ત્યાં આવી દોડાદોડ કરીને બાળકને મરવા દેવું નહિં.

વ.—ત્યારે એવે વખતે શી રીતે પ્રસવ કરાવવો?

લ.—બાળકના બે પગ એક સાથે ન ઝાલતાં એક પગ ઝાલવો, અને ધીરે ધીરે તેને નીચે લાવવો.

વ.—એક પગ નમાવીને નીચે લાવવાની મતલબ શી?

લ.—પહેલા નિતંબ આવવાથી જેમ બાળકનું કલ્યાણ થાય છે, તેમજ એક પગ નમાવીને નીચે લાવવાથી બાળકનું કલ્યાણ થાય છે.

વ.—શી રીતે?

લ.—બંને પગ એક સાથે કમળનાં મોંમાંથી બહાર કાઢવાથી નિતંબનું માપ કાંઇક ઓછું થાય છે, તે તો તમે જાણી શકો છો ના?

વ.—હા, તે તો શારી રીતે જાણી શકું છું. બંને નિતંબ એક સાથે હોય તો તે નિતંબનું માપ ઓછું રહે.

લ.—પણ એક પગ કમળનાં મોંમાંથી બહાર આવે અને એક પગ બાળકના પેટ ઉપર જડ થઇ પડ્યો રહે, તો નિતંબનું માપ કાંઇક વધારે થાય. કારણ કે બંને નિતંબ એકઠા થતા નથી. હવે જુઓ, જેનું માપ ઓછું હોય તે કમળનાં મોંમાંથી તરત બહાર આવી

શકે, અને જેતું માપ વધારે હોય, તેને કમળના મોંમાંથી બહાર આવતાં કાંઈક વાર લાગે.

વ.—ઠીક. નિતંબ બહાર આવતાં વાર લાગે તેમાં લાભ શો? અને ઝટ આવે તેમાં નુકસાન શું?

લ.—નિતંબ તરત બહાર આવે તો, છેવટે માથું બહાર આવતાં વાર લાગે તો ઘણું કરીને બાળક માર્યું જાય. પણ નિતંબ બહાર આવતાં વાર લાગે તો, માથું તરત જ બહાર આવી શકે અને તેથી બાળક પણ ઘણે ભાગે સહીસલામત જ રહે.

વ.—અરે! ત્યારે તો બાળકના નિતંબ બહાર આવવામાં વાર લાગવા ન લાગવામાં ઘણો જ લાભાલાભ જણાય છે ને શું?

લ.—તે તો છે જ ના! કારણ કે સંભારી જુઓ કે, બાળકના પગ પહેલા બહાર આવે ત્યારે પ્રસૂતા કેવી રીતે પ્રસવ કરે, તે જ્યારે તમને શીખવ્યું, ત્યારે કહેલું જ હતું કે, બાળકના પગ પહેલા આવે, તો ધડ તરત બહાર આવે, પણ માથું બહાર આવતાં વાર લાગે, અને નિતંબ પહેલા આવે ત્યારે ધડ બહાર આવતાં વાર લાગે, પણ પણ માથું તરત બહાર આવે.

વ.—હા, એ તો કહેલું હતું ખરૂં.

લ.—બાળકના પગ પહેલા બહાર આવે, અને નિતંબ પહેલા બહાર આવે, તેમાં ઘણો જ તફાવત છે. પહેલા નિતંબ આવે એવા બનાવોમાં ત્રણ બાળકમાં એક મરે, અને પહેલા પગ આવે તેવા બનાવોમાં બે બાળકમાં એક મરે. આ વાત સારી પેડે મનમાં રાખવી.

વ.—હા, આ બધી વાત એકે એકે સારી રીતે મનમાં રાખીશ.

લ.—ત્યારે જુઓ, બાળકનો એક પગ કમળના મોંમાંથી નમાવીને નીચે આણવો અને પ્રસવ કરાવવો તે અને પહેલાં નિતંબ આવે અને પછી પ્રસવ કરાવવો તે બંને એકજ છે અને તેથી જ કહું છું કે જ્યાં પ્રસૂતાની તબીયત સારી હોય ત્યાં બાળકના બે પગ પકડીને નીચે નમાવીને દોડાદોડ કરીને પ્રસૂતાને પ્રસવ કરાવવો નહિ

માત્ર એક પગ પકડીને તેને કમળના મોં આગળ લાવવો. બાળકનો એક પગ ઝાલીને પ્રસવ કરાવવો કે બંને પગ ઝાલીને પ્રસવ કરાવવો એ સંબંધમાં હવે તમારે કાંઇ વધારે પૂછવાનું છે? હવે કેમ કરવું તે સમજી શક્યાં ?

વ.—સારી રીતે સમજી ગઇ. હવે તમારે વધારે કહેવું પડશે નહિં. ઠીક, પગ કરતાં જો ઢીંચણ આગળ હોય તો બાળકનો પગ ન નમાવતાં ઢીંચણ નમાવાથીચાલે કે નહિં ?

લ.—હા. ઢીંચણ નમાવવાથી તો સગવડ થાય, એથી તો કેટલીક અગવડ મટી જાય.

વ.—શી સગવડ થાય ?

લ.—સગવડ એટલી કે પગ પકડીને તેને નમાવીને લાવતાં પગથી તે બાળકનું આખું શરીર ફેરવવા માટે ઘણી જગ્યા જોઇએ. પણ ઢીંચણ ઝાલીને તેને નમાવીને લાવતાં એટલી બધી જગ્યાની જરૂર ન પડે. શી સગવડ થાય તે હવે સમજ્યાં ?

વ.—હા. ત્યારે તો ઢીંચણ પકડીને તેને નમાવીને નીચે લાવવો એ વધારે સારૂં.

લ.—એ ઢીંચણ આગળ હોય તો તો એમ કરવું સારૂં ખરૂં. ઢીંચણ કે પગ એ બેમાંથી જે આગળ હોય તેને નમાવીને યોગ્ય જગ્યાએ લાવવા પ્રયત્ન કરવો.

વ.—બાળકના નિતંબ પહેલા બહાર આવે, ત્યારે પ્રસૂતા જે રીતે પ્રસવ કરે, તે જ રીતે ઢીંચણ નમાવવાથી પ્રસવ કરે કે નહિં ?

લ.—હા. એ જ રીતે પ્રસવ કરે. એ બેમાં કાંઇ પણ તફાવત નથી.

વ.—હવે આગળ કહો.

લ.—બાળકનો એક પગ કે એક ઢીંચણ પકડી તેને નમાવીને પ્રસવ કરાવવો પડે ત્યારે ગમે તે પગ કે ગમે તે ઢીંચણ પકડવાથી ચાલે કે નહિં

વ.—ગમે તે એટલે ?

લ.—કહું. સાંભળો. એમ ધારો કે બાળકનો ડાબો હાથ બહાર આવ્યો હોય તો જમણો પગ કે ઢીંચણ પકડીને નમાવવો જોઇએ. અને જો જમણો હાથ બહાર આવ્યો હોય તો ડાબો પગ કે ડાબો ઢીંચણ પકડીને નમાવી યોગ્ય જગ્યાએ લાવવો જોઇએ.

વ.—કેમ ! એ પ્રમાણે કરવાથી શો લાભ ?

લ.—એમ કરવાથી બાળક સહેજમાં ફરી જાય, એ મોટો લાભ.

વ.—એવો મોટો લાભ છે ? ત્યારે તો એમ જ કરવું.

લ.—હું એમ કરીને જ હમેશાં બાળક ફેરવું છું.

વ.—આ તો બધું ઠીક, પણ બાળકનો ડાબો હાથ બહાર આવ્યો છે, એ નક્કી શી રીતે કરવું.

લ.—તે નક્કી કરવાની કાંઇ જરૂર નથી.

વ.—અગાઉ—તમે જે કહ્યું, તેમાં તો ડાબો જમણો નક્કી કરવાની ઘણી જરૂર છે, ને અત્યારે આમ કેમ કહો છો ?

લ.—જેણી તરફનો હાથ પહેલો બહાર આવે. તેની સામી તરફનું ઢીંચણ કે પગ સહેજે ઝાલી શકાય એવો એક બીજો ઉપાય છે, તેથી ડાબો જમણો નક્કી ન કરીએ તો પણ ચાલે. જે હાથ પહેલો બહાર આવ્યો હોય, તે હાથનાં તળીઆંની તરફ તમારો હાથ કમળમાં સેરવી દેવો. એમ કરવાથી તમારો હાથ બાળકની બગલમાં જઈ પડશે. ત્યાર પછી બગલથી બરાબર પગ તરફ હાથ લઇ જવાથી જે હાથ બહાર આવેલો છે, તે તરફનું ઢીંચણ કે પગ પકડી શકાય કે નહિં ?

વ.—હા. તે તો પકડીજ શકાય. એ તો ઉઘાડુંજ છે.

લ.—તો પછી બીજું શું જોઇએ ? તે પગ કે ઢીંચણ મુકી દઇને તેની પાસેનો બીજો પગ કે ઢીંચણ પકડી તેને નીચે નમાવી લ્યો, એટલે થયું.

વ.—હા, આ બહુ સારી યુક્તિ.

લ.—બાળક કમળની અંદર હોય ત્યારે તેના હાથ, પગ, નિતંબ,

ગરદન એ બધા અવયવો બરાબર શી રીતે ઓળખવા તે તો તમને આગળ સારી રીતે સમજાવી મુક્યું છે. કેમ એ બધું તો યાદ છેના ?

**વ.**—હા. એ તો બધું સારી પેઠે યાદ છે. તે યાદ ન હોય તો ચાલે કેમ ?

**લ.**—એક બાબતમાં તમને સાવધાન કરવાનું હું ભૂલી ગઇ છું.

**વ.**—કઇ બાબતમાં ?

**લ.**—આગળ હું તમને કહી ગઈ છું કે બાળક ફેરવવા માટે જ્યારે કમળમાં હાથ નાંખવો ત્યારે હાથ એવી રીતે સેરવી દેવો જોઇએ કે હાથનું તળીઊં બાળકના પેટની તરફ રહે. કેમ યાદ છે કે નહિં !

**વ.**—હા. એ તમે મને કહ્યું હતું ખરૂં. અને તે મને યાદ પણ છે.

**લ.**—હાથનું તળીઊં ( હથેળી ) પેટ તરફ રાખીને હાથ સેરવવો. ખરો પણ બાળકની ડુંટી ઉપર કે નાળની બીજી કોઈ પણ જગ્યાએ દબાણ ન થાય, તેની ઘણીજ સંભાળ રાખવી નાળ ઉપર દબાણ થાય તો સત્યાનાશ જાય, તે તો તમે જાણો છો ના ?

**વ.**—હા, હા. તે તો તમે મને બહુજ સારી રીતે સમજાવેલું છે. બાળકના નાળમાંજ તેનો પ્રાણ હોય છે. તે નાળમાં લોહીની આવજા બંધ થાય તો બાળક મરીજ જાય.

**લ.**—વળી એક બીજી વાત કહું તે સાંભળો.

**વ.**—શું ? કહો.

**લ.**—બાળક ફેરવવા માટે જ્યારે કમળમાં હાથ નાખવો હોય, ત્યારે આ વાત બહુજ ધ્યાનમાં રાખવી કે, જ્યારે વેણુ આવતી હોય ત્યારે હાથ સેરવવો નહિં, વેણુ આવતી હોય ત્યારે કમળમાં હાથ નાખવો નહિં. અને કમળમાં હાથ નાખ્યા પછી જો વેણુ આવવા માંડે તો, જ્યાં સુધી વેણુ આવ્યા કરે ત્યાં સુધી હાથને એકજ જગ્યાએ સ્થિર રાખવો, હલાવવો ચલાવવો નહિં. વેણુ બંધ થયા પછીજ હાથ આગળ સેરવવો કેમ સમજ્યાં ?

**વ.**—હા. સમજી.

લ.—કમળનું મોં સારી પેઠે ઉઘડયું હોય, અને પરપોટા ફુટયો ન હોય તો બાળક શી રીતે ફેરવી આપવું, એ વાત અત્યાર સુધીમાં તમને શીખવવામાં આવી. તે બરાબર ધ્યાનમાં રાખજો.

વ.—આ સિવાય હવે બીજું કાંઈ શીખવવાનું છે કે નહિ ?

લ.—હા. હજી તો ઘણું બાકી છે, અને એવું છે કે તે ન શીખવું તો ચાલેજ નહિં. કમળનું મોં પૂરેપૂરૂં ઉઘડયું હોય અને પરપોટા ફુટયો નહોય તો બાળક ફેરવી દેવામાં કાંઈ મુશ્કેલી પડતી નથી. એમ હોય તો નથી પ્રસૂતા કષ્ટાતી કે નથી કાંઇ બાળકને અડચણ આવતી કે નથી દાઇયણને કાંઇ મહેનત પડતી. પણ આવી અનુકુળતા ઘણું કરીને તો હોતીજ નથી. પરપોટો ફુટયાને ઘણી વાર થઇ ગઈ હોય, કમળનું મોં બરાબર ઉઘડયું ન હોય, પ્રસૂતા ઘણી હેરાન થઈ ગઇ હોય, આવી અવસ્થા થઈ ગઈ હોય, ત્યારેજ ઘણે ભાગે તો પ્રસૂતાને પ્રસવ કરાવવા સારૂ દાઇયણને બોલાવવામાં આવે છે. કેમ ! એમજ થાય છે કે નહિ ?

વ.—હા, ઘણીવાર તો તમે કહો છો તેમજ થાય છે. બહુ દોડાદોડ થઇ ન પડે ત્યાં સુધી તો સારી દાઇયણને ખોળવામાં આવતી નથી.

લ.—ત્યારે પ્રસૂતાની જે અવસ્થા ઘણી ખરી વાર જેવામાં આવે છે, તેનો ઉપાય તો આગળથીજ જાણી રાખવાની જરૂર છે.

વ.—એકવાર નહિં પણ સાતવાર તે ઉપાય તો જાણી રાખવોજ જોઇએ.

લ.—પરપોટા ફુટયા પછી બાળક ફેરવી દેવું એ સહેલું કામ નથી. તેમાં પણ જે કમળનું મોં સારી પેઠે ઉઘડયું ન હોય તો મુશ્કેલીનો પારજ રહેતો નથી. કમળમાં હાથ નાંખવાનું કામ પણ ઘણુંજ કઠણ થઈ પડે છે.

વ.—ખરૂં બેન ! ત્યારે આમ હોય ત્યારે પ્રસૂતાને પ્રસવ શી રીતે કરાવાય ?

**લ.**—ગમે તેટલી મુશ્કેલી હોય તો પણ પ્રસૂતાને પ્રસવ કરાવી શકાય ખરો. જો એમ માલમ પડે કે પરપોટો ફુટી ગયો છે, અને કમળનું મોં સારી પેઠે ઉઘડ્યું નથી, તો જે હાથથી બાળક ફેરવવું હોય, તે હાથની પીઠ ઉપર પોંચા સુધી સારી રીતે ટોપરેલ તેલ ચોપડવું. ત્યાર પછી પાંચે આંગળાં એકઠાં કરવાં, અને ખૂબ ધીમેથી પોતાનો હાથ પ્રસવનાં દ્વાર વાટે કમળનાં મોં સુધી લઇ જવો. ત્યાં પણ પાંચે આંગળાં એકઠાંજ રાખવાં. ત્યાર પછી બહુજ ધીમેથી કમનાં મોંમાં આંગળાં આગળ સેરવવાં. છેવટ કમળનું મોં ઉઘાડું કરવા સારૂ આંગળાં છુટાં પાડવાં અને ધીમે ધીમે પહોળાં કરવાં. આ પ્રમાણે આંગળાં પહોળાં કરતાં ધીમે ધીમે જેમ જેમ કમળનું મોં ઉઘડતું જાય, તેમ તેમ હાથ ધીમે ધીમે કમળનાં મોંમાં સેરવી દેવા મહેનત કરવી. આ પ્રમાણે ચતુરાઇથી આખો હાથ કમળમાં નાંખ્યા પછી, નિયમ પ્રમાણે બાળક ફેરવી દેવું. કેમ, સમજ્યાં કે નહિ?

**વ.**—હા, આવી ચોખવટથી સમજાવો તે કેમ ન સમજાય?

**લ.**—હાથ નાંખીને કમળનું મોં ઉઘાડું કરી દેવું ખરૂં, પણ દોડાદોડ કરીને કે બળ કરીને આ કામ કરવાનું નથી, ઉતાવળથી કે બળ કરવાથી વખતે કમળનું મો ફાટી જાય કે તેમાં કાણું પડી જાય. માટે આ વખતે વધારેમાં વધારે સંભાળ રાખવાની જરૂર છે.

**વ.**—તો તો સત્યાનાશજ જાયના ! એમ કરે એવી " દાઇયણ " કાંઇ દાઇયણ કહેવાય?

**લ.**—જ્યારે હાથ નાંખીને કમળનું મોં ઉઘાડું કરવામાં આવતું હોય ત્યારે, બીજે હાથે પ્રસૂતાનું પેટ સારી રીતે પકડી રાખવું. તેથી દાઇયણને પણ ઠીક પડે અને પ્રસૂતાને બહુ દુઃખ પણ ન થાય.

**વ.**—બહુ સારૂં. પણ પરપોટો ન ફુટ્યો હોય, અને કમળનું મોં પણ ન ઉઘડ્યું હોય, એમ ન બને ? અને એમ હોય તો બાળક શી રીતે ફેરવાય?

**લ.**—એમ પણ થાય. એમ હોય ત્યારે આગળ કહેવામાં આવ્યું

છે, તેમ હાથ નાંખીને કમળનું મોં ઉઘાડું કરવું. મો ઉઘાડું કર્યાં પછી કમળમાં હાથ સેરવી દેવો. ત્યાર પછી નખ વડે પાણીની કોથળી ફોડવી. અને ત્યાર પછી આગળ કહેવાઇ ગયું છે તે પ્રમાણે બાળક ફેરવી નાંખવું.

વ.—હા, હવે તો ઠીક. બધી રીતો જાણવામાં આવી ગઈ.

લ.—બાળક ફેરવવું બહુ જ કઠણ પડે, એવા વખતની વાત હજી તમને કહેવામાં આવી નથી.

વ.—ત્યારે એ વાત ક્યારે કહેશો ?

લ.—હવે તે જ કહું છું. સાંભળો, કોઇ પ્રસૂતાને તમે પ્રસવ કરાવવા જાઓ, અને તમને માલમ પડે કે, પરપોટો ઘણીવારથી ફુટી ગયો છે, બાળકનો હાથ કમળનાં મોંમાંથી બહાર આવ્યો છે, અને કમળનાં મોંએ તે હાથ ખૂબ પકડી રાખ્યો છે, તો બાળક ફેરવવાનું કામ ઘણામાં ઘણું કઠણ છે, એમ જાણવું.

વ.—આમ બને તે તો ઘણું જ નઠારૂં. આ સાંભળતાં તો મારૂં કાળજું ધડકી ઉઠે છે. કમળનું મોં ઉઘાડી શકાય નહિ તો પછી કમળમાં હાથ નાંખીને બાળક ફેરવવાની તો વાત જ શી કરવી ?

લ.—નજ ફેરવાય. શીતે ફેરવી દેવાય ? આ બધું સાંભળીને બાળકને ફેરવી દેવાનું અને પ્રસૂતાને પ્રસવ કરાવવાનું કામ તમને ઘણું જ કઠણ જણાય છે, પણ તમને એ જેટલું કઠણ જણાય છે, તેટલું કઠણ નથી.

વ.—શું કહો છો ?

લ.—આવે વખતે કમળમાં હાથ નાંખવાનો અસંભવ હોવા છતાં પણ, બાળકને ફેરવી દેવાનો એક સહેલો ઉપાય, પ્રભુની મહેરબાનીથી છે, તે ઉપાય હમણાં હું તમને કહી બતાવીશ.

વ.—એવો સહેલો ઉપાય કયો ?

લ.—તે હું કહું છું. સાંભળો. બાળકનું માથું પહેલું આવે ત્યારે તેના પગ અને ઢીંચણ કમળનાં મોંથી ઘણે છેટે હોય છે, તેજ

પ્રમાણે બાળકનો હાથ પહેલો આવે ત્યારે પણ, પરપોટા ફુટયાં પહેલા તેના પગ અને ઢીંચણ કમળનાં મોંથી ઘણે છેટે હોય છે. તેથી પરપોટા ફુટયા પહેલાં કે પરપોટા ફુટયા પછી તરતજ બાળકનું ફેરવવું હોય તો, કમળમાં હાથ નાંખ્યા સિવાય બાળકનો પગ કે ઢીંચ પકડી શકાતો નથી. પણ પરપોટા ફુટયાને ઘણીવાર થઇ ગયા પછી કમળ ઘણું ખાલી થઇ જાય છે, અને બાળકના ઉપર બહુ સંકોચાય છે. તેથી જેમ બાળક આડું થઈ જાય છે, તેમજ કમળનો આકાર પણ ડાબો જમણો લાંબો એટલે આડો થઇ જાય છે. તેથી બાળકના પગ જરાયુના મોંની બહુજ પાસે આવી જાય છે. કેમ, સમજ્યાં ?

**વ.**—હા. હું સમજી શકી છું. તમે બોલતાં જાઓ.

**લ.**—આ પ્રમાણે બાળકના પગ છેક પાસે હોય ત્યારે કમળમાં હાથ નાંખીને તેને ઝાલવાની કાંઇ જરૂર રહેતી નથી. પ્રસવનાં દ્વારમાં હાથ રાખીને કમળનાં મોંમાં એક બે આંગળાં સેરવી દેવાથી પગ પકડીને નીચે નમાવી દેવાથી ચાલે છે.

**વ.**—હા. તે સમજાયું. ચતુરાઇને હુશીયારોથી બાળકનો પગ ઝાલીને નીચો નમાવી દેવો. પણ બાળકનો હાથ કમળનાં મોંમાંથી બહાર આવ્યો હોય તેનો શો ઉપાય કરવો ? ધક્કો મારીને કમળમાં પાછો હડસેલવો કે કેમ કરવું ?

**લ.**—સત્યાનાશની વાત એ તો ! એ તમે બોલ્યાં શું ? ધક્કો મારવાથી કાચો હાથ રહે ખરો કે ? કાં તો ભાંગી જાય અને કાં તો બાવડેથી ખશી જાય. અને શું ધક્કો મારવાથી હાથ પાછો જાય ખરો કે ? બાળકની ગરદન અને માથું ખસે નહિં ત્યાં સુધી હાથ કમળમાં પાછો જાય ખરો કે ? પગ ઝાલી નમાવીને યોગ્ય જગ્યાએ લાવવાથી ગરદન અને માથાંની સાથેજ હાથ કમળમાં પોતાની મેળેજ પાછો જાય. કેમ સમજ્યાં કે નહિં ?

**વ.**—હા, હવે સમજવામાં શું બાકી છે ? બધી વાત તમે મને એકે એકે સમજાવી. કાંઈ બાકી રાખ્યું નથી. હવે માત્ર એક

વાત તમને પૂછું, તેનો જવાબ આપો એટલે મારા મનનો સંદેહ મટે.

લ.—શી વાત છે? કહોને બાઈ!

વ.—જેમ બાળકના પહેલા પગ પણ આવે, નિતંબ પણ આવે, અને ઢીંચણ પણ આવે તેમ કોણી અને ગરદન પણ પહેલાં આવે ખરાં કે?

લ.—હા, એ પણ આવે એમાં નવાઇ શી? હાથ પહેલા આવે ત્યારે જે રીતે પ્રસૂતાને પ્રસવ કરાવીએ છીએ, તેજ રીતે પહેલી ગરદન કે કોણી આવે ત્યારે પણ પ્રસવ કરાવાય.

વ.—બહુ સારૂં. એ પણ પૂછીને જાણી રાખવું જોઇએ.

લ.—બીજી એક વાત પણ આ વખતે તમને ભેળાભેળી કહી દેવાની જરૂર છે.

વ.—શી વાત?

લ.—બાળકનાં જુદાં જુદાં અંગ પણ એક સાથે બહાર આવે,

વ.—તે વળી શી રીતે?

લ.—કહું. સાંભળો. (૧) માથાની સાથે હાથ કે બાવડું આવે (૨) બંને પગ અથવા બંને હાથ એક સાથે આવે, (૩) એક પગને એક હાથ એક સાથે આવે. (૪) હાથ પગની સાથે નાળ પણ આવે.

વ.—આ વળી શી ગોટાળાની વાત કરી?

લ.—એમાં ગોટાળાની વાત શી? પ્રસૂતાની જે જે અવસ્થાઓ થાય છે; તે બધી જાણી રાખવી જોઇએ કે નહિં? દાઇપણ થવું એ કાંઇ સહેલું કામ છે? બધુંજ જાણી રાખવું જોઇએ.

વ.—હા. એ તો બધુંએ જાણી રાખવું જોઇએ. આવું મોટું કામ કાંઇ વગર મહેનતે શીખાય? ઠીક, પણ આવા જુદા જુદા અવયવો એક સાથે આવે ત્યારે પ્રસૂતા શી રીતે પ્રસવ કરી શકે?

લ.—એમ થાય ત્યારે પ્રસૂતાને પ્રસવ કરવાનું ઘણું કઠણ પડતું નથી. બાળકનાં માથાંની સાથે હાથ કે બાવડું આવે તો ધીમે ધીમે ચતુરાઇથી તે હાથ અથવા બાવડું કમળમાં નીચે ઉતારી દેવું.

નીચે ઉતરી જાય એટલે થયું. પછી કાંઇ વસમાણુ (મુસ્કેલી) કે ગોટાળો રહે નહિ, બાળકનું માથું પહેલાં આવતાં પ્રસૂતા જે રીતે પ્રસવ કરે, તેજ રીતે પછી આમાં પણ પ્રસવ કરે. પણ જો હાથ કે બાવડું ચતુરાઇ વાપરવા છતાં પણ કમળમાં નીચે ઉતારી નજ શકાય તો હાથ પહેલો આવવાનો છે એમ સમજીને બાળકનો પગ પકડીને અગાઉ કહ્યા પ્રમાણે બાળકને ફેરવી આપવું; મતલબ કે પગ પકડીને નીચે નમાવવાથી પ્રસવનું કામ ઘણું સહેલું થઇ જશે.

વ.—ઘણી સારી વાત. હાથ અને પગ બંને એક સાથે આવે ત્યારે કેમ કરવું ?

લ.—એમ બને ત્યારે પગ પહેલાં બહાર આવે તેવો ઉપાય કરવો. કેમ હવે કાંઈ કહેવું સમજાવવું પડશે કે ?

વ.—ના. એ હવે ફરી કહેવાની જરૂર નથી. પહેલો હાથ આવે તેના કરતાં પહેલો પગ આવે તેમાં ઘણી અનુકુળતા છે, પહેલા હાથ આવવામાં જે મોટી બીક અને જોખમ છે, તે તમે મને કહેલું છે. અને તે મને બરાબર યાદ છે. ઠીક, પણ શું કરવાથી પહેલા પગ આવે ?

લ.—કેમ ? પગ પકડીને જરાક તાણવાથી કમળનાં મોંની બહાર આવે એટલે થયું. પગ કમળની બહાર આવશે અને હાથ કમળની અંદર રહેશે. ત્યાર પછી પહેલો પગ આવે ત્યારે પ્રસૂતા જે રીતે પ્રસવ કરે છે તેજ રીતે પ્રસવ કરાવવો. પણ પગને બદલે હાથ તણાઇ જાય નહિ, તેની ઘણામાં ઘણી સાવચેતી રાખવી. જો પગને બદલે ભૂલમાં હાથ તણાઇ જાય તો "સુતેલો સિંહ જગાડવા" જેવું થશે. વળી તપાસ કરવા જતાં બાળકનો હાથ કે બાવડું નમી પડે નહિ, તેની પણ સંભાળ રાખવી.

વ.—હાથ પગની સાથે નાળ બહાર આવે તો શું કરવું ?

લ.—નાળ ઉંચો કરી દેવો. ( ચૌદમા પ્રકરણમાં આ વાત વિસ્તારથી આવશે ).

**વ.**—હવે નાની વહુ બિચારી ક્યારની કષ્ટાય છે, તેને પ્રસવ કરાવી મેં જાઉં !

**લ.**—એમાં ફીકર શીદ કરો છો ? હમણાંજ પ્રસવ કરાવી દઉં છું. ( એમ કહી કમળમાં જરાક હાથ નાંખી ધીમે ધીમે બાળકનો પગ પકડીને નમાવ્યો એટલે સહેજનાં બાળક અવતર્યું ). જુઓ મેં કહ્યું હતું તે ખરૂં કે નહિં ?

**વ.**—હા, બેન હા. આવી વસમાણમાં પ્રસૂતા આટલી ઉતાવળે પ્રસવ કરશે, એતો મારી કલ્પનામાં પણ આવ્યું નહોતું. હવે પ્રસૂતાની અને બાળકની કેવી રીતે વ્યવસ્થા કરશો ?

**લ.**—એમાં તમે શું પૂછો છો ? મોતીને ભાણીયો અવતર્યો, ત્યારે મોતીની અને ભાણીયાની જેવી વ્યવસ્થા કરી હતી, તેવીજ વ્યવસ્થા આની પણ કરીશ. એમાં કશો ફેરફાર કરવાનો નથી.

**વ.**—હું પણ એમજ ધારતી હતી, તોપણ પૂછી રાખ્યું સારૂં.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### બાળકનો નાળ પહેલાં બહાર આવે તો શું કરવું ?

**વ.**—બાળકનો હાથ કે પગ પહેલાં બહાર આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો, તે તો હું સારી રીતે શીખી ગઈ. એ વિના પ્રસવના સંબંધમાં બીજી કોઈ મુસ્કેલીઓ આવી પડે છે ખરી કે ?

**લ.**—હા. બીજી મુસ્કેલીઓ પણ આવે છે ખરી.

**વ.**—બીજી કઈ મુસ્કેલીઓ આવે છે ?

**લ.**—કેટલીએક વાર બાળકનો નાળ પહેલો આવે છે, વળી કોઇ વાર પ્રસૂતાની ઓર પણ પહેલી બહાર આવે છે. આ બંને બનાવો કોઇ કોઇ વાર બને છે ખરા.

**વ.**—શું કહો છો ? ત્યારે તો એ બંનેના ઉપાય પણ જાણી રાખવા જોઇએ.

**લ.**—હા, જાણી રાખવાજ જોઇએ. સારી દાઇયણ થવું હોય તો જરૂર બધું જાણી રાખવું જોઇએ. ક્યે વખતે કઇ જાતની મુસ્કેલી આવશે, તેનો કાંઇ નિયમ નથી. માટે બધી મુસ્કેલીઓ અને તેના ઉપાય અગાઉથીજ જાણી રાખવા જોઇએ.

**વ.**—બહુ સારૂં. તમે બોલવાનો આરંભ કરો. હવે વાર લગાડો માં. બાળકનો નાળ પહેલો આવે ત્યારે પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય પહેલાં કહો. ત્યાર પછી ઓર પહેલી આવે ત્યારે શું કરવું, તે કહેજો.

**લ.**—ઠીક, કહું છું. બરાબર ધ્યાન દઇને સાંભળજો. માથા સિવાય બાળકનું બીજું કોઇ પણ અંગ (જેમ કે હાથ, પગ) પહેલું બહાર આવે તો, જેમ પ્રસૂતાને મોટી મુસ્કેલી અને બીક છે, તેમ બાળકનો નાળ પહેલો આવે તો કાંઇ પણ મુસ્કેલી કે બીક નથી. નાળ પહેલો બહાર આવે તો માત્ર બાળકનો જીવજ મુસ્કેલીમાં છે. પ્રસૂતાને કાંઇ પણ અડચણ, બીક કે મુસ્કેલી નથી.

**વ.**—કેમ ! તેનું શું કારણ ?

**લ.**—કેમ, વળી ? હું તમને પહેલાંથી જ કહી ગઇ છું કે નાળમાંજ બાળકનો જીવ હોય છે. કોઇ પણ કારણથી જો નાળમાં લોહીની આવજા થવામાં અડચણ આવે, તો બાળક માર્યું જાય, એમાં નવાઇ શી ? વળી બાળકનું માથું, હાથ કે પગ એમાના કોઇ અંગની સાથે નાળ બહાર આવે તો, નાળ દબાય અને તેથી લોહીની આવજામાં ઘણી અડચણ થાય. તે તો તમે જાણો છો ના ?

**વ.**—તે તો સારી રીતે જાણું છું.

**લ.**—બાળકના ગમે તે અંગની સાથે નાળ બહાર આવે, એ એક જુદો સવાલ છે, પણ નાળ પહેલો બહાર આવે તેમાં પ્રસૂતાને કાંઇ પણ પ્રકારનું દુઃખ ખમવું પડતું નથી. માત્ર બાળકનો જીવ જ એવે વખતે પૂરા જોખમમાં છે. હવે આ વાત બરાબર સમજ્યાં ?

**વ.**—હા, બરાબર સમજી હવે એ વાત ફરી નહિ સમજાવવી

પડે. હાથ પગ કે માથાની સાથે ન આવતાં એકલો નાળ પણ કોઇ વાર પહેલો બહાર આવે ખરો કે ?

લ.—હા કોઇ વાર એકલો પણ આવે. એવું ભાગ્યે જ બને છે. એવા બનાવો ઘણાજ થોડા બને છે. ગમે તે માથાની સાથે આવે કે પગની સાથે આવે કે હાથની સાથે આવે પણ એકલોજ નાળ તો ક્યારેજ આવે છે.

વ.—બાળકના ક્યા અંગની સાથે નાળ બહુ વાર બહાર આવે છે?

લ.—ઉપર ટપકે જોઇએ તો માથાની સાથે ઘણીવાર આવે, કેમકે બીજાં બધાં અંગ કરતાં માથું ઘણીવાર પહેલું આવે છે. પણ હિસાબ અને સરખામણી કરી જોઇએ તો હાથની સાથે સરખામણી કરતાં પહેલો હાથ ઘણી થોડી વાર આવે છે. તેથી જે હિસાબે માથાની સાથે નાળ બહાર આવે છે, તે હિસાબે હાથની સાથે તે ઘણીવાર બહાર આવે છે, એમ કહેવુંજ પડશે.

વ.—આ બધું તમે શું કહો છો, તે મને સમજાતું નથી. બરાબર સમજાવીને કહો તો ઠીક.

લ.—ચાલો, ત્યારે તમે ચોખું સમજો તેમ કહી બતાવું. તમને મેં આગળ કહેલું છે કે, સો બાળકમાં છન્નુનું માથું પહેલાં બહાર આવે છે. બસે ચોવીસ બાળકમાંથી માત્ર એકનો જ હાથ પહેલો બહાર આવે છે. ત્યારે જુઓ, માથું પહેલું આવવાના બનાવો કેટલા વધારે અને હાથ પહેલો આવવાના બનાવ કેટલા ઓછા ?

વ.—હા, આટલી વાત તો બરાબર સમજાણી.

લ.—પહેલો હાથ આવવાના બનાવોજ આટલા બધા થોડા બને છે. પણ બાળકનાં બીજાં અંગ કરતાં હાથની સાથેજ નાળ ઘણી વાર બહાર આવે છે. તેથી પહેલાં હાથ બહુ ઓછા આવે છે, એમ કહેવાય, અને એકંદરે હાથની સાથે નાળ ઘણી થોડી વાર આવે છે, એમજ કહેવું જોઇએ. હવે બરાબર સમજ્યાં ?

વ.—હા, હવે તો બરાબર સમજાયું. એ તો ઠીક, પણ નાળ

પહેલો બહાર આવવાનું કાંઇ કારણ હશે ખરું કે ?

લ.—કારણ તો હોયજ, કારણ વિના કાંઇ કાર્ય બને ?

વ.—ત્યારે કારણ શું છે ? તે કહોને, બેન !

લ.—કહું છું. સાંભળો. માથાં સિવાય બાળકનું કોઇ પણ અંગ પહેલું આવે તો તેની સાથે નાળ બહાર આવી શકે, અને આવે છે પણ ખરો.

વ.—કેમ ?

લ.—પહેલાં માથું આવે ત્યારે કમળનું મોં જેમ બધી તરફથી એકદમ બંધ થઇ જાય છે, તેમ બીજું કોઈ પણ અંગ પહેલું આવે તો કમળનું મોં એકદમ બંધ થઇ જતું નથી; આસપાસ ઉઘાડું રહે છે. આ પ્રમાણે ઉઘાડા રહેલા કમળના મોંના ભાગમાંથી નાળ બહાર આવે. તેથીજ બાળકનું બાવડું, હાથ, પગ કે નિતંબ પહેલા આવે ત્યારે ઘણું કરીને તેની સાથે નાળ બહાર આવે છે. પણ માથું પહેલું આવે ત્યાર કમળનું આખું મોં એકદમ બંધ થઇ જાય છે, તેથી નાળને બહાર આવવાની ઉઘાડી જગ્યાજ હોતી નથી. અને તેથી નાળ બહાર આવી શકતો નથી.

વ.—બહુ સારૂં, ટુંકામાં એમ જ કહોને કે માથાની સાથે નાળ કોઇક વખતજ બહાર આવે. પણ આવે ખરો.

લ.—એ તો મેં તમને પહેલેથી જ કહેલું જ છે.

વ.—ત્યારે વળી એમ કેમ કહેતાં હતાં કે માથું પહેલું આવે તો તેની સાથે નાળ આવીજ ન શકે ?

લ.—એમ કહેવાનું કારણ હતું. હમણાં તમને બધું ચોખ્ખું કરીને શીખવવાનું છે. કેવા કેવા પ્રસંગો આવે ત્યારે માથું પહેલાં આવે તો પણ તેની સાથે નાળ બહાર આવી શકે, તે એકે એક ગણાવું છું. તે ધ્યાન રાખીને સાંભળો. (૧) પુરે મહિને બાળકનું માથું હોવું જોઇએ તેના કરતાં નાનું હોય તો માથાની સાથે નાળ આવી શકે. (૨) નાળ જોઇએ તે કરતાં વધારે લાંબો હોય તો પણ માથાની

સાથે આવી શકે. (૩) માથું અને હાથ એ બન્ને સાથે આવે તો નાળ માથાની સાથે બહાર આવી શકે. (૪) પાણીની થેલીમાં જો ઘણું વધારે પાણી હોય અને પરપોટો એકદમ જોરથી ફુટી જાય તો માથાની સાથે નાળ બહાર આવી શકે. (૫) પ્રસૂતાના બસ્તી (પેડુ) ના હાડકાનું માપ સ્વાભાવિક માપ કરતાં મોટું હોય તો માથાની સાથે નાળ બહાર આવી શકે. (૬) આ ઉપરાંત પ્રસૂતાના પેટમાં બે બાળક હોય તો કોઇ કોઈ વાર અને વિશેષ કરીને બીજું બાળક આવવાની વખતે નાળ બહાર આવે (૭) ઓર કમળમાં સ્વાભાવિક રીતે જે જગ્યાએ રહે છે, તે જગ્યાએ નહોતાં, ત્યાંથી આઘી પાછી થઇ હોય તો પણ નાળ પહેલો બહાર આવવાનો સંભવ છે. (૮) ઓર બરાબર પોતાને રહેવાની જગ્યાએ રહેલી હોય પણ નાળ જો બરાબર ઓરની વચમાં ન હોતાં આસપાસ રહેલો હોય તો પણ નાળ પહેલો બહાર આવી શકે, હવે બધું બરાબર સમજ્યાં ?

**વ.**—વાહ ! આ તો તમે બધી નવાઈ જેવી વાતો કરી. હવે મારો બધોજ સંદેહ ટળી ગયો. હવે નાળ પહેલો બહાર આવશે કે નહિ, તે શી રીતે જાણી શકાય ?

**લ.**—એ જાણવું બહુ અઘરૂં નથી. કોઇ કોઈ વાર તો નાળ પ્રસવના દ્વારમાં આવીને ઝુલતો દેખાય છે. એમ જ્યારે નાળ ઝુલતો જોવામાં આવે, ત્યારે તો નાળ પહેલો આવ્યો છે એ જાણવામાં કશો પણ શક રહેતોજ નથી.

**વ.**—એ નાળને જો હાથ અડકાડીએ તો તેના ધબકારા જણાય કે નહિ ?

**લ.**—સંભળાયજ ? એમાં શી નવાઇ ! પણ બધી વાર એ ધબકારા જણાતા નથી.

**વ.**—કેમ ? તેનું શું કારણ ?

**લ.**—બાળક મરી ગયું હોય તો પછી લોહીની આવજા ન હોય, અરે લોહીની આવજા ન હોય એટલે તેના પર હાથ રાખવાથી

ધબકારા પણ ન સંભળાય. બાળક મરી જાય ત્યારે તો નાળ ઠંડો બરફ જેવો થઇ જાય. અને હાથ અડકાડીએ તો બરફ જેવો જ જણાય. લોહીથી આવજા થતી હોય ત્યારે જેવો કઠણ જણાય, તેવો કઠણ પણ હોય નહિ.

વ.—છેલ્લી જે રીત દેખાડી તે રીતે નાળ હોય તો તેને ઓળખવામાં કાંઇ મુસ્કેલી છે ?

લ.—ના, એમાં મુસ્કેલી નથી. નાળનો આકાર દોરડાં જેવો હોવાથી બાળકનાં બીજાં કોઇ અંગની સાથે એનો ગોટાળો સંભવતો જ નથી. વળી તે નજરે જોવાય છે, એટલે તો કાંઇ શક રહેતોજ નથી.

વ.—નાળ નજરે દેખાય ત્યારે તો શક ન રહે. પણ જ્યારે નાળ નજરે દેખાય નહિ, ત્યારે શી રીતે જાણવું ?

લ.—તેમાં પણ કાંઇ મુસ્કેલી નથી. કારણ કે બાળકનાં કોઇ અંગની સાથે નાળનો ગોટાળો થવા સંભવ નથી. જો કદિ પણ ભૂલ થાય તો હાથની મૂઠ અથવા પગનાં આંગળાંની સાથેજ થાય, વખતે પગનાં આંગળાંમાં અથવા હાથની મૂઠમાં દાઇયણનો હાથ અડી જાય, તો તે નાળ છે એવું અનુમાન તે કરી બેસે.

વ.—ત્યારે એ ભૂલ શી રીતે મટે ?

લ.—એમાં કાંઇ મુસ્કેલી નથી. કેમકે નાળને હાથ અડકતાંજ તેનો ધબકારો જણાઇ આવવો જોઇએ. તે ઉપરાંત નાળ ઘણો લાંબો હોય છે. વળી પગનાં આંગળાંમાં કે હાથની મૂઠમાં હાથ અડે તો જરાક તેથી દૂર હાથ લગાડવાથી પગનું તળીઉં કે હાથનો પોંચો બરાબર જણાઇ આવે છે. આવાં કારણથી તપાસ કરતાં શક મટી જાય છે. હવે સમજ્યાં ?

વ.—હા. એ તો બરાબર સમજાયું.

લ.—માત્ર એક વસ્તુની સાથે બાળકના નાળનો ખરેખરો ગોટાળો થઇ શકે છે. અને એ ભૂલ જ્યારે થાય છે ત્યારે ઘણે ભાગે પ્રસૂતા મારીજ જાય છે.

**વ.**—એવી કઇ ભૂલ છે? પ્રસૂતાને બીવરાવવા માટે તમે એક પ્રકારનો ગોળો તો ફેંકતાં નથી ના?

**લ.**—એ તમે શું બોલ્યાં? એવો ગોળો ફેંકવામાં મને શો લાભ? જે બને છે તે કહ્યા વિના કેમ ચાલે? હું તમને જે જે કહું છું તે બધું માત્ર પ્રસૂતાના ભલાને માટેજ કહું છું નહિં તો મારે શા માટે કહેવું જોઇએ? પ્રસૂતા જો કયારે પણ વિપત્તિમાં આવી પડે તો તેનો તે વિપત્તિમાંથી છુટકો કરવાનો ઉપાય તમને શીખવી દઉં છું. નહિં તો મારે શા માટે કહેવું પડે? હું જે કહું છું તેથી પ્રસૂતાએ બીવું શા માટે? ઉલટું એથી તો પ્રસૂતાએ હિંમતવાન થવું જોઇએ, કે ગમે તેવી મુસ્કેલી આવે, તો પણ તેના ઉપાય છે. બધું જાણી રાખવું એમાં કાંઈ ખોટું છે?

**વ.**—ના. હું કશું આ ખરેખરૂં કહું છું? મસ્કરીમાં એમ ન કહેવાય?

**લ.**—તમે મસ્કરીમાં કહેતાં હો તો પણ ભલે, પણ ઘણાએ માણસ એમ ધારે છે, અને ઘણાંને એમ બોલતાં પણ સાંભળીએ છીયે કે, આ બધું જાણવા સાંભળવાથી પ્રસૂતાને મનમાં બીક લાગે છે. આવી વાતો સાંભળવાથી પ્રસૂતાને લાભ નથી થતો. પણ ઉલટું નુકસાનજ થાય છે. એમ કેટલાંક ધારે છે. અને કહેતાં પણ સંભળાય છે.

**વ.**—અરે, રામ રામ! જે એમ ધારે કે બોલે તે શું માણસ કહેવાય? એવા લોકો તો કાલે ઉઠીને એમ કહેશે કે લખતાં વાંચતાં શીખવવાનું પણ કાંઇ કામ નથી. જ્ઞાન આપવું એમાં જો દોષ હોય તો આટલી બધી નિશાળો અને પાઠશાળાઓ છે તેની શી જરૂર?

**લ.**—ગમે તેમ હો. એ બધી વાતની સાથે આપણે અત્યારે કાંઈ કામ નથી. આપણે આપણી વાતો ચલાવો.

**વ.**—ચાલો એવી નકામી વાતમાં આપણું કાંઇ નહિ વળે. તમારે આગળ જે કહેવું હોય તે કહેવા માંડો.

**લ.**—સાંભળો, કહું છું. જો કોઇ પણ કારણથી કમળનાં શરી-

રમાં નાનું કે મોટું કાણું પડી જાય, અને તે કાણાંમાંથી પ્રસૂતાનાં પેટમાંનાં આંતરડાંનો થોડો ભાગ પણ કમળમાં આવે, અને બાળકનાં કોઇ પણ અંગની સાથે કમળનાં મોંમાં કે પ્રસવનાં દ્વારમાં આવી જાય તો તે બાળકનો નાળ છે, એવી ભૂલ દાઇયણુ જરૂર કરી બેસે. અને એવી ભૂલ થાય ત્યારે તેજ નાળ છે, એમ સમજીને દાયણુ ધમાધમ કરી મૂકે, તો પછી કેવું મોટું નુકસાન થઈ જાય? એકદમ પ્રસૂતાનું ખૂન કરવા જેવું જ થઈ જાય.

વ.—કમળનાં શરીરમાં કાણું પડી જાય તો પ્રસૂતા બચે કે નહિં?

લ.—બરાબર ઉપાય થાય તો મુશ્કેલીએ બચે. પણ નવો અવતાર આવે. મોતના મોંમાંથી બચે.

વ.—મને પણ એમ જ લાગતું હતું, માટે પૂછ્યું હતું,

લ.—ઘણો આઘાત લાગે તો ઘણું કરીને પ્રસૂતા ન બચે.

વ.—ઠીક. જે ભૂલ થવાની વાત તમે કરી તે ભૂલ મટાડવાનો શો ઉપાય?

લ.—સાંભળો, કહું. કમળમાં કાણું પડે કે કોઇ ઠેકાણે તે ફાટે અને તે કાણાંમાંથી કે ફાટમાંથી આંતરડાંનો થોડો કે ઘણો ભાગ બહાર આવે એ કાંઇ નાની સૂની કે જેવી તેવી વાત નથી. પ્રસૂતાની સ્થિતિ જોઇને જ એવું થયું હશે કે નહિં, તે વિશે તરત જ શક આવી શકે. જો શક આવે તો પ્રસૂતાની પાસેનાં માણસોને મોઢેથી આગલી પાછલી સઘળી વાત સાંભળવાથી તે સારી રીતે જાણી શકાય. અને પછી ખૂબ સાવધાન થઇને કામ કરે તો ભૂલ કેમ થાય?

વ.—બહુ સારૂં. ચાલો એ સમજાયું. કમળમાં કાણું કે ફાટ પડી હોય તો પ્રસૂતાની કેવી અવસ્થા હોય? તે મને કહી દેખાડો. વળી કમળમાં કાણું પડવાનાં અને તે ફાટવાનાં કારણો પણ મને કહી દેખાડો. આવો માઠો બનાબ શાથી બને છે, તે જાણવાની મને બહુ ઇચ્છા છે.

**લ.**—તે પછી કહીશ* હમણાં એ સમજાવવાનો વખત નથી.

**વ.**—બહુ સારૂં. બાળકનો નાળ પહેલાં બહાર આવે તો બાળકને બચાવીને પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો.

**લ.**—તે કહું છું. સાંભળો. પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય કહેતાં પહેલાં બીજી કેટલીક વાત કહેવાની જરૂર છે.

**વ.**—ભલે ત્યારે જે કહેવું હોય તે કહો.

**લ.**—કોઇ પ્રસૂતાને પ્રસવ કરાવવા જઇએ; અને એમ જોવામાં આવે કે બાળકનો નાળ પહેલો આવ્યો છે, ખૂબ વેણો આવે છે, વળી તે વેણો ઘણી વારથી આવે છે, તો ત્યાં બાળકને બચાવવાનું કામ ઘણું અઘરૂં છે, એમ સમજવું.

**વ.**—એવે વખતે ઘણા વખતને આંતરે વેણો આવે તે, સારૂં.

**લ.**—માત્ર વેણો ઘણા વખતને આંતરે આવે એટલું જ બસ નથી, (૧) વેણો આવીને ઘણી વાર રહે, એ પણ સારૂં નથી, (૨) એ ઉપરાંત નાળ પહેલાં આવ્યો હોય તો બાળક બચાવવામાં મુશ્કેલી છે, એ વાત પ્રસૂતાનાં સગાં વહાલાંને કરી દેવામાં વાર લગાડવી નહિં. આ બધામાં કોઈ પણ વાત છાની રાખવી એ સારૂં નથી. એવી વાતો છાની ન જ રાખવી જોઇએ. છાની રાખવાથી શો ફાયદો થાય ? વળી સાંભળો, ( ૩ ) ગર્ભ જેમ થોડા મહિનાનો હોય તેમ ઓછી મુશ્કેલી સમજવી. કારણ કે બહુ કાચાં બાળકનો નાળ ઘણી વાર સુધી દબાણ ખમી શકે છે. બહુ કાચું છોકરૂં હોય તો તરત હાંફતું નથી. ( ૪ ) પહેલીવારની પ્રસૂતાનાં બાળકનો નાળ પહેલો બહાર આવ્યો હોય તો તેને બચાંવવાનું ઘણું કઠણ છે. ( ૫ ) જે પ્રસૂતાને આગળ કેટલાંક છોકરાં થઇ ગયાં હોય, અને જેને ઘણી સરળતાથી તરત પ્રસવ થઇ જતો હોય તેનાં બાળકનો નાળ પહેલો બહાર આવે તો તેમાં બહુ ચિંતા કરવા જેવું નથી. ( ૬ ) છોકરીનો નાળ પહેલાં

---

*** ત્રીજા ભાગમાં એ બધી વાત વિસ્તારથી લખવાની ડૉ. યદુનાથની ઇચ્છા હતી પણ તે ભાગ બહાર પડયો નથી અને બહાર પડે એવું લાગતું નથી.**

બહાર આવે તેનાં કરતાં છોકરાનો નાળ પહેલાં બહાર આવે, તેમાં થોડી ફીકર જેવું છે એ જાણી રાખવું. (૭) પ્રસૂતાને બાળકનું જોડલું હોય તો પાછળનાં બાળકનો નાળ ઘણું કરીને પહેલાં બહાર આવે છે. વળી જોડલાંમાંનાં બીજા બાળકનો નાળ પહેલો બહાર આવે ત્યારે તેમાં સૌથી ઓછી મુશ્કેલી પડશે એમ જાણવું, કારણ કે બીજું બાળક ઘણું કરીને નાનું જ હોય છે. વળી પહેલાં એક બાળક આવી ગયું હોય તેથી જરાયુનું મોં, પ્રસવનું દ્વાર વગેરે અવયવો સારી રીતે ઉઘડેલા રહે છે.

**વ.**—આ નિયમો તમે મને કહ્યા, એ બહુ જ સારૂં કર્યું. કારણ કે વધારે બીક શેમાં છે, અને શેમાં નથી તે બધું દાઇયણે જાણી રાખવાની ઘણી જ જરૂર છે. એક બીજી વાત મને પૂછવાની સાંભરી આવી છે. તે પૂછી લેવા દો. માથાંની સાથે નાળ બહાર આવે તો નાળ ઉપર સૌથી વધારે દબાણ થાય કે નહિં?

**લ.**—હા. સૌથી વધારે દબાણ થાય. બાળકનાં બીજાં બધાં અંગ કરતાં માથું બહુ જ મોટું અને કઠણ છે. અને તેથી વધારેમાં વધારે દબાણ થાય છે.

**વ.**—ઠીક. પણ માથાંની સાથે નાળ આવે, ત્યારે શું બાળકની આશા મુકી જ દેવી કે?

**લ.**—કેમ? ઇશ્વરની મરજી કેવી છે તે શી રીતે જાણાય? બાળકનાં મોંમાં એક વાર પવન જઇ શકે તો નાડી ઉપર ગમે તેટલું દબાણ થાય તો પણ તે બાળક હાંફે નહિં.

**વ.**—કેમ ન હાંફે? મારાથી એ સમજાતું નથી, મને બરાબર સમજાવો.

**લ.**—બાળક જ્યાં સુધી કમળમાં હોય ત્યાં સુધી નાળમાં લોહીની આવજા થવાની જરૂર છે. આપણું હૃદય જેમ લોહીને ચોખ્ખું કરવાનું યંત્ર છે, તેમ જ પ્રસૂતાની ઓર એ બાળકનું લોહી ચોખ્ખું કરવાનું યંત્ર છે. આપણને જેમ શ્વાસ લેવાને વા ન મળે તો હાંફી

મરીએ, તેમ લોહીનો આવજા બંધ થાય તો બાળક પણ હાંરી મરે. જ્યાં લગી બાળક કમળમાં રહે ત્યાં લગી આવી ગોઠવણ છે. બાળકનું મોં બહાર આવ્યા પછી જ્યારે તે હવા લઈ શકે ત્યારે ઓરમાંથી નાળ લગી લોહીની આવજા થવાની ઘણી દરકાર નથી. તેથી જ કહું છું કે માથાંની સાથે નાળ બહાર આવવાથી જો કે નાળ ઉપર બહુ દબાણ થાય છે તો પણ થોડીક વાર પછીજ બાળકનું મોં બહાર આવવાથી પવન લઇ શકે એટલે નાળપર દબાણ છતાં પણ બીજી કશી અડચણ થતી નથી; હવે સમજ્યાં ?

વ.—હા. હવે સારી રીતે સમજાયું. બાળકને બચાવીને પ્રસૂતાને પ્રસવ શી રીતે કરાવવો, તે હવે કહો.

લ.—નાળ પેહેલો બહાર આવે ત્યારે બાળકને બચાવીને પ્રસૂતાને પ્રસવ કરાવવામાં દાઇયણને માત્ર બેજ કામ કરવાનાં છે અને તે બેજ તેનાં મોટાં કામ છે.

વ.—તે બે કામ કયાં ?

લ.—કહું. સાંભળો. નાળ ઉપર દબાણ ન થાય એમ કરવું એ પહેલું કામ અને કદાચ નાળ ઉપર દબાણ ન થાય તેમ નજ થઇ શકે તેમ હોય તો પછી એ દબાણને જેમ થોડામાં થોડો વખત લાગે, એમ કરવાની મહેનત કરવી એ બીજું કામ. આ બે મુખ્ય કામો ઉપર નજર રાખીને પ્રસૂતાને પ્રસવ કરાવવો, પણ બાળકને બચાવવા જતાં પ્રસૂતાને કાંઇ પણ હરકત ન થાય તેની સંભાળ રાખવી. નાળ પહેલો આવે ત્યારે પ્રસૂતાને કાંઇ બીક નથી, એ ખરૂં, તોપણ સંભાળ રાખવી જોઇએ.

વ.—નાળ પહેલો આવ્યો હોય તો પ્રસૂતાને કાંઇ બીક નથી. બાળકને બચાવવાનીજ એમાં મહેનત કરવાની હોય છે. એ તો તમે મને પહેલેથીજ કહી રાખેલું છે.

લ.—આ વખતે પણ પરપોટો ફુટવા ન દેવો, એ દાઇયણનું મુખ્ય કામ છે. જ્યાં સુધી પરપોટો ન ફુટે ત્યાં સુધી નાળ ઉપર

દબાણ થઇને બાળક મરી જવાની કશી પણ બીક નથી. વળી પરપોટો ન ફુટયો હોય તો કમળમાં નાળ ઉંચો રાખી દેવાની કાંઇ પણ મહેનત કરવાની નથી. એવી મહેનત કરવા જતાં પાણીની કોથળીમાં કાણું પડી જવાનો સંભવ છે, પરપોટો ફુટયા પહેલાં કમળનું મોં સારી પેઠે ઉઘડી ગયું હોય તો પછી નાળ ઉપર બહુ દબાણ થવાની બીક રહેતી નથી.

વ.—ત્યારે તો પ્રસુતાના પ્રસવ વખતે પરપોટો ફુટવા ન દેવો, એજ દાઇયણનું મોટામાં મોટું કામ જણાય છે !

લ.—હા. એજ મોટામાં મોટું કામ છે. પરપોટો ફુટી જાય, અને તે પણ વળી કટાણે ફુટી જાય તો બધાં કામમાં ગોટાળો થઇ થઇ જાય, અને ઘણી મુસ્કેલી આવે,

વ.—કમળનું મોં સારી પેઠે ઉઘડયું ન હોય, અને પરપોટો ફુટી જાય, તેનેજ તમે કટાણે ( અયોગ્ય વખતે ) પરપોટો ફુટયો કહો છો, નહિ ?

લ.—હા. તેમ નહિં તો બીજું શું ? પછીની વાત હવે કહું છું તે સાંભળો. હાથ નાંખીને નાળને કમળમાં ઉંચો રાખી દેવો એ સૌથી સારો ઉપાય છે.

વ.—હાથ નાંખીને કેવી રીતે ઉંચો રાખી દેવો ? વળી ઉંચો રાખી દેવાથી તે ઉંચો રહે શી રીતે ? પાછો તે નમી ન જાય ?

લ.—નમી જાય નહિં, એટલુંજ દાઇયણે કરવાનું છે. તેનો રસ્તો બતાવું તે સાંભળો. જે હાથમાં સારી રીતે જોર હોય, તે હાથનાં બે કે ત્રણ આંગળાં બાળકનું માથું કે જે અંગ પહેલું આવ્યું હોય તેની પાસે રાખીને કમળનાં મોંમાં રાખવાં. ત્યાર પછી નાળના એએક ફેર (આંટા) જે નીચે નમી આવ્યા હોય તેને આંગળીના આગળના ભાગ ઉપર એક જગ્યાએ સારી પેઠે જડ કરી રાખવા. જડ કર્યાં પછી જ્યારે વેણ બંધ થયેલી જણાય ત્યારે આંગળીઓ ઘાલી નાળને કમળમાં ધકેલી દેવો. ત્યાર પછી વળી વેણ આવતાં લગી, બાળકનું જે અંગ આગળ આવ્યું હોય તેના ઉપર નાળ એજ રીતે આંગળાં ઘાલીને

પકડી રાખવો જોઇએ. ત્યાર પછી આંગળીનાં ટેરવાં લગી કમળ સંકો-ચાઇ જાય ત્યારે આંગળાં બહાર કાઢી લેવાં.

વ.—આમ કરવાથી શું નાળ કમળમાં પાછો જાય ?

લ.—હા જાય તો એજ ઉપાયથી જાય. કમળનું સંકોચન હેઠલી તરફથી ઉપલી તરફ થાય છે. તેથી એ સંકોચનની સાથે સાથે નાળ ઉપરથી તરત જઇશકે. અને આ પ્રમાણે નાળને ઉપરની તરફ લઈ જઇ શકવા માટે જે યુક્તિ કરવી, તેનેજ આંગળાં ઘાલીને નાળ ઉંચો રાખી દેવો, એમ હું કહું છું. હવે સમજ્યાં ?

વ.—હા, હવે એ સમજી, પણ વેણુ બંધ થયા પછી, વેણ ફરી આવવાને વખતે જો નાળ પાછો નીચે નમી આવે તો શો ઉપાય કરવો ?

લ.—વળી ફરીને પણ એવી જ ચતુરાઇથી નાળને ઉપર ઉંચો રાખી દેવો. કારણ કે વારંવાર આ પ્રમાણે ન કરવાથી ઘણું કરીને આ કામ પુરેપુરૂં પાર ઉતરતું નથી. ખાસ કરીને જ્યાં સુધી નાળના ધબકારા એકસરખા થયા જતા હોય ત્યાં લગી તો વારંવાર આમ કરવામાં કાંઈ નુકશાન નથી જ. નાળને દશ વાર પણ ઉંચો ચડાવવો પડે અને વીશ વાર પણ ઉંચો ચડાવવો પડે. વારે વારે ઉંચો ચડાવતાં ચડાવતાં કોઇક વાર જરૂર તે ઉંચો રહીજ જાય.

વ.—ઠીક. આ પ્રમાણે હાથ નાખીને નાળ ઉંચો ચડાવતાં, જે તરફ નાળ બહાર આવ્યો હોય, તેની ઉલટી બાજુએ પ્રસૂતાને સુવ-ડાવવી જોઇએ કે નહિં ?

—સાબાશ ! સાબાશ ! જે વાત મારે કહેવાની હોય છે તે તમે આગળથી જ સમજી જાઓ છો. તમારી બુદ્ધિ ઘણી ચમત્કારી છે. તમારી બુદ્ધિ જોઇને મને બહુ જ આનંદ થાય છે. જે તરફ નાળ બહાર આવ્યો હોય તેની ઉલટી બાજુએ પ્રસૂતાને સુવડાવવી એ ઘણું જ સારૂં છે. ડાબી તરફ નાળ બહાર આવ્યો હોય તો જમણી તરફ અને જમણી તરફ નાળ આવ્યો હોય તો ડાબે પડખે પ્રસૂતાને

સુવડાવવી. આમ સુવડાવવાથી નાળ ઉંચો ચડાવ્યા પછી નાળ નીચે નમી જવાની ઘણી બીક રહેતી નથી.

વ.—ઠીક. પણ વારે વારે કમળમાં નાળ ઉંચો રાખી દેવા છતાં પણ જો કામ સિદ્ધ ન થાય તો શું કરવું ?

લ.—જો નાળ ઉંચો ન જ રહે તો થોડામાં થોડું દબાણ થાય તેવી યુક્તિ કરવી. એમ જણાય કે પ્રસૂતાના બસ્તિ ( પેડું ) ના હાડકાનું માપ મોટું છે, પ્રસૂતાને અગાઉ બે ચાર છોકરા થઈ ગયાં છે, વેણો નિયમ પ્રમાણે આવે છે, કમળનું મોં, પ્રસવનું દ્વાર, વગેરે સારી પેઠે ખુલ્લાં થયાં છે, અને બાળક તરતમાં જન્મવાનો સંભવ છે, તે પ્રસંગે મહેનત કરીને એવો ઉપાય કરવો કે જેથી નાળ પર ઘણું દબાણ ન આવે.

વ.—એ ઉપાય કયો તે મને સ્પષ્ટ સમજાય તેવી રીતે કહો.

લ.—બહુ સારૂં, સ્પષ્ટ રીતે તમને એ સમજાવું. બહુ જ ધ્યાન દઈને સાંભળો. એક દાખલો આપીને તમને સમજાવું, તો સ્પષ્ટ સમજી શકશો.

વ.—દાખલો આપીને સમજાવો તો ઘણી સારી સમજણ પડે.

લ.—ત્યારે એમ ધારો કે બાળકના માથાં સાથે નાળ આવ્યો છે. જેમ જેમ વેણો આવતી જાય છે તેમ તેમ કમળના મોંમાંથી માથું ધીમે ધીમે બહાર આવતું જાય છે તેની સાથે નાળ પણ બહાર આવે છે. આ દાખલો ધ્યાનમાં રહ્યો.

વ.—હા. હવે આગળ કહેવું હોય તે કહો.

લ.—આ પ્રમાણે નાળ બહાર આવે છે, એમ તમે જુઓ છતાં તેનો કાંઇ પણ ઉપાય ન કરો, તો નાળમાં લોહીની આવજા બંધ થાય, અને બાળક હાંફવા માંડીને મરી જાય. તેથી જ્યાં એમ જણાય કે નાળ ઉપર બહુ દબાણ થાય છે, ત્યાં તે નાળને તે જગ્યાએથી સેરવીને બીજી જગ્યાએ રાખવો. એ રીતે બચાવ પર ચાલતાં ચાલતાં બાળક અવતરે.

**વ.**—હા, હવે બરાબર સમજાયું. હવે વધારે કહેવાની જરૂર નહિ પડે. આ વખતે એક બીજી વાત પણ તમને પૂછી લઉં. હાથની સાથે નાળ આવે તો નિયમ પ્રમાણે બાળક ફેરવી દેવાય ખરૂં કે ?

**લ.**—હા, ફેરવી દેતાં નાળ ઉપર બહુ દબાણ ન થાય તેનો ઉપાય કરવો જોઇએ. આ વખતે તમને બીજી એકેક વાતો કહી રાખું.

**વ.**—શી વાતો કહેવાનાં છો ?

**લ.**—બાળકનાં માથાંની સાથે નાળ બહાર આવે તો તે કમળમાં ઉંચો ચડાવી દેવાથી ઘણું કરીને નાળ પાંછો ફરીને બહાર આવે નહિં, આ ઉપરાંત નાળ વીંટીને બાળકની ગરદનની ખોલમાં રાખી દેવાની યુક્તિ પણ ખોટી નથી, પગ ઢીંચણ કે નિતંબની સાથે નાળ બહાર આવે તો વારે વારે કમળમાં ઉંચો ચડાવ્યા છતાં પણ નાળ નીચો નમી આવે. વળી એક બીજી વાત કહી દઉં કે વેણની શરૂઆત થતાં જ જો નાળ પહેલો બહાર આવે તો બાળકને બચાવવાનું કામ ઘણું કઠણ થઈ પડે. આમ શા માટે થાય તે તમે સમજી શકો છો ?

**વ.**—હા. એમાં શું સમજવાનું હતું ? વેણની શરૂઆતથી તે પ્રસવ થાય ત્યાં સુધી નાળ ઉપર ઘણુંજ દબાણ થાય, તેમાં બાળક શી રીતે બચી શકે ?

**લ.**—પ્રસવ થવાને જરાકજ વાર હોય, અને નાળ પહેલો આવી જાય તો, આથી ઉંધું જ થાય છે. એટલે તેવે વખતે નાળ પહેલો બહાર આવવાથી કાંઇ બીક નથી. કેમકે તે વખતે દબાણ તો થાય, પણ ઘણીજ થોડીવાર. બાળક તરત જન્મે એટલે ઘણીજ થોડીવાર દબાણ થાય, કેમ સમજ્યાં કે નહિં ?

**વ.**—હા, એ સમજવું કાંઈ અઘરૂં નથી, એટલે સારી પેઠે સમજી ગઇ છું.



# પ્રકરણ ૧૫ મું.

## ઓર પહેલી બહાર આવે તો શું કરવું ?

**વ.**—અત્યાર લગી તમે જે મુસ્કેલી બતાવી તે ઉપરાંત કોઈ જાતની મુસ્કેલી આવવાનો સંભવ છે?

**લ.**—હા, પ્રસવ વખતે બીજી મુસ્કેલી પણ આવે છે.

**વ.**—અરે મા! મને બીક લાગે છે. વળી કોણ જાણે શી મુસ્કેલી બતાવશો?

**લ.**—એમાં બીક શેની? હું તમને મુસ્કેલીઓ સમજાવું છું, તેથીજ કાંઇ મુસ્કેલીઓ આવી પડવાની નથી. પ્રસૂતાને જે જે અડચણો આવે છે, તે તે અડચણો મટાડવાના રસ્તા અને ઉપાય પણ તમને બતાવતી આવું છું. તો પછી બીક શાની? એથી તો બીવું નહિં, પણ ઉલટું ખુશી થવું. જો માત્ર મુસ્કેલીઓ જ બતાવવામાં આવે અને તેના ઉપાય બતાવવામાં ન આવે તો બીવાનું ખરૂં :પણ મુસ્કેલી અને તેના ઉપાય એ બન્ને બતાવું, તો પછી બીક શાની?

**વ.**—હા, ઉપાય તો સાથે સાથે જ બતાવો છો, તેથી બીવું ન જોઇએ, અને હું હવે બીહીશ નહિ.

**લ.**—હવે તમને એક બીજી મુસ્કેલી કહું છું.

**વ.**—કહો જોઇએ! મને તો હવે કોઇ મુસ્કેલી ધ્યાનમાં આવતી નથી.

**લ.**—ઓર પહેલી આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો, તે હવે હું તમને કહેવાની છું.

**વ.**—સત્યાનાશની વાત, આ તો! ઓર પણ પહેલી બહાર આવે ખરી કે વળી ?

**લ.**—હા. આવે ખરી.

**વ.**—ઠીક, પણ પ્રસૂતાને પહેલી ઓર આવે, એનો અર્થ મારાથી કાંઇ પણ સમજી શકાતો નથી.

લ.—કેમ ?

વ.—બાળકનું માથું, હાથ, પગ કે નાળ પહેલો બહાર આવે, એ મને સમજાયું. પણ ઓર પહેલી શી રીતે આવે ? ઓર તો કમળના સૌથી ઉંચામાં ઉંચા ભાગને ચોટલી હોય છે, નહિ ?

લ.—બરાબર, સૌથી ઉંચા ભાગનેજ ચોટલી હોય છે.

વ.—ત્યારે ઓર તે ઠેકાણેથી છુટી ન પડે ત્યાં સુધી તો પહેલી વાર આવી શકે જ નહિ.

લ.—જે તમે કહો છો તે ખરૂં છે. પણ ઓર પહેલી આવે છે ત્યારે ઓર છુટી પડીને કમળનાં મોંમાંથી બહાર આવે છે, એમ સમજવાનું નથી.

વ.—હું તો એમજ સમજું છું. એમ ન સમજવું તો બીજું શું સમજવું ?

લ.—શું સમજવું તે કહું, સાંભળો સાધારણ રીતે કમળના સૌથી ઉંચા ભાગમાં ઘણું કરીને ડાબી બાજુએ ઓર ચોટેલી હોય છે. બાળક અવતર્યાં પછી થોડીક વારમાં આ ઓર કમળના શરીરમાંથી છુટી પડીને પોતાની મેળેજ બહાર આવે છે. પણ કોઇ કોઇ વાર ઓર કમળનાં સૌથી ઊંચા ભાગમાં નહોતાં, કમળનાં મોંમાં કે તેના બહુજ પાસેના ભાગમાં ચોટેલી હોય છે.

વ.—ઠીક. આ જગ્યાએ ઓર ચોટેલી હોય તેમાં કાંઇ નુકસાન ખરૂં કે ?

લ.—નુકશાન છેજ. એમાં પૂછવું શું ? જે સ્વાભાવિક ન હોય તેમાં નુકશાન હોય જ. જુઓ બાળકનું માથું આવવું એ સ્વાભાવિક છે, પણ તેમ ન થતાં પહેલાં હાથ કે પગ આવે, એ કાંઇ સારૂં કહેવાય ?

વ.—ના, હાથ કે પગ પહેલા આવે તેને સારૂં શી રીતે કહેવાય ? ઠીક. પણ ત્યારે કમળનાં મોંમાં અથવા તેની પાસે ઓર ચોટેલી હોય તેમાં શું નુકસાન છે તે કહોને, બેન !

લ.—પહેલા પાંચ મહિના સુધી તો એથી કાંઈ પણ નુકસાન થતું નથી. કાંઇ પણ કારણ ન હોય અને છઠ્ઠે મહિને પ્રસૂતાને જો એકદમ લોહી પડવા માંડે તો કમળનાં મોંમાં અથવા તેની પાસે ઓર ચોટેલી છે, એમ અનુમાન કરવું.

વ.—એકજવાર લોહી પડે કે વારંવાર પડયાજ કરે?

લ.—પૂરા છ મહિને લોહી પડવાનો આરંભ થાય. પ્રસવનો વખત જેમ જેમ પાસે આવતો જાય, તેમ તેમ લોહી વધારે પડવા માંડે. કાંઇક મહેનત કરવી પડે તો તે પછી, અથવા કાંઇ કામકાજ કરતાં કરતાં અથવા પ્રસૂતા ઉંઘી ગઇ હોય ત્યારે, અને કોઈ કોઇવાર તો કાંઈ પણ કારણ ન હોવા છતાં લોહી પડે.

વ.—૭ મહિના પછી જે લોહી પડે છે તેનો કાંઇ નિયમ છે?

લ.—ના, તેનો કાંઇ નિયમ બિયમ નથી. બે દિવસને આંતરે પણ લોહી પડે, પાંચ દિવસને આંતરે પણ પડે, સાત દિવસને આંતરે પણ પડે, પંદર દિવસને આંતરે પણ પડે. અથવા મહિને મહિને અટકાવને વખતે પણ ( મતલબ કે ગર્ભ રહ્યા પહેલાં પ્રસૂતાને જે જે વખતે અટકાવ આવતો હોય તે વખતે ) લોહી પડે ?

વ.—લોહી એકદમ ઘણું પડે કે થોડું થોડું પડે ?

લ.—તેનોએ કાંઇ નિયમ નથી. કોઇ કોઇ વાર તો એટલું બધું લોહી પડે કે પ્રસૂતા એકદમ મરી જાય. પણ સાધારણ રીતે થોડું લોહી પડયા કરે. જ્યાં સુધી પ્રસવ ન થાય ત્યાં સુધી વચમાં વચમાં પ્રસૂતાને એ પ્રમાણે લોહી પડયાં કરે.

વ.—ઠીક, આમ બને ત્યારે પ્રસૂતાને પૂરે મહિને પ્રસવ થાય કે પૂરા મહિના થયા પહેલાં પ્રસવ થાય ?

લ.—પૂરે મહિને પ્રસવ ન થઇ શકે એમ નથી. પણ ઘણા ખરા દાખલાઓમાં તો કસૂવાવડજ થાય. અથવા પૂરે સાત મહિને કે આઠ મહિને પ્રસવ થાય. કોઇ કોઇ વાર પાંચ સાત વખત લોહી પડયા પછી પીડા ( વેણુ ) શરૂ થાય. કોઇ કોઇ વાર પાંચ સાત વાર

લોહી પડયા છતાં પણ પીડા ( વેણ ) ની કશી નિશાનીએ જણાય નહિ.

વ.—ઠીક, કમળનાં મોંમાં અથવા તેની પાસેજ ઓર ચોટેલી હોય તો પ્રસવના દ્વારમાં હાથ લગાડવાથી જાણી શકાય કે નહિ ?

લ.—હા. જાણીજ શકાય. હાથ લગાડી જોવાથી ચોખ્ખું સમજાય. કમળના મોંમાં અથવા તેની પાસે ઓર ચોટેલી હોવાનો જરાક પણ શક આવે તો, હાથ લગાડી જોવાથીજ નક્કી થાય. એવો પ્રસંગ આવે તો જેમ બને તેમ ઉતાવળથી એ સમજાય તેમાં લાભ છે. કમળનું મોં ખૂલ્યા પહેલાં તપાસ કરી જોવાથી ઘણી અનુકુળતા થાય.

વ.—શી રીતે તપાસ કરવો ?

લ.—કેમ ! હાથ લગાડી જોવાથી તેનો પૂરેપૂરો તપાસ થાય. પ્રસૂતાને ઓર પડયા પછી ક્યારે પણ હાથમાં લઇને ઓર તમે જોઈ છે !

વ.—હા. જોઇ છે, મોતીને ભાણીયો આવ્યા પછી તમે મને ઓર દેખાડી હતી. ઓરને મેં સારી રીતે જોઇ હતી.

લ.—ત્યારે હવે શું ? હવે તો હાથ લગાડવાથી તરત ઓળખી શકો. પ્રસૂતાની ઓરની સાથે બીજા કોઇ અવયવનો ગોટાળો એટલે ભૂલ થવાનો સંભવ નથી. ભૂલ થાય એમ તમને લાગે છે ?

વ.—એમાં ભૂલ થવા જેવું કાંઇ નથી. ઓર જેવું નરમ નરમ અને સુંવાળું સુંવાળું બીજું કાંઈ નથી. જેણે એક વાર પણ હાથ લગાડીને ઓર જોઇ હોય, તેનાથી કદિ પણ ભૂલ થાયજ નહિ. એ ભૂલ તો થાય તેમ નથી જ.

લ.—બરાબર કહો છો. કમળનું મોં ઉઘડયા પહેલાં હાથ લગાડી જોવાથી તો ઓર ચોખ્ખી ઓળખાય. વળી જો લોહી ખૂબ પડવા માંડે તોપણ, કમળના મોંમાંથી ઓર બહાર આવે છે, એટલે તરત ઓળખી શકાય.

વ.—ઠીક. જો પૂરા પાંચ મહિના થઇ ગયા હોય, અને કાંઈ પણ કારણ ન હોવા છતાં પ્રસૂતાને લોહી પડવા માંડે તો કમળના

મોંમાં અથવા તેનીજ પાસેજ ઓર ચોટેલી હોવી જોઇએ, એવું અનુમાન કરી શકાય.

લ.—હા. ચોક્કસ એમ અનુમાન થઇ શકે.

વ.—એવો શક પડે તો શું કરવું?

લ.—હાથ લગાડી જોઇને શક મટાડવો.

વ.—કમળનું મોં ઉઘડયા પહેલાં હાથ લગાડીને શી રીતે જોવાય?

લ.—કમળનું મોં જરાએ ઉઘડ્યું ન હોય તો લોહી પડે કેમ કરીને? લોહી પડવા માંડે એટલે કમળનું મોં થોડું ઘણું પણ ઉઘડે છે, તેથી તપાસ કરીને જોઈ શકાય. ઓરને હાથ અડે તો પછી ભૂલ થાયજ નહિં, એ વાત તો તમને આગળથી કહેવામાં આવી છે. કેમ, યાદ છે કે નહિં?

વ.—હા, એ વાત તો બરાબર યાદ છે. ઠીક કમળનાં મોંમાં કે તેની પાસેજ ઓર ચોટેલી હોય તો પૂરે પાંચ મહિને પ્રસૂતાને લોહી પડવા માંડે, એવો તમે એક નિયમ બતાવ્યો. આ નિયમ ક્યારે પણ ફેરફાર થાય ખરો કે?

લ.—હા. કોઇ કોઇવાર ફેરફાર પણ થાય છે.

વ.—કેવો ફેરફાર થાય છે?

લ.—પૂરા પાંચ મહિના પછી કોઇ કોઈ પ્રસૂતાને વચમાં વચમાં કામુકું (બીલકુલ) લોહી પડતું જ નથી.

વ.—એ તો બહુજ ઠીક ગણાય.

લ.—ના, એ સારૂં નથી.

વ.—કેમ?

લ.—વચમાં વચમાં લોહી ન પડે તો પ્રસવ વખતે એકદમ એટલું લોહી પડે કે પ્રસૂતા તેથી જ મરી જાય.

વ.—શું કહો છો? એ તો ત્યારે ઘણુંજ નઠારૂં.

લ.—હા, એથી નઠારૂં બીજું શું?

વ.—ઠીક, પણ વચમાં વચમાં જે લોહી પડે તેનો તો ઉપાય છે ના?

લ.—ઉપાય ન હોય એમ તે કાંઇ હોય, બેન!

વ.—શો ઉપાય છે, તે કહોને ત્યારે!

લ.—સાંભળો. કહું છું. પણ એકવાર "ઓર પહેલી આવવી" એનો અર્થ તમે શો સમજો છો, તે પહેલાં મને કહી બતાવો જોઉં. કહી શકશો કે નહિં?

વ.—હા. કહી શકીશ. એકવાર સાંભળ્યું હોય તે શું ભૂલી જાઉં? કમળના મોંમાં કે તેની પાસેજ ઓર ચોંટલી હોય તો "ઓર પહેલી આવી" છે. એમ કહેવામાં આવે છે.

લ.—ઠીક કહો છો.

વ.—હવે લોહી પડતું હોય તેનો શો ઉપાય કરવો, તે મને ઝટ કહો.

લ.—કહું, સાંભળો. જો છઠ્ઠે મહિને કે સાતમે મહિને પ્રસૂતાને લોહી પડવા માંડે, અને પછી પણ થોડું થોડું પડયાજ કરે, તો પ્રસવના દ્વારમાં લુગડાના કકડાના ડુચા દેવાથી લોહી બંધ કરી શકાય.

વ.—કમળના મોં લગી લુગડાના કટકાના ડુચા દઇ દેવા કે કેમ?

લ.—હા. કમળનાં મોંથી તે પ્રસવનાં દ્વાર લગી સારી રીતે લુગડાંના કકડાના ડુચા દઇને રસ્તો બંધ કરવો જોઇએ. જો સારી રીતે રસ્તો બંધ કરવામાં ન આવે તો લોહી શી રીતે બંધ થાય?

વ.—લુગડાંના એકજ કકડાનો ડુચો દેવો કે ઘણા કકડાનો ડુચો દેવો?

લ.—ઘણા કકડાથી ડુચો દેવામાં આવે તે વધારે સારૂં. એક કકડા કરતાં ઘણા કકડાથી પ્રસવનું દ્વાર બંધ કરવામાં આવે તો કાંઇક વધારે ફાયદો છે. પ્રસવના દ્વારમાં લુગડાંના કકડા એક પછી એક નાંખવા. એમ આખું દ્વાર બંધ થતાં સુધી કકડા નાંખ્યા કરવા. પણ તે કકડા ઠાંસી ઠાંસીને ભરવા નહિં.

**વ.**—ઠીક. પણ એ કકડા વારેવારે બદલવા જોઇએ કે નહિ ?

**લ.**—હા. બદલવાજ જોઇએ. એકવાર નાંખેલા કકડા એમને એમ ભરાવી રાખવામાં આવે તો નઠારી વાસ આવે. કકડા બદલવાનું કારણ સમજાયું ?

**વ.**—હા, સારી રીતે સમજી ગઈ. ફરી કહેવું પડશે નહિ.

**લ.**—લુગડાના કકડાના ડુચા દેવા ઉપરાંત પણ એક મોટો ઉપાય છે. તે પણ બરાબર યાદ રાખવો.

**વ.**—ત્યારે તે પણ કહો.

**લ.**—કહું. પ્રસૂતાને પથારીમાં સુવાડીજ રાખવી. ગમે તે કારણ હોય તો પણ ઉઠવા, બેસવા કે હરવા ફરવા દેવીજ નહિ. જે ઓરડામાં પ્રસૂતાને આ પ્રમાણે સુવાડી રાખવામાં આવે, તે ઘર ઠંડું હોવું જોઇએ.

**વ.**—પ્રસૂતાને ખોરાક શું આપવો ?

**લ.**—હલકો ખોરાક આપવો. એવો ખોરાક આપવો કે તે સુતાં સુતાં પચી જાય, અને શરીરમાં બળ આપે; જેમકે દૂધ, સાબુ ચોખા, આરારૂટ વગેરે. પાંચ મહિના પૂરા થયા પછી જો એક વાર પણ લોહી પડે તો પ્રસૂતાને સાવધાન કરી દેવી કે જ્યાં સુધી પ્રસવ ન થાય ત્યાં સુધી તેણે બહુ ઉઠવું બેસવું કે હરવું ફરવું નહિ. એક વાર લોહી પડે એટલે ઉઠવા, બેસવા, હરવા ફરવામાં સંભાળ રાખવાની ઘણીજ જરૂર છે.

**વ.**—ઠીક. એકદમ ઘણું લોહી પડવાથી જો પ્રસૂતા બહુજ નબળી થઈ જાય તો શો ઉપાય કરવો ?

**લ.**—ઠંડા પાણીની સાથે મેળવીને થોડો થોડો (બ્રાંડી) દ્રાક્ષાસવ આપવો. બહુ લોહી પડવાથી શરીર નબળું થઈ ગયું હોય ત્યારે પ્રસૂતાને માટે દ્રાક્ષાસવ જેવો બીજો એકે ઉપાય નથી.

**વ.**—દ્રાક્ષાસવ કેટલો આપવો, અને કેવી રીતે આપવો, તે બરાબર સમજણ પાડીને કહો.

લ.—પ્રસૂતાની સ્થિતિનો વિચાર કરી દ્રાક્ષાસવ આપવાનું માપ વધુ ઓછું કરવું. જો બહુજ નબળી થઇ ગઈ હોય તો પાશેર પાણીમાં એક ચમચો દ્રાક્ષાસવ આપવો. આ ઓસડ ત્રણ ત્રણ કલાકે આપવું. આમ કર્યા કરવાથી પ્રસૂતા તરત સાજી તાજી થઇ જાય છે.

વ.—અહો ! ત્યારે તો આ ઘણોજ સારો ઉપાય દેખાય છે ને શું ?

લ.—ઘણોજ સારો ઉપાય છે, નહિ તો હું બતાવુંજ કેમ ! દ્રાક્ષાસવ તો ઓસડ તરીકે આપવો. તે ઉપરાંત કાંઇ, ખોરાક પણ આપવો જોઇએ.

વ.—ખોરાક શું આપવો !

લ.—દૂધ અથવા ખપે તેને માંસરસ આપવો.

વ.—ગમે તે વખતે લોહી પડે તોપણ આજ ઉપાય કરવા કે કેમ ?

લ.—પુરા પાંચ માસે કે છ માસે કે સાતમે માસે લોહી પડે તો ઉપર બતાવ્યા ઉપાયો કરવાથી પ્રસૂતા અને બાળક બંને પૂરા મહિના સુધી બચી શકે. એ ઉપાય કરવાથી કામ સિદ્ધ થાય ?

વ.—શું કામ સિદ્ધ થાય ?

લ.—ઓર પહેલી બહાર આવે તો ઘણુંકરીને પુરા પાંચ મહિને, છ મહિને કે સાતમે મહિને લોહી પડેજ. આ લોહી પડવા માંડે અને તેને બંધ કરવાનો કાંઈ ઉપાય કરવામાં ન આવે તો પ્રસૂતા મરી જાય. વખતે પ્રસૂતા બચે પણ કસૂવાવડ થવાથી પેટમાંનું બાળક તો અવશ્ય મરીજ જાય. અધુરે મહિને જન્મવાથી બાળક બચેજ નહિ.

વ.—શી રીતે બચે ? એટલું કાચું છોકરૂં કાંઇ બચે ? અને તે પણ એટલું લોહી પડ્યા પછી કદી ન બચે.

લ.—તેથીજ કહું છું કે પુરે પાંચ મહિને, છ મહિને કે સાત મહિને લોહી પડે તો આગળ જે જે ઉપાય કહ્યા છે તે તે કરવા, અને લોહી પડતું બંધ કરવું. ત્યાર પછી પ્રસૂતા સુખથી રહી શકે

તેવા ઉપાય કરવા. એમ કરવાથી પ્રસૂતા અને બાળક બંનેને બચાવી લેવાય. આટલું કામ જો બરાબર કરી શકીએ તો પુરા મહિના થતાં ચતુરાઈથી પ્રસૂતાને પ્રસવ કરાવવાથી બધી આપદા જાય. કેમ સમજ્યાં કે નહિં ?

**લ.**—હા. આટલું તો સારી પેઠે સમજી. ફરીને નહિં કહેવું પડે. ઓર પહેલી આવે તો પુરે મહિને પ્રસૂતાને પ્રસવ કરાવતાં શી ચતુરાઈ કરવી તે હવે કહી બતાવો.

**લ.**—તે કહું છું, સાંભળો. પહેલી ઓર આવે ત્યારે પુરે મહિને બાળકને ફેરવી દઈને પ્રસવ કરાવાય તો પ્રસૂતા અને બાળક બંનેનું કલ્યાણ થાય.

**વ.**—બાળકને શી રીતે ફેરવી દેવું? હાથ આગળ આવે ત્યારે ફેરવવાની જે રીત બતાવી હતી, તેજ રીતે કે નહિં ?

**લ.**—હા. તેજ રીતે ફેરવવું. ઓર પહેલાં આવી હોય તો પણ બાળક ફેરવી દેવાથી પ્રસૂતા પ્રસવ કરી શકે.

**વ.**—ઓર પહેલાં આવી હોય તો પણ શું પુરે મહિને બાળક ફેરવી દેવાથી પ્રસૂતા પ્રસવ કરી શકે ?

**લ.**—ઓર પહેલાં આવી હોય તો પણ પુરે મહિને યુક્તિ કરવામાં આવે તો બાળક ફેરવી દેવાય.

**વ.**—કેવી યુક્તિ કરવી ?

**લ.**—કમળનું મોં ઉઘડયા પહેલાં પણ બાળક ફેરવી દેવાની યુક્તિ કરી શકાય. આ સમજી શકો છો ?

**વ.**—ના. એ ન સમજાયું. કમળનાં મોંમાં હાથ નાખવો શી રીતે ?

**લ.**—કેમ ?

**વ.**—કમળનાં મોંમાં તો ઓર હોય તે હાથ શી રીતે નંખાય?

**લ.**—કમળનાં મોંમાં ઓર હોય તો પણ ચતુરાઈથી હાથ નાખી શકાય ખરો.

**વ.**—શી ચતુરાઈ કરવી ?

**લ.**—ઓરથી જો કમળનું મોં આખુંએ બંધ ન થયેલું હોય તો એક પડખેથી ( જે જરા પણ ખુલ્લું હોય તે પડખે ) ધીમે ધીમે કમળમાં હાથ સેરવી દેવાય. પણ જો ઓરથી કમળનું મોં આખું બંધ થયેલું હોય તો હાથ લગાડી જોઇને જે ઠેકાણે ઓર કમળના શરીરને જરાકજ ચોંટેલી છે એમ માલમ પડે, તે અથવા જે ઠેકાણેથી કમળના શરીરથી ઓર જરાક પણ છુટી પડી છે, એમ માલમ પડે, તે ઠેકાણે હાથ નાખીને ધીમે ધીમે કમળના મોંમાં હાથ સેરવી દેવો.

**વ.**—ઠીક, હવે બરાબર સમજાયું. ઓર પહેલી બહાર આવી હોય તો પૂરે મહિને બાળક ફેરવી દઇને પ્રસૂતાને પ્રસવ કરાવવાથી વિશેષ શો ફાયદો થાય ? તે સારી પેઠે સમજાવીને કહો જોઉં !

**લ.**—કહું છું, સાંભળો. ઓર પહેલાં આવી હોય તો પુરા પાંચ મહિના પછી પ્રસૂતાને પહેલાં તો લોહી પડવાનો આરંભ થાય. તે તો તમે જાણો છો ના?

**વ.**—હા, તે તો તમે આગળ કહી ગયાં છો એટલે જાણું છું.

**લ.**—જેમ જેમ પ્રસવના દિવસો પાસે આવતા જાય, તેમ તેમ વધારે વધારે લોહી પડવા માંડે, ત્યાર પછી વેણની શરૂઆત થાય ત્યારે તો પછી લોહી પડવાનો કાંઇ મેળજ રહે નહિ. એક વાર વેણ આવે કે ધડધડ કરતું તે લોહી પડે. આ પ્રમાણે વારંવાર થાય તો નક્કી પ્રસૂતા મરીજ જાય. ઓર પહેલી આવે ત્યારે લોહી પડવા માંડે એ પેટા રેગ નથી. એજ મુખ્ય રેગ છે. એકલું લોહી પડતાં પડતાંજ પ્રસૂતા મરી જાય. તેથીજ ઓર પહેલી આવે ત્યારે ઘણું લોહી પડવા ન દેવું. પૂરા મહિના લગી પ્રસૂતાને બચાવી રાખવી, અને વગર અડચણે પ્રસૂતાને પ્રસવ કરાવવો, એમાજ દાઇયણનું દાઇયિણપણું અને હુશીઆરી છે.

**વ.**—એ ખરૂં. આવા પ્રસંગમાં દાઇયણની જેવી કસોટી થાય છે, તેવી બીજે કોઇ પણ વખતે થઇ શકતી નથી. ખરેખરી હુશીયાર

દાઇયિણ હોય તેજ આ વખતે બધું સરેતોરે (સારી રીતે) પાર પડે છે.

લ.—વેણ આવવાથી જ્યાં લોહી પડે ત્યાં બહુજ વિચારપૂર્વક કામ કરવાનું છે. લોહી પડતું શી રીતે બંધ થાય, અને પ્રસૂતા વગર અડચણે શી રીતે પ્રસવ કરે, તેનો ખરેખરો વિચાર આવે વખતેજ કરવાનો હોય છે.

વ.—એવા ઉપાય પણ હોય છે ખરા કે? આ મુસ્કેલી સાંભળતાં તો મારૂં કાળજુંજ ફાટી જાય છે. વેણ આવવાથી જ્યાં લોહી પડે ત્યાં પ્રસૂતાને બચાવીએ તો ભારે કામ કહેવાય. કારણકે, વારેવારે વેણ ન આવે તો પ્રસૂતા પ્રસવ કરી શકે નહિ. અત્યારસુધી તો હું એમજ સમજતી કે ઉપરાઉપર વેણો આવે તેજ સારૂં, પ્રસૂતા કષ્ટાય નહિ અને તરત પ્રસવ કરે. આ તો એથી તદ્દન ઉલટુંજ; વેણ આવે તેમાંજ મોટું દુઃખ; આ તો સત્યાનાશનીજ વાત! આવો વખત આવે ત્યારે પ્રસૂતા વગર અડચણે શી રીતે પ્રસવ કરી શકે, તેનો ઉપાય બતાવોને, બેન!

લ.—બાળક ફેરવી દઇને પ્રસૂતાને પ્રસવ કરાવવો.

વ.—બાળકના પગ નમાવીને નીચેના તરફ આણવા, તેનું નામજ બાળક ફેરવી દેવું કે નહિ?

લ.—હા. એનું નામજ બાળક ફેરવી દેવું. પહેલો હાથ આવે ત્યારે બાળક ફેરવી દેવાની પૂરેપૂરી રીત મેં તમને સમજાવી દીધી છે.

વ.—હા, તે રીત કહી દીધી છે ખરી. તોપણ ફરી એકવાર પૂછી જોવું ઠીક, પણ બાળક ફેરવી દેવામાં આવે, તેથી લોહી શી રીતે બંધ થઇ જાય?

લ.—તે કહું છું, સાંભળો. પહેલાં હાથ નાંખીને બાળક ફેરવી દેવા જતાં દાઇયણના હાથથી કમળનું મોં બંધ રહે કે નહિ?

વ.—હા, હાથ અંદર જાય એટલે મોં તો બંધજ રહે.

લ.—હાથ અંદર હોય એટલે કમળનું મોં ખુલ્લું ન રહે તેથી લોહી પડી શકે નહિ. ત્યાર પછી બાળકના પગ કમળના મોંમાંથી

નીચે નમાવવાથી તે પગો પણ કમળનાં મોંને બંધ રાખે. તેથી ઓર પહેલી આવી હોય તો પૂરે મહિને બાળક ફેરવી દઇને પ્રસૂતાને પ્રસવ કરાવવો એ સૌથી સરસ છે, સમજ્યાં કે નહિં ?

**વ.**—હા. લોહી પડતું બંધ કેમ થાય, તે હવે બરાબર સમજી ગઈ ખરી.

**લ.**—ઓર પહેલાં આવી હોય ત્યારે બાળકને ફેરવી દેવામાં જેવી સહેલાઇ છે, તેવી બીજે કોઇ પણ વખતે નથી.

**વ.**—શી સહેલાઇ છે ?

**લ.**—વેણુ આવવાથી લોહી પડે તેથા કમળનું મોં એની મેળેજ સારી રીતે ઉઘડે, અને લોહી પડે તેથી કમળનું સંકોચન પણ ઘણું ઓછું થાય. તેથીજ ઘણી સહેલાઇથી બાળક ફેરવી દેવાય અને બાળક ફેરવી દેવાથી પ્રસૂતાને કાંઈ પણ બીકજ ન રહે.

**વ.**—ફેરવી દેવામાં વળી પ્રસૂતાને શી બીક હતી ?

**લ.**—બીક નહિ? બાળક ફેરવી દેવું એ કાંઈ રમત છે ? સહેલાઇથી ફેરવી દઇ શકીએ તોજ ફેરવવાથી જે ધક્કો લાગે છે તે પ્રસૂતા ખમી શકે છે. પણ જો બાળક ફેરવતાં પ્રસૂતાને બહુ દુઃખ થાય તો પ્રસૂતા તે ધક્કો ન ખમી શકવાથી મરી જાય. હવે સમજ્યા ?

**વ.**—હા, હવે સમજી. ફરી કહેવું નહિ પડે.

**લ.**—ત્યારે હવે જુઓ. ઓર પહેલી આવી હોય તો, પૂરે મહિને બાળક ફેરવી દઇને પ્રસૂતાને આપણે પ્રસવ કરાવી શકીએ. વળી આ પણ ધ્યાનમાં રાખો કે આવે વખતે બાળક ફેરવી દેવામાં પણ કાંઇ મુસ્કેલી નથી. વળી બાળક ફેરવી દેવાથી પ્રસૂતાને કાંઈ દુઃખ પણ થતું નથી. બાળકને પણ કશી બીક રહેતી નથી. આના કરતાં બીજી કઈ સુગમતા હોય ?

**વ.**—હા. એ તો બધુંજ ખરૂં. ડસીયો ફુટયા પહેલાં છોકરૂં ફેરવે એ એથીએ વળી વધારે સહેલું છે.

**લ.**—હા. વળી બહુ લોહી ન પડવાથી પ્રસૂતા બહુ નબળી ન

થઈ ગઈ હોય, અથવા લોહી પડતું થોડીકવાર બંધ થયું હોય, ત્યારે બાળક ફેરવી દેવું એ વધારે સારૂં છે.

**વ.**—ઓર પહેલી આવે ત્યારે બાળક ફેરવી દઈને પ્રસૂતાને પ્રસવ કરાવીએ તેમાં શો લાભ છે, તે એક વાર ફરીથી મને બરાબર કહી જાઓ તો સારૂં.

**લ.**—બાળક ફેરવી દેવા જતાં પહેલાં તો દાઈયણનો હાથ કમળનું મોં બંધ કરી દે છે; ત્યાર પછી બાળકના પગ નમાવીને નીચે આણવાથી તે કમળનું મોં બંધ રાખે છે. તેથી પહેલેથી તે બાળક અવતરતાં સુધી લોહી પડી શકતું નથી. કારણ કે લોહીને પડવાનો રસ્તો જ મળતો નથી. અને તે કારણથી બધી રીતે સગવડ થઇ જાય છે,

**વ.**—હા. એ ખરૂં. કારણ કે ઓર પહેલી આવે ત્યારે પ્રસવને વખતે લોહી પડે તો પ્રસૂતા મારી જાય. ઉપાય કરીને લોહી પડતું અટકાવાય તો પ્રસૂતા અને બાળક બંને બચે, અને કશી ફિકર રહે નહિં. ઠીક, પણ બાળક જન્મ્યા પછી હાથ નાંખીને ઓર બહાર કાઢી નાંખવી, કે જ્યાં સુધી ઓર પોતાની મેળે બહાર ન રહે ત્યાં સુધી તે પડવાની વાટ જોયાં કરવી ?

**લ.**—આવે વખતે હાથ નાંખીને ઓરને બહાર તાણી કાઢવી. જો ઓર પોતાની મેળે પડવાની વાટ જોયાં કરીએ તો લોહી પડવા માંડે અને પ્રસૂતા મરી જાય. વળી હાથ નાંખીને ઓર તાણી કાઢવી એ કાંઈ કઠણ પણ નથી. કારણ કે ઓર આગળ હોવાથી બાળક અવતર્યા પહેલાંજ કમળનાં શરીરમાંથી ઓર ઘણું કરીને છુટી પડેલીજ હોય છે. થોડી ઘણી જે ચોટલી હોય તે હાથ નાખવાથી છુટી પડી જાય છે.

**વ.**—ઓર આગળ આવેલી હોય તો પૂરે મહિને બાળક ફેરવીને પ્રસૂતાને પ્રસવ કરાવવાનો નિયમ મેં સારી રીતે જાણી લીધો. અને તે હમેશાં બરાબર યાદ પણ રાખીશ. હવે આ ઉપરાંત કાંઈ ઉપાય કહેવાનો છે ?

**લ.**—હા; છે.

**વ.**—કયો ઉપાય બતાવવાનો છે?

**લ.**—બાળક ફેરવી દેવા છતાં પણ પ્રસૂતા પ્રસવ કરી શકે નહિં. મતલબ કે કમળનું મોં ખૂલ્યું ન હોય કે લોહી પડીને પ્રસૂતા બહુજ નબળી થઇ ગઇ હોય કે પૂરા મહિના થયા પહેલાં વેણો આવવા માંડી હોય, કે બાળક મરી ગયું હોય, કે ઘણુંજ લોહી પડતું હોય, અને તે લોહી કોઇ પણ ઉપાયે બંધ થતું ન હોય, તો સૌથી પહેલાં હાથ નાંખીને ઓર બહાર ખેંચી કાઢવી. ઓર બહાર કાઢી નાખવાથી લોહી પડતું એકદમ બંધ થઇ જાય. લોહી પડતું બંધ થઈ જાય, એટલે પ્રસૂતા બચી જાય. સમજ્યાં કે નહિં?

**વ.**—હા, સારી રીતે સમજી ગઇ. ઓર જ લોહી પડવાનું મૂળ કારણ છે, એટલે ઓર બહાર કાઢી નાંખવાથી સઘળી બલા જતી રહે છે.

**લ.**—તમને એક મુખ્ય વાત કહું તે સાંભળો. જ્યાં એમ જોવામાં આવે કે લોહી પડી પડીને પ્રસૂતા મરણ તોલ થઇ ગઇ છે, લોહી પડતું બંધ કર્યા સિવાય પ્રસૂતાને બચાવવાનો બીજો કોઇ ઉપાયજ નથી, ત્યાં કાંઇ પણ આડો અવળો વિચાર ન કરતાં અને જરા પણ વાર ન લગાડતાં ઓર બહાર કાઢીને ફેંકી દેવી. ઓર બહાર કાઢીને ફેંકી દીધા પછી બાળકને બહાર કાઢવું. બાળક તો જીવતું નીકળેજ નહિ. તે તો સમજો છો ના?

**વ.**—હા, એ તો ઉઘાડુંજ છે, ઓરમાંજ બાળકના પ્રાણ હોય છે, તે ઓરજ આગળથીજ બહાર કાઢીને ફેંકી દઇએ એટલે બાળક તો બચેજ કેમ કરીને?

**લ.**—ઓર પહેલાં આવી હોય ત્યારે પ્રસૂતાને બચાવવાનો એક બીજો ઉપાય પણ છે.

**વ.**—કયો ઉપાય?

**મો.**—જ્યાં લોહી બહુ વધારે પડતું ન હોય, કમળનું મોં બંધ

હોય, કે જરાક ઉઘડ્યું હોય, ત્યાં પાણીની કોથળી ફોડીને પાણી બહાર કાઢી નાંખવું. જ્યાં વેણની શરૂઆત થતી દેખાય કે જ્યાં કટાણે પ્રસવ કરાવવાની જરૂર જણાય, ત્યાં પણ પાણીની કોથળી ફોડીને પાણી બહાર કાઢી નાંખવું. જ્યાં પાણીની કોથળીમાં ઘણું પાણી જણાય, ત્યાં પણ પાણીની કોથળી ફોડીને પાણી બહાર કાઢી નાંખવું. જ્યાં બાળક ફેરવી શકાય તેમ ન હોય, બાળક જીવતું હોય અને ઓર કાઢી નાંખવાનું વાજબી ન જણાતું હોય ત્યાં પાણીની કોથળી ફોડીને પાણી બહાર કાઢી નાખવું.

**વ.**—ઓર પહેલાં આવી હોય ત્યારે પ્રસૂતાને બચાવવાના બધા મળીને કેટલા ઉપાય થયા ?

**લ.**—હું કહી સંભળાવું. તમે ગણો.

**વ.**—મને એક વાર મારી મેળે સંભારી જવા દો. બધા મળીને ચાર ઉપાય કહ્યા, નહિ ?

**લ.**—હા, મેં ચાર બતાવ્યા છે ખરા. ઠીક, પણ તે ચાર કયા કયા, તે ગણી બતાવો જોઉં !

**વ.**—( ૧ ) પહેલો અને સહેલો ઉપાય એ કે પ્રસવના દ્વારમાં લુગડાના કકડાના ડુચા દઇને લોહી પડતું બંધ કરવું. ( ૨ ) બીજો ઉપાય એ કે બાળક ફેરવી દઇને પ્રસૂતાનો પ્રસવ કરાવવો. (૩) ત્રીજો ઉપાય એ કે બાળક અવતર્યા પહેલાં ઓર તાણીને બહાર કાઢવી. (૪) અને એક ઉપાય એ કે પાણીની કોથળીને ફોડીને પાણી બહાર કાઢી નાંખવું. આ ચાર ઉપાય તમે બતાવ્યા છે.

**લ.**—વાહ ! બહુ સારી રીતે બધું યાદ રાખ્યું છે. ધ્યાન આપ્યા સિવાય કાંઈ પણ બાબત શીખાય ?

**વ.**—કયે વખતે કયો ઉપાય કરવો, તે કહો તો બતાવું.

**લ.**—ચાલો ત્યારે એ વાત હું જ તમને પુછી જોઉં !

**વ.**—ભલે, બહુ સારૂં, પૂછો.

**લ.**—પ્રસવના દ્વારમાં લુગડાના કકડાના ડુચા દઇને લોહી બંધ કરવું એ કયે વખતે ?

**વ.**—છઠ્ઠે મહીને કે સાતમે મહિને પ્રસૂતાને લોહી પડવા માંડે અને પછી પણ વારે વારે થોડું થોડું લોહી પડયા કરે, તો પ્રસવના દ્વારમાં લુગડાના કકડાના ડુચા દઇને લોહી બંધ કરવું જોઇએ.

**લ.**—ઠીક. બરાબર કહો છો, ઓર આગળ આવેલી હોય તો બાળકને ફેરવીને પ્રસવ કરાવવો, એમ મેં તમને કહેલું છે, તે કયે વખતે ?

**વ.**—પૂરે મહિને લોહી પડવાની શરૂઆત થાય, તો ડુચા દઇને લોહી બંધ રાખવાની જરૂર નહિં. એમ કરવું યોગ્ય પણ નથી, કારણ કે તે વખત ચતુરાઇ વાપરી પ્રસતાને પ્રસવ કરાવવાથી બાળક અને પ્રસૂતા બંનેને બચાવી શકાય. માટે એવે વખતે બાળકને ફેરવીને પ્રસૂતાને પ્રસવ કરાવવો જોઇએ, પણ બાળક ફેરવી દીધા છતાં પ્રસૂતા પ્રસવ કરી ન શકે તો પ્રસૂતા ને બાળક બંને માર્યા જાય, ત્યારે તમારા સવાલનો જવાબ એ છે કે પૂરે મહિને કમળનું મોં ખુલવાથી બહુ લોહી પડવા છતાં પણ પ્રસૂતા બહુ નબળી પડી ગઇ ન હોય, અને થોડું થોડું લોહી પડયા કરતું હોય, તો બાળકને ફેરવીને પ્રસૂતાને પ્રસવ કરાવવો.

**લ.**—ઓર આગળ આવી હોય તો પૂરે મહિને બાળક ફેરવી દઇને પ્રસૂતાને પ્રસવ કરાવવો એ સહેલું છે કે કઠણ છે ?

**વ.**—કઠણ કેમ કરીને ? તમેજ કહ્યું નહોતું કે લોહી પડવાથી કમળનું મોં સહેજે ઉઘાડું થઇ જાય છે. અને કમળનું સંકોચન પણ બહુ થતું નથી. તેથી એ અવસ્થામાં બાળક ફેરવી દેવું એ કઠણ નથી પણ સહેલું છે. કેમ, આ વાત તમે મને નહોતી કહી ?

**લ.**—હા. એ વાત મેં તમને કહેલી હતી. તમે બધું બરાબર યાદ રાખ્યું છે કે નહિં, તે જાણવા માટેજ આ પૂછ્યું હતું. ઠીક બાળક જન્મ્યા પહેલાં ઓર ખેંચીને બહાર કયે વખતે કાઢવી ?

**વ.**—જ્યાં લોહી પડી પડીને પ્રસૂતા ઘણી જ નબળી પડી ગઇ હોય, અને વધારે લોહી પડવાથી મરી જવાની બીક હોય, ત્યાં બીજો કોઇપણ વિચાર કર્યા વિના સૌથી પહેલાં હાથ નાંખીને ઓર

બહાર કાઢી નાંખવી. ઓર બહાર નીકળી એટલે બધી બલા ગઇ. કારણ કે ઓરજ લોહી પડયાનું મૂળ છે. કેમ, એમજ કે નહિં?

લ.—હા, એમજ, તમારામાં કાંઇ ભૂલ પડે એમ છે?

વ.—પ્રસૂતિને પ્રસવ થયા પછી સુવાવડના ઓરડામાં જે ગોઠવણ કરવામાં આવે છે, તેજ આમાં પણ કરવી જોઇએ કે નહિં?

લ.—હા, એમજ કરવું જોઇએ. પ્રસૂતિને ખૂબ સાવધાન રાખવી જોઇએ. દશ પંદર દિવસ સુધી તેને પથારીમાંથી બીલકુલ ઉઠવાજ દેવી નહિં. પ્રસવ થયા પછી બાળકને અને પ્રસૂતાને કેવી રીતે રાખવાં તે તો મોતીને ભાણીયો આવ્યો ત્યારે મેં તમને સારી રીતે કહીને અને કરીને બતાવેલ છે. તે બધું બરાબર યાદ છે કે નહિ?

વ.—હા, તે બધું બરાબર યાદ છે. હવે એ ફરીને કહેવું પડશે નહિં; એકની એક વાત શું વારે વારે કહેવી પડે?

---

## પ્રકરણ ૧૬ મું.

---

### પ્રસવ પછી લોહી પડે છે તેનો અટકાવ કરવા વિષે.

વ.—હેં બેન! પ્રસવ પછી લોહી પડે, તે સારૂં?

લ.—લોહી પડે એ તે વળી સારૂં હોય? લોહી પડવાથી પ્રસૂતા ઘણી જ નબળી થઇ જાય છે. આપણી દાઇયણો સારી રીતે પ્રસવ કરાવી જાણતી નથી, તેથીજ પ્રસૂતાઓને આટલું બધું લોહી પડે છે, નહિં તો લોહી પડવાની વાતજ ન હોય, તોપણ પ્રસવ થયા પછી થોડુંક લોહી પડે તેમાં કશી અડચણ નથી. અને તેને માટે કાંઇ ઉપાય લેવાની પણ જરૂર નથી. પણ પ્રસવ પછી બધી પ્રસૂતાઓને લોહી પડવાની બીક છે. જો પ્રસૂતાને બરાબર નિયમ પ્રમાણે રાખવામાં આવી ન હોય તો જરૂર લોહી પડે જ.

વ.—ત્યારે લોહી ન પડે તેનો કાંઇક ઉપાય બતાવી દોને, બેન!

**લ.**—કહું, સાંભળો. આ પહેલાં* તમને કહી ગઇ છું કે બાળકનું માથું બહાર આવ્યા પછી કાંધ બહાર આવતી હોય ત્યારે પ્રસૂતાના પેટ ઉપર હાથ દઇને પેટ દાબી રાખવું. ત્યાર પછી જ્યાં સુધી ઓર ન પડે ત્યાં સુધી હાથની મુઠીમાં કમળને મજબુત રીતે પકડી રાખવું, ત્યાર પછી પેટ ઉપર લુગડાંનો મજબુત પાટો ખુબ તાણીને બાંધી દેવો. કેમ, આ બધું યાદ છે કે ?

**વ.**—એ તે યાદ ન હોય એમ કેમ બને ? એ તે કેમ ભૂલી જવાય ? જો ભૂલીજ જવું હોય તો આટલી મહેનત કરીને શીખવાની જરૂર શી ?

**લ.**—બાળક અવતર્યા પછી પ્રસૂતિના પેટ ઉપર હાથ દેવાથી જો કમળ સારી પેઠે સંકોચાયું નથી. એમ માલમ પડે તો, આશરે દસ રતી અર્ગટ એક રાઇનો ભૂકો પાશેર પાણીમાં નાખીને પ્રસૂતાને પાઇ દેવો. પેટને હાથથી જેમ પકડી રાખ્યું હોય તેમજ પકડી રાખવું.

**વ.**—એથી શો ફાયદો ?

**લ.**—કમળ તરતજ સંકોચાઇ જાય. કમળ સંકોચાયું એટલે લોહી પડવાની બીક ગઇ. વળી ઓર પણ ઉતાવળથી પડી જાય. આ બધી વાત તો તમને આગળ પણ કહેલી છે. પ્રસવની બીજી અવસ્થાનું પ્રકરણ સાતમું જોવું.)

**વ.**—હા. હા. એ બધી વાત કહેલી છે ખરી. માત્ર એકલાં અર્ગટનીજ નહિં પણ ઇપેકાની વાત પણ કહેલી છે. અર્ગટ અને ઇપેકા દુનીયાં ઉપર છે ત્યાં સુધી લોહી પડવાની બીક રાખની જ શા માટે ?

**લ.**—તો પછી બીજું શું ? આની પહેલાં એ સઘળી વાત કહી ગઇ છું. તે બરાબર યાદ રાખવી.

---

* આ પુસ્તકના "પ્રસવની બીજી અવસ્થા" પ્રકરણ સાતમાં આ સંબંધે જ્યાં વિસ્તારથી કહેવામાં આવ્યું છે, ત્યાં જોવું.

# પ્રકરણ ૧૭ મું.

## જોડલું હોય તો પ્રસવ શી રીતે કરાવવો ?

**વ.**—હેં બેન ! જે પ્રસૂતાને બાળકનું જોડલું હોય તેને શી રીતે પ્રસવ કરાવાય ?

**લ.**—કેમ? એ શું અઘરૂં છે ? પહેલાં તો પ્રસૂતાના પેટમાં બે બાળક છે કે નહિં, તે સારી રીતે નક્કી કરવું. ત્યાર પછીજ તેની વ્યવસ્થા તો થાય ના !

**વ.**—હા, એ તો એટલું જ નક્કી કરવું જોઇએ. ઠીક; પ્રસૂતાના પેટમાં બે બાળક છે કે નહિં, તે જાણવાનો ઉપાય શો ?

**લ.**—પ્રસૂતાને પ્રસવ થઇ જાય કે તરતજ તેના પેટ ઉપર હાથ દઇને જોવું. હાથ દેવાથી પેટ ખાલી થયું નથી એમ જણાય, અને પેટમાં બાળક હોવાનો શક આવે એવડું પેટ મોટું હોય, તો પેટમાં એક બીજું બાળક છે, એવું અનુમાન થાય. આ ઉપરાંત પેટમાં હાથ નાખી જોવાથી બાળકના અવયવો સ્પષ્ટ જણાય.

**વ.**—પેટમાં એક બીજું બાળક છે એમ જણાય તો શું કરવું ?

**લ.**—અરધોએક કલાક ચૂપ થઇને પ્રસૂતાની પાસે બેશી રહેવું.

**વ.**—એમ ચૂપ થઇને શા માટે બેસી રહેવું ?

**લ.**—અરધાએક કલાકમાં બીજું બાળક પોતાની મેળે જન્મે છે કે નહિં તે જોવા માટે.

**વ.**—પહેલું બાળક જન્મ્યા પછી અરધા કલાક પછી બીજું બાળક પોતાની મેળેજ જન્મે છે ?

**લ.**—હા, ઘણું કરીને જન્મે છે ખરૂં. પહેલું બાળક અવતર્યા પછી અરધાક કલાકમાં વેણ આવે, અને તે વેણથીજ બીજું બાળક અવતરે.

**વ.**—ઠીક, પણ અરધોક કલાક રાહ જોયા છતાં બીજું બાળક અવતરવાનાં કાંઈ પણ ચિન્હ ન જણાય તો શું કરવું ?

લ.—તો પછી જરા પણ વાર ન લગાડતાં તરતજ પ્રસવ કરાવવાની મહેનત કરવી. કારણ કે ઘણીવાર વાટ જોયા કરીએ તો લોહી પડવા માંડે અને પેટમાંનું બાળક મરી જાય. એથી પણ વધારે વાર લગાડવામાં આવે તો, પહેલું બાળક જન્મતા વખતે કમળનું મોં, પ્રસવનું દ્વાર, વગેરે ઉઘડેલાં હોય, તે તેમનાં તેમ રહે નહિં. ધીમે ધીમે સાંકડાં થતાં જાય. તેથી બીજું બાળક અવતરતાં પ્રસૂતા દુઃખ પામે. બાળકનું માથું પહેલું ન આવતાં બીજું કોઈ અંગ પહેલું આવે તો પ્રસૂતાનો દુઃખનો પારજ રહે નહિ.

વ.—બીજા બાળકનો પ્રસવ શી રીતે કરાવવો તે હવે સમજાવો.

લ.—પહેલું બાળક જન્મે કે તરતજ કપડાંથી પ્રસૂતાનું પેટ સારી પેઠે તાણીને બાંધવું. ત્યાર પછી અરધોક કલાક ગયા પછી એમ જણાય કે પરપોટો ફુટ્યો નથી તો નખ મારીને પાણીની કોથળી ફોડી નાંખવી. આમ કરવાથી તરત વેણ આવે અને વેણ આવે કે બાળક જન્મે.

વ.—આમ કરવા છતાં પણ જો બાળક ન અવતરે તો પછી શું કરવું ?

લ.—બીજો અરધો કલાક રાહ જોવી. જો એટલા વખતમાં બાળક જન્મે તો બહુ સારૂં. નહિ તો કમળના મોંમાં હાથ નાંખીને બાળકનો પગ પકડીને નીચે નમાવી દેવું.

વ.—બાળક ફેરવી દેતાં જેવી રીતે પગ પકડીને નમાવી દઇએ છીએ, તેવી જ રીતે આમાં પણ કરવું ?

લ.—હા, બરાબર તેમજ કરવું. બીજા બાળકનો પગ પકડીને નીચે નમાવવામાં કોઈ પણ મુસ્કેલી નથી.

વ.—કેમ ?

લ.—બીજા બાળકના પગ ઘણું કરીને પહેલા જ આવે છે. તેથી બાળકને ફેરવી દઇને પ્રસવ કરાવવો પડતો નથી. બાળક ફેરવી દેવું એજ જરાક કઠણ કામ છે, નહિ ?

વ.—હા, કાંઇક કહ્યુ તો ખરૂંજ, ઠીક. બીજા બાળકના પગ પહેલા આવે ત્યારે પ્રસૂતાને પ્રસવ કરતાં કાંઈ દુઃખ તો થતું નથી ના?

લ.—ના, તેને કાંઇ પણ દુઃખ થતું નથી; ઉલટું પગ કે નિતંબ પહેલા આવે તો બહુ ઉતાવળથી પ્રસવ કરી શકે છે. અને પરમેશ્વરની કેટલી બધી મહેરબાની છે કે, બીજા બાળકના પગજ ઘણું કરીને પહેલા આવે છે.

વ.—પગ પહેલા આવે ત્યારે શી રીતે પ્રસવ કરાવવો, તે તમે મને આગળ કહી ગયાં છો. પગ પહેલા આવે ત્યારે જેવી રીતે પ્રસવ કરાવીએ છીએ તેવીજ રીતે આમાં પ્રસવ કરાવવો કે નહીં?

લ.—હા, બરાબર તેજ રીતે, કારણ કે આમાં પણ પગ જ પહેલા આવે છે.

વ.—પ્રસવ થતાં વાર લાગે તો બીજું બાળક મરી જવાનો સંભવ ખરો કે નહિ?

લ.—અરે મા! મરી જવાનો ઘણો સંભવ છે. બે ત્રણ કલાકથી વધારે વાર લાગે તો ઘણું કરીને બાળક મરીજ જાય છે. તેથી એટલા વખતની અંદર ગમે તે ઉપાય કરીને પણ પ્રસૂતાને પ્રસવ કરાવવાની જરૂર છે. નહિ તો બાળક મરી જાય. બીજા બાળકનો પ્રસવ કરાવતાં કાંઇ ઢીલ કરવી યોગ્ય છે કે નહિ, તેનો એક નિયમ તમને કહી દઉં તે સાંભળો.

વ.—ઠીક વાત કહો છો. એવો કાંઇક નિયમ જાણી રાખ્યો હોય તો સારૂં.

લ.—જો પહેલું બાળક સહેજે અવતર્યું હોય, અને પ્રસૂતાને કાંઇ દુઃખ ન થયું હોય તો બીજું બાળક પણ સહેજે અવતરે, એ એક મુખ્ય નિયમ જાણી રાખવો. આ અવસ્થામાં બેએક કલાક લગી રાહ જોવી. જો પહેલું બાળક સહેજે અવતર્યું ન હોય, તો બીજું બાળક પણ સહેજે અવતરવાનું નહિ. તેથી આવે વખતે વાર લગાડવાથી કાંઇ ફાયદો નથી; માત્ર નુકસાનજ થાય છે. બીજું બાળક

અવતરતાં પગ કે માથા સિવાય બીજું કોઇ અંગ જો પહેલું આવે તેમ હોય તો વાર લગાડવી નહિં. વળી પહેલું બાળક અવતરતાં પ્રસૂતાને લોહી પડ્યું હોય, કે કંપ થયો હોય, તો બીજાં બાળકનો પ્રસવ કરાવતાં વાર લગાડવી નહિં.

વ.—ત્યાર પછી શું કરવું?

લ.—જોડલાંના બીજાં બાળકને પ્રસવ કરાવવા માટે કોઈ ખાસ નિયમની જરૂર નથી. એક બાળક આવતાં પ્રસૂતાને જે રીતે પ્રસવ કરાવીએ છીએ, તેજ રીતે બીજાં બાળકનો પ્રસવ પણ કરાવવો એમાં કાંઇ બીજો ફેરફાર કરવાનો નથી. પહેલું માથું આવે કે હાથ આવે તો એક બાળકના એ અવયવો આવતાં જેમ કરવાનું કહેલું છે તેમજ બીજું બાળક આવતાં પણ કરવું. માથું, હાથ, પગ કે નાળ પહેલાં આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો, તે તમને આગળ કહેલું છે. તે બરાબર યાદ છે કે નહિં?

વ.—હા, તે તો બરાબર યાદ છે.

લ.—તો પછી બીજું શું? તે પ્રમાણે કરવું.

વ.—ઠીક, સમજી ગઇ, હવે વધારે કહેવું નહિ પડે. ઠીક. બીજું બાળક બહુજ ઉતાવળથી જન્મે કે નહિં?

લ.—હા, બીજું બાળક ઉતાવળથી જન્મે. આગળ એક બાળક જન્મ્યું હોય, તેથી કમળનું મોં, પ્રસવનું દ્વાર, વગેરે ઉઘાડાં હોય, તેથી બીજું બાળક બહુજ ઉતાવળથી જન્મે અને પ્રસૂતાને કાંઇ દુઃખ પણ ખમવું ન પડે.

વ.—ઠીક. પહેલું બાળક અવતર્યાં પછી તરત જ જો બીજું બાળક અવતરે તો પ્રસૂતાને બહુજ સારૂ થઇ જાય, નહિં?

લ.—વિસામો ખાધા વિના ઉપરા ઉપર બાળકને જન્મ આપવાથી શું પ્રસૂતા જીવતી રહે, એમ ધારો છો? એકદમ મુડદા જેવીજ થઇ જાય. ઉપરા ઉપર આવા ધક્કા ખમી શકે? તેથી પહેલું બાળક અવતર્યાં પછી થોડાક વખત પછીજ બીજું બાળક અવતરે તે સારૂ.

વ.—અરરર!!! ત્યારે હું તો એથી ઉલટુંજ સમજતી હતી. ઠીક, પણ દૈવજોગે એ બાળક ઉપરાઉપર તરતાતરત અવતરે તો શું કરવું ?

લ.—પ્રસૂતાને બચવાનો ઉપાય કરવો. થોડો થોડો બ્રાંડી અથવા દ્રાક્ષાસવ ઠંડા પાણીમાં આપવો અને થોડીક વાર લગી પ્રસૂતાને ઓશીકે કાંઇક મુકી માથું ઉંચું રાખવું અને તેને ઉંઘવા દેવી નહિ.

વ.—દ્રાક્ષાસવ કેટલો આપવો, અને કેટલા વખતને આંતરે આપવો?

લ.—એક ચમચો દ્રાક્ષાસવ પાશેર ઠંડા પાણીમાં નાખીને આપવો અને તે બબે કલાકને અંતરે આપવો. આ ઓસડ પ્રસૂતાની સ્થીતિનો વિચાર કરીને આપવું, તે ઉપરાંત વચ્ચે વચ્ચે ઠંડુ દુધ પણ આપવું.

વ.—ઠીક, પહેલા બાળકની ઓર પડવાનું કેમ થાય ?

લ.—કેમ? તે તો પોતાની મેળે પડે.

વ.—ઠીક, પણ જો ઓર પોતાની મેળે ન પડે તો શું કરવું!

લ.—જો ઓર પોતાની મેળે ન પડે તો, કશી પણ દોડાદોડ ન કરતાં બીજું બાળક અવતરતાં સુધી ઓર પડવાની રાહ જોવી.

વ.—કેમ? એટલીવાર રાહ જોવાનું કારણ શું ?

લ.—રાહ ન જોતાં હાથ ઘાલીને ઓર કાઢવામાં આવે તો ઘણું લોહી પડવા માંડે. આ લોહી પડતું અટકાવતાં ઘણી જ મુસ્કેલી પડે; કેમે કર્યું અટકે નહિ.

વ.—આ લોહી અટકાવતાં ઘણી મુસ્કેલી પડવાનું શું કારણ ?

લ.—કમળનો સંકોચ જ્યાં સુધી થાય નહિં ત્યાં સુધી લોહી પડતું અટકાવી શકાયજ નહિં. કમળમાં એક બીજું બાળક હોય તેથી કમળનો સંકોચ શી રીતે કરાય ?

વ.—એ ખરૂં. ત્યારે તો દોડાદોડ કરીને ઓરને બહાર કાઢવાની કાંઇ જરૂર નહિ.

લ.—બીજું બાળક અવતર્યા પછી પણ, પ્રસૂતાના પેટ ઉપર જે કપડું મજબુત બાંધેલું હોય તે કસીને બાંધી દેવું. અને પેટ ઉપર સારી રીતે જોર દઇને હાથ દાબી રાખવો. અને ઓર પડતાં વાર

થાય તો, જે યુક્તિ કરીને ઓર બહાર કાઢવાનું આગળ મેં તમને બતાવ્યું છે, તેજ રીતે કરવું. (પ્રસવની ત્રીજી અવસ્થા–પ્રકરણ ૮ મું.) જે પ્રસૂતાને બે બાળક હોય તેની ઓર બહુજ સંભાળ રાખીને બહાર કાઢવી.

**વ.**—કેમ ?

**લ.**—પ્રસૂતાને ઉપરાઉપર બે બાળક અવતરવાથી કમળની સંકોચાવાની શક્તિ ઓછી થઈ જાય છે. કમળ તરત સંકોચાતું નથી, તેથી બાળક જન્મ્યા પછી કેટલીક વારે ઓર બહાર કાઢવાની મહેનત કરવી, અને બળ કરીને ઓર બહાર તાણી કાઢવી નહિ. કારણ કે બે ઓરો એક સાથે કમળનાં શરીરથી છુટી પડવાથી ભારે નુકસાન થાય એટલું લોહી પડવા માંડે. વખતે એ લોહી પડવાથી જ પ્રસૂતા મરી જાય. ઉપરાંત ઓર પડે કે તરત કમળ ખૂબ સંકોચાય તેવો ઉપાય ધ્યાન દઈને કરવો. એ વાત બધાંએ બહુ જ ધ્યાનમાં રાખવા જેવી છે.

**વ.**—ઠીક. આ સ્થિતિમાં કમળ સંકોચવાની ઘણી જરૂર છે, તેથી બીજું બાળક અવતરે કે તરતજ પ્રસૂતાને અર્ગટ ઓફ રાઇ ખવરાવી દેવું, એ બહુ સારૂં.

**લ.**—હા. બહુજ સારૂં. અને અમે એમ ખવરાવીએ પણ છીએ. પંદર રતિ અર્ગટ ઓફ રાઈનો ભૂકો પાશેર પાણીમાં એકવાર આપી દેવો. એથી બે રીતનો ઘણો સારો ફાયદો થાય છે; એક તો ઓર ઝટ પડી જાય અને બીજે કમળ સંકોચવાથી લોહી પણ પડે નહિં,

**વ.**—એ તો બહુજ સારૂ.

**લ.**—તમને એક મુખ્ય વાત કહી દઊં. પ્રસૂતાને એકથી વધારે બાળક ઉપરાઉપર અવતરે તો, છેલ્લું બાળક અવતરે કે તરતજ અર્ગટ ઓફ રાઇ ખવરાવી દેવું. એમાં કાંઇ પણ વિચારજ કરવો નહિં. તેમ એ ભૂલવું પણ નહિં. તે ઉપરાંતે તમને આગળ પણ કહી ગઇ છું કે જે પ્રસૂતાને લોહી પડવાનો શક હોય, અથવા આગળ કોઇ

પણ પ્રસવ વખતે લોહી પડ્યું હોય, તે પ્રસૂતાને બાળકનું માથું બહાર આવે કે તરતજ ઉપર કહેલું છે તેટલું અર્ગટ ઓફ રાઈ ખવરાવી દેવું. કેમ એ બધું યાદ છે કે નહિં ?

વ.—હા, બધુંયે યાદ છે. એ ભૂલી જઇશ તો બીજું શું યાદ રાખીશ ? બહુ સારૂ. હવે બીજું કહેવાનુ હોય તે કહો.

લ.—બે બાળક અવતરે ત્યારે પ્રસૂતા ઘણીજ નબળી પડી જાય છે, તેથી તેની વધારે ચાકરી બરદાસ કરવાની જરૂર પડે છે. થોડા થોડા વખતને અંતરે તેને ઠંડા પાણીમાં દ્રાક્ષાસવ આપ્યા કરવો જોઇએ. પ્રસવ પછી દોઢ બે કલાકમાં તેને ઊંઘ આવવાની બહુ જરૂર છે. સુવાવડના ઓરડાની ગરબડ મટયા પછી જો પ્રસૂતા પોતાની મેળેજ ઉંઘી જાય તો તો બહુજ સારૂં. નહિં તો નવટાંક ઠંડા પાણીમાં ૧૬ ટીપાં અફીણનો અરક તેને પાઇ દેવો. આ ઓસડ આપવાથી સારી ઉંઘ આવી જશે અને બધુ દુઃખ મટી જશે. ઉંઘ લીધા પછી પ્રસૂતા તાજી થઇ ઉઠશે.

વ.—ઠીક, આગળ તમે કહી ગયાં કે " પ્રસૂતાને એકથી વધારે બાળક ઉપરાઉપર અવતરે તો " એનો અર્થ એવો થાય કે બેથી પણ વધારે બાળક અવતરી શકે. તો શું ઉપરાઉપર ત્રણ બાળક પણ અવતરે ખરાં કે ?

લ.—ત્રણ નહિં પણ વખતે ચાર બાળક પણ ઉપરા ઉપર અવતરે છે.

વ.—અરે મા ! એવે વખતે શું થાય ? શું ઉપરાઉપર ચાર બાળક અવતરે તો પ્રસૂતા જીવે ખરી કે ?

લ.—હા, કેમ ન જીવે ! પણ આમ તો ક્યારેકજ થાય છે. ઘણા બનાવ આવા બનતા નથી. હજારે એક પણ બનાવ આવો બને કે નહિં તે શકવાળી વાત છે,

વ.—કોકજ બને, પણ બને ખરો. ત્યારે આવો બનાવ બને તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો ?

લ.—કેમ? બે બાળક પ્રસવ કરાવવાના જે જે નિયમ કહ્યા તેજ નિયમે આમાં પણ એકે એકે બાળકનો પ્રસવ કરાવવો, સમજ્યાં કે નહિં?

વ.—હા, સારી રીતે સમજી ગઇ. હવે વધારે કહેવાની જરૂર નહિં પડે.

લ.—ઉપરા ઉપર ચાર બાળક અવતરવાની વાત સાંભળીને તમે તો સ્તબ્ધજ થઈ ગયાં! કોઇ કોઇ પ્રસૂતા તો બે બાળકમાંનાં એકને પહેલાં જન્મ આપે, અને એક આખો દીવસ ગયા પછીજ બીજા બાળકને જન્મ આપે.

વ.—શું કહો છો? એ તો ઘણુંજ નઠારૂં.

લ.—એમાં નઠારૂં શું? વાર થાય તેમાં શું? બે કલાકની પણ વાર લાગે અને દસ કલાકની પણ વાર લાગે પણ ઘણું કરીને તો બીજું બાળક અરધા કલાકની અંદરજ અવતરે. ઈશ્વરની કેટલી બધી કૃપા છે કે, આવા બનાવોમાં પણ ઘણું કરીને વાંકું વસમું ન થતાં બધુંજ સારૂં થઇ જાય.

વ.—એ તો ખરૂં. ત્યારે એવા પ્રસંગો આવે તોપણ બીવું નહિં.

લ.—વળી મેં એવું પણ સાંભળેલું છે કે, કોઈ કોઈ પ્રસૂતાએ તો ચૌદ દિવસે, અને એકવીસ દીવસે પણ બીજાં બાળકને જન્મ આપ્યો છે. એક પ્રસૂતાની મેં એવી વાત સાંભળી છે કે તેણે એક દિવસ બે બાળકને જન્મ આપ્યો અને બે દિવસ પછી બીજાં બે બાળકને જન્મ આપ્યો.

વ.—એવી એવી બધી વાતો જવા દો. એવા બનાવો ગણતરીમાં લેવાય નહિં. કોઇ કોઇ પ્રસૂતાને આમ થયું છે કે નહિં તે પણ ઘણાં તો જાણતાં નહિં હોય.

લ.—તમે જે કહો છો તે ખરૂં છે, પણ મારે તો બધી વાત કહી દેવી જોઇએ. કારણ કે કદાચ કોઈ વખતે આ પ્રસવની વાત

તમારે કાને આવે તો, પછી એમ કહો કે દાયણે તો આ બધું મને કહેલું નહોતું. કેમ એ ખરૂં કે નહિં ?

વ.—હા. એ ખરૂં. જાણી રાખવામાં શો દોષ ? પ્રસૂતાઓ તો આ બધું સાંભળીને બીહેજ, એમ હું તો કહું છું.

લ.— પ્રસૂતાઓ બીહે શા માટે ? ઉલટું આ બધું સાંભળીને તો પ્રસૂતાએ હિંમતવાન થવું જોઇએ, કેમકે જો કોઇ પ્રસૂતાનાં માઠાં ભાગ્યે આમ થાય તો પણ તેના જીવની કશી ફીકર કરવાની નથી. કેમ, આ બધું જાણી રાખવું સારૂં કે નહિં ?

વ.— સારૂં નહિ કેમ ? આ બધી વાત મને કહી દેખાડી તે બહુજ સારૂં કર્યું. ઠીક. તમને એક બીજી વાત પણ પૂછી જોઉં. બે બાળકનાં અંગ કદી એક સાથે બહાર આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો ? એમ પણ કોઇક વખત ન બની આવે ?

લ.—હા. એમ પણ બની આવે. એક બાળકનું માથું અને એક બાળકનો પગ એક સાથે પહેલા આવે. બે- બાળકનાં માથાં પહેલાં આવે, મતલબ કે એકનું માથું પહેલું આવે, અને એકનું માથું તેની પાસેજ હોય. આવું ઘણીવાર બનતું નથી, ક્યારેકજ થાય છે; તો પણ કોઇ કોઇ પ્રસૂતાને કોઇવાર આમ થાય ખરૂં. એવા કોઇ કોઇ દાખલા સાંભળ્યા છે ખરા.

વ.—બહુ સારૂં, એમ થાય ત્યારે પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો ?

લ.—સાંભળો, કહું. એકનું માથું અને એકનો પગ જો એક સાથે આવે તો ધીમે ધીમે પગ ઉપર લઇ જઇને જેનું માથું આગળ આવેલું છે, તેને પહેલું બહાર કાઢવાની મહેનત કરવી. વળી આવા બનાવોમાં એમ પણ થાય કે પ્રસૂતા પોતાની મેળે પ્રસવ કરી શકે.

વ.—જો પ્રસૂતા પોતાની મેળેજ પ્રસવ કરે તો તો પછી જોઈએજ શું ? પોતાની મેળેજ પ્રસવ કરે તો ઘણું સારૂં. પણ પોતાની મેળે પ્રસવ ન કરી શકે તો એકે એકે પ્રસવ કરાવી દેવો એમજ કે નહિં ?

લ.—હા. એમજ એમાં કાંઈ બહુ વિચારવા જેવું નથી.

વ.—કમળમાં એ બાળક શી રીતે રહે છે, તેનું ચિત્ર પાડી બતાવો તો સારૂં.

લ.—બહુ સારૂં. જુઓ આ ચિત્ર.

**આકૃતિ ૭ મી.**



કમળમાં જોડલું કેવી રીતે રહે છે તે બતાવનારી આકૃતિ.

વ.—વાહ! હવે તો બહુજ સારી રીતે સમજી શકી. આમ રહે છે, માટેજ બીજાં બાળકના પગજ પહેલા આવે, નહિં ?

લ.—હા.



# પ્રકરણ ૧૮ મું.

## અટકાવને લગતી પીડા.

વ.—હે બેન, અટકાવને લગતી જે પીડા છે, તેનું ઓસડ શું? ઘણી સ્ત્રીઓ એ દરદથી બહુજ દુઃખ પામે છે.

લ.—અટકાવને લગતી પીડાથી માત્ર દુઃખજ થાય છે, એમ નથી. એ દુઃખથી તો બાળક થવું પણ કઠણ છે.

વ.—કઠણ છે, એટલુંજ નથી. ઘણું કરીને તો બાળક થતુંજ નથી. ઘરડી ડોશીઓ તેનાં ઓસડ વેસડ આપે છે. તેથી કોઇ કોઇને આરામ થતો આપણે જોઈએ છીએ. રોગ મટી ગયા પછી ગર્ભ રહે છે, પણ એવાં ઓસડોથી બહુ ફળ થતું નથી. કારણ કે બધાંને તે ઓસડની ખબર હોતી નથી. થોડાંક માણસોજ જાણે છે. તેથી ઘણી સ્ત્રીઓનાં દુઃખ શી રીતે દૂર થાય? તેથીજ તમને પૂછું છું કે અટકાવને લગતી પીડાનું કોઈ ઓસડ છે કે નહિ? જો કોઈ સહેલો ઉપાય હોય તો કહો. તો તમારાં ઓસડથી ઘણી સ્ત્રીઓ એ રોગથી બચે.

લ.—કહું છું. સાંભળો. અટકાવને લગતી પીડાના બે પ્રકારના ઉપાય છે. (૧) અટકાવ આવ્યો હોય ત્યારે પેડુમાં દુઃખ થાય છે, અને શૂળ આવે છે, તેનો ઉપાય, અને (૨) અટકાવ બંધ થયા પછી કોઇ પ્રકારનું દુઃખ ન રહે, તેને માટે બીજો ઉપાય છે.

વ.—અટકાવને વખતે જે દુઃખાવો થાય છે, અને શૂળ આવે છે, તેનો ઉપાય શો?

લ.—દસ કે પંદર ટીપાં અફીણનો અરક (Tincture Opium) નવટાંક ઠંડા પાણીમાં આપી દેવો. આ પ્રમાણે ચાર પાંચ વાર કરવાથી દુખાવો અને શૂળ ઓછાં થઈ જાય છે.

વ.—જે અફીણના અરકની વાત તમે કહી ગયાં છો, તેજ અફીણનો અરક આપવાની વાત કહો છો કે નહિ?

**લ.**—હા. તેજ અરકની વાત કહું છું. એ શિવાય આશરે ચાર રતિ કપુરમાં થોડો મેંદો ( ઘઉંનો મેંદો નાંખી ) પાણીમાં તેની ગોળી બનાવવી, આ ગોળી વચમાં વચમાં આપવાથી ઘણો ફાયદો થાય છે. જ્યાં લગી દુખાવો અને શૂળ મટી ન જાય ત્યાં લગી વચમાં વચમાં એ ગોળી પણ ખવરાવ્યા કરવી.

**વ.**—ઠીક, અટકાવને વખતે સારી પેઠે ( જોઇએ તેટલું ) લોહી આવતું નથી, તેનો શો ઉપાય કરવો ?

**લ.**—એટલું પણ તમે જાણતાં નથી ? દુખાવો ઓછો થાય એટલે એની મેળેજ સારી રીતે લોહી આવવા માંડે. જેને અટકાવને લગતી પીડા હોય છે, તેનેજ ઘણું કરીને સારી રીતે લોહી આવતું નથી. જ્યાં સુધી સારી રીતે લોહી આવે નહિ, ત્યાં સુધી દુખાવો પણ બહુ થાય, અને શૂળ પણ બહુ આવે. સારી પેઠે લોહી આવે ત્યારેજ દુખાવો અને શૂળ નરમ પડે. આ પ્રમાણે ત્રણ દિવસને બદલે ચાર દિવસ, ચાર દિવસને બદલે પાંચ દિવસ, અને પાંચ દિવસને બદલે ૭ દિવસ સ્ત્રીઓ દુઃખ પામે છે.

**વ.**—તેથીજ પૂછું છું કે સારી રીતે લોહી આવે એવો કોઇ ઉપાય છે કે નહિ ?

**લ.**—ઉપાય નથી એમ તો નજ કહેવાય, જેને અટકાવને લગતી પીડા હોય તેને અટકાવવા પહેલાં બે દિવસથી હમેશાં એક વાર સવારે અને એક વાર સાંજે ગરમ પાણીના ટબમાં બેસાડવી.

**વ.**—ગરમ પાણીના ટબમાં શી રીતે બેસારવી ?

**લ.**—ખમી શકાય તેવું પાંચ ૭ લોટા ગરમ પાણી એક પહોળા ડબામાં કે કડાયામાં નાંખી, તેમાં તે દરદીને કેડ સુધીનો ભાગ ડુબે તેવી રીતે થોડીક વાર બેસારવી. આમ કરવાથી તેને ગરમ પાણીના ટબમાં બેસાડી કહેવાય.

**વ.**—આમ કરવાથી શો ફાયદો થાય ?

**લ.**—ગરમ પાણીના ટબમાં બેસારવાથી દુખાવો અને શૂળ મટી જાય અને સારી રીતે લોહી આવે.

**વ.**—ખરૂં કહો છો? આવા સાદા ઉપાયથી આટલો બધો ફાયદો થાય છે? ઠીક, પણ દરેક વખતે કેટલા વખત સુધી ગરમ પાણીમાં બેસારવી.

**લ.**—બહુ વાર બેસવાની જરૂર નથી. અર્ધોએક કલાક બેસે એટલે બસ.

**વ.**—આ પ્રમાણે ઉપરાઉપર કેટલા દિવસ સુધી કરવું જોઇએ?

**લ.**—અટકાવ બંધ થાય ત્યાં સુધી આ પ્રમાણે ગરમ પાણીમાં બેસવું જોઈએ. આમ કરવામાં કાંઇ દુઃખ નથી, અને કાંઇ ખરચ પણ નથી. ગરમ પાણીના ટબમાં કેડ સુધીનો ભાગ ડુબે તેમ આશરે અરધો કલાક બેસી રહેવું. ત્યાર પછી ત્યાંથી ઉઠીને તરત સુકું લુગડું પહેરીને, કેડથી તે પગ સુધીનો પગ સુકાં લુગડાંથી અથવા અંગુચાથી (ટુવાલથી) સારી પેઠે લુઇ નાંખવો. ત્યાર પછી પગથી તે માથા લગી એક મોટું લુગડું ઓઢીને છાનામાના સુઇ રહેવું. સહેવાય તેટલું ગરમ દુધ વચ્ચે વચ્ચે પીવું. આ નિયમ પ્રમાણે વર્તવાથી લોહી થોડું થોડું આવશે નહિ (છૂટથી આવશે) અને લોહી આવતાં કાંઇ દુઃખ પણ થશે નહિ.

**વ.**—દુખાવો અને શૂળ મટાડવા માટે અફીણનો અરક તો આ ઉપાયની સાથે ને સાથેજ આપ્યા કરવો કે નહિં?

**લ.**—એ તો હું તમને પહેલાંથી જ કહી ગઇ છું. તે તો આપવોજ જોઇએ.

**વ.**—તમે કહ્યું છે તો ખરૂં, તો પણ ફરીને પૂછી લીધું સારૂં. દરદીને ખોરાક શો આપવો?

**લ.**—હલકો ખોરાક આપવો. દુધ, ભાત વગેરે. ચોખા સારામાં સારા વાપરવા. ભૂખ લાગે ત્યારેજ ખાવા દેવું. આ વખતે ઝાડાની કબજીયત બહુ નુકસાન કરે છે. માટે કોઠો સાફ રહે તેવો ઉપાય કરવો.

**વ.**—ન્હાવું ઠંડાં પાણીથી કે ગરમ પાણીથી ?

**લ.**—ગરમ પાણીથીજ ન્હાવું. ઠંડાં પાણીને તો અડકવું પણ નહિ. પીવાનું પાણી પણ ગરમ હોય તો વધારે સારૂં. અટકાવ દેખાતો બંધ થયા પછી ન્હાવું હોય ત્યારે પણ ખૂબ ગરમ પાણીથી ન્હાવું જોઇએ. ઠંડું પાણી કે ઠંડો વા શરીર પર કોઇ જગ્યાએ લાગવા દેવો નહિ.

**વ.**—હવે અટકાવને લગતી પીડા મટાડવાનો શો ઉપાય ? બીજી વખત અટકાવ આવે ત્યારે પીડા ન થાય, એવો ઉપાય કહી દ્યો.

**લ.**—અટકાવને બે ત્રણ દિવસની વાર હોય ત્યાંથી તે અટકાવ બંધ થાય ત્યાં સુધી દરદીને કેવી રીતે રાખવી, તે તો બરાબર સમજ્યાં કે નહિં ?

**વ.**—હા, તે તો બહુજ સારી રીતે સમજી ગઇ. એ હવે ફરીને કહેવું પડશે નહિં.

**લ.**—બે ત્રણ અટકાવ સુધી દસ્તાનના સમય પર ઉપરા ઉપર આગળ બતાવ્યા પ્રમાણે કરવાથી દરદીને આરામ થઇ જશે. બીજો કોઇ ઉપાય કરવાની જરૂરજ પડશે નહિં. એ ઉપરાંત, અટકાવ બીલકુલ બંધ થઇ ગયા પછી આશરે એક રતી હીરાકસી[1] અને આશરે બે રતી મૂસબ્બર ( એળીયો ) મેળવીને તેની ગોળી બનાવવી, અને તેમાંની એકેક ગોળી હમેશાં સવાર સાંજ આપવી.

**વ.**—મૂસબ્બર ક્યાં મળે ? હીરાકસીની પેઠે બજારમાં મળે ?

**લ.**—ગાંધીની દુકાને તજવીજ કરવાથી મૂસબ્બર મળી શકશે,

**વ.**—ત્યારે પછી શું ? તે બે ચીજો કેટલી કેટલી લઇને ગોળી બનાવવી, અને એ ગોળીઓ કેમ ખવરાવવી, તે તો જાણું છું, એટલે હવે કાંઇ પૂછવાનું રહેતું નથી. પણ આ ગોળીઓ કેટલા દિવસ સુધી ખવરાવવી?

---

૧. Sulphate of Iron. હીરાકસી સારી રીતે શોધેલી હોવી જોઇએ. **બજારમાં** ગાંધીને ત્યાં મળે છે તે શુદ્ધ હોય છે. અંગ્રેજી દવાઓ વેચનારાઓને ત્યાં સલ્ફેટ ઓફ આયર્ન ( હીરાકસી ) મળે છે તે શુદ્ધ સમજવી.

**લ.**—તેનો કાંઈ નિયમ બંધાય નહિં. ફરી અટકાવ આવે ત્યાં સુધી ખાધા કરવાથી એનાથી શો ફાયદો થયો તે જાણી શકાય. અટકાવ હોય ત્યારે આ ગોળી આપવાની નથી. એ બહુજ ધ્યાનમાં રાખવું. આ ગોળી ખાવાથી કાંઈ પણ ફાયદો માલમ પડે તો, રોગ બીલકુલ મટી જાય ત્યાં સુધી નિયમ પ્રમાણે ખાધાજ કરવી. માત્ર જેટલા દિવસ અટકાવ દેખાય તેટલા દિવસ આ ગોળી ખવરાવવી નહિં. એ બહુજ ધ્યાનમાં રાખવું.

**વ.**—એમ કરવાથી અટકાવને લગતી પીડા મટી જાય?

**લ.**—હા, અટકાવને લગતી પીડામાં આ ઓસડથી ઘણો જ ફાયદો થાય છે. અટકાવને બે ત્રણ દિવસ બાકી હોય ત્યારથી હમેશાં સવારે અને સાંજે ગરમ પાણીના ટબમાં અરધોક કલાક બેસવું. તેમાં પણ સાંજે ગરમ પાણીના ટબમાં બેસવાથી વધારે ફાયદો થાય છે. અટકાવને લગતી પીડા મટાડવાનો આ મોટામાં મોટો ઉપાય છે.

**વ.**—હવે બીજું પૂછું. કોઇ કોઇ સ્ત્રીઓને અટકાવ વખતે બહુજ લોહી પડવાનો રોગ હોય છે. તેનો કોઇ ઉપાય છે કે નહિં?

**લ.**—ઉપાય તો હોયજ. રોગ માત્રના ઉપાય હોયજ. બહુ લોહી પડવાના રોગ જેવો તેવો ન ગણવો. સંભાળ ન રાખવામાં આવે તો એ રોગ ઘણોજ ખરાબ સમજવો.

**વ.**—હા, એ વાત હું સમજું છું. એ રોગથી અનેક સ્ત્રીઓ મરી જાય છે. અને એ રોગને જો હું જેવો તેવો માનતી હોઉં તો એનો ઉપાય છે કે નહિં, એવો સવાલજ તમને કેમ પૂછું?

**લ.**—લોહી બહુ પડતું હોય તો પહેલાં રોગીની અવસ્થા જોઇને તેનો ઉપાય કરવો.

**વ.**—રોગીની અવસ્થામાં શું જોવું?

**લ.**—જો રોગી બહુ દુબળો હોય, શરીરમાં બહુ લોહી ન હોય, આંખ અને મોં ફીકાં થઈ ગયાં હોય એમ દેખાય તો તેના આ રોગનો ઉપાય કર્યા પહેલાં તેનું શરીર બળવાન કરવું જોઇએ.

વ.—શી રીતે શરીર બળવાન કરવું?

લ.—કેમ? સારો ખોરાક આપવો, અને ધાતુમાંથી બનેલું ઓસડ આપવું.

વ.—સારો ખોરાક આપવો એટલે શો ખોરાક આપવો?

લ.—આપણા ગૃહસ્થોના ઘરમાં જે ખોરાક ખવાય છે તે આપવો અને તેની સાથે એક રતલ દૂધ આપવું, એટલે તે સારો ખોરાક કહેવાય, એટલે દાળ, ભાત, શાક, ઘી વીગેરે આપવું અને તે ઉપરાંત ૪૦ રૂપીઆભાર દૂધ પેટમાં જાય તેમ કરવું. રોગ હોય ત્યારે ખોરાકમાં બહુજ સંભાળ રાખવાની જરૂર છે. ખોરાકમાં સંભાળ રાખવામાં ન આવે તો રોગ મટે કેમ?

વ.—ઠીક. ખોરાકની સમજ પડી. હવે, ધાતુથી બનેલું ઓસડ એટલે શું?

લ.—ધાતુથી બનેલું ઓસડ બીજું શું? [1]હીરાકસી.

વ.—હીરાકસી એ શું ધાતુ છે?

લ.—અરે બેન! એટલું પણ જાણતાં નથી. હીરાકસી એ લોઢું છે.

વ.—એકલું લોઢું છે કે તેમાં કોઈ વસ્તુની મેળવણી છે?

લ.—ના, એકલું લોઢું નથી. લોઢું અને ગંધકનો તેજાબ એ બેની હીરાકસીમાં મેળવણી છે.

વ.—ખરું કહો છો? હું તો આ જાણતીજ નહોતી. હવે કહો, હીરાકસી શી રીતે અને કેટલી ખવરાવવી?

લ.—આશરે એક રતિ હીરાકસીનો ભૂકો લેવો, અને તેમાં આશરે અરધી રતિ સૂંઠનો ભૂકો મેળવવો. તેમાં થોડો બાવળનો ગુંદ અને પાણી નાંખી ગોળી બનાવવી. આ ગોળી હમેશાં સવાર સાંજ એકેક ખવરાવવી.

વ.—કેટલા દિવસ લગી આ ગોળી ખવરાવવી?

---

૧ હીરાકસીને ઠેકાણે લોહભસ્મ પણ વપરાય.

લ.—ઓછામાં ઓછું ત્રણ અઠવાડીયાં. એટલા વખતમાં તો આ ગોળીથી સારો ફાયદો જણાયજ. ફાયદો છે એમ જણાય તો ઘણા દિવસ ખાવામાં પણ કાંઈ હરકત નથી કારણકે રોગને જડ મૂળથી મટાડી દેવો એ સારૂં છે.

વ.—જે રોગીનું શરીર એટલું બધું દુબળું ન હોય, તેને માટે શો ઉપાય કરવો ?

લ.—તે પણ કહું, ધ્યાન દઇને સાંભળો. જો અટકાવ વખતે બહુજ લોહી પડતું હોય તો, ગાંજાનો [1]અરક પાંચ ટીપાં, અર્ગટ ઓફ રાઇનો ભૂકો ત્રણ રતિ, અને અફીણનો અરક દશ ટીપાં એ ત્રણે ઓસડો નવટાંક ઠંડા પાણીમાં નાંખી દિવસમાં ચાર વખત આપવાં. આ ઓસડથી લોહી પડતું બંધ થઇ જશે.

વ.—આ બધાં ઓસડ શી રીતે મળે તે મને સમજાતું નથી. એ બધાં ઓસડો સહેજે મેળવી શકાય ? એની કિંમત કેટલી બેસે ? જો કિંમત ઘણી બેસતી હોય તો તો ગરીબ સ્ત્રીઓ લઇ ન શકે.

લ.—આ બધાં ઓસડો અંગ્રેજી દવાખાનામાં મળે છે. વળી એની કિંમત પણ ઘણીજ ઓછી બેસે છે. અર્ગટ ઓફ રાઈ દુકાનેથી વેચાતું લાવી ઘેર ખાંડણી દસ્તાથી ખાંડી તેનો ભૂકો કરી રાખવામાં આવે તો બહુજ સોંઘું પડે. ગાંજાના અરકની પણ બહુ કિંમત પડતી નથી. તે જોઇએ છીએ પણ ઘણો થોડો. કેમકે દરેક વારે એનાં માત્ર પાંચજ ટીપાં આપવાનાં હોય છે. અરગટ ઓફ રાઈ તો એક સામટું વેચાતું લઇને ઘરમાં રાખવામાં આવે તો ઠીક પડે. જરૂર પડે તેટલો ભૂકો કરી લેવાય. અફીણના અરકની વાત તો આગળ કહી ગઇ છું.

વ.—ત્યારે ઠીક, આ બધાં ઓસડો સહેજ મેળવી શકાય તેવાં છે. વળી કિંમત પણ એટલી બધી નથી બેસતી કે જેથી સાધારણ માણસ પણ વેચાતાં ન લઇ શકે.

લ.—ગાંજાનો અરક અને અરગટ ઑફ રાઈ, એ લોહી પડતું

---

[1] ટીંકચર ઓફ હેમ્પ Tincture of Hemp.

અટકાવવામાં એવાં સરસ ઓસડો છે કે તેનાં જેવાં બીજાં કોઇ જ નથી. એથી તમને ભાર દઇને કહું છું કે એ બંને ઓસડો થોડાં એક વધારે વેચાતાં લાવીને ઘરમાં રાખીજ મુકવાં જોઇએ.

વ.—ઘણા દિવસ સુધી એ ઓસડો ઘરમાં પડયાં રહે તો બગડી ન જાય ?

લ.—એ ઓસડો તરત બગડી જતાં નથી. તોપણ કોઇ ઓસડ લાંબા દિવસ સુધી બગડયા વિના રહેતું નથી. ખરાબ થઇ જાય તો તે ફેંકી દઇને નવાં ઓસડ લાવીને રાખી મુકવાં જોઇએ.

વ.—અટકાવ દેખાતો બંધ થાય એટલે દરદીને કેવા નિયમથી રાખવી ?

લ.—ખોરાક સારો આપવો. થોડી મહેનત પડે એવું હલકું કામ કરવા દેવું. પ્રસવનું દ્વાર, તેની આસપાસનો ભાગ અને કેડ એ બધાંને રોજ નિયમ પ્રમાણે ત્રણ ચાર વાર ઠંડા પાણીથી સારી પેઠે ધોવાનું કહેવું.

વ.—દરદીએ ન્હાવું ખરૂં કે ?

લ.—ન્હાવું એમાં શું પૂછો છો ?

વ.—ઠંડા પાણીથી ન્હાવું કે ગરમ પાણીથી ન્હાવું ?

લ.—ઠંડા પાણીથી ન્હાવું. જે રોગીને બહુ લોહી પડવાનો રોગ હોય તેણે ગરમ પાણીથી ન્હાવું નહિ; વૈદકશાસ્ત્રમાં એવા દરદીને ગરમ પાણીથી ન્હાવાની મના કરેલી છે. ગરમ પાણીએ ન્હાવાથી તો એ રોગ વધે, ઘટે નહિ.

વ.—લોહી પડવાનો રોગ જે અટકાવને વખતે વધી જાય છે, તે મટાડવાનો શું આ એકજ ઉપાય છે ?

લ.—હા, આજ મુખ્ય ઉપાય છે, મેં જે ઓસડ તમને બતાવ્યું, તે એ રોગનું ઘણુંજ સારૂં ઓસડ છે. એ ઓસડ ખાવાથી અનેક રોગી તનદુરસ્ત થયેલ છે.

વ.—ત્યારે જે સ્ત્રીઓ બહુજ નબળી પડી ગઈ હોય, અને જેને

લોહી પડવાનો રોગ હોય, તેને અટકાવ વખતે આ ઓસડજ આપવું કે?

લ.—હા, અટકાવ વખતે જો બહુ લોહી પડે તો આ ઓસડજ તેમને ખવરાવવું. અટકાવ બંધ થયા પછી આગળ કહેલ છે તે ધાતુનું બનેલું ઓસડ ખવરાવવું. અને ખાવા પીવામાં પૂરી સંભાળ રખાવવી. આ વખતે તમને એક બીજી વાત કહી રાખું.

વ.—શી વાત કહેવાનાં છો? કહી નાંખો જોઉં!

લ.—લોહી પડવાનો રોગ થવાનું કાંઇ કારણ હશે ખરૂં?

વ.—કારણ તો કાંઇક અવસ્ય હોવુંજ જોઇએ.

લ.—તે કારણ શું હશે? તમને કાંઈ સુઝે છે?

વ.—ના, મને તો કાંઇ સૂઝતું નથી, તમેજ કહોને બેન!

લ.—અટકાવ વખતે સ્વામી સહવાસ કરવાથી લોહી પડવાનો રોગ ઉત્પન્ન થાય છે.

વ.—ચૂપ રહો, ચૂપ રહો, શરમની વાત! અટકાવ વખતે તે વળી સ્વામી સહવાસ હોય!

લ.—શરમની વાત ગણી ચૂપ રહેવાથી ચાલે નહિ, અનેક જુવાન સ્ત્રીઓ એ દોષથી આ રોગ ભોગવે છે. એથી એ ઘણોજ ભારે દોષ છે, એમ સમજવું. તો પછી એ વાત કરવામાં શી અડચણ છે?

વ.—ના, એ વાત કરવામાં તો કાંઇ અડચણ નહિ. ઉલટું એ વાત કહી રાખવાથી તો ઘણોજ ફાયદો છે. એથી ઘણી જુવાન સ્ત્રીઓ સંભાળ રાખતાં શીખે.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### ગર્ભ લક્ષણ અથવા ગર્ભ રહ્યાનાં ચિન્હો.

વ.—પ્રસૂતાના પ્રસવ સંબંધની બધી વાત તમે કહી દીધી ના?

લ.—હા, ઘણી ખરી વાત તો કહેવાઇ ગઇ છે, બીજી એક બે વાતો બાકી છે તે હવે કહી દઇશ.

વ.—ત્યારે હવે તે કહી દોને બેન !

લ.—જે જે ચિન્હ જોવાથી ગર્ભ રહેલો છે એમ જાણી શકાય છે તે હવે તમને શીખવવાની મારી મરજી છે.

વ.—ઠીક. બહુ સારી વાત આજે કહેવાની છે. એ જાણવું પણ ઘણુંજ જરૂરનું છે. ગર્ભ રહેવાનાં ચોક્સ ચિન્હો ન જાણી શકવાથી ઘણાં માણસો ભૂલ કરે છે. અમારા ગામમાં એક બાઇને ગર્ભ રહ્યો છે એમ ઘણા વખત સુધી સૌ કહેતાં હતાં ત્યાર પછી સાવ જાણી શક્યાં કે તેને ગર્ભ રહેલો નથી.

લ.—ત્યારે જુઓ. આપણી નાતમાં આવી થતી ભૂલ એ બહુજ શરમની વાત છે. અમુક સ્ત્રી ગર્ભવંતી થઇ છે એમ ઘણા લોકોને ખબર પડે છે અને તેથી તે પેલોઠી ( પ્રથમજ ગર્ભવાળી ) હોય તો ઘણી ધામધુમ ( અઘરણી ) કરવામાં આવે છે અને પછી ગર્ભ નથી એમ કહેવામાં આવે એ ઘણી શરમની વાત છે. આ માત્ર શરમની વાત છે એટલુંજ નહિં પણ આવી જાતની ભૂલથી ઘણી સ્ત્રીઓ મરી જાય છે.

વ.—એ વળી શી રીતે ?

લ.—એવી સ્ત્રી કાંઇ રોગ થાય તો તેને ગર્ભ છે એમ સમજીને તેનું રીતસર ઓસડ વેસડ કરવામાં આવતું નથી. રોગ થયો હોય તોપણ ઓસડ વેસડ કરવામાં ન આવે તો તેનાં શરીરને નુકસાન થયા વિના રહેજ નહિં. વળી કેટલીક વાર આવી ભૂલથી તે સ્ત્રીની અને તેનાં કુટુંબની આબરૂને પણ કલંક લાગવાનો વખત આવી જાય છે.

વ.—હા, એ બધું ખરૂં. એવો બનાવ પણ બને ખરો. ત્યારે હવે ગર્ભ રહ્યાનાં જે જે ચિન્હ હોય તે તે મને કહી સંભળાવો. હું તે ધ્યાન દઇને સાંભળું.

લ.—ગર્ભ રહ્યાનાં ચિન્હ ઘણાંય છે. પણ તેમાંના જે જે ચિન્હો જાણવાથી ગર્ભ રહ્યો છે એમ ચોક્સ કહી શકાય તે તે ચિન્હો તમને એકે એકે કહું છું તે સાંભળો.

**વ.**—હા, તેવાં લક્ષણોજ મને ગણાવો. તેવાં ચિન્હો જાણ-વાનીજ જરૂરીયાત છે.

**લ.**—ત્યારે સાંભળો અને એકે એકે તે ગણતાં જાઓ. મુખ્ય લક્ષણ ( ૧ ) **અટકાવ બંધ થવો** એ છે. આ મુખ્ય લક્ષણ છે ખરૂં, પણ અટકાવ બંધ થાય એટલાથીજ ગર્ભ રહ્યો છે એમ ચોક-સપણે કહેવાય નહિં.

**વ.**—કેમ ?

**લ.**—બીજાં ઘણાં કારણોથી પણ અટકાવ બંધ થાય છે. ઠંડો વા લાગે, ઘણી ચિંતા હોય, મનમાં કોઇ રીતનો વેગ હોય, શરીર ઘણુંજ નબળું થઈ ગયું હોય, તોપણ અટકાવ બંધ થઇ શકે છે. આ કારણો ઉપરાંત ગર્ભ રહેવાથી પણ અટકાવ બંધ થાય છે, અને ઘણી વાર ઘણી સ્ત્રીઓને ગર્ભ ન રહ્યો હોય તોપણ બીજાં કારણોથી અટકાવ બંધ થતો જોવામાં આવે છે. વળી કેટલીક સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી પણ અટકાવ આવે છે.

**વ.**—શું કહો છો? ગર્ભ રહ્યા પછી તે વળી કોઇને અટકાવ આવતો હશે?

**લ.**—અટકાવ ન આવવાનો સંભવ ખરો. સામાન્ય નિયમ એવો ખરો કે ગર્ભ રહે એટલે અટકાવ બંધ થાય. પણ કેટલીક સ્ત્રીઓને અટકાવ આવે પણ છે.

**વ.**—ઠી...ક! ગર્ભ રહ્યા પછી જેને અટકાવ આવે તેને શું નિયમ પ્રમાણે પુરા મહિના સુધી અટકાવ આવ્યાજ કરે ?

**લ.**—કોઇ કોઇને. પુરા મહિના સુધી અટકાવ નિયમ પ્રમાણે આવ્યા કરે છે. વળી ગર્ભ રહ્યા પછી ત્રણ ચાર કે ૭ મહિના સુધી કોઇ કોઇને અટકાવ નથી પણ આવતો અને ત્યાર પછી આવે છે, એમ પણ થાય છે.

**વ.**—શું કહો છો ? આ સાંભળીને મને તો નવાઇજ લાગે છે!

**લ.**—એથી પણ નવાઇની વાત કહું છું તે સાંભળો. ડાકટર

સાહેબે મને એકવાર કહ્યું હતું કે તેમના દેશમાં કોઇ એક સગર્ભા સ્ત્રીને મોટી ઉમરની થતાં સુધી મુદલ્લે અટકાવ આવતો નહોતો, તો પણ તેને બે બાળક થયાં. ત્રીજીવાર એને કસુવાવડ ( ગર્ભપાત ) થઈ. એ કસુવાવડ પછી તેને પેહેલ વેહેલો અટકાવ આવ્યો. કેટલાક મહિના સુધી નિયમ પ્રમાણે અટકાવ આવ્યા પછી તેને ફરીને ગર્ભ રહ્યો.

વ.—આ સાંભળતાં સાંભળતાં તો હું ચુપજ થઇ જાઉં છું ! ( મારી અકલ ગુમ થઇ જાય છે ! )

લ.—આ સાંભળીનેજ તમે ચૂપ થઇ જાઓ છો ? હવે સૌથી નવાઇની વાત તમને કહું છું તે સાંભળો. ડાક્ટર સાહેબ કહે છે કે ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે તેમને ગર્ભ રહે ત્યારેજ તેમને અટકાવ આવે, બીજે વખતે અટકાવ આવેજ નહિ,

વ.—હા ! એ તો વળી સૌથી નવાઇની વાત ખરી. આ સાંભળીને નવાઇ ન લાગે ? ઠીક. આ બધી નવાઇની વાતો નહિ તો બીજું શું ? જાણ્યું, સાંભળ્યું, ન હોય ત્યાં લગી બધામાં નવાઇ લાગે. તમે આવું આવું જાણો છો, એટલે તમને કાંઇ પણ નવાઈ લાગતી નથી.

લ.—ત્યારે હવે કોઇ સગર્ભા સ્ત્રીને મહિને મહિને અટકાવ આવે છે એ સાંભળીને નવાઈ કેમ લાગે ?

વ.—હવે નવાઈ કેમ લાગે ? જે અસંભવિત હોય અને જે થતું હોય તે સાંભળીને નવાઇ કેમ ન લાગે.

લ.—અટકાવ ન દેખાવા છતાં ગર્ભ રહે એ એટલી નવાઇની વાત નથી. કારણ કે પ્રસવ પછી કોઇને ત્રણ મહિનામાં, કોઇને પાંચ મહિનામાં અથવા કોઈ ને મહિનામાં ગર્ભ રહ્યાનું આપણે ઘણીયે વાર સાંભળ્યું છે. આવી રીતે ગર્ભ રહે ત્યારે તે સ્ત્રીને લાંબનો ગર્ભ રહ્યો છે એમ સાધારણ રીતે સ્ત્રીઓ કહે છે.

વ.—હા. હા. ઠીક કહો છો. લાંબના ગર્ભની વાત તો મેં પણ ઘણી વાત સાંભળી છે.

લ.—વળી એમ પણ જોવામાં આવે છે કે અટકાવ આવ્યા પહેલાં અને અટકાવ આવતો બંધ થવા જેટલી ઉમરે અટકાવ બંધ થયા પછી પણ ગર્ભ રહે છે.

વ.—ઘણામાં ઘણું તો પચાસ વરસની ઉમરે જે છેલ્લો અટકાવ આવીને પછી હમેશને માટે અટકાવ બંધ થઇ જાય છે તેનેજ તમે અટકાવ આવતો બંધ થવાની ઉમર કહો છો ને?

લ.—હા, એમજ.

વ.—હવે આપણી વાત આગળ ચલાવો.

લ.—અટકાવ બંધ થવો એ પહેલું લક્ષણ પછી ( ૨ ) મોળ આવવી અને બકારી થઈ ઉલટી થવી એ બીજું ચિન્હ છે.

વ.—ગર્ભ રહ્યા પછી કેટલી મુદતે મોળ, બકારી અને ઉલટી થવા માંડે છે? અને કેટલી મુદત સુધી તે થયા કરે છે?

લ.—તે પણ શું તમે જાણતાં નથી?

વ.—જાણું છું તો ખરી, તો પણ એકવાર તમારે મોઢેથી એ વાત જાણવાની મારી મરજી છે. તમે જ્યારે મને એ સંબંધી બધીજ વાત કહેવા માંડી છે ત્યારે આ વખતે એ વાત શા માટે મુકી દેવી?

લ.—મોળ આવવાનો અને બકારી તથા ઉલટી થવાનો વખત ચોક્કસ કહી શકાતો નથી, કોઈ કોઇને ગર્ભ રહેતાંની સાથેજ બકારી અને ઉલટીની શરૂઆત થાય છે, કોઈને બે ત્રણ મહિના ગયા પહેલાં ઉલટી નથી થતી. પણ સાધારણ રીતે દોઢ મહિને ઉલટી થવાની શરૂઆત થાય છે. ગર્ભ રહ્યા પછી પંદરથી પીસ્તાલીશ દિવસ સુધીનો વખત ઉલટીની શરૂઆતનો વખત ગણાય. એટલી મુદતમાં ઘણું કરીને ઘણીખરી સગર્ભા સ્ત્રીઓને ઉલટીની શરૂઆત થાય છે.

વ.—એ રીતે થવા માંડેલી ઉલટી કેટલી મુદત લગી થયા કરે છે?

લ.—એનોએ કાંઈ મેળ નથી. કોઈ કોઇને તો પ્રસવનો વખત આવતાં લગી પણ ઉલટી થયાં કરે છે, પણ સાધારણ રીતે ૧॥ થી

૨ માસ સુધી રહે છે. ત્યાર પછી ઉલટીની પીડા દૂર થાય છે. ઘણું કરીને ચાર મહિના પહેલાંજ સગર્ભા સ્ત્રીને મોળ આવે, બકારી થાય, મોંમાં ઘણું થુંક અથવા પાણી આવે અને ખોરાકપર અભાવ રહે.

**વ.**—બધી સગર્ભા સ્ત્રીને આ મોળ, બકારી ને ઉલટી સરખાં હોય કે કોઇને ઓછી વત્તી પીડા હોય?

**લ.**—અરે બેન! એક સરખાં તે કાંઈ હોય! કોઈ કોઇને તો આ પીડા મુદલ્લે ન થાય અને કોઈ કોઇ તો ઉલટી કરી કરીને અધમુઈ જેવી થઈ જાય. બબે મહિના લગી તો ખાટલા વશજ રહે. ઉઠી પણ શકે નહિ. વળી કોઈ કોઇને પુરા મહિના લગીયે જરા પણ ઉલટી બુલટી જેવું જણાયજ નહિ. છેવટ પ્રસવને થોડાકજ દિવસ બાકી હોય ત્યારેજ ઉલટી થાય. કોઈ કોઇને તો ઠામુકી ઉલટી થાયજ નહિ. અને તેથી તેને કાંઇ પણ દુઃખજ થાય નહિ, પણ જેને મુદલ્લે ઉલટી ન થાય તેને બીજી જાતનું દુઃખ થાય.

**વ.**—બીજી કઇ જાતનું દુઃખ થાય?

**લ.**—શરીર ગારો ગારો થાય. કોઇ કોઇને ઘણીજ ચળ આખે શરીરે આવે. ઘણી આળસ થાય અને ચક્કર આવ્યાં કરે.

**વ.**—ત્યારે તો બેન! મને તો લાગે છે કે આ બધા કરતાં ઉલટી સારી બા!

**લ.**—હું પણ કહું છું કે ઉલટી સારી. આ ઉપરાંત વળી એ પણ તમારે જાણી રાખવું જોઇએ, જે સગર્ભા સ્ત્રીને મુદલ્લે ઉલટી ન થાય તેને સહેજ કારણથી પણ ગર્ભપાત એટલે કસુવાવડ થઇ જાય.

**વ.**—હા. આ વાત મને ખરી લાગે છે. કેમકે અમારા ગામમાં એક સ્ત્રીને ૭–૮ છોકરાં થયાં પણ એકે વાર તેને ગર્ભપાત એટલે કસુવાવડ થઈ નહિ. પણ ગર્ભ રહ્યા પછી દરેક વારે ત્રણ મહિના સુધી એ બાપડી ઉલટી ને મોળને લીધે ખાટલામાંથી ઉઠી જ શકતી નહોતી. (મતલબ એ કે જેને ઉલટી થાય તેને ઘણેભાગે ગર્ભપાત ન જ થાય.)

**લ.**—ત્યારે જુઓ, ગર્ભ રહે એટલે મોળ આવવી અને ઉલટી થવી એ સ્વાભાવિક છે. મુદલ્લે મોળ ન આવે કે ઉલટી ન થાય એ સારૂ નથી.

**વ.**—ઠીક. પણ સગર્ભા સ્ત્રીની ઉલટી અને સાદી ઉલટીમાં કાંઇ ફેર ખરો કે નહિ ?

**લ.**—હા. ફેર છે. મુખ્ય ફેર તો એજ છે કે કોઇની વહુ–દીકરીને ઉલટી કરતી જોઇએ તો પૂછી શકાયે કે તેને ગર્ભ છે કે નહિ ?

**વ.**—એમ મને ઉડાવો માં, બેન ! જે તફાવત હોય તે મને સારી રીતે સમજાવો.

**લ.**—કહું છું. સગર્ભાની ઉલટીનાં લક્ષણ તમને ગણાવું તે યાદ રાખજો, ( क ) સવારમાં પથારીમાંથી ઉઠતાં વેંતજ સગર્ભાને બકારી ઉપર બકારી આવવા માંડે છે અને ઉલટી થવા માંડે છે. ( ख ) સગર્ભાને ઉલટી થયા પછી ઘણું કરીને કાંઇક થોડું એક ખાવાની મરજી થાય છે. થોડુંએક ખાઇને જો તે પથારીમાં સ્થિર સુઈ રહે છે તો ઘણું ખરૂં તેની બધી પીડા મટી જાય છે. ( ग ) સગર્ભાની ઉલટી એ અપચાની ઉલટી નથી પણ ગર્ભની ઉલટી છે. તેથી સગર્ભાને ભાત કે એવાજ બીજા સાદા હલકા ખોરાકથી ઉલટી થતી નથી. ભારે ખોરાક ન પચવાથી વખતે ઉલટી થાય છે.

**વ.**—ઠીક, બકારી થવી અને મોંમાં પાણી આવવું એ ચિન્હો ઉલટીમાંજ સમાઈ જાય કે તેને જુદાં ચિન્હ ગણી શકાય ?

**લ.**—જુદું ચિન્હ શેનું ? એ બધાંએ એકજ. કોઈ કોઇને તો એટલું બધું મોંમાં થુંક આવે છે કે તે બધું ભેગું કરીને તોલ કર્યો હોય તો લગભગ પાંચશેર–છ શેર થાય.

**વ.**—શું કહો છો ? એટલું બધું ?

**લ.**—હા. એટલું બધું થાય છે. તેવી સ્ત્રીઓ કાંઈ એક ઠેકાણે જ બેસીને થુંકતી નથી. તે જ્યાં બેસે ત્યાં નવટાંક–પાશેર થુંકે છે. તમારી અંબા વહુનેજ પુછી જુઓને, તેને ગર્ભ હતો ત્યારે તે હમેશાં કેટલું થુંકતી હતી ?

વ.—વા, હા, ખરૂં કહો છો. એક દિવસ મોતીએ મને અંબા વહુની વાત કરી હતી. ઠીક, પણ પારાની મેળવણીવાળું ઓસડ ખાવાથી પણ મોંમાં એટલુંજ થુંક આવે છે, તો થુંકનાર બાઈ સગર્ભા છે કે તેણે તેવું કાંઇ ઓસડ ખાધું છે, તે શી રીતે જાણવું ?

લ.—તે જાણવું બહુ અઘરૂં નથી. સગર્ભાને પેઢાંમાં દરદ થતું નથી, પેઢાંમાંથી લોહી નીકળતું નથી. જીભ ઉપર ફોલ્લા જણાતા નથી કે જીભ આવી જતી નથી. તાળવામાં કોઈ પ્રકારનું દરદ થતું નથી. વળી મોંમાં નઠારી ગંધ આવતી નથી. તાવ આવતો નથી અને શરીરમાં બીજી કશી પણ પીડા થતી નથી. પારાવાળું ઓસડ ખાવાથી આ બધું થાય છે.

વ.—ઠીક કહો છો. પછી કહો.

લ.—મોળ આવવી, બકારી થઇ ઉલટી થવી અને મોંમાં થુંક કે પાણી છુટવું એ ઘણું કરીને બધી સગર્ભાને થાય છે. ગર્ભ રહ્યા પછી ખોરાક બેવડો ખાઇ શકે એવી પણ કેટલીક સ્ત્રીઓ હોય છે.

વ.—શું એટલો બધો ખોરાક વધારે ખાઇ શકે ?

લ.—હા. હું ખરેખરૂં કહું છું. વળી કોઇ કોઈ સગર્ભા સ્ત્રીને એટલી તો અરૂચી ( અભાવ ) થાય છે કે દુનીયા ઉપરની કોઇ પણ વસ્તુ તેને ભાવતીજ નથી. વળી કેટલીએકને ન ખાવાની વસ્તુઓ ખાવાની મરજી થાય છે, એમ પણ મેં જોયું છે.

વ.—એવી વળી કઇ વસ્તુઓ ?

લ.—અરે ! એટલું પણ સમજતાં નથી ? કોઇ કોઇ સગર્ભાને ધુળ, કાંકરા, રાખ, ઠીકરાં, જાત જાતની માટી અને કોયલા વિગેરે વસ્તુઓ ખાતી આપણે નથી જોતાં ?

વ.—અરે બેન ! તે તો ઘણીખરીજ ખાય છે !

લ.—ત્યારે, શું તે ખાવાની વસ્તુઓ છે ?

વ.—ના, બેન, તે તો ખાવાની વસ્તુઓ નજ ગણાય.

લ.—સગર્ભાને કેટલીક વાર તો આવી ન ખાવા જેવી વસ્તુઓ

ખાવાની એટલી બધી મરજી થાય છે કે જો તેને તે ખાવાની મના કરવામાં આવે તો એ છાનીમાની પણ ખાધા વિના રહેતી નથી. આ ઉપરાંત કોઇ કોઇને કબજીયત અને પેટમાં દુખાવો વગેરે ચિન્હો પણ જણાય છે.

વ.—સગર્ભા સ્ત્રીનો સ્વભાવ બદલાઇ જાય ખરો કે?

લ.—કેમ, એ વાત શા માટે પૂછો છો?

વ.—મારી મોતી ઘણી શાંત છે તે તો તમે જાણો છો, પણ ગર્ભ રહ્યા પછી તે વાતવાતમાં બહુ ખીજી જાય છે, તેથી પૂછું છું કે ગર્ભ રહેવાથી સ્વભાવ બદલાઈ જાય ખરો કે?

લ.—એ વાત પણ ખોટી નથી. ગર્ભ રહેવાથી ઘણીએ શાંત સ્ત્રીઓ ખીજાળ થઇ જાય છે. તેમજ ગર્ભ રહેવાથી કોઇ કોઈ ખીજાળ હોય તે શાંત પણ થઇ જાય છે; પણ મૂળે ખીજાળ હોય અને શાંત થઇ જાય એવા દાખલા ઘણા થોડા બને છે.

વ.—એવા દાખલા તો થોડાજ હોય ના! બધી બાબતમાં નઠારામાંથી સારૂં તો થોડુંજ થાય છે. સારા કરતાં નઠારૂં વધારે થાય છે પણ નઠારામાંથી સારૂં થવું એતો ભાગ્યેજ થાય.

લ.—(૩). સ્તન મોટા થાય છે. સ્તનનું મોઢું કાળું થાય છે અને સ્તનની ઉપર મોટી મોટી કાળી નસો દેખાય છે. આ ગર્ભ રહ્યાનું ત્રીજું લક્ષણ છે. સ્તન ઉપર હાથ અડાડવાથી તે કઠણ જણાય છે અને દાબવાથી સગર્ભાને દરદ થાય છે. આ બધાં લક્ષણો ગર્ભ સિવાયની બીજી કોઇ પણ અવસ્થાને એક સાથે દેખાતાં નથી.

વ.—ઠીક; પણ શરીરમાં લોહી ભરાવાથી પણ સ્તન તો મોટાં થાય છે.

લ.—હા, એ ખરૂં. એમ થવાથી પણ સ્તન મોટાં થાય છે. પણ હાથ અડાડવાથી તે કઠણ જણાય નહિ, અને દબાવવાથી દરદ પણ થાય નહિ. શરીરમાં લોહી ભરાવાથી સ્તન મોટાં થયેલાં હોય તો તેના ઉપર હાથ અડાવાથી ખુબ નરમ અને સુંવાળા જણાય.

વ.—એ ખરૂં. આટલું જાણવામાં હોય તો પછી ભૂલ ન થાય.

લ.—હા, બરાબર. સ્તનનું મોઢું કાળું થાય એ પણ ગર્ભ રહેવાનું એક ચોક્સ લક્ષણ છે. સ્તનનું મોઢું ધીમે ધીમે સારી પેઠે કાળું થાય છે. અને તે કાળાશ ઉપર ધીમે ધીમે આંગળી દાબવાથી તેની નીચેનો ભાગ નરમ નરમ અને ભીનો ભીનો જણાય છે. સ્તનની ડીંટડીઓ પણ સારી પેઠે કઠણ અને મોટી થાય છે, અને તે ઉપરાંત સારી રીતે જોઇએ તો ડીંટડીની આસપાસ આશરે વીશ પચીશ કાળાં બિંદુ ઉપડી આવેલાં ચોખાં દેખાય છે. ડીંટડીની ચારે પાસ આવાં ટપકાં હોય છે, ને તે મોટાં થતાં આવે છે. જેમ જેમ વધારે મહિના થતા જાય છે તેમ તેમ તે ટપકાં આકારમાં ને સંખ્યામાં વધતાં જાય છે.

વ.—શું કહો છો ? ગર્ભ રહ્યા બાદ કેટલે દિવસે આ સઘળાં લક્ષણો જાણી શકાય છે ?

લ.—ઘણું કરીને બીજો મહીનો પુરો થતાંમાં સ્તનથી જણાતાં ગર્ભનાં બધાં લક્ષણ દેખાવાની શરૂઆત થાય છે. કોઇ કોઇને ચાર અથવા પાંચ માસે પણ આ લક્ષણો દેખાય છે.

વ.—લક્ષણ દેખાવાની શરૂઆત થાય છે એટલે શું ?

લ.—ચોથે અથવા કોઇ કોઇને પાંચમે મહિને આ બધાં લક્ષણો સારી રીતે ચોખ્ખાં જણાય છે; મતલબ કે સ્તન સારી પેઠે મોટાં થાય, તેના ઉપર હાથ લગાડવાથી કઠણ જણાય, સ્તનનું મોઢું સારી રીતે કાળા રંગનું થાય તેમજ ડીંટડીઓ પણ કઠણ અને મોટી થાય. લક્ષણ દેખાવાની શરૂઆત એટલે શું તે હવે સમજ્યાં ?

વ.—હા, હવે સારી રીતે સમજાયું. ઠીક; ગોરી સ્ત્રી કરતાં કાળી સ્ત્રીના સ્તન પર વધારે કાળાશ આવે ખરી કે ?

લ.—ઠીક કહો છો. વધારે કાળાં થાય પણ ખરાં. માત્ર વધારે કાળાં થાય એટલું જ નહિ પણ સારી પેઠે ભરેલાંએ થાય. કોઇ કોઇ વાર સ્તનનો અરધો ભાગ બહુજ કાળો થાય. સ્તન ફાટવું કોને કહે છે તે જાણો છો ?

**વ.**—એમાં શું જાણવાનું હતું ? સ્તન ઉપર ચારે તરફ ફરતા સાદા સાદા ડાઘ દેખાય.

**લ.**—પાંચ અથવા છ મહિના પુરા થતાં જ્યારે સ્તન સારી પેઠે મોટા થાય ત્યારે સ્તન ઉપર એ ડાઘ દેખાય. ગર્ભનાં બીજાં લક્ષણોની પેઠે સુવાવડ પછી આ ડાઘ એકદમ દેખાતા બંધ થાય નહિ તેથી પહેલી વારની સભર્ગાના સંબંધમાં આ લક્ષણપર આધાર રાખી શકાય નહિ. એકલું આ લક્ષણજ નહિ પણ સ્તનના ફેરફારને લગતાં જે લક્ષણો દેખાય છે, તે બધાં પ્રથમવારની સગર્ભાને માટે ( જેમ બીજી સભર્ગાઓને માટે ચોક્સ જેવાં ગણાય છે તેમ ) ન ગણાય.

**વ.**—ત્યાર પછી હવે કયું લક્ષણ તે કહો ?

**લ.**—ઉપર જે લક્ષણો ગણાવ્યાં તે પછીનું લક્ષણ ( ૪ ) સ્તનમાં દુધ થવું એ છે.

**વ.**—સ્તનમાં દુધ ક્યારે થાય ? એટલે ગર્ભ રહ્યા પછી કેટલે દિવસે થાય ?

**લ.**—દુધ પણ બીજે મહીના પૂરા થતાં થાય છે. કોઈ કોઇને ત્યાર પહેલાં પણ થાય છે. પહેલીવારની સગર્ભાને તો સ્તનમાં દુધ થયું એટલે તેને ચોક્સ ગર્ભ રહ્યોજ છે એમ જાણીજ લેવું. પેલોડી ( પહેલીવારની ) ભારેવાઇના સ્તનની ડીંટડી દાબવાથી જો એક ટીપું પણ પાણી જેવું દુધ બહાર આવે તો નક્કી તેને ગર્ભ રહેલો છે એમ જાણવું. પણ જેને એક પણ છોકરૂં થઇ ગયું છે તેના સ્તનની ડીંટડી દાબવાથી દુધ આવે તો તેને ગર્ભ છેજ એમ નક્કી કહેવાય નહિ. એવી સ્ત્રી તો પ્રથમના બાળકનાં મોંમાં સ્તન આપે અને જો દુધ બીલકુલ ન આવે તો ( જો ગર્ભ રહેવાનો શક હોય તો ) તેને ગર્ભ રહ્યો એમ નક્કી કરી શકાય.

**વ.**—ઠીક કહો છો. મેં જેને જોયું છે તેની સાથે આ બરાબર મળતુંજ આવે છે.

**લ.**—પછીનું લક્ષણ. ( ૫ ) પેટ ઉંચું થવું એ છે. પહેલા

બે મહીના સુધી તો પેટ જરાએ ઉંચું જણાતું નથી. ગર્ભ રહે કે તરત તો પેટ હમેશાં હોય તેના કરતાં પણ ઓછું ઉંચું હોય એમ જણાય છે. અને ડુંટીનો ચોખ્ખો ખાડો જણાય છે. ત્રીજે મહીને પેટ ઉંચું થવા માંડે છે. પાંચમે મહિને ડુંટીનો ખાડો છીછરો થતો જણાય છે. છઠ્ઠે મહીને ડુંટી પુરી છીછરી થઈ જઇને પેટ ઉપર સપાટ થઈ જાય છે. આનેજ ડુંટી ચતી થઇ એમ સ્ત્રીઓ કહે છે. સાતમે મહીને ગર્ભાશય એટલે કમળ ડુંટીથી ઉપર ચડે છે.

**વ.**—ડુંટીનાં આ ચિન્હો તો મેં સારી રીતે જોયેલાં છે.

**લ.**—ત્યારે તો ઠીક. પેટ સારી રીતે ઉંચું થયા પછી સ્તન ફાટવાની પેઠે પેડુ ઉપર પણ સાદા સાદા ડાઘ દેખાય છે. આ ડાઘ સ્તન ઉપરના ડાઘ જેવાજ બરાબર હોય છે. તેથી પેલોઠી બારેવાઇને માટે આ લક્ષણ ચોકસ ન ગણાય, તેમજ જે સ્ત્રીને ઘણાં વરસ પછી ફરી ગર્ભ રહ્યો હોય તેને માટે પણ આ લક્ષણ ચોકસ ન ગણી શકાય.

**વ.**—ઠીક. પણ જળંદર થાય ત્યારે એ પેટ તો ઉંચું થાય છે! ત્યારે પેટ ઉંચું દેખીને ગર્ભજ છે એમ શી રીતે કહી શકાય ?

**લ.**—તે નક્કી કરવું એ બહુ અઘરૂં નથી.

(**ક.**) ગર્ભ રહેવાથી પેટ વચમાંથી ઉપરની તરફ ઉંચું થાય છે, પડખે એટલું ઉંચું થતું નથી. જે સ્ત્રીને ઘણાં બાળક થયાં હોય છે, તેનું પેટ પણ ઉપરની તરફ સારૂં ઠેલાઇને બહાર આવેલું દેખાય છે. જળંદર અથવા બીજા કોઈ પણ રોગમાં આમ થતું નથી.

(**ખ.**) સગર્ભાનું પેટ ઉંચું થવાથી શ્વાસ પાછો મુકતી વખતે છાતીની નીચેનો ભાગ ઉંચો થતો નથી. પણ જળંદર ને એવા બીજા રોગોમાં પેટ મોટું થવાથી છાતીની નીચેનો ભાગ સારી પેઠે ઉંચો નીચો થાય છે.

(**ગ.**) ઉઠતાં, બેસતાં, ચત્તાં સુતાં, સગર્ભાના પેટની સ્થિતિમાં

કાંઈ પણ ફેરફાર થતો નથી. બધી સ્થિતિમાં તેનું પેટ એક સરખુંજ રહે છે.

(ઘ.) સગર્ભા ચતી સુવે તો તેનું પેટ જેવું ને તેવુંજ રહે છે. પણ જળંદર વગેરે રોગ હોય તો પાણી બંને પડખામાં જતું રહે છે.

વ.—વાહ, બેન, વાહ! બહુ સારી યુક્તિ બતાવી. હવે ગર્ભનાં બધાં લક્ષણ કહેવાઈ રહ્યાં કે નહિ?

લ.—હા. ઘણાંખરાં કહેવાણાં. હવે ફક્ત બે બાકી છે.

વ.—ત્યારે તે બે કહોને બાઇ!

લ.—કહું છું. એ બેમાંનું એક લક્ષણ એ છે કે (૬) છોકરૂં પેટમાં ફરકે છે.

વ.—સગર્ભાના પેટમાં છોકરૂં ક્યારે ફરકવા માંડે છે?

લ.—સામાન્ય રીતે ચાર મહીને. કોઇ કોઇને છ સાત કે આઠ મહીના સુધી છોકરૂં ફરકતું નથી. પહેલ વહેલું છોકરૂં જ્યારે ફરકવા માંડે છે ત્યારે જાણે સગર્ભાના પેટમાં કંઇક કુદતું હોય નહિ એમ જણાય છે. પછી તો છોકરૂં એટલા કુદકા મારે છે કે જાણે તે પેટમાં પાટુ મારતું હોય!

વ.—હા, હા, મોતીના પેટ ઉપર હાથ રાખવાથી તમે કહો છો તેમજ મને જણાતું હતું, તે હવે મને સાંભરે છે. અરે, કેટલીક વાર હાથ રાખ્યા વિના પણ છોકરૂં કુદાકુદ કરતું ચોખું દેખાઈ આવતું.

લ.—હા. એ તો દેખાય ત્યારે ચોખુંજ દેખાઇ આવે છે. કોઇ કોઈ વાર તો છોકરૂં એટલું ઉતાવળું ફરકે છે કે તેથી સગર્ભાને એક જાતનું ભારે દરદ થાય છે. વળી ક્યારેક ક્યારેક તો દસ પંદર કે તેથી વધારે દહાડા સુધી છોકરૂં બીલકુલ ફરકતુંજ નથી.

વ.—એમ ફરકતું બંધ થઇ જાય ત્યારે છોકરૂં મરી ગયું હશે એમ ધારીને સગર્ભાને બીક ન લાગે?

લ.—બીક લાગે તોય શું? બીહીને રહે. પણ એવી બીક નકામી

છે. કેમકે તેથી કરીને પણ છોકરૂં ફરકવા માંડે એમ સગર્ભાને જણાય.

**વ.**—ઠીક. સગર્ભાને શરીરે અસુખ હોય તો છોકરૂં બહુ ફરકે ખરૂં ?

**લ.**—ફરકેજ તો. શરીરે અસુખ હોવાની વાત તો છેટે રહી પણ સગર્ભા અપવાસ કરે તો પણ છોકરૂં બહુ ફરકે.

**વ.**—શું કહો છો ? ત્યારે સગર્ભાને દુઃખ થાય તો પેટમાંનાં છોકરાંને પણ દુઃખ થાય.

**લ.**—આ વાત શું તમે આજેજ જાણી ? કોઇ પણ કારણથી સગર્ભા નબળી કે નિસ્તેજ થાય તો છોકરૂં ઘણું જ ફરકે અને એમ ફરકવામાં કાંઇ નિયમ કે બંધન જ ન રહે.

**વ.**—ત્યારે આ પ્રમાણે છોકરૂં ફરકે તે તો સારૂં નહિ બા !

**લ.**—નહિજ તો, ઉપરાઉપર છોકરૂં આ પ્રમાણે ફરક્યા કરે તો મરી જવાનો ઘણો સંભવ.

**વ.**—મારા મનમાં પણ એવોજ વહેમ આવ્યો હતો.

**લ.**—સમા મહીનામાં ( નવમો માસ બેઠા પછી સમા મહીના બેઠા એમ કહેવાય છે ) તો સગર્ભાના પેટ ઉપર હાથ રાખવાથી છોકરાંનું ફરકવું એવું તો સાફ જણાય છે કે ગર્ભ સંબંધે કશો પણ શક રહેજ નહિ. વળી મરજી હોય તો સગર્ભાને બન્ને પડખે બે હાથ રાખીને એક હાથ ધીમેથી અંદરના ભાગ ઉપર દાબવામાં આવે તો છોકરૂં ફરકી ઉઠે અને એમ ફરકી ઉઠવાથી બીજે હાથે તેને સહેજે અડી શકાય.

**વ.**—આ તો ઘણી સારી યુક્તિ દેખાય છે ! ત્યારે તો મરજી હોય તો સગર્ભાનાં પેટમાંનાં છોકરાંને ફરકાવી પણ શકાય ખરૂં ?

**લ.**—હા, તેમ કરી શકાય. વળી બીજું કહું છું તે સાંભળો. ( ૭ ) સગર્ભાનું પેટ મોટું થયા પછી જો પેટ ઉપર હાથ રાખી ગર્ભાશય ( કમળ )ને થોડીકવાર ઝાલી રાખીએ અને કોઇ પ્રકારનો ભાર ન દેવામાં આવે તો કમળ સારી પેઠે કઠણ થાય. એ રીતે કઠણ થએલું સારી રીતે જાણી શકાય. આ પ્રમાણે કમળ કઠણ થયું છે તે

જાણી શકાય. પાંચ મિનિટ—દશ મિનિટને આંતરે કમળ એવું કઠણ થાય. ક્યારેક તો ઉપર ઉપર કઠણ થાય. પણ દશ મિનિટથી વધારે વાર કઠણ થાય નહિ ગર્ભ રહ્યા વિના બીજી કોઈ અવસ્થામાં આમ થાય નહિ.

**વ.**—ત્યારે તો આ લક્ષણને ગર્ભનું એક મોટામાં મોટું લક્ષણ ગણી શકાય.

**લ.**—ગણાયસ્તો.

**વ.**—ઠીક. પેટમાં છોકરૂં મરી ગયું હોય તો પણ શું કમળ આ પ્રમાણે કઠણ થાય ?

**લ.**—હા. છોકરૂં મરેલું હોય કે જીવતું હોય, પણ છોકરૂં જ્યાં લગી પેટમાં હોય ત્યાં લગી કમળ આ પ્રમાણે કઠણ હોય.

**વ.**—ત્યારે આ તો વળી છોકરૂં ફરકવાના કરતાં પણ સારૂં ચિન્હ ગણાય !

**લ.**—હાસ્તો.

**વ.**—છોકરૂં મરી ગયા પછી તો ફરકે નહિ ના ?

**લ.**—ઠીક કહો છો. તે ખરૂં છે. માત્ર એમજ કેમ કહો છો ? છોકરૂં કાંઈ હમેશાં ફરકે નહિ. પણ કમળ એવું કઠણ હોય છે કે તે ૫–૭ મિનિટને આંતરે એમ થાય. એ સિવાય આંતરડામાં વા ફરતો હોય ત્યારે અથવા પેટમાંનું માંસ હાલે ત્યારે પણ છોકરૂં ફરકતું હોય એવો વહેમ આવે છે. પણ આવી જાતની ભૂલ ક્યારેએ થઇ શકે નહિ.

**વ.**—ત્યારે તો એને ગર્ભ રહ્યાનું એક મોટું લક્ષણ ગણવું જોઇએ.

**લ.**—તે એમાં વળી કંઈ ભૂલ ?

**વ.**—ઠીક. કમળને મોઢે હાથ દેવાથી શું ગર્ભ સારી રીતે ન જાણી શકાય ?

**લ.**—અરે બેન, જણાય જ ! આ યુક્તિ તો દાઇયણે આગળથીજ જાણી રાખવાની ઘણીજ જરૂર છે. કારણ કે ગર્ભ છે કે નહિ તે તો દાઇયણજ સારી રીતે કહી શકે. આ યુક્તિ તો મેં તમને હજી લગી કહીજ નહિ ને ?

**વ.**—ત્યારે એ હવે ક્યારે કહેશો ?

**લ.**—હવે હમણા કહીશ. એ પ્રકારની બે યુક્તિ છે. એક યુક્તિ તો એ છે કે (૮) ગર્ભ રહ્યો હોય તો કમળનું મોં નરમ થાય છે. ત્યાર પછી ધીમે ધીમે કમળના મોઢાથી તે ગળા સુધીનો બધો ભાગ સારી પેઠે નરમ થઇ જાય છે. ચોથે મહીને કમળના મોઢાની અંને ધાર પાતળી અને નરમ થાય છે અને હાથ અડાડવાથી મખ-મલના જેવી જણાય છે. છ મહીને કમળના ગળાનો અરધોક ભાગ એવોજ નરમ થઇ જાય છે, અને આઠમે મહીને આખું ગળું નરમ થઇ જાય છે. ગર્ભ રહેલો હોય તો કમળનું મોં અને ગળું આ પ્રમાણે નરમ થાયજ.

**વ.**—ત્યારે તો કમળના મોંપર હાથ અડાડવાથી ગર્ભ રહ્યો છે કે નહિ તે ચોકસપણે કહી શકાય.

**લ.**—હા. અવશ્ય કહીજ શકાય. એમ ધારો કે કોઇની વહુ દીકરી ભારેવગી છે, એમ તેમણે નક્કી કરી રાખેલું છે. ત્યાર પછી મનનો સંદેહ મટાડવા સારૂ તમને જો કહે કે એ બાઈ સગર્ભા છે કે નહિ તેનો ચોકસ તપાસ કરીને જવાબ આપો, તો તમારે કમળના મોઢા ઉપર હાથ લગાડીને જોવું અને જો કમળનું મોં ને ગળું કઠણ અને લાંબુ જણાય તો એ બાઈ ભારેવગી નથી એમ કહીને તેનો વહેમ દુર કરી શકો.

**વ.**—ઠીક. પણ ગર્ભ સિવાય બીજા કોઈ કારણથી કમળનું મોઢું અને ગળું એવું નરમ ન થઈ શકે ?

**લ.**—કમળના જુદી જુદી જાતના રોગમાં કમળ એ પ્રમાણે નરમ થઈ શકે, પણ પાંચ છ મહીનાની સગર્ભાના કમળનું મોં અને ગળું હાથને કઠણ ને લાંબું તો નજ માલુમ પડે.

**વ.**—ત્યારે કમળનું મોં અને ગળું નરમ માલુમ પડે તો ગર્ભ હોય પણ ખરો અને ન હોય પણ ખરો.

**લ.**—કમળનું મોં કઠણુ હોય તો તો ગર્ભ નથીજ એમ ચોક્સપણે કહી શકાય.

**વ.**—ઠીક. બધી સગર્ભા સ્ત્રીઓને માટે આ નિયમ કહેવાય ?

**લ.** – ના. પેલોડી ભારેવગીના કમળનું મોં ઘણું કરીને છેલ્લા મહીના સુધી ઉઘડતું નથી. તો પણ સામાન્ય રીતે તેના કમળનું મોં સાતમે મહીને ઉઘડવા માંડે છે અને તે મોંમાં એક આંગળી નાખી શકાય છે. પણ જે બાઇએ એકવાર પ્રસવ કરેલો છે. તેના કમળનું મોં ફાટે છે, તે અસમાન અને ત્રણ ખુણાવાળું માલમ પડે છે.

**વ.**—પ્રસવના વખતમાં કમળ ફાટી જાય છે એમ કહેવાય છે. તેથી જ કમળની આવી અવસ્થા થતી હશે, નહિ ?

**લ.**—હા, એમજ. આવી સ્ત્રીઓના કમળનાં મોંમાં પણ એક આંગળી ઘાલી શકાય છે.

**વ.**—ઠીક. ત્યારે તો છેલ્લા મહીનામાં કમળના મોંમાં આંગળી ઘાલવાથી પાણીની થેલી પણ જાણી શકાય ?

**લ.**—પાણીની કોથળી જાણી શકાય એટલુંજ નહિ પણ એ થેલીમાંના બાળકનુ માથું, પગ કે હાથ એમાંનું નીચેની તરફ શું છે તે પણ જાણી શકાય.

**વ.**—ખરૂં કહો છો. હવે એક બીજી યુક્તિ રહી તે કહો.

**લ.**—( ૯ ) કમળના મોંમાં જે પાણીની થેલી છે, એટલે પરપોટા છે, તે પાણીની થેલીમાં છોકરૂં ડુબેલું રહે છે. કમળનાં મોં ઉપર આંગળાંથી જરીક ધક્કો મારવામાં આવે તો તેમાંની ચીજ ઊંચી જાય છે. તેથી જણાય છે કે કોઇ ભારે ચીજ ઊંચે ગઈ છે. વળી તે ચીજ પાછી આંગળી ઉપર પડે છે.

**વ.**—શું કહો છો ? આ તો સઘળા કરતાં ભારે સ્પષ્ટ ચિન્હ છે !

**લ.**—હા. આ સાફ નિશાની છે. ગર્ભ હોય તો જ એમ થાય. આ આંગળી પરીક્ષાથી ગર્ભના સંબંધમાં કોઇ પણ રીતનો વહેમ રહેજ નહિ.

વ.—ત્યારે તો બેન, એ પ્રમાણે તપાસ કરવાની રીત મને એકવાર ફરીને પણ સારી રીતે સમજાવોને!

લ.—એ તપાસ સારી રીતે થઇ શકે એટલા માટે અરધી બેઠેલી અને અરધી સુતેલી એવી રીતે સગર્ભાને રાખવી. ત્યાર પછી જમણા હાથની અંગુઠા પાસેની બે આંગળીઓ પ્રસવદ્વારમાં નાખવી અને તે ઝડપથી તે જરાયુ સામે ઘાલવી. ત્યાર પછી ડાબા હાથને પેટની ઉપર રાખીને કમળને સ્થિર રાખવું, જમણા હાથની તે બંને આંગળીઓથી કમળ ઉપર ઝડપ દઇને ઉપરની તરફ ધક્કો મારવો. જો ગર્ભ હોય તો આ રીતે ધક્કો મારવાથી છોકરૂં ઉપરની તરફ જશે અને તરતજ આંગળીઓ ઉપર ટપ દઇને આવીને પડશે.

વ.—ઉપરની તરફ કમળના શરીર ઉપર આ પ્રકારનો ધક્કો મારવામાં આવે ત્યારે એ બંને આંગળીઓ તે ઠેકાણેજ સ્થિર રાખવી જોઇએ, નહિ?

લ.—હા, રાખવીજ જોઇએ. નહીં તો શી રીતે જાણી શકાય કે છોકરૂં પાછું પડયું કે નહિ?

વ.—ગર્ભ રહ્યા પછી કેટલે દિવસે આ પ્રકારની તપાસ કરી શકાય?

લ.—ત્રણ મહીના પછી અને સાત મહીના પહેલાં આ પ્રકારની તપાસ કરવાથી સારી રીતે જાણી શકાય.

વ.—કેમ, સાત મહીના પછી કેમ નહિ? અને ત્રણ મહીના પહેલાં પણ કેમ નહિ?

લ.—ત્રણ મહીના પહેલાં છોકરૂં બહુ નાનું હોય તેથી આ પ્રકારની તપાસથી ચોકસી કરાય નહિ અને સાત મહીના પછી છોકરૂં બહુ મોટું થઈ જાય છે, તેથી આંગળીના આવા ધક્કાથી છોકરૂં સહેજ ઊંચું જતું નથી.

વ.—ઠીક કહો છો. આ વાત સારી પેઠે ધ્યાનમાં રાખવા જેવી છે.

**લ.**—આ પ્રકારની તપાસ બરાબર ન થઈ શકે, તો પણ ગર્ભ નથીજ એમ તો ન કહેવાય.

**વ.**—કેમ ?

**લ.**—બાળકનું માથું હેઠલી તરફ હોય તો આ તપાસથી સારી રીતે જાણી શકાય છે. પણ માથા સિવાય બાળકનું બીજું કોઇ પણ અંગ નીચેની તરફ હોય તો આ પ્રકારની તપાસ કરવાથી કાંઇ પણ જાણી શકાતું નથી.

**વ.**—એ તો ખરૂં. એ વાત ખોટી નથી. બાળકનું બીજું કોઇ પણ અંગ નીચેની તરફ હોય તો આંગળીના ધક્કાથી બાળક ઉપરની તરફ કેમ જાય ? ઠીક. સગર્ભાની ઓર કમળના મોં ઉપર ચોટેલી હોય તો પણ આ તપાસથી કાંઇ જાણી શકાય નહિ. કેમ ખરૂં કે નહિ ?

**લ.**—હા. ઓર મોં ઉપર હોય તો પણ આ તપાસથી કાંઈ ન જણાય. હું પણ તમને એ વાત કહેવાની જ હતી.

**વ.**—હવે તમે ગર્ભનાં બધાં લક્ષણ કહી રહ્યાં કે નહિ ?

**લ.**—હવે એકજ બીજું લક્ષણ કહેવાનું છે. તે લક્ષણ સૌથી ઉત્તમ છે. ૧૦. પાંચ મહીના પુરા થયા પછી સગર્ભાના પેટ ઉપર કાન દઇને ચુપ થઇને સાંભળવું અને ટીકટીકારાની માફક ઉપરા ઉપર અવાજ સાંભળવામાં આવે તો નક્કી જાણવું કે ગર્ભ છે જ. ગર્ભનું આ એકજ લક્ષણ સંપુર્ણ ચોકસ જાણવામાં આવે એટલે કશો પણ વહેમ રહેતો જ નથી.

**વ.**—આ પ્રકારનો અવાજ કોનો ?

**લ.**—તમારા ડાબા સ્તનની નીચે હાથ રાખીને જુઓ, કાંઇ સંભળાય છે ?

**વ.**—હા. હાથની નીચે ધૂક ધૂક ધૂક આવો અવાજ થાય છે.

**લ.**—પેટમાં બાળકની છાતીનો પણ એ જગ્યાએજ એવોજ અવાજ સંભળાય છે. સગર્ભાના પેટ ઉપર સારી રીતે કાન દઇને

સાંભળવાથી તે અવાજ સાંભળી શકાય છે. આ અવાજ સાંભળવા માટે સગર્ભાને ચત્તી થઇને ઓશીકા ઉપર માથું ઉંચું રાખીને સુવાનું કહેવું.

વ.—સગર્ભાના પેટ ઉપર કયે ઠેકાણે કાન રાખી આ અવાજ સંભળાય ?

લ.—સામાન્ય રીતે ડાબી તરફનું પુંઠનું હાડ અને ડુંટી એ બેની વચ્ચેની જગ્યામાં કાન દેવાથી આ અવાજ સાંભળી શકાય છે. કોઈ વાર પેટના એક તરફ કે બીજી તરફ કાન દઇને કયે ઠેકાણે અવાજ થાય છે તે ખોળી કાઢી શકાય છે. સગર્ભાના પેટ ઉપર કાન દેવાથી આવી રીતનો અવાજ સંભળાય ત્યારે બે વાત નક્કી થાય છે.

વ.—કઇ કઈ બે વાત ?

લ.—એક તો એ કે નક્કી ગર્ભ છે અને બીજી એ કે પેટમાંનું બાળક જીવતું છે.

વ.—ઠીક કહો છો. છોકરૂં જીવતું ન હોય તો આવો અવાજ ક્યાંથી સંભળાય ? ઠીક. પેટમાં બે બાળક હોય તો શું તે બેયના જુદા જુદા અવાજ સાંભળી શકાય છે ?

લ.—ઠીક વાત કહો છો. બે અવાજ જુદા જુદા સંભળાયજ, એમાં નવાઇ શી ? વળી એ રીતે બે પ્રકારના અવાજ જુદા જુદા સાફ સંભળાય તો તો બે બાળક છે, એમ નક્કી કહી શકાય. આ ઉપરાંત વળી બીજું આપણે જાણી રાખવું જરૂરનું છે કે બાળકનું માથું નીચેની તરફ હોય તો સગર્ભાની ડાબી અથવા જમણી કુખની ઉપર આવી જ જાતનો અવાજ સંભળાય છે. વળી જો બાળકના પગ કે પુંઠ નીચેની તરફ હોય તો સગર્ભાના સ્તનની પાસે આવો અવાજ સંભળાય છે.

વ.—વાહ! બેન, વાહ ! આ તો ઘણી જ સારી યુક્તિ.

લ.—બીજું કહું છું તે સાંભળો. પાણીની કોથળીમાં જે પાણી હોય છે, તે પણ બધી સગર્ભાઓને એક સરખું નથી હોતું. જેને વધારે પાણી હોય તેના પેટ ઉપર કાન દેવાથી આવો અવાજ સ્પષ્ટ

સાંભળી શકાતો નથી. પણ પેટની ઉપર થ્રણે છેટે કાન રાખવાથી જ અવાજ સાંભળી શકાય છે. જો પાણી થોડું હોય તો આ અવાજ સ્પષ્ટ સંભળાય છે. પણ ઉપર ઘણે છેટે કાન રાખવામાં આવે તો અવાજ સંભળાતો નથી.

**વ.**—હા. આ પણ સારી યુક્તિ ખરી !

**લ.**—હજી એક બીજી યુક્તિ કહું છું તે સાંભળો. બાળકની પીઠ માના બરડાની કરોડ તરફ હોય તો ( ઘણે ભાગે સગર્ભાનાં બાળકની પીઠ માના બરડાની કરોડ તરફ જ હોય છે. ) આ શબ્દ બહુ જ સહેલાઇથી સારી પેઠે સ્પષ્ટ સાંભળી શકાય છે અને પીઠ માના પેટની તરફ ફરી રહેલી હોય તો અવાજ એટલી સહેલાઇથી અને સ્પષ્ટ સંભળાતો નથી.

**વ.**—હા. આ પણ એક ઘણી જ સારી યુક્તિ છે.

**લ.**—હવે મારે કહેવાનાં ગર્ભલક્ષણ બધાં કહેવાઇ રહ્યાં છે. હવે તમે ગણાવી જાઓ, જોઉં કે કયાં કયાં લક્ષણ તમને બતાવ્યાં ?

**વ.**—બધાં મળીને દશ, નહિ ? તે કયાં કયાં તે એકે એક ગણાવી જઉં ?

**લ.**—હા. બોલો તે બધાં તમને યાદ રહ્યાં છે કે નહિ તે જાણવાની જરૂર છે.

**વ.**—ત્યારે સાંભળો, હું બોલું છું. પહેલું લક્ષણ (૧) અટકાવ બંધ થવો. તે પછીનું લક્ષણ (૨) બકારી આવવી, ઉલટી થવી અને મોંમાં થુંક અથવા પાણી આવવું. તે પછીનું લક્ષણ (૩) સ્તન મોટાં થવાં અને તેની આસપાસ બિંદુ ઉપડવાં. તે પછીનું લક્ષણ (૪) સ્તનમાં દુધ થવું, ત્યાર પછીનું ચિન્હ (૫) પેટ ઉંચું થવું. ડુંટીનો ખાડો છીછરો થવો, અને સ્તન ફાટવાની પેઠે પેડુ ઉપર સાદા સાદા ડાઘ થવા. ત્યાર પછીનું લક્ષણ (૬) સગર્ભાના પેટમાં છોકરૂં ફરકવું. ત્યાર પછીનું લક્ષણ (૭) સગર્ભાના પેટ ઉપર હાથ રાખી કમળને ઝાલી રાખવાથી પાંચ કે દસ મિનિટને અંતરે કમળનું કઠણ થવું.

તે પછીનું લક્ષણ ( ૮ ) કમળના મોઢા ઉપર હાથ દેવાથી કમળનું મોં અને ગળું બહુ જ નરમ થએલું માલમ પડવું. તે પછીનું લક્ષણ ( ૯ ) કમળના શરીર ઉપર બે આંગળાંથી ઉપરની તરફ ખૂબ કરીને ધક્કો મારવાથી છોકરૂં ઉપરની તરફ ખસી જાય. પાછું તરત જ એ જ આંગળાંઓ ઉપર ટપ દઈને પડે છે એમ માલમ પડી આવવું. હવે છેલ્લું ચિન્હ (૧૦) સગર્ભાના પેટ ઉપર કાન દેવાથી બાળકના છાતીના ધબકારા સંભળાવા.

## પ્રકરણ ૨૦ મું.

### "ગર્ભસ્રાવ અથવા કસૂવાવડ."

વ.—બેન! ગર્ભવાળી સ્ત્રીને જે કસૂવાવડ થાય છે, તેનું કાંઇ કારણ હોય કે નહિ?

લ.—કારણ કેમ ન હોય? કારણ વિના જો કસૂવાવડ થતી હોય તો તો પછી બધી ગર્ભવાળી સ્ત્રીઓને કસૂવાવડ થવી જોઇએ.

વ.—એ તો ખરૂં. ત્યારે તો બહેન, એ કારણો મને કહોને!

લ.—તે કહું છું સાંભળો. ગર્ભવાળી સ્ત્રીને કસૂવાવડ થવાનાં અનેક કારણો છે. તે કારણોમાંનાં હું જે સાફ જાણી શકું છું, તે કારણો માત્ર તમને શીખવી દઉં.

વ.—હા, એવાં કારણોજ મને શીખવો.

લ.—( ૧ ) લાંબા વખતના તાવથી, પેટનાં દરદોથી, કોલેરા અને શીળી નીકળવાથી કસૂવાવડ થાય છે.

વ.—ગર્ભવાળી સ્ત્રીને શીળી નીકળવાથી અથવા કોલેરા થવાથી જ કસૂવાવડ થાય છે, કે તેને થયા પછી તેનાં પેટમાંનાં છોકરાંને તે રોગ થવાથી કસૂવાવડ થાય છે.

લ.—પેટમાંનાં છોકરાંને એ રોગ થવાથી તે અંદર મરી જાય છે તેથી પણ કસૂવાવડ થાય છે. વળી ગર્ભવાળી સ્ત્રીને શીળી નીકળે

તેથી અથવા કોલેરા થવાથી પેટમાંનાં છોકરાંને કશી અસર થતી નથી. પણ ટુંકામાં સમજવાનું એટલું કે ગર્ભવતીને શીળી નીકળે કે કોલેરા થાય તો કસૂવાવડ થાય એવું મનમાં નક્કી સમજી રાખવું.

**વ.**—બહુ સારું; ત્યાર પછી કહો !

**લ.**—(૨) ગર્ભવાળી સ્ત્રીને કોઈ પ્રકારનો આઘાત લાગવાથી પણ કસૂવાવડ થાય છે.

**વ.**—આઘાત લાગવો એટલે શું ?

**લ.**—એટલી પણ ખબર નથી ? સગર્ભાને પેટ ઉપર ઠોંસો, પાટુ, કે લાકડી મારવાથી તે પડી જાય અને પેટ ઉપર ભારે ઘા લાગે તો કસૂવાવડ થઇ જાય. બાખડાં[1] છોકરાંનું ગોઠણ કે પાટુ પેટ ઉપર લાગવાથી પણ કસૂવાવડ થાય.

**વ.**—ઓ મા ! ત્યારે તો બાખડાં છોકરાંને લઇને સૂઇ રહેવામાં પણ ગર્ભવાળી સ્ત્રીને ઘણી સંભાળ રાખવી જોઇએ.

**લ.**—હા. ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે.

**વ.**—હવે કહો, બીજી કોઈ જાતનો ઘા બા લાગવાથી કસુવા-વડ થઇ જાય છે કે નહિ ?

**લ.**—(૩) પગ લપસી જવાથી જોરથી પેટ દબાય તેમ જે સગર્ભા સ્ત્રી પડી જાય અને તેથી સારી પેઠે આઘાત થાય તો પણ કસૂવાવડ થઈ જાય છે. (૪) ભારે ધક્કો લાગવાથી, ઘણી જ મહેનત કરવાથી, બળાત્કારે બહુ દુઃખ થાય તેવું કાંઈ કામ કરવાથી, ઘણી વાર વેગ ધારણ કરી રાખવાથી, એટલે ઝાડો, પેસાબ વગેરે રોકી રાખવાથી, ઘણી ઉધરસ આવવાથી, અને અતી ઘણું હસવાથી પણ કસૂવાવડ થઈ જાય ખરી. (૫) ઘણો ગુસ્સો, ઘણો આનંદ કે ઘણું દુઃખ થવાથી અથવા અચાનક ઘણાજ સારા કે માઠા સમાચાર સાંભ-ળવાથી પણ કસૂવાવડ થઇ જાય.

---

[1] ત્રણ ચાર વરસનું છોકરૂં માના ખોળામાં કે પડખામાં હોય એટ-લામાં બીજો ગર્ભ રહે તો આ છોકરૂં બાખડું કહેવાય.

**વ.**—ઓ મા ! કસુવાવડ થઇ જવાનાં તો ઘણાંએ કારણો જણાય છે ને શું ?

**લ.**—હા. ઘણાં કારણો છે. પૂરે મહીને વગર અડચણે સુવાવડ આવવી એ કાંઇ થોડાં ભાગ્યની વાત નથી. ઘણી સંભાળ અને નિયમ પ્રમાણે રહેવાથી તો સગર્ભા સ્ત્રી અને તેના પેટમાનું બાળક બંને સારાં થઇ શકે.

**વ.**—ઠીક. એવી ઘણી સ્ત્રીઓ જોવામાં આવે છે કે જેને વારે-વારે કસુવાવડ થઇ જાય છે. આ પ્રમાણે વારેવારે કસુવાવડ થવાનાં કાંઈ કારણ હશે ખરાં કે ?

**લ.**—કારણ વિના તો કાંઇ થાય જ નહિ. કસુવાવડ થઇ જવાની ટેવ પડી જાય છે. ત્રણ મહીના થાય કે કસુવાવડ થઇ જાય. કસુવા-વડ થયા પછી મહીનાક દિવસ પછી વળી ગર્ભ રહે. વળી ત્રણ મહીના થાય કે કસુવાવડ થઇ જાય. આ પ્રમાણે વારે વારે ગર્ભ રહે અને વારેવારે કસુવાવડ થઈ જાય. છેવટ પૂરા મહિના થયા પછી તેવી સગર્ભાને સુવાવડ આવવી એ ઘણું કઠણ થઇ પડે. ( મતલબ કે આવી સ્ત્રીઓને પૂરા મહિના થઇને સુવાવડ આવે એમ થવું ઘણું મુશ્કેલ હોય છે ).

**વ.**—ઠીક. આ રીતની જેને ટેવ પડી ગઈ હોય. તેને એ ટેવ દૂર કરવાનો કોઈ ઉપાય હશે ખરો કે ?

**લ.**—ઉપાય છે તો ખરો. પણ તે ઉપાય એક જ નથી.

**વ.**—તે ઉપાય કહો તો ખરાં બેન !

**લ.**—કોઇ સગર્ભા સ્ત્રીને ઉપરાઉપર બે વાર કસુવાવડ થાય તો તેણે એક વરસ સુધી ગર્ભ ન રહે તેવી કાળજી રાખવા યોગ્ય છે.

**વ.**—ગર્ભ ન રહેવા માટે વળી કેવી જાતની કાળજી રાખવી જોઇએ?

**લ.**—એ પણ તમે જાણી શકતાં નથી ? એક વરસ સુધી તે પોતાના ધણીથી છુટી રહે એટલે થયું.

**વ.**—એક વરસ ધણીથી છુટી રહેવા કઈ સ્ત્રી રાજી હોય ?

લ.—તો તેનું નસીબ! પેટમાંના બાળકને બચાવવા કરતાં સ્વામી સહવાસ વધારે સારો છે?

વ.—ના, ના, હું તો માત્ર મજા કરૂં છું. એક વરસ ગર્ભ ન રહેવાથી શો લાભ થાય?

લ.—લાભ, આપણે જે જોઇએ છીએ તે થાય. વારેવારે કસુવાવડ થવાની ટેવ મટી જાય, એ મોટો લાભ.

વ.—તમે જે ઉપાય કહ્યો તે ઘણોજ સારો છે. આહા! આવો સહેલો ઉપાય હોવા છતાં આટલી બધી કસૂવાવડો થાય છે, એ ઘણાજ દુઃખની વાત છે!

લ.—તે ઉપાય છે તેથી શું થાય? ઉપાય છે, પણ જેને તેની જરૂર છે, તે જાણેજ નહિ, તો એ લાભ કેમ થાય?

વ.—હા, એ તો ખરૂં. નહિ તો વરસે વરસે જે સ્ત્રીને ગર્ભ રહે અને કસુવાવડ થઇ જાય તે આટલું બધું દુઃખ શા માટે ભોગવે? એક વરસ તો શું પણ ત્રણ વરસ સ્વામી સહવાસ છોડવાથી પણ જો આ રોગ મટતો હોય તો ઘણી સ્ત્રીઓ ખુશીથી તેમ કરે. આ ઉપાય તેઓ જાણતી નથી તેથીજ તેમનું દુઃખ મટતું નથી. તેઓ એમ જાણે છે કે એ રોગનું કાંઇ ઓસડજ નથી. એ દુઃખ તો ઘણાં વરસ લગી ભોગવવું જ જોઇએ. વળી મોટાં દુઃખની વાત તો એ છે કે જેટલી વાર કસુવાવડ થઇ જાય તેટલી વાર તરત ગર્ભ રહે. વળી એ ગર્ભ રહ્યાને થોડી મુદત થાય એટલે પાછી કસુવાવડ થઇ જાય. આ માસમાં કસુવાવડ થઇ એટલે તે પછીના માસમાં ગર્ભ તો રહેલો જ હોયને હોય.

લ.—એજ જાણવા જેવું છે, કે તે દોષનું મૂળજ આવી ટેવ છે. તેથીજ કહું છું કે એક વારને બદલે બેવાર કસુવાવડ કે તે ટેવ ફેરવી નાંખવાની મેહેનત કરવી જોઇએ. વળી એ ટેવ ફેરવી નાખવી કઠણ પણ નથી.

વ.—નાજ તો, એને કઠણ કેમ કહી શકાય? એક વરસ

ગર્ભ ન રહે અને ત્યાર પછી ગર્ભ રહે, તેથી જો વારેવારે કસુવાવડ થઈ જવાનો રોગ મટી જતો હોય તો તેના કરતાં તેનો સહેલો ઉપાય શો હોઈ શકે? (મતલબ કે તેનો સહેલામાં સહેલો ઉપાય એજ છે).

લ.—વારેવારે કસુવાવડ ન થવાનો ઉપાય હવે તો તમે સારી પેઠે સમજી શક્યાં કે નહિ ?

વ.—હા, તે તો ઘણી સારી રીતે સમજી ગઈ. વારેવારે કસુવાવડ થઇ જવાની ટેવ દૂર થઈ જવાથી સગર્ભા સ્ત્રીને પૂરે મહીને સુવાવડ આવે ખરી કે નહિ ?

લ.—હા. આવેજની ! વળી સાંભળો. તમને આગળ પણ મેં કહેલું છે કે ત્રણ મહિનાની અંદરજ ઘણે ભાગે સ્ત્રીઓને કસુવાવડ થઇ છે. તેથીજ કહું છું કે જે સ્ત્રીને કસુવાવડ થવાની બીક છે, તેણે ચાર મહિના સુધી તો સ્વામી સહવાસ નજ કરવો. કરવાથી કસુવાવડ થઇ જાય. ફક્ત સ્વામી સહવાસમાં જ નહિ પણ પુરા ત્રણ મહિના થઈ જાય ત્યાં લગી તો તેણે બધી બાબતમાં ઘણીજ સંભાળ રાખવી જોઈએ. ત્રણ મહીના પૂરા થઈ ગયા પછી કસુવાવડ થવાની ઘણી બીક નથી, એ સઘળી સગર્ભા સ્ત્રીઓએ સારી રીતે જાણી રાખવાની જરૂર છે. કારણ કે કસુવાવડની પીડામાં પુરૂષો કાંઇ પણ ભાગ લેતા નથી.

વ.—પુરૂષો તો કાંઇ દુઃખમાં ભાગ લેતાજ નથી. જેટલા જેટલા દોષ તે બધા આપણે સ્ત્રીઓજ કરીએ છીએ, નહિ ?

લ.—તેથીજ કહું છું કે તમે તમારી પોતાની મેળેજ સંભાળ રાખતાં નહિ શીખો ત્યાં સુધી તમારૂં પોતાનું સારૂં થવું ઘણું કઠણ છે.

વ.—ઠીક, હવે એ સંબંધમાં વધારે બોલવાનું નથી. પ્રસૂતાએ જાણવુંજ જોઇએ કે આ રોગનો આવો સહેલો ઉપાય છે.

લ.—હવે તે તો સઘળું જાણી શક્યાં ના ?

વ.—તે જાણ્યું. હવે તો તેનાથી બચાવ થઇ શકશે, બેન ! હવે કસુવાડ થવાનાં કાંઇ લક્ષણો છે કે નહિ ? તે કહો.

લ.—હા બેન! તેનાં પણ લક્ષણો છે. જો ન હોય તો કેમ ખબર પડે કે અમુક સગર્ભા બાઇને કસુવાવડ જઇ જશે.

વ.—તે ખરૂં, ત્યારે એ બધાં લક્ષણો મને એકે એકે સારી રીતે સમજાવીને કહો!

લ.—સાંભળો. કહું છું. પેહેલું તો તે સ્ત્રીને શરીરે અસુખ જણાય, ક્યાંઇ ચ્હેન પડે નહિ, શરીર ભાંગે, ઘણી મહેનત કર્યા પછી જેવી આળસ થાય છે તેવી આળસ થાય. શરીર નબળું થઇ ગયું હોય એમ જણાય અને વાંસામાં ફાટ થાય. ત્યાર પછી જેમ સુવાવડ આવવાની હોય ને વેણો આવે છે તેવીજ વેણો આવવાની શરૂઆત થાય. ત્યાર પછી પ્રસવદ્વારમાં લોહી દેખાય. છેવટ પીડાથી પીઠ, કેડ, પેટ અને સાથળ ફાટવા માંડે. આવું થયા પછી થોડીકવારે પેટમાંનો ગર્ભ પડી જાય એટલે કસુવાવડ થઈ જાય.

વ.—આ પ્રમાણે કસુવાવડ થતી વેળા તેવી સ્ત્રીઓને બકારી આવી ઉલટી થાય છે?

લ.—હા. ઘણી સ્ત્રીઓને ઉલટી થાય ખરી. તે ઉપરાંત તેની નાડ ઉતાવળી ચાલે, શરીર ગરમ થઇ જાય, વગેરે ઘણાં લક્ષણો જણાય.

વ.—ઠીક. કસુવાવડ થતી વખત બધી સ્ત્રીઓને એક સરખાં ચિન્હ થાય કે જુદાં જુદાં?

લ.—જુદાં જુદાં ચિન્હ થાય, એમાં શી નવાઇ? (૧) કોઈ કોઇને મુદ્દલે દુઃખ થાય નહિ. ઘણું લોહી પણ પડે નહિ. તરત જ શાન્તિ થઈ જાય. પણ કસુવાવડ થઈ જવાની જેને એક પ્રકારની ટેવ પડી ગઈ હોય છે, તે સ્ત્રીઓનેજ માત્ર આ પ્રમાણે દુઃખ ન થાય. (૨) કોઈ કોઇને ઘણું લોહી પડે. એટલું તો લોહી પડે કે તે કારણથીજ એકદમ મરી જશે એવી બીક લાગે. (૩) કોઈ કોઇને કસુવાવડનાં બધાં લક્ષણો જણાય, ત્યાર પછી પૂરે મહિને એક જીવતા બાળકની સાથે એક નાનું મરેલું બાળક જન્મે.

વ.—એ વળી શું?

લ.—જ્યારે સ્ત્રીના પેટમાં બે બાળક હોય અને તેમાંનું એક પેટમાંજ મરી જાય ત્યારે તે મરેલું બાળક પડી જવા માટે તે સ્ત્રીને કસૂવાવડનાં બધાં ચિન્હ દેખાઈ આવે, ત્યાર પછી તે બધાં લક્ષણ મટી જાય અને મરેલું બાળક પુરા મહીના સુધી પેટમાંજ રહે. છેવટ સુવાવડ વખતે જીવતાં બાળકની સાથે મરેલું બાળક પણ જન્મે. ( બહાર આવે ).

વ.—ઠીક. મરેલું બાળક એટલા દિવસ પેટમાં રહેવાથી તે સ્ત્રીને કાંઈ દુઃખ ન થાય ?

લ.—ઉપર જણાવ્યું છે તેથી વધારે દુઃખ શું થાય ? કસુવાવડની બધી પીડા થઈ જાય એથી વધારે દુઃખ ન થાય. સગર્ભા સ્ત્રીને પોતાને પણ ખબર ન પડે કે મરેલું બાળક પેટમાં છે.

વ.—ઠીક. જો પુરા મહિનાની પાસેના વખતમાં કસૂવાવડ થાય તો ઘણું લોહી પડે?

લ.—ના. તમારે આ એક નિયમ જાણી રાખવો કે જેમ જેમ પુરા મહીનાની પાસેના વખતમાં કસુવાવડ થાય તેમ તેમ લોહી ઓછું પડે. એટલે જેમ ગર્ભ કાચો તેમ લોહી વધારે પડે અને જેમ ગર્ભ પાકો તેમ ઓછું લોહી પડે.

વ.—એ વાત મને સાચી જણાય છે ખરી. કારણ કે જ્યારે ત્રણ મહીને કસુવાવડ થાય છે, ત્યારે લોહી ઘણુંજ પડે છે એમ મેં ઘણી વાર જોયું છે. એ તો ઠીક, પણ કસુવાવડનાં લક્ષણની ખબર પડે તો કસુવાવડ થતી અટકાવવાના કોઇ ઉપાયો છે ?

લ.—ઉપાયો નથી એમ તો ન કહેવાય. તો પણ જેને કસૂવાવડ થવાની ટેવ પડી ગઇ છે તેના ગર્ભને સાચવી રાખવાનું કામ ઘણુંજ કઠણ છે.

વ.—ત્યારે તે ઉપાય શું ? તે તો મારે જાણવુંજ જોઇએ.

લ.—સાંભળો, તે કહું છું. પહેલાં તો એ જાણવું જોઇએ કે ગર્ભનું રક્ષણ કરી શકાય તેમ છે કે નહિ ?

વ.—રક્ષણ કરી શકાય તેમ છે કે નહિ, તે અગાઉથી શી રીતે જાણી શકાય ?

લ.—તેનાં લક્ષણ જાણવાથી તે પણ અગાઉથી કેમ ન જાણી શકાય ? જેને કસુવાવડ થવાની એક પ્રકારની ટેવ પડી ગઈ છે, તેને કસુવાવડનાં લક્ષણ જાણ્યા છતાં પણ તેના ગર્ભનું રક્ષણ થઇ શકે નહિ. વળી આગળ જેને કસુવાવડ ન થયેલી હોય તેને પણ ઘણુંજ લોહી પડવા માંડે અને ઉપરાઉપરી જબરી વેણો આવવા માંડે તો તેના ગર્ભની રક્ષા કરવાનું પણ બહુ કઠણ છે. પણ જેને અગાઉ કસુવાવડ થઇ ન હોય તેવી સ્ત્રીને લોહી ઘણુંજ ઓછું પડે ને વેણો પણ થોડી થોડી અને ઘણી નરમ આવતી હોય તેવા સંજોગોમાં તરતાતરત ઉપાય કરવાથી ગર્ભની રક્ષા કરી શકાય.

વ.—એવા સંજોગમાં શા ઉપાય કરવા જોઇએ ?

લ.—કસુવાવડ થતી અટકાવવાનો મુખ્ય ઉપાય તે સ્ત્રીને પથારીમાંથી ઉઠવાજ ન દેવી એ છે. માત્ર એકલા ખાટલા ઉપર ચુપ રાખીને સુવાડી મુકવી. ઝાડો, પેસાબ કરવા માટે પણ તેને ખાટલામાંથી ઉઠવા ન દેવી. તેના ઓરડામાં કોઈ પ્રકારનો ગોટાળો કે ગરબડાટ ન થવા દેવો. વળી તેનો ઓરડો પણ જેમ ઠંડો રાખવામાં આવે તેમ વધારે સારૂં. કસુવાવડ થવાની બીક મટી ગયા પછી પણ તે સ્ત્રીને પાંચ સાત દિવસ સુધી ઉઠવા ન દેવી, એ ડહાપણ ભરેલું છે. ત્યાર પછી ધીમે ધીમે સહેલું કામ તેને કરવા દેવું. ટુંકામાં તેને સુવાવડનો વખત આવે અને રીતસર પ્રસવ થાય ત્યાં લગી તેની ઘણી જ કાળજીથી સંભાળ રાખવી.

વ.—ઠીક. માત્ર એકલા ખાટલા ઉપરજ એવી સ્ત્રીને સુવાડી રાખવાનું કારણ શું ?

લ.—કસુવાવડ થવાની બીક હોય ત્યારે નરમ બીછાનાં ઉપર સુવું સારૂં નથી, તેમાં પણ જ્યારે લોહી બહુ પડવા માંડ્યું હોય ત્યારે તો નહિજ.

વ.—એવી સ્ત્રીને ખોરાક શું આપવો?

લ.—હલકો ખોરાક આપવો. દુધ અને સાબુચોખા અથવા પાણીમાં તૈયાર કરેલા સાબુચોખા એ બેમાંથી તેને જે ભાવે તે આપવું. પણ જે ખોરાક આપવો તે સારી પેઠે ટાઢો થયા પછીજ આપવો. કોઈ પણ ચીજ ગરમ ખાવા દેવી નહિ. ઘણુંજ ઠંડું પાણી પાવું એ સારૂં છે. તેથી ઘણોજ લાભ થાય છે.

વ.—ઠીક. સુવાવડ વખતે આવે છે તેવી કસુવાવડમાં વેણો આવે તેનો ઉપાય શો? એવી વેણો આવતી હોય એ તો સારૂંજ નહિ ના?

લ.—એવી વેણો તો સારીજ નહિજ. વેણો આવતી હોય તો તેનો ઉપાય કરવોજ જોઇએ.

વ.—તેનો ઉપાય શો, તે કહો.

લ.—તે સ્ત્રીને થોડો અફીણનો અરક આપવાથી એવી વેણો બંધ કરી શકાય છે.

વ.—અફીણનો અરક તે શું?

લ.—અંગ્રેજી દવા વેચનારને ત્યાં લાડેનમના નામથી એ ચીજ વેચાય છે. તેથી અફીણનો અરક ન બોલતાં લાડેનમ બોલીએ તો ચાલે. આ અરકની એવે વખતે ઘણી જરૂર છે. બધાએ તે અરક ઘરમાં રાખી મુકવોજ જોઇએ. પણ એવી જગ્યાએ અને એવી સંભાળથી તેને રાખવો જોઇએ કે તે બાળ બચ્ચાંને હાથ ન જાય.

વ.—કેમ બાળ બચ્ચાં તે પી જાય તો નુકસાન થાય છે?

લ.—નુકસાન જેવું તેવું નથી. ઘણું મોટું નુકસાન છે. બાળ બચ્ચાંઓને એ અરક ઝેર જેવો છે. તેથી બાળ બચ્ચાંને તો તેની પાસે પણ ન જવા દેવાં.

વ.—એ અરક કેટલો આપવો જોઇએ?

લ.—દરેક વખત તેનાં પંદર ટીપાં આપી શકાય.

વ.—પાણીની સાથેજ અપાય કે નહિ?

લ.—હા, અધોળ પાણીમાં પંદર ટીપાં એ અરક નાખીને તે સ્ત્રીને તે પાવું.

વ.—આ ઓસડ એકજ વાર આપવું કે વારંવાર આપવું ?

લ.—કેટલીક વાર આ ઓસડ આપવું તેનો કાંઇ નિયમ કહી શકાય નહિ. જ્યાં લગી વેણો બંધ ન થાય ત્યાં સુધી વારે વારે તે ઓસડ આપવું જોઇએ. જ્યારે વેણો આવતી બંધ થઈ જાય ત્યારે ઓસડ આપવાની જરૂર નાહ.

વ.—ઠીક. બજારમાંથી અફીણ લાવીને ખવરાવીએ તો ફાયદો ન થાય ?

લ.—ફાયદો ન થાય એમ તો નહિ કહી શકાય. પણ બજારમાં ચોખું અફીણ મળતું નથી. તેથી તેવું અફીણ ઘણા પ્રમાણમાં આપ્યા સિવાય એટલો ફાયદો થાય નહિ. તે ઉપરાંત અફીણના અરકથી વધારે લાભ થાય છે.

વ.—ત્યારે તો બજારનું અફીણ ન આપતાં અફીણનો અરક આપવો એ વધારે ઠીક. વળી એ અરક મેળવવામાં પણ કાંઈ મુસ્કેલી નથી. વારૂ હવે ઘણું લોહી પડતું હોય તો તે અટકાવવાને શું કરવું તે કહો ?

લ.—તે કહું છું, સાંભળો. પણ ઘણુંજ લોહી પડે તો ઘણે ભાગે ગર્ભનું રક્ષણ કરી શકાય નહિ તે તો તમો જાણો છો ના ?

વ.—હા, તે તો તમે મને આગળ પણ કહેલું છે.

લ.—જો ઘણું લોહી પડે છે એમ જણાય તો તે સ્ત્રીને એક કઠણ પથારીમાં સુવરાવવી અને ઠંડા પાણીમાં એક લુગડાનો કટકો ભીંજવીને તે કટકો પ્રસવના દ્વારમાં અને તેની આસપાસ ચારે તરફ લપેટી રાખવો.

વ.—એ ભીંજવેલો કટકો એમને એમ રાખી મુકવો કે સુકાય એટલે ત્યાંથી લઇ લઈ ફરી ફરી ભીંજવીને મુકવો ?

લ.—હા, વારંવાર લઈ લેવો. પાછો તેને ભીંજવવો અને લપેટવો. એમ ઉપરા ઉપર કર્યા કરવું. નહિ તો કાંઇ લાભ થાય નહિ.

જે કટકો ભીંજવી મૂક્યો હોય તે થોડી વાર પછી લઇ લેવો. ત્યાર પછી થોડીકવારે તે ફરી ભીંજવવો અને ઉપરનેજ ઠેકાણે પાછો ફરી લપેટવો. આમ વારંવાર કર્યા કરવું.

**વ.**—વારૂ. આ પ્રમાણે વારંવાર કરવા છતાં પણ લોહી બંધ ન થાય તો પછી શું કરવું?

**લ.**—લોહી ન અટકે તોપણ આગળ કહેલું છે તે પ્રમાણે ભીંજવેલા લુગડાના કટકાનો પ્રસવ દ્વારમાં ડુચો દઈ રાખવો. કારણ કે જો ડુચો ન દઇ રાખવામાં આવે તો ઘણું લોહી પડવાથી તે સ્ત્રી મરી જાય.

**વ.**—ઘણી સારી વાત. પણ એ પ્રમાણે લુગડાનો ડુચો દેવાથી લોહી બહાર ન આવે એ ખરૂં, પણ તે લોહી કમળમાં એકઠું થાય તો તેનો શો ઉપાય કરવો? કમળમાં ઘણું લોહી એકઠું થાય તો તે સ્ત્રી મરી ન જાય?

**લ.**—હા, મરીજ જાય, એમાં શી નવાઈ?

**વ.**—ત્યારે તેનો ઉપાય શો?

**લ.**—તેનો ઉપાય એ છે કે વાદળીના ટુકડાનો ડુચો દઈ પહેલાં તો લોહી બહાર આવતું બંધ કરવું. ત્યાર પછી તે સ્ત્રીની પાસે બેસી સંભાળથી તપાસવું કે તેના કમળમાં લોહી એકઠું થયું છે કે નહિ?

**વ.**—તે કેમ કરીને જાણી શકાય?

**લ.**—તે જાણવાનો ઉપાય છે. ચિન્હો જોઇને તે પણ જાણી શકાય.

**વ.**—તેનાં લક્ષણો કયાં, તે કહો, ત્યારે.

**લ.**—મોં અને આંખો ફીકાં થઇ જાય, પેટ ચડી આવે, નાડ ધીમી થઈ જાય, શરીરમાં કાંઇ પણ બળ રહે નહિ, તે સ્ત્રી તરફડે, અને જાણે તેનો ઉંઘવાનો વખત આવ્યો હોય એમ જોનારને જણાય. આવાં ચિન્હો જોવામાં આવે ત્યારે સારી રીતે જાણી શકાય છે કે કમળમાં લોહી એકઠું થયું છે અથવા થવા માંડયું છે.

**વ.**—ઠીક. પણ એવાં ચિન્હો જોવામાં આવે ત્યારે શું કરવું?

**લ.**—પ્રસવદ્વારમાંથી વાદળીનો કટકો લઈ લેવો. ત્યાર પછી

ઠંડા પાણીમાં લુગડાનો કટકો બોળીને આગળ કહી જવામાં આવ્યું છે તેમ પ્રસવદ્વાર ઉપર અને તેની આસપાસ ચારે તરફ સારી પેઠે તે કટકો લપેટવો. આ વાત તમને ટુંકામાં કહી બતાવું. કસુવાવડ થઇ ન હોય અને લોહી વહેતું બંધ થાય નહિ ત્યારે ઘણું લોહી પડવાથી તે સ્ત્રી મરી ન જાય અથવા ઘણીજ અશક્ત ન થઇ જાય તેટલા માટે પાણી વગેરે પ્રસવદ્વારમાં લગાડીને જેમ બને તેમ લોહી ઓછું પડે તેવી મહેનત કરવી. ત્યાર પછી અધોળેક પાણીમાં થોડો એક દ્રાક્ષાસવ ( ખપે તેણે બ્રાંડી ) મેળવીને તે ઓસડ આપવું. જો તે સ્ત્રી ઘણી અશક્ત થઈ ગઈ હોય તો આ ઓસડ ઉપરાઉપર આપવું. તેથી લોહી પડવાથી તે સ્ત્રી અત્યંત અશક્ત થઇ જશે નહિ.

વ.—ત્યાર પછી કહો. કસુવાવડ થઈ ગયા પછી તે સ્ત્રીને શી રીતે રાખવી ? તેમજ તેની કેવી સંભાળ રાખવી ?

લ.—તે સ્ત્રીની ખુબ સંભાળ રાખવી. કારણકે સુવાવડ કરતાં કસુવાવડમાં ઘણું દુઃખ છે. "સાત સુવાવડ સારી પણ એક કસુવાવડ ભુંડી" એવી કહેવત છે. પુરે મહીને સુવાવડ આવે ત્યારે જે નિયમ પ્રમાણે સુવાવડીને રાખવાનું કહેવામાં આવ્યું છે, તેવા જ નિયમથી કસુવાવડમાં પણ સંભાળ રાખવી. તેથી પણ વધારે સંભાળ રાખવી. દસ પંદર દિવસ સુધી તો તેને મુદ્દલ ઉઠવા બોલવા કે હરવા ફરવા દેવી નહિ. પ્રસવ દ્વારમાંથી કેટલાએક દિવસ લગી જે થોડું થોડું લોહી પડયા કરે છે તે બંધ ન થાય અને ઝાડાની કબજીઆત ન રહે તેવો ઉપાય કરવાની જરૂર છે.

વ.—કસુવાવડના સંબંધમાં હવે બીજું કાંઈ કહેવાનું છે ?

લ.—ઘણું ખરૂં કહેવાઈ ગયું છે. હવે થોડુંક કહેવાનું માત્ર બાકી છે.

વ.—ત્યારે હવે તે કહી દો.

લ.—કસુવાવડ થવાની જે સ્ત્રીને ટેવ પડી ગઈ છે, તેની તે ટેવ મટાડવાનો ઉપાય આગળ મેં તમને કહેલો છે, તે તો તમારા ધ્યાનમાં છે ના ?

વ.—અરે, બેન! તે તો ધ્યાનમાં કેમ ન હોય? એજ ભુલી જાઉં તો બીજું ધ્યાનમાં રહે શું?

લ.—જે સ્ત્રીને એકવાર કસુવાવડ થઇ ગઇ છે, તેને ફરી ગર્ભ રહે ને તે વખત આવે ત્યારે ઘણીજ સંભાળ રાખવાની આવશ્યકતા છે. મુદ્દલ ઉઠવું, બેસવું, ફરવું, હરવું નહિ. ચુપ થઇને સૂઇજ રહેવું. જ્યાં સુધી તે વખત વીતી ન જાય ત્યાં લગી ,આ નિયમ પ્રમાણે રહેવું. ઉઠી બેસીને હરવું ફરવું નહિ અને ચુપ થઇને બીછાનામાં સુઇ રહેવું. એ આ રોગ અટકાવવાને મોટામાં મોટો ઉપાય છે. આ વાત બધી સ્ત્રીઓએ સારી પેઠે ધ્યાનમાં રાખવી. ગર્ભ રહ્યા પછી સ્વામી સહવાસ બંધ કરવો. એ વાત કદી પણ ભુલવી નહિ. તે સ્ત્રીને જો કોઈ પ્રકારનો રોગ હોય તો તે મટાડવાનો અગાઉથીજ ઉપાય કરવો. નાહ તો ગર્ભ સાચવવાનું કામ ઘણું કઠણ થઇ પડે છે અને સ્ત્રી નબળી હોય તો તેનું શરીર જેથી બળવાન થાય તેવો ઉપાય કરવો.

વ.—નબળું શરીર શી રીતે બળવાન થાય?

લ.—બળ આપે તેવું ઓસડ ખાવાથી અને બળ આપે તેવો ખોરાક ખાવાથી. બળ આપે તેવો ખોરાક કયો, તે તો જાણો છો ના?

વ.—તે કેમ ન જાણું? દુધ, રોટલી, જાત જાતનાં કંઠાળની દાળ એ બધો બળ આપે તેવો ખોરાક છે, નહિ?

લ.—હા ખરૂં. આપણા દેશની સ્ત્રીઓ માટે એ સારો ખોરાક છે. હવે માત્ર એકજ વાત મારે કહેવાની છે.

વ.—શી વાત?

લ.—કસુવાવડ થવાનો જેને ભય છે, તેણે હમેશાં નિયમ પ્રમાણે ઠંડા પાણીથી નાહાવાની ટેવ પાડવી એ ઘણું સારૂં છે. પણ તેથી એમ સમજવાનું નથી કે ઘણા ઠંડા પાણીથી નહાવું, તેથી તો ભારે નુકસાન થાય છે. સામાન્ય ઠંડા પાણીથી નહાવાની ધીમે ધીમે ટેવ પાડવી એમ કહેવાની મતલબ છે.

# પ્રકરણ ૨૧ મું.

## મૃતવત્સા એટલે જેનાં બાળક મરી જતાં હોય તેવી સ્ત્રી.

વ.—ઘણી પ્રસૂતાઓને બાળક થઇ થઇને મરી જાય છે. એવી સ્ત્રીઓનાં બાળકને બચાવવાનો કાંઈ ઉપાય નથી?

લ.—નથી એમ કેમ કહેવાય? ઉપાય કરીએ તો ઉપાય છે.

વ.—શો ઉપાય છે, બેન?

લ.—ઉપાય કહું છું. સાંભળો. વારેવારે કસુવાવડ થઈ જવાની જેમ કેટલીક પ્રસૂતાને ટેવ પડી જાય છે, તેમ વારેવારે બાળક મરી જવાની પણ કેટલીક પ્રસૂતાને ટેવ પડી જાય છે. આવી પ્રસૂતાઓનાં બાળક બચવાનું કામ ઘણુંજ કઠણ છે.

વ.—તેથીજ કહું છું કે આવી સ્ત્રીઓનાં બાળક બચાવવાનો કોઇ ઉપાય છે કે નહિ? કેમકે આપણે વારંવાર સાંભળીએ છીએ કે એવી પ્રસૂતાઓનાં બાળક જીવતાં નથી.

લ.—તેનો માત્ર એકજ ઉપાય છે. જે પ્રસૂતાને ઉપરાઉપર બે બાળક લગભગ એકજ વખતે મરી ગયાં છે, એમ જણાય, તેને એ ટેવ પડી છે, એમ સમજી લેવું. આ સમજ્યા છતાં પણ તેનો કાંઈ ઉપાય ન કરવામાં આવે તો એ ટેવ મજબુત થતી જાય છે. વરસે વરસે એક બાળક જન્મે, અને મરી જાય. એક તરફ ગર્ભ રહે, અને બીજી તરફથી આગળનું મરી જાય. આવી સ્ત્રીઓનું એજ લક્ષણ છે કેમ એમજ કે નહિ?

વ.—હા, એમજ. તમે જે કહો છો તેમાં ક્યારેયે કાંઈ પણ ભૂલ પડે છે?

લ.—તમને એકવાર પૂછી જોઉં. જે સ્ત્રીઓને બાળક થઇ થઇને અમુક ઉમરનાં થતાંજ મરી જાય, તેવી સ્ત્રીઓ બાળકની ઇચ્છા શામાટે રાખતી હશે?

વ.—કેમ?

લ.—જ્યારે તે જાણે છે કે એક બાળક પેટમાં રહેશે, ત્યાં બીજું મરી જશે, ત્યારે તે શું સમજીને બાળકની ઇચ્છા રાખતી હશે? તેણે પોતાના મનમાં એક વખત વિચારવું જોઇએ કે હયાત બાળકને બચાવવાનો ઉપાય કર્યા વિના બીજા બાળકની ઇચ્છા રાખવી એ ઠીક છે કે નહિ? એમાં કાંઇ પાપ છે કે નહિ, તે પણ વિચારવું જોઇએ. મા, બાપ એ બંનેને એમા સરખુંજ પાપ લાગે છે.

વ.—ખરૂંજ તો, પાપ બંનેને સરખું છે. તમારી વાત સાંભળીને મને આ સમજણ પડી. આમાં પાપ છે, એ વાત આગળ કદી પણ મારા મનમાંએ આવી નહોતી. ગમે તેમ હો, તમે એમ તો કહો છો કે આ રોગ અટકાવવાનો કોઇ ઉપાય નથી એમ તો નથી. મતલબ કે એ રોગ મટાડવાનો પણ ઉપાય તો છેજ. જે જે રોગની વાત મેં તમને પૂછી, તે બધાના ઉપાય તમે બતાવ્યા છે. આ રોગ શું ન મટે તેવો છે? તેનો બરાબર ઉપાય નથી?

લ.—એનો બરાબર ઉપાય તો આપણી પ્રસૂતાઓનું કપાળ છે! આપણી પ્રસૂતાઓ તો બીજાનું ભુંડું કરીને પોતાનું સારૂં કરવાની મહેનત કરે છે. કેમ, એમજ થાય છે કે નહિ?

વ.—હા, એ વાતની તો મારાથી ના નહિજ કહેવાય.

લ.—બીજી પ્રસૂતાનું નઠારૂં કરીને પોતાનાં બાળકની રક્ષા કરવાથી કદિ પણ સારૂં થાય ખરૂં? કદિ પણ ન થાય. આપણી પ્રસૂતાઓ સારૂં માઠું કાંઇજ સમજતી નથી. જે કોઇક બતાવે તે તેઓ કરે! કોઇક માણસ એમ બતાવે કે "અમુક પ્રસૂતાનાં બાળકને કોઇક યુક્તિ કરીને મારી નાંખશો, તો તમારૂં બાળક બચશે," તો પોતાનું બચશે એવી મૂર્ખતાથી તે એટલું મોટું પાપ કરતાં પણ પાછું વાળીને જોશેજ નહિ. આ શું માણસપણું કહેવાય? જનાવરો પણ આવું તો ન કરે. ધારો કે બીજાનું નઠારૂં કરવાથી કદાચ આપણે આપણું સારૂં કરી શકીએ, તો પણ આ પ્રમાણે થયેલું આપણું સારૂં લાંબા વખત સુધી રહે ખરૂં કે? તે તો જરાક વિચારો! કદિ પણ ન રહે.

અને જ્યારે એમ થાય ત્યારે ફાયદો શો થયો? આ દુનિયાંનો લાભ પણ ગયો, અને પરલોકનો લાભ તો પહેલાંથી જ ગયેલો છે. કેમ એમ જ કે નહિ?

**વ.**—એ તો ઉઘાડું જ છે. એની ના કોઇથી પણ કેમ કહેવાય! તમે કોઈ દિવસ ગેરવાજબી બોલો છો કે તેની ના કહેવાય?

**લ.**—જેનાં બાળકો ઉપરાઉપર મરી જતાં હોય, એવી ઘણી સ્ત્રીઓને મોટા રસ્તા ઉપર, ચકલામાં અને પાણીને શેરે કુંડાળાં કરતી આપણે જોઈએ છીએ. તેની મતલબ બીજી કાંઇ નથી. બીજી કોઇ પ્રસૂતાનો પગ એ કુંડાળામાં આવે તો તેનું ભુંડું થાય, અને જેણે કુંડાળું કરેલું છે, તેનાં બાળક જીવતાં રહે. આવી મૂર્ખતા ભરેલી તેમની માન્યતા હોય છે. કેટલીક સ્ત્રીઓ વળી બીજી પ્રસૂતાના પહેલા બાળકના માથાના વાળ કાપી લે છે અને તેથી પોતાનું સારૂં અને સામાનું ભુંડું થશે એમ માને છે. પોતાનાં બાળક જીવતાં રહેશે એમ સમજીને કેટલીક સ્ત્રીઓ, બીજાનાં નાનાં કુમળાં બાળકોને ડામ દે છે. આ બધાંથી પોતાનું તો સારૂં થાય કે ન થાય, પણ બીજાનું ભુંડું કરવા માટે તો આ મહેનત ખરીજ કે નહિ?

**વ.**—બીજાનું ભુંડું કરવા માટેજ આ બધી મહેનત કરે છે.

**લ.**—ત્યારે જુઓ! આ કેવું મોટું પાપનું કામ છે? બીજાનું ભુંડું કરવાથી પોતાનું સારૂં થશે, એ વાત જો નક્કીજ હોય તો પણ બીજાનું ભુંડું કરવું એ કદિ પણ યોગ્ય ન ગણાય. બીજાનું ભુંડું કરવાથી ઇશ્વર આપણું કોઇ દિવસ સારૂં કરેજ નહિ. બધી પ્રસૂતાઓએ આ વાત સારી રીતે જાણી રાખવી જોઇએ.

**વ.**—વારેવારે જેનાં બાળક મરી જાય છે, તેવી સ્ત્રીઓના સંબંધની વાત કાઢવાથી તો મારા મનને બહુજ દુઃખ થયું. એ વાતમાંથી તો પ્રસૂતાઓ આટલાં બધાં પાપ કરે છે, એ વાત જાણ્યામાં આવી. એ તો બધું ઠીક, હવે તમે એવી સ્ત્રીઓનાં બાળકો બચાવવાનો ઉપાય બતાવી દો, એટલે પછી પ્રસૂતાઓ ખરો ઉપાય જાણવાથી આવાં પાપ કરવાની ઇચ્છાજ નહિ કરે.

લ.—આ પહેલાં જ કહી ગઈ છું કે આ રોગનો માત્ર એક જ ઉપાય છે. એવી સ્ત્રીએ જો એક વરસ કે દોઢ વરસ સુધી પોતાના ધણીથી છુટી રહે તો તેનો એ રોગ મટી જાય છે.

વ.—વારેવારે કસૂવાવડ થઇ જતી હોય, તેને માટે પણ આજ ઉપાય છે, નહિ ?

લ.—હા, એ પણ મેં તમને કહીજ રાખેલું છે. બંનેમાં એકજ વાત છે. એક કે દોઢ વરસ સુધી સળંગ તે સ્ત્રીએ પોતાના ધણીથી છુટાં રહેવું. ત્યાર પછી ગર્ભ રહેવાથી જે બાળક થાય તે જીવે અને સુખેથી ઉછરે. આ ઉપાય લેવાથી તે પ્રસૂતાનો દોષ હમેશને માટે મટી જાય. આ ઉપાય લેવાથી પ્રસૂતાને કાંઇ પણ ખોટું કરવું ન પડે; અને બાળક ઉછરે.

વ.—ઠીક, બરાબર સમજણ પડી. એ રોગનું આ ઓસડ છે, એમ પ્રસૂતાએ જાણવું જોઇએ.

લ.—હા, એ તો જાણવુંજ જોઇએ. જાણે નહિ તો તે પ્રમાણે વરતે ક્યાંથી ? અને તે પ્રમાણે વરતે નહિ તો ફાયદો શી રીતે થાય ? જાણે નહિ તો ઘણાં વરસ સુધી પ્રસૂતા દુઃખ ભોગવ્યાંજ કરે, એમાં શી નવાઇ ? કોઇને પાંચ, કોઇને સાત, કોઇને દશ અને કોઇને બાર બાળક ઉપરાઉપર મરી જવાની વાત આપણે સાંભળીએ છીએ, એ શું થોડાં દુઃખની વાત છે ? એટલાં બધાં બાળકો વરસ વરસને આંતરે મરતાં દેખ્યાં છતાં તેનો શો ઉપાય કરવો, તે પણ કોઇ વિચારતું નથી. એવી પ્રસૂતાનાં ઘરનાં ડોસાં ડગરાંને પણ શરમ આવતી નથી ! શરમ નથી આવતી તો કાંઇ નહિ, પણ એમને ધર્મની બીક પણ નથી ?

વ.—હવે ક્ષમા કરો ! વધારે બોલો નહિ, ધીરાં આવો, તમને બહુજ ગુસ્સો આવ્યો હોય, એમ તમારાં મોં પરથી જણાઈ આવે છે.

લ.—ગુસ્સો આવે એવીજ વાત છે ના ! ગુસ્સો કાંઈ કારણ વિના આવ્યો છે ?

વ.—આ બધા ઉપાયો તમે કહી બતાવ્યા, તેથી હવે એવાં

કામ નહિ થાય. પોતાનાં બાળક મરી જાય, એ શું પ્રસૂતાને સારૂં લાગતું હશે? એનો તમે બતાવ્યો તે ઉપાય છે, એમ શું વૃદ્ધ ડોશીઓ જાણતી હશે? જો એ વાત ડોશીઓ જાણતી હોય તો પછી આવા બુરા હાલ થાયજ કેમ?

લ.—ગમે તેમ હો. પણ એ થઇ ગયું છે, તે તો હવે તેમના હાથમાં નથીજ. હવે પછી આવી ભયંકર ભૂલ ન કરે તો પણ જાણે બચ્યાં સમજશું.

વ.—હા, હવે એ લોકો બધી વાત સમજશે, એટલે પછી ભૂલ નહિ જ કરે.

## પ્રકરણ ૨૨ મું.

### પ્રસવ પછી આવતી વેણો અથવા આંબોઈ અમળાવી.

વ.—હેં બેન! પ્રસવ પછી જે વેણો આવે છે, તેનો કાંઈ ઉપાય છે ખરો? એ વેણોથી પ્રસૂતાઓ બહુ જ દુઃખ પામે છે. બાળક આવતાં જે દુઃખ થાય છે, તે કરતાં પણ એ વેણોથી ઘણુંજ વધારે દુઃખ થાય છે. એ વેણોથી પ્રસૂતા એટલી તો અકળાઇ જાય છે કે, તે સંભારતાં પણ મને તો મુંજારો થઈ આવે છે.

લ.—હા, એ વેણોથી ઘણું દુઃખ થાય છે, એ ખરૂં. એ દુઃખ મટાડવાનો ઉપાય નથી, એમ તો નથીજ. પણ એ વેણોથી લાભ છે, નુકસાન નથી. કારણ કે એ વેણો આવવાથી લોહી પડવાની બીક રહેતી નથી. એ ઉપરાંત કમળમાં જે લોહીનો બગાડ રહી ગયો હોય, તે એ વેણો આવવાથી પડી જાય છે. એ લોહીનો બગાડ બહાર કાઢી નાંખવા સારૂજ કમળ સંકોચાય છે. કમળનો આ સંકોચ તે જ પ્રસવ પછી આવતી વેણો છે. આ પ્રમાણે થવાથીજ કમળ સંકોચાઇને નાનું થઇ જઈ પોતાની અસલ જગ્યાએ જઈ રહે છે, એ શું થોડો ફાયદો તમે માનો છો?

વ.—જો આમ છે, તો તો એથી ઘણોજ ફાયદો છે, તેની ના કહેવાય? પહેલી વારની પ્રસૂતાને પ્રસવ પછી આવતી વેણોથી બહુ દુઃખ થતું નથી, ખરૂં કે નહિ?

લ.—હા, જેમ જેમ બાળકો થતાં જાય તેમ તેમ આ વેણોથી વધારે દુઃખ થતું જાય, એ એક મુખ્ય નિયમ જાણી રાખવો.

વ.—બાળક અવતર્યાં પછી કેટલી વારે આ વેણો આવવા માંડે છે?

લ.—તેની પણ તમને ખબર નથી?

વ.—મને શી રીતે ખબર હોય? મારે તો એક જ બાળક થયું છે. પછી બાળક થયું જ નથી. મોતીને પણ આ પહેલો જ ભાણિયો આવ્યો છે.

લ.—એ તો ખરૂં. આ તો મેં સાંભર્યું જ નહોતું. બાળક અવતર્યાં પછી અરધેક કલાકે આ વેણ આવવા માંડે છે. ત્યાર પછી કોઇ કોઇને આ વેણ એક દિવસ અને કોઈ કોઈને દોઢ દિવસ પણ આવે છે. કોઇ કોઇ પ્રસૂતાને વળી આથી વધારે વાર પણ વેણ આવે છે,

વ.—ઠીક, એ વેણોથી પ્રસૂતાને ઘણું જ દુઃખ થાય, તો પણ તેનો કાંઈ ઉપાય ન કરવો?

લ.—બહુ જ દુઃખ થાય તો ઉપાય કરવો, શા માટે ન કરવો? પણ દોડાદોડ કરવામાં કાંઇ સારૂં નથી. બહુ જ પીડા થાય તો અફીણનો અરક પંદર ટીપાં નવટાંક પાણીમાં આપી દેવો.

વ.—અફીણનો અરક આપવાથી એ વેણો બંધ થઇ જાય?

લ.—હા, થોડીક વાર પછી એકદમ અગ્નિ ઉપર પાણી છાંટવા જેવું થાય.

વ.—શું કહો છો? અફીણના અરકમાં એટલો બધો ગુણ છે? ત્યારે તો થોડો એક અફીણનો અરક ઘરમાં જ રાખી મૂકવો જોઇએ.

લ.—એકલો અફીણનો અરક જ નહિ, પણ અર્ગોટ ઓફ રાઇ, દ્રાક્ષાસવ (ખપે તેણે બ્રાંડી) એ બે ચીજો પણ ઘરમાં રાખી મૂક-

વીજ જોઇએ. પ્રસવનો વખત પાસે આવે ત્યારે એ ત્રણ ચીજો થોડી થોડી ઘરમાં રાખી મૂકવી. એ બહુ સારૂં છે. એમાં દ્રાક્ષાસવ (બ્રાંડી) ની કાંઇક વધારે કિંમત પડે છે, બાકીની બે ચીજો તો ચાર આનામાં તો જોઇએ તેટલી આવી રહે છે.

**વ.**—એમાં પૈસાનો હિસાબ શો ગણવો? એવો વખત આવે ત્યારે બે રૂપીઆ ખરચ પણ થાય. એથી વધારે ખરચ તો ન થાય ના?

**લ.**—એટલું બધું ખરચ શેનું થાય? રૂપીઆ સવા રૂપીઆમાં તો બધી ચીજો આવી રહે.

**વ.**—ગમે તે બેસે, પણ એ ત્રણે ચીજો ઘરમાં જ રાખવી જોઇએ.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### સૂવાવડના ઓરડામાં બાળકનાં શરીરની તપાસણી.

**વ.**—કેટલાંક બાળકોને હાથ પગનાં આંગળાં વધારે હોય છે અને કેટલાંક બાળકના પગ ઉપર કોઇ કોઈ જગાએ મોટા મસા હોય છે. આમ હોય તો વધારાનાં આંગળાં અને મસા કાપી નાંખવા જોઇએ નહિ ?

**લ.**—હા, એમ હોય પણ ખરાં, અને તે કાપી નાંખવાં જોઇએ. બાળકનો નાળ વધેર્યા પછી અને પ્રસૂતાને કાંઇક નિરાંત થયા પછી બાળકના હાથ, પગ, મોં, આંખ, કાન, નાક, હોઠ, મળદ્વાર વગેરે એક એક અવયવ બરાબર તપાસીને જોવા. હાથે અથવા પગે આંગળાં વધારે હોય તો તે કાપી નાંખવા.

**વ.**—શાથી કાપવાં ?

**લ.**—ધારવાળી છરી વડે કાપવાં.

**વ.**—છરીથી કાપતાં બહુ લોહી વહે તો શું કરવું ?

**લ.**—બહુ લોહી પડે જ નહિ ! છરીથી કાપ્યા પછી એક પાતળો

લુગડાંનો કકડો ઠંડા પાણીમાં પલાળીને તે જગ્યાએ બાંધી રાખવો જોઇએ. આમ કરવાથી લોહી પણ પડે નહિ, અને બાળકને દુઃખ પણ થાય નહિ. શરીર ઉપર કોઇ જગ્યાએ મોટા મસા જોવામાં આવે તો તેનું પણ આ પ્રમાણે જ કરી નાંખવું. મસા બહુ નાના હોય, અને સરળતાથી કપાય તેવા નહોય, તો તેને કાપવાની કાંઇ જરૂર નહિ.

વ.—મળદ્વાર (પૂંઠ) ની પરીક્ષા કરીને શું જોવાનું છે?

લ.—અરે બેન! એટલું પણ જાણતાં નથી? કોઈ કોઇ બાળકને મળદ્વાર મુદ્દલજ હોતું નથી.

વ.—શું કહો છો? ઠામુંકું મળદ્વારજ ન હોય? એમ હોય તો પછી શું કરવું?

લ.—નજદીકમાં કોઇ સારો હુશીયાર ડાક્ટર હોય તો તે બાળક તેને બતાવવું. અને તરત તેનો ઉપાય કરાવવો. જો એમ કરવામાં ન આવે તો બાળકને ઝાડો ન ઉતરી શકવાથી બાળક મરી જાય. કોઈ કોઇને આંખો બંધ હોય છે, એનો ઉપાય પણ ડાક્ટર કરી આપી શકે છે. દાઇયણ તો માત્ર આ બધું તપાસીને ડાક્ટરને કહી શકે, કેમ સમજ્યાં કે નહિ?

વ.—હા, તે બધું હું સારી પેઠે સમજી છું. હવે વધારે કહેવું પડશે નહિ. કાનનાં કાણામાં મોટા મસા ન હોય?

લ.—હા, કાનમાં પણ મોટા મસા હોય, તેમ હોય તો તેને પણ આંગળાની પેઠે કાપી નાંખવો જોઇએ. આજ તો બેન! ઘણો વખત થઈ ગયો છે. હું વધારે વાર બેસી શકીશ નહિ. હવે હું જાઉં છું. તમે પણ મારી બધી વિદ્યા લગભગ શીખી ગયાં છો.

વ.—તે વિદ્યા શીખી જવાને તો હજી ઘણી વાર છે,

લ.—હવે એક બીજું સાંભળી લ્યો. તમને એક વાત કહેતાં ભૂલી ગઇ છું. આ વાત તમને આગાઉથી કહેવી જોઇતી હતી.

વ.—કઇ વાત, બેન?

લ.—એવી કાંઇ ભારે વાત નથી. પ્રસવનો દિવસ પાસે આવે

ત્યારે પ્રસૂતાને એરંડીયાનો એક જુલાબ આપવાની ઘણી જરૂર છે. એ પણ તમને કહી દેવું જોઇએ.

વ.—ત્યારે તે પણ કહી દો. પ્રસવ થવાને કેટલા દિવસની વાર હોય ત્યારે જુલાબ આપવો?

લ.—આઠેક દિવસ બાકી હોય ત્યારે આપવો, એ ઠીક છે. આશરે દહાડા ગણીને જુલાબ આપવો. પછી બે દહાડા આગળ પાછળ થાય તેમાં અડચણ નથી.

વ.—એરંડીઉં કેટલું આપવું, અને કયા નિયમ પ્રમાણે આપવું તે જરા કહેશો?

લ.—કેમ ભૂલી ગયાં કે? એ તો બધું આગળ કહેલું છે. તે પ્રમાણે જ કરવાનું છે.

વ.—ઠીક. હવે યાદ આવ્યું. પણ એ વખતે જુલાબ આપવાની શી જરૂર છે?

લ.—પ્રસવ પહેલાં પેટ સાફ થયેલું હોય, તો પ્રસૂતા સહેજે પ્રસવ કરી શકે છે. ઘણી વખત મેં એમ પણ જોયું છે કે જુલાબ લાગ્યા પછી તરતજ વેણો આવવા માંડે છે, અને આમ થાય ત્યારે પ્રસૂતાને પ્રસવ કરતાં જરા પણ દુઃખ થતું નથી.

વ.—પુરે મહિને જ્યારે પ્રસવને વાર ન હોય ત્યારે જુલાબ આપવાથી આમ થયેલું તમે જોયું છે?

લ.—હા, એમ પણ થાય છે. મારે તમને સમજાવવાનું એટલુંજ છે કે પ્રસવના વખત પેહેલાં થોડેક દિવસે જુલાબ આપવાથી ઘણોજ ફાયદા છે. એ વાત તમારે હમેશાં યાદ રાખવી.

વ.—બહુ સારૂં. એ વાત હું બરાબર યાદ રાખીશ. પૂરે મહિને પ્રસૂતાને જુલાબ આપવામાં કાંઈ અડચણ તો નથી ના?

લ.—અડચણ શી! આ વખતે જુલાબ આપવાથી અડચણ કાંઈ છેજ નહિ. ઉલટો ઘણોજ ફાયદો છે. કાંઇ પણ કષ્ટાયા વિના

પ્રસુતા પ્રસવ કરે એવી ઇચ્છા હોય તો પ્રસવનો દિવસ નજીક આવે ત્યારે એક જુલાબ જરૂર આપવો, વધારે બીજું શું કહું?

વ.—હવે કાંઇ કહેવાનું નથી.

લ.—ત્યારે, હવે જાઉં?

વ.—હા, ભલે સુખેથી જાઓ. હું પણ જઇને કામકાજે વળગું.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### કાચી ઉમરનાં લગ્ન અને ગર્ભ ધારણની ખરાબી.

વ.—આવો, લક્ષ્મી બેન! આજ તો ઘણે દિવસે તમારાં પગલાં થયાં! હું તમારી વરસાદની પેઠે વાટ જોતી હતી. કંઇ બહુ કામમાં ગુંચવાયાં હતાં? કાંઇ નવા જુની કહો છો?

લ.—બેન, તમે જાણોજ છો ના, કે આજકાલ જણતર કરવાનું કામ ઘણુંજ વસમું થયું છે, જ્યાં જુવો ત્યાં ગર્ભસ્રાવ, કસુવાવડ અને વસમાણ! પાંશરેપાંશરૂ તો કોઇકજ નશીબદાર પ્રસુતામાં ઉતરે. વળી ગર્ભ રક્ષા સંબંધી રડાકુટાનું તો પૂછોજ મા!

વ.—કેમ, વળી એ રડાકુટા કયા? શું હજી એમાં કાંઇ કહેવા જાણવાનું બાકી રાખ્યું છે કે? ગર્ભ રક્ષાનાં ચિન્હો અને ગર્ભિણીનું જતન કરવાની કેટલીક જાણવા જેવી વાતો તો તમે મને સમજાવી છે. વળી કાંઇ હોય તો કહી નાખજો, બેન!

લ.—હું જે કાંઇ જાણું છું તે તમોને બતાવી દેવામાં જરા પણ કંજુસાઇ કરતી નથી. રડાકુટા તો એ કે, હમણાં હમણાં અજ્ઞાન અને નાદાન છોકરીઓ તથા છિછોરા અક્કલ વગરના જુવાનીઆઓ કશું સમજતાં હોતાં નથી. તેઓની મૂર્ખાઇથી ગર્ભની વાત જ ઘણી ઘોટાળા ભરેલી થઇ પડી છે, તો પછી પ્રસવ વખતની પીડા અને વસમાણનું તો પૂછવુંજ શું?

વ.—આમ ગોળગોળ બોલો તેમાં હું સમજું? વળી કાંઇ નવાજુની જોઇને આવ્યાં લાગો છો!

લ.—નવા જુની તો બીજી શી! માંડવીની પોળના પેલા હ-રીશંકર વ્યાસનું માણુસ દોડતું દોડતું તેડવા આવ્યું હતું તેથી ત્યાં ગઇ હતી. તેના દીકરાની વહુને પેડુમાં પીડ આવતી હશે. નાંવણ કેટલાક માસથી બંધ છે. પેડુ ફુલી ગયું છે અને તેથી તેઓ તો એમજ માની બેઠાં હતાં કે તેને દહાડા છે, પેટની પીડા વધવાથી મને બોલાવી હતી.

વ.—નાવણના ઘણા માસ ચડી જાય તો દહાડા રહ્યાની શંકા તો થાય જ તો!

લ.—શંકા થાય તેની કોણ ના પાડે છે?

વ.—પછી તમે શું તપાસ કર્યો?

લ.—ધૂળ! બલાય દહાડા નથી! છોકરીઓ કાચી ઉમરમાં સંસારમાં પડે છે તેની ખરાબીની શું વાત કહું. બેન! ઉગીને સમા થાય તેમને વળી દહાડા કેવા! તેઓ પોતેજ છોકરાં? છોકરાંને વળી છોકરાં કેવાં! દહાડા રહેવાને માટે તેઓ તથા તેમનાં શરીર લાયક છે કે નહિ, તેનું જ તેમને ક્યાં ભાન કે જ્ઞાન હોય છે?

વ.—તમે તો લાંબી વાતે ચડી જાઓ છો. હરીશંકર વ્યાસના છોકરાની વહુની ઉમર કેટલી છે?

લ.—કેટલી તે કેટલી? પુરાં ચાદ પણ નહિ! બારમે વરસેજ પહેલું નાવણ આવ્યું

વ.—પછ

લ.—પછી રડાકુટાજ તો! કાચી ઉમરમાં નાવણ આવ્યું, પછી પુછો છો શું, બેન?

વ.—સત્યાનાશની જ વાત તો! અરે, પીટયાં માબાપ એવડાં ઢીંગલાંને પરણાવતાં શા માટે હશે

લ.—જો આ વાત અજ્ઞાન માબાપો સમજતાં હોય તો પછી શું જોઇએ? તેઓ તો માત્ર લગ્નનો લાવો લેવા માટે જ છોકરાંને

પરણાવે છે, કાંઈ દીકરા કે દીકરીના સંસાર સુખ માટે પરણાવતાં નથી!

વ.—કાચી ઉમરમાં નાવણુ આવવાનું કાંઇ કારણુ હશે, બેન?

લ.—તેનું પણ કારણુ કેમ ન હોય? પ્રથમ તો કાચી ઉમર કોને કહેવી તેજ સમજવા જેવું છે.

વ.—ત્યારે તે તો તમારે મને કહેવુંજ પડશે.

લ.—સંસારમાં પડવાને, નાવણુ આવવાને, અને દહાડા રહેવાને કઈ ઉમર યોગ્ય છે, તેનો બધી છોકરીઓને માટે એક સરખો નિયમ બાંધી શકાય નહી; સામાન્ય નિયમ બંધાય.

વ.—ત્યારે તે સામાન્ય નિયમ જ કહોને, બેન!

લ.—બાળલગ્નની વાત તો હું કરતીજ નથી! તેનું તો કાળુંજ મોં! તે વિના પણુ અને ડાહ્યાંડમરાં કેળવાયલાં માણુસો પણુ સંસારમાં પડવાની યોગ્ય ઉમરનો કશો બેશ વિચાર કરતાં નથી. કેટલાક ઉમર ઉપર આધાર રાખે છે, પણુ માત્ર ઉમર જ કાંઇ પુરી જુવાનીનો પુરતો પુરાવો ન ગણાય.

વ.—એ તો વળી તમે નવાઈની વાત કહી. વળી ઉમર પુરાવો ન હોય ત્યારે બીજો શો પુરાવો હોય?

લ.—તે હું કહું છું. તમને તેનો ખુલાસો કરીશ ત્યારે તમને તેમાં કાંઇ પણુ નવાઇ લાગશે નહિ.

વ.—ત્યારે તો તે ખુલાસો ઝટ કરી નાખો; બેન!

લ.—બધાં માણુસોના શરીરનો બાંધો એક સરખો હોતો નથી અને બધાંનો બાંધો એક સરખો વધતો નથી. બધાં માણુસો સરખીજ ઉમરે પુરી જુવાનીમાં આવતાં નથી. દેશ, કાળ, હવાપાણી, ખોરાક અને સહવાસ પ્રમાણે તેમનાં શરીર વધવામાં તથા જુવાનીમાં આવવામાં ફેર પડે છે.

વ.—આ વાત જરાક ઠીક કરીને સમજાવો તો ઠીક.

લ.—ત્યારે ધ્યાન દઇને સાંભળો. ગરમ દેશોના લોકો કરતાં ઠંડા દેશોમાં લોકો મોટી ઉમરે જુવાનીમાં આવે છે. ગામડાના સાદા

લોકો કરતાં શહેરોના ખાધે પીધે શોખી અને સ્વચ્છંદી લોકોનાં છોકરાં વહેલાં વહેલાં પાકી જાય છે, અને સદાચારી તથા પવિત્રપણે રહેનારા લોકોના સહવાસમાં રહેનારાં છોકરાં કરતાં દુરાચારની અને સંસારની નિર્લજ વાતોમાં ઉછરનારાં છોકરાં વહેલાં વહેલાં વિકારવાળાં થાય છે. માટે ઉમર ઉપર આધાર રહી શકે કે ? હવે તો સમજ્યાંનાં?

વ.—આમ ફોલવાર પાડીને સમજાવો ને ન સમજુ તો પછી મારા કરમની વાત, બેન ! વારૂ, ત્યારે તો છોડીઓને બારમે વરસે કે તેરમે વરસે કે ચૌદમે વરસે પરણાવીને સંસારમાં નાખવી એવું ઉમર ઉપરથી તો નક્કી નજ કરવું. એમ ના ?

લ.—ના નહિજ ! આ વાત આપણે સમજતાં નથી તેમજ આપણે આટલાં બધાં દુઃખી દરદી છીએ.

વ.—ખરૂં કહો છો, બેન ! ત્યારે પરણવાનો અને સંસારમાં પડવાનો સમય શી રીતે નક્કી કરવો, તે કહો.

લ.—અમુક ઉમર થઇ એટલે છોડી પરણવાને કે સંસારમાં પડવાને કે ગર્ભ ધારણ કરવાને લાયક થઇ, એમ માનવું એ તો ભયંકરમાં ભયંકર છે. ઉમર સિવાય બીજું ખરેખરૂં તો એ જોવાનું છે કે છોડી કે છોકરાના સર્વ અવયવો પુરેપુરા ખીલ્યા છે કે નહિ. શરીરના અવયવોની પુરી ખીલવટ એજ પુખ્ત કે પરણવા લાયક ઉમર ગણાય. એક છોડીના સર્વ અવયવો ૧૪ કે ૧૫ વરસની ઉમરે ખીલી નીકળે અને બીજી છોડીના ૧૮ વરસની ઉમરે ખીલે, તો જેના અવયવ ૧૮ વરસની ઉમરે ખીલવાના છે તેને પણ ૧૪ કે ૧૫ વરસની કાચી ઉમરે પરણાવી સંસારમાં નાખવી, તે કેટલી મૂર્ખાઈ! વળી જુવાનીનો આરંભ દેખાય એટલે છોડી સંસાર યોગ થઇ એમ ગણવાનો ચાલ પડી ગયો છે, તે પણ ખોટુંજ છે. જુવાનીનાં ચિન્હો દેખાવા લાગે એટલે જુવાની આવી ગઈ ગણાયજ નહિ. આપણા દેશની છોડીઓને ૧૨-૧૩ વરસની ઉમરે જુવાનીનાં કેટલાંક ચિન્હો માલમ પડે છે એ વાત ખરી છે, પણ તે ઉપરથી તેના શરીરના બધા

અવયવો પુરા ખીલ્યા છે એમ ગણાયજ નહિ. જુવાનીનાં બીજાં ચિન્હો દેખાતાં હોય છે પણ તેજ સમયે શરીરનાં બધાં હાડકાં પુરેપુરાં વધેલાં હોતાં નથી. દાખલા તરીકે હાંસડીનું, ખભાનું અને બસ્તિ ( પેડુ ) નું હાડકું વધારે મોટી ઉમરે થયા પછીજ જોડાય છે, અને એજ હાડકાં બીજા બધા અવયવોનો આધાર છે. માટે જુવાનીનાં ચિન્હો દેખાવા માંડ્યા પછી પણ કેટલીક મુદ્દત સુધી એ ચિન્હોને ખીલવા દીધા પછીજ લગ્ન કરવાં જોઇએ. જો આ વાતો ધ્યાનમાં રાખ્યા વિના માત્ર ઉમરની ગણતરી ઉપરથીજ લગ્ન કરવામાં આવે તો કાચી ઉમરમાં લગ્ન થાય અને એવાં કાચાં લગ્નોના પરિણામે કાંતો ગર્ભાશયનાં દરદો થઇ ગર્ભ રહેજ નહિ, અથવા કાચી ઉમરે કાચો ગર્ભ રહે.

**વ.**—આ વાત સાંભળીને મારી તો અક્કલજ ગુમ થઈ ગઇ છે ! આજ તો તમે હદ કરી નાંખી, બેન ! અરે બેન લક્ષ્મી ! આપણા દેશની સ્ત્રીઓમાં આ બધું જ્ઞાન ક્યારે આવશે ?

**લ.**—અરે, પુરૂષોનો જ મોટો ભાગ મૂર્ખ છે, તો સ્ત્રીઓની વાત ક્યાં કરો ? પુરૂષોમાં અક્કલ હોય, તો તેઓ સ્ત્રીઓને અક્કલ આપે ના ! તેઓ પરણીને પશુ જેવી જીંદગી ગુજારે છે. અરે, પશુ પણ સારાં ! બેન, ખરૂં કહેવરાવો તો સ્ત્રીઓની જીંદગીને ખરાબ કરનારા પુરૂષો જ છે ! વધારે બોલતાં મને શરમ આવે છે, બેન !

**વ.**—તમારૂં કહેવું બોલેબોલ ખરૂં છે. વારૂ, હવે આપણે જે વાત કરતાં હતાં તે વાત પાછી કરીએ. કાચી ઉમર કોને કહેવી તે તો સમજાયું. હવે કાચી ઉમરમાં નાવણ આવવાનું કારણ કહેવાનું બાકી છે તે કહો.

**લ.**—જે કારણથી કાચી ઉમરમાં દહાડા રહે તે કારણથી કાચી ઉમરમાં નાવણ પણ આવે. નાવણ આવ્યા પછી જ ગર્ભ રહે, એવો સામાન્ય નિયમ છે, તે વાત તો હું તમને કહી ગઇ છું કે યાદ હશે.

વ.—હા, તે તો બરાબર યાદ છે.

લ.—ઓરત જાતને અટકાવ આવવો (નાવણ આવવું) અને ગર્ભ રહેવો એ બન્ને સ્વાભાવિક બનાવો છે. અટકાવ ન આવવો અને ગર્ભ નહીં રહેવો, એ અપવાદ છે. પણ તેની સાથે આટલું પણ સમજવું કે કાચો અટકાવ આવવો અને કાચો ગર્ભ રહેવો, એ દરદ છે અથવા દુરાચારનું પરિણામ છે.

વ.—કાચો અટકાવ અને કાચો ગર્ભ એટલે શું, અને તે બંને દરદ અથવા દુરાચારનાં પરિણામો છે તે શી રીતે, તે જરા એશ કરીને સમજાવો.

લ.—કાચી ઉમરમાં અટકાવ આવે તે કાચો અટકાવ. અને કાચી ઉમરમાં ગર્ભ રહે તે કાચો ગર્ભ. કાચી ઉમરની સમજણ તો મેં તમને હમણાંજ આપી છે, તે યાદ છે ના ?

વ.—હા. હવે કાચી ઉમરમાં અટકાવ આવવો અને ગર્ભ રહેવો તે દરદ અથવા દુરાચરણ શી રીતે, તે કહો.

લ.—જેટલાં આચરણ કુદરતના નિયમોથી ઉલટાં કરીએ તે દુરાચરણો ન કહેવાય તો શું કહેવાય ? અને દરદ તથા દુરાચરણ એકજ છે, કેમકે દરદો દુરાચરણોથી જ થાય છે.

વ.—ત્યારે શું કાચી ઉમરમાં અટકાવ આવે અથવા ગર્ભ રહે એ દરદ છે ?

લ.—એકવાર નહિ પણ સત્તરવાર ! દરદજ નહિ પણ દરદોનો દાદો !

વ.—અને વળી તે દુરાચરણ પણ કહેવાય ? એમાં દુરાચરણી કોણ તે જરા ખુલાસેથી કહો.

લ.—કહું, જરા ધ્યાન દઈને સાંભળો. સંસારમાં નર અને માદા એટલે પુરૂષ તથા સ્ત્રીનું જોડું બેશ ઉત્તમ બાળકોને પેદા કરવા માટે ઉત્પન્ન થયેલ છે, બચ્ચાં વિના વાંઝીયાં રહેવાને કે દુઃખી દરદી બાળકોને પેદા કરવાને માટે નહિ. આ સામાન્ય નિયમ. આ નિયમથી

ઉલટું થાય એટલે કાંતો બચ્ચાં મુદ્દલ થાય નહિ અથવા તો દુબળાં અને દરદીલાં બચ્ચાં પેદા થાય, તો તેમાં વાંક કુદરતનો કે આપણો? કુદરતની ઇચ્છા પ્રમાણે નહિ વરતતાં ઉલટી રીતે વરતીને દુબળાં અને દરદીલાં બાળકોને પેદા કરીએ, તેનું નામ દુરાચરણ. હવે દુરાચરણી કોણ તેનો ખુલાસો. જે કુદરતના સામાન્ય નિયમથી ઉલટા ચાલે તે સૌ દુરાચરણી. આવી રીતે ઉલટા ચલાવવામાં જે જે સામીલ કે મદદગાર હોય તે બધા દુરાચરણી.

વ.—કુદરતના નિયમથી ઉલટા ચાલવામાં સામીલ કે મદદગાર પણ દુરાચરણી, તે ન સમજાયું.

લ.—તે કહું છું, સાંભળો. આપણા દેશમાં છોકરા છોકરીઓનાં લગ્ન માબાપો કરે છે, અને તેઓ જો આ નિયમ ધ્યાનમાં નહિ રાખતાં કાચી ઉમરમાં લગ્ન કરે તો તેઓ આ દુરાચરણી કામનાં મદદગાર ખરાં કે નહિ?

વ.—હા, મદદગાર ખરાંજ. મદદગાર જ શા માટે? કાચી ઉમરના છોકરા છોડીઓ લગ્નની વાતમાં પુરૂં સમજતાં હોતાં નથી અને વળી તેઓ પરાધીન હોય છે, માટે માબાપો તો પુરેપુરાં જવાબદાર છે.

લ.—ત્યારે જો માબાપો પોતાના છોકરા છોકરીઓનાં લગ્ન કાચી ઉમરમાં કરે તો તેઓ દુરાચરણનાં અપરાધી ખરાં કે નહિ?

વ.—અપરાધી ખરાંજ તો!

લ.—હવે. માબાપોએ તો લગ્નનો લાવો લેવા કે ગમે તે મતલબથી છોકરા છોડીનાં લગ્ન કર્યાં, પણ પરણનારાંઓ પણ પરણેતર વિષે કશો વિચાર કરતાં નથી. તેઓ શરીરના ધર્મો અને તેનાં પરિણામોના પણ કશો વિચાર કરતાં નથી. તેઓ અંધેર અજ્ઞાનમાં પોતાની સંસારી જીંદગી શરૂ કરે છે અને એવા અજ્ઞાનથી નીપજેલાં દુઃખ દરદોને પણ તેઓ ભોગવે છે, જે આપણે નજરો નજર દેખીએ છીએ, અમારા જેવી દાયણોની અને ડાક્ટરોની દોડાદોડી તે વાતની

સાક્ષી આપે છે. આવાં અજ્ઞાન જોડાંઓને સંસારમાં નાંખવામાં સંસારની ખોટી રૂઢીઓ પણ જવાબદાર છે. તોપણ જુવાન સ્ત્રી પુરૂષોએ સંસારમાં પડીને આંધળી દોડ નહિ કરવી જોઇએ. આ બનાવમાં સ્ત્રીઓ કરતાં પુરૂષો વધારે ઠપકાને પાત્ર છે, કેમકે સંસારમાં પડતી વખતે ઘણાખરા દાખલામાં સ્ત્રીઓ કરતાં પુરૂષો મોટી ઉમરના હોય છે, એટલુંજ નહિ પણ સ્ત્રીઓ ઉપર તેઓ સમાનતાનોજ નહિ પણ શ્રેષ્ટતાનો દાવો કરે છે. આ કારણથી તો તેઓમાં કાંઇક વધારે સમજણ હોવી જોઇએ. પણ બહુ ખેદ સાથે કહેવું પડે છે કે સંસારની વાતોમાં પુરૂષો સ્ત્રીઓ કરતાં પણ વધારે અવિચારી અને વધારે મૂર્ખ બનતા હોય એમ જોવામાં આવે છે, માટે હું સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે દુરાચરણી અને વધારે અપરાધી ગણું છું. દુરાચરણી કોણ, તે હવે તમે સમજ્યાં ના ?

વ.—હા, બેન ! આજ તો તમે ઘણા દિવસની તમારા મનની દાઝ કાઢી લાગે છે ! પણ તમે જે કહો છો તે અક્ષરે અક્ષર ખરૂં છે. બેન લક્ષ્મી ! ધન્ય છે તમારી લાગણી માટે ! ધન્ય છે તમારી બુદ્ધિને માટે !

લ.—મારી લાગણી શું કામની ? તમારા લોકોને ક્યાં લાજ કે શરમ છે ? નહિ તો વળી લગ્ન કરીને સંસારમાં પડતાંજ નાવણના રડાકુટા શા ?

વ.—વારૂ, ત્યારે બેન ! તમે જોઇને આવ્યાં તે વહુને દાડા નથી તો બીજું કાંઇ દરદ છે ?

લ.—હવે તમે એટલું પણ ન સમજી શકો એવું હું માનતી નથી. દરદ નહિ તો બીજું શું ?

વ.—વળી ! અટકાવની મોકાણજ હશે તો !

લ.—મોકાણ તે જેવી તેવી નકર તેવી ! બારમે વરસે પહેલું નાવણ આવ્યું ત્યારથી જ કામ કથલ્યું ! કાચી ઉમર, અને નાદાન છોકરીનું તો તમે જાણો છો જ ના ! કેટલાક માસ સુધી નાવણના

રડાકુટા ચાલ્યા હશે અને પછી અટકાવ છેક બંધ થયો.

વ.—શાથી બંધ થયો હશે, બેન ?

લ.—એક વખત નાવણ આવી ગયા પછી તે બંધ થવાનાં ઘણાં કારણો છે.

વ.—તેમાંનાં મુખ્ય કારણો કહોને.

લ.—નાવણ આવ્યા પછી જે સ્ત્રીઓ પોતાના શરીરની દરકાર નથી કરતી તેમને અટકાવ બંધ થઇ જાય છે. શરદી લાગવી, વલમાં પડી રહેવું, અથવા બહુજ ઠંડા પાણીથી નહાવું, એ બધાં અટકાવ બંધ પડવાનાં કારણો છે. વળી નાવણના દિવસોમાં તાવ કે બીજું કાંઇ દરદ લાગુ પડે છે તો પણ અટકાવ બંધ થાય છે. મનની ચિંતાથી અને બહુ ખાટો તથા અજીર્ણકારક ખોરાક ખાવાથી પણ નાવણ દેખાતું બંધ થાય છે. આપણી સ્ત્રીઓ નાવણ સંબંધી કાંઈ પણ નિયમો જાણતી નથી અને તેથી તે નિયમો પાળતી પણ નથી, તે કારણથી ઘણીક સ્ત્રીઓને હરીશંકર ભટ્ટના દીકરાની વહુની પેઠે નાવણ ચડી જાય છે, અને પીડા થાય છે. હવે સમજ્યાં ?

વ.—હા, બરાબર સમજી. ત્યારે તમે તેને શું કહીને આવ્યાં ?

લ.—હું તેને કમરબુડ ગરમ પાણીમાં બેસાડવાનું કહીને આવી છું, તથા બીજા પણ યોગ્ય ઉપાયો કરવાની સૂચના કરીને આવી છું. તમને આ ઉપાયો હું એકવાર કહી ગઇ છું, યાદ છે ના ?

વ.—હા, યાદ છે.

---

## પ્રકરણ ૩૫ મું.

---

### વાંઝીયાપણું—તે વિષે સ્ત્રીઓનું અજ્ઞાન.

વ.—વારુ, અટકાવ બંધ થઇને પીડા થાય છે તથા અટકાવ વેળાએ તેથી વધારે આવીને ઘણું જ લોહી પડે છે તેનાં કારણો તથા તેના ઉપાયો તો તમે મને કહેલા છે, પણ મારા મનમાં એક વાત

ઘણા દહાડા થયા ગુંચવાયા કરે છે, તે એ કે, ઘણીખરી સ્ત્રીઓને છોકરાં થાય છે, ત્યારે થોડીક સ્ત્રીઓને છોકરાં નથી થતાં અને વાંઝણી રહે છે તેનું શું કારણ હશે ? લોકોમાં એમ પણ બોલાય છે કે સ્ત્રીઓ પોતાના નસીબમાં છોકરાં લખાવી આવે છે, તેથી નશીબમાં હોય એટલાં છોકરાં થાય છે અને એકે છોકરૂં નશીબમાં ન હોય તે સ્ત્રી વાંઝણી રહે છે. શું આ વાત ખરી હશે કે ?

લ.—તમે ઠીક વાત પૂછી. બેન ! અજ્ઞાને બૈરાંઓના બોલવાની વાત તો જવાદોને ! લોકો જે બોલે છે તેનો તેઓ વિચાર જ કેદી કરે છે ? નશીબની વાત ખરી છે એમ માનીએ તો તે નશીબ પણ કર્માધીન છે. આપણા કર્મ પ્રમાણે નશીબ બંધાય છે. પાછલા ભવનાં કર્મ પ્રમાણે આ ભવનું નશીબ બંધાણું અને આ ભવમાં જેવું કર્મ કર્યુ તેવું આવતા ભવ માટે નશીબ બંધાવાનું છે. આપણાં કર્મ વડે આપણું પોતાનું જ નહિ પણ આપણા બાળકોનું નશીબ પણ આપણેજ બાંધીએ છીએ. આપણાં કર્મ જ નશીબને બાંધે છે, કાંઈ નશીબ કર્મને કરતાં નથી. સમજ્યાં કે નહિ "જેવું વાવીએ તેવું લણીએ" એ કહેવત તમે સાંભળી તો હશે જ.

વ.—હા. એ કહેવત સાંભળી છે તો ઘણીવાર.

લ.—સાંભળી તેમાં શું દાડો વળ્યો ! તમે લોકો બોલો છો તેનો પુરો અર્થ પણ સમજતાં નથી ? ખેતરમાં બાજરી વાવે છે તે ખેતરને ખેડી ખાતર પુરીને બેશ સારૂં કરે છે અને બી માટે બાજરીના કણ પણ બેશ સારા ભરેલા શોધીને ખેતરમાં રોપે છે. જો ખેતર બરાબર ખેડીને જમીન સુંવાળી પોચી ન કરી હોય તેમજ બી સડેલું કે નબળું વાવ્યું હોય તો કાંતો બાજરી ઉગતીજ નથી અને કદિ ઉગે છે તો વધતીજ નથી. આ વાત જાણો છો કે નહિ ?

વ.—હા, એ વાત તો ખરી છે; એટલા માટેજ મોલ સારો ઉગાડવાને ખેડુતો પોતાના ખેતરને પ્રથમ ખેડીને બેશ બનાવે છે અને પછી તેમાં સારૂં બી શોધીને વાવે છે.

લ.—પણ તમે તમારી પોતાનીજ એ વાતને ક્યાં સમજો છો ?

વ.—નથી સમજતાં તેથીજ દુઃખ પામીએ છીએ ના !

લ.—બાજરી ઉગાડવા માટે ખેતર ખેડવું, ખાતર પુરવું, પાણી પાવું, અને સારામાં સારૂં બી શોધીને વાવવું, અને આપણાં પોતાનાં બી તથા ફરજંન માટે જરાએ દરકાર કે તજવીજ ન રાખવી ! એવી તમ લોકોની મૂર્ખતા જોઇને મારૂં અંતઃકરણ રોજ બળ્યા કરે છે !

વ.—ખરૂં કહો છો, બાઈ. અમારી મૂર્ખતાનો કાંઇ પાર નથી. ઝાડ તથા ઢોરોનો કેડવા[1] ઉછેરવાની જેટલી કાળજી રાખીએ છીએ એટલી કાળજી પણ પોતાના બાળ બચ્ચાંનો કેડવા કેવી રીતે સુધારવો તેની અમો કશી તજવીજ રાખતાં નથી. અને તેથી ઘણાં માણસોને નબળાં અને રોગી દેખીએ છીએ.

લ.—અને એજ બેદરકારીથી આપણી સ્ત્રીઓ વાંઝણી પણ રહે છે. બચ્ચાં થઇને રોગી થવાં અથવા તરત મરી જવાં, અથવા બચ્ચાં મુદલ ન થવાં, એ વાતોમાં કાંઇ ઝાઝો તફાવત નથી. જમીન સારી ન હોય અને બી સડેલ હોય તો એમાંના એક કારણથી કે બંને કારણોથી બી જમીનમાં ઉગતું નથી, ઉગે છે તો વધતું નથી અને અધવચથીજ સુકાઈ જાય છે. માણસોને માટે પણ કુદરતનો એજ નિયમ છે. કેમ, મારૂં કહેવું તો સમજો છો ના ?

વ.—હા, કેમ ન સમજું ? બોથડ બાઇડી હોય તેજ આ વાત ન સમજી શકે. હું તમારા બોલવાનો ભાવાર્થ બરાબર સમજી ગઇ છું. ચોખે ચોખું એમજ કહી નાખોને કે કે સ્ત્રી પુરૂષ બેમાંથી એકેમાં કાંઇ રોગરાઇ કે ખોડખાંપણ ન જોઇએ.

લ.—રંગ છે, બેન, તમારી બુદ્ધિને ! હું એક બોલ બોલું છું કે તમે બધું સમજી જાઓ છો ! સ્ત્રી પુરૂષ બેમાંથી કોઇમાં કાંઈ ખોડખાંપણ કે રોગ હોય તો ગર્ભ રહી શકે નહિ, અથવા રહિ રહે તો

---

૧. કેડવા એટલે વંશ—કુલાન.

મચે નહિ. કાંઈ બાળક નશીબથી અમથુંજ થઇ જતું નથી. મા અને બાપ એ વિના ક્યાંઈ બાળકની ઉત્પત્તિ સાંભળી છે ?

વ.—નારે બેન ! એમ તે થતું હશે કે ?

લ.—ત્યારે બાળક ન થાય તેનો દોષ નશીબને દેવો તે તો મૂર્ખાઇ કે બીજું કાંઇ ?

વ.—મૂર્ખાઇ નહિ તો બીજું શું ? અમારા લોકોની મૂર્ખાઇનો તે શી વાત કરવી, બેન! બાળક ન થાય તો અમારા લોકો બાળક માટે બાધા માનતા લે છે, મંત્રજંત્ર જપાવે છે અને જોશી જતીઓની પાછળ ઘણાંએ ફાંફાં મારે છે !

લ.—પણ તેમ કરવાથી બાળક આવ્યાની વાત કયાંય સાંભળી છે ?

વ.—એમ બાળક આવતાં હોય ત્યારે પછી જોઇએ શું ? પેલા મફતની બાઈડીએ છોકરાં માટે બાધા માનતા અને ભુવાભવાઇ પાછળ ઘણોએ પૈસો ખરાબ કર્યો. અંતે તમારી સલાહ લીધી અને ખરા ઉપાયો થયા ત્યારે દાડા રહ્યા, એ વાત મને યાદ છે.

લ.—એવી ઘણીક સ્ત્રીઓને હું ઠેકાણે લાવી છું.

વ.—ત્યારે છોકરાં માટે બાધા માનતા રાખવી તે તો ફોકટ જ ના ?

લ.—ફોકટ તે વળી એકવાર ?

વ.—પણ ત્યારે કોઇ કોઇવાર સાંભળીએ છીએ કે ફલાણીને છોકરાં થતાં નહોતાં તેથી તેણે મીરાં દાતારની માનતા લીધી અને તેને ઓરિ જઇ આવી; તે પછી દાડા રહ્યા ને છોકરો પણ આવ્યો.

લ.—આવી વાતો ઘણી ચાલે છે, પણ તેનો પુરો તપાસ કરો તો માલમ પડે કે એવી એવી માનતાઓ સાથે વૈદ ડાક્ટરના ઉપાય પણ ચાલુ જ હોય, અને તેમાંથી વળી કોઇ ઉપાય કોઇને લાગુ પડી ગયો, પછી માનતાનો મહિમા તો તમે જાણો છોજ ના !

વ.—ઉપાય લાગુ પડી ગયો એટલે ? તે ઉપાય ક્યો ?

લ.—કોઇ બાપડી બીને મોટી ઉમ્મર થયા છતાં છોકરાં નથી

થતાં ત્યારે તે ઘણાં ફાંફાં મારે છે. કાંઈ એકજ વાત ઉપર તેનો વિશ્વાસ બેસતો નથી. બાધા માનતા ઉપરાંત વૈદવારાં પણ ચાલતાંજ હોય છે. આ વૈદવારાંમા ફકીર બાવાઓ અને ઢોંગી ધુતારા જડી-બુટીઓ નામે પડીકાં આપીને તે ભોળી સ્ત્રીને ધુતી જાય છે. પણ તેમાં વખતે સારા ડાકટરની કે સારા વૈદની સલાહ તથા સારો ઉપાય પણ મળી જાય છે.

વ.—તે સારો ઉપાય તે કેવો ?

લ.—તમને આગળ કહી ગઈ હું કે પુરૂષના કે સ્ત્રીના રોગથી પણ ઘણે ભાગે સ્ત્રીના રોગ કે ખોડખામીથી છોકરાં થતાં નથી. આમાં જો જન્મથીજ કાંઈ ખામી હોય તો તેના ઉપાયની વાત અલગ રહી, પણ તેવી જન્મ ખોડ કાંઇ ન હોય છતાં પોતાની ભુલોથી પછીથી રોગ થઇને સ્ત્રીનું ગર્ભસ્થાન બગડે તો તે દરદ બેશ ઉપાયોથી સારૂં થઈ શકે અને દહાડા પણ રહે. કોઇ સ્ત્રીને ઉપાય લાગુ પડી જાય એમ મેં કહ્યું તે આ ઉપાય. સમજ્યાં કે નહિ ? બાધા માનતાઓ અને ઢોંગી ધુતારાઓની જડીબુટીથી કાંઇ વળતું નથી, ઉલટી પૈસાની અને શરીરની ખરાબી થાય છે.

વ.—આ તમારી વાત તો સાવ સાચી ખરી. પણ તમે કહો છો તેમ સ્ત્રીઓ અજ્ઞાન છે તેથી તેઓને ખરો રસ્તોજ સુજતો નથી.

લ.—અજ્ઞાન છે તો તેમને ખરી વાતથી જાણીતી કરવી એ પુરૂષોનું કામ છે.

વ.—અરે બેન ! અમારા પુરૂષોમાં પણ ઘણા ખરા આવી વાતોથી અજ્ઞાન છે. તેઓમાં પણ શી સમજણ બળી છે ? તેઓ આવી વાતોમાં ઝાઝુ ધ્યાન પણ ક્યાં આપે છે ? તેઓ તો રળવામાંજ સમજ્યા છે, નહિ તો અમારા આવા હાલ કેમ હોય ?

લ.—તો પછી તમારી અજ્ઞાનતા અને બેદરકારીનું દુઃખ તમે ભોગવો. એમાં ઇશ્વર શું કરે અને નશીબ શું કરે ?

વ.—તે તો ભોગવીએજ છીએ ના ! પણ વારુ, સ્ત્રીઓને

દહાડા ન ચડે તેમાં તો સ્ત્રીઓનુંજ કારણ હોય છે ના ? કે પુરૂષોનું કારણ પણ ખરૂં ?

લ.—ઠીક પુછ્યું ? દેખીતાં કારણો અને ખામીઓ તો સ્ત્રીઓમાંજ હોય છે, પણ બધાંનું મૂળ સ્ત્રીઓના પોતાનાજ અજ્ઞાનનું હોય એમ કાંઈ નથી. સ્ત્રીઓની આ ખોટ ખામીઓ કે રોગને માટે તેમના સ્વામીઓ પણ જવાબદાર હોય છે, એટલુંજ નહિ પણ સ્ત્રીઓનાં આવાં દરદો અને દોષો માબાપો પાસેથી વારસામાં પણ મળેલાં હોય છે; એટલે ઓધ્ધે પણ ઉતરેલ હોય છે. કેમ, હું કહું છું તે સમજ્યાં કે નહિ ?

વ.—સમજી તો ખરી, તો પણ જરા ઠીક કરીને સમજાવો.

લ.—સ્ત્રીને દહાડા રહેતા નથી તેમાં સ્ત્રીની પોતાની અજ્ઞાનતાનું પણ કારણ હોય છે, એ વાત તો સમજ્યાં કે ના ?

વ.—હા, તે તો બરાબર સમજી છું.

લ.—સમજ્યાં છો તો કહી દેખાડો જોઉં!

વ.—ખાવા પીવાના અને બીજા અનાચારથી ગર્ભાશય વિકાર પામે છે. ગર્ભસ્થાનમાં વાયુ, ગરમી કે ચરબી ભરાય છે, અથવા કાંઇ અંદરનાં ગુહ્ય દરદો થાય છે, જે દરદો ગર્ભ રહેવા દેતાં નથી. એજ કે બીજું કાંઈ?

લ.—બરાબર, ઠીક સમજ્યાં છો. કેટલીક સ્ત્રીઓને જન્મથી કુદરતી ખોડખાંપણ હોય છે.

વ.—જન્મથી કુદરતી ખોડખાંપણ હોય તેમાં બિચારી સ્ત્રી શું કરે ? અને માબાપે શું કરે ?

લ.—એમ કેમ બોલો છો ? સ્ત્રીનો તો તેમાં કાંઈ વાંક નહી, પણ એવી ખોડખાંપણવાળી સ્ત્રીને જન્મ આપનાર માબાપનો વાંક તો ખરોજ તો !

વ.—સત્યાનાશનીજ પાટી તો ! આ તો તમે બધા વાંકનો ટોપલો માબાપો ઉપર જ મૂકવા માંડ્યો !

લ.—તે કાંઈ ખોટા મૂક્યો? હું શું મુકીશ? કુદરત જ બતાવે છે કે તે બધો વાંક માબાપોના અજ્ઞાનનો છે.

વ.—ત્યારે બેન, તે વાત જરા ઠીક સમજાય તેમ કરો.

લ.—સો વાતે એક વાત! ટુંકામાંજ સમજોને! જુવો. ઘણાંક દરદો વારસામાં ઉતરે છે તે વાત તો ખરી કે નહિ?

વ.—હા, તે તો ખરી વાત.

લ.—વારૂ, જમીનનો કસ ઓછો થઈ જાય, અને તેથી તેમાં પાક ઓછો ઉતરે, અને દાડે દાડે જમીન રસકસ વિનાની થાય, એ વાત તમે માનો છો કે નહિ?

વ.—હા, એમ તો સાંભળીએ છીએ કે જો જમીનની સંભાળ ન રહે, ખાતર ન પુરાય અને બરાબર ખેડાય નહિ તો જમીનમાંથી કસ ઓછો થાય.

લ.—વારૂ ઠીક; સડેલું બી વાવીએ તો પાક પણ સડેલો ઉતરે અથવા ન પણ ઉગે, એ વાત ખરી કે નહિ? એકવાર તે વાત હું કહી પણ ગઈ છું.

વ.—હા, તે વાત પણ ખોટી નહિ.

લ.—હવે બીજું આપણા લોકોમાં એમ તો બોલાય છે ના કે દાડે દાડે દેશની પ્રજા નબળી થતી જાય છે, અને બળબુદ્ધિ તથા કદમાં પણ હીણી પડતી જાય છે.

વ.—હા, એમ પણ વારંવાર બોલાય છે.

લ.—બોલાય છે શું, એમજ બને છે!

વ.—આ તો તમે કોર્ટના વકીલની પેઠે પૂછી પૂછીને મને બાંધવા માંડી! મારી કબુલત લેવા માંડી!

લ.—કબુલત ખોટી હોય તો કેજો. વારૂ, ઘણીક જમીન ખારી કે મોળી પડી જાય છે અને તેમાં કાંઈ ઉગતું નથી, એ વાત પણ સાંભળી છે ના?

વ.—હા, તેમ પણ દેખીએ છીએ.

લ.—વારુ, હવે છેલ્લું એમ પણ પૂછું છું કે એવી ખરાબ જમીન ખાતર વગેરેથી પાછી સુધારવામાં આવે તો સુધરી શકે કે નહિ? અને તેમાં અનાજ કે ઝાડ ઉગી શકે કે નહિ?

વ.—તેની પણ કેમ ના પાડી શકાય?

લ.—ત્યારે હવે સમજેની, કે જેમ જમીન કાળે કરીને બગડતી જાય છે, કસ વિનાની થતી જાય છે અને છેવટ વાંઝણી પણ થાય છે ( વાવવાથી કાંઇ ઉગતું નથી ) તેમ આપણી ઓલાદ પણ બળ-બુદ્ધિ તથા શરીરે હીણી પડતી જાય છે, અને તે કાંઇ એક પેઢીમાં બની જતું નથી, પણ પેઢી દરપેઢી આ બગાડો વધતો આવે.

વ.—તમે કહો છો તેમ થવા સંભવ છે ખરો; અને જુનાં વૃદ્ધ માણસો કરતાં હાલનાં નવાં માણસોનાં શરીર તકલાદી બનતાં જાય છે, એ વાત તો ખુલ્લીજ દેખાય છે.

લ.—આ બધું શાથી થાય છે તે તો સમજો છો નાં?

વ.—હા. આપણે આપણા ખાવા પીવામાં, સંસારના રીત રીવાજોમાં આચરણોમાં દહાડે દહાડે ઉતરતા ગયા, તેથી આપણાં શરીર નબળાં પડતાં ગયાં, રોગ વધતા ગયા અને આપણી ઓલાદ પણ નબળી તથા રોગી થતી ગઈ, એમજ કે બીજું?

લ.—શાબાશ બેન, આપણા સંસારનાં બધાં બૈરાં તમારા જેવાં સમજુ હોય તો પછી શું જોઇએ?

વ.—તે બધી સમજ આપનાર તમેજ છો ના! વારુ, એ તો ઠીક. પણ ઓલાદ નબળી અને રોગી થતી જાય તેથી વાંઝીયાપણું વધે, એમ શું તમે કહેવા ધારો છો?

લ.—મારા મનની વાત તમે આગળથીજ સમજી જાઓ છો, એજ તમારી બુદ્ધિની બલિહારી, બેન! હા, હું હવે એજ વાત કહેવા જતી હતી. મેં તમને એક વાર કહ્યું છે કે, ગર્ભસ્રાવ થાય, અથવા બાળકો રોગી આવે, અથવા આવીને તરત મરી જાય, એ પણ એક પ્રકારનું વાંઝીયાપણુંજ છે, અને એવાં બૈરાંઓ આપણા

દેશમાં અસંખ્ય જોવામાં આવે છે. રોગી છોકરૂં આવે તે તો છતે છોકરે ન છોકરાં જેવું જ કે બીજું કાંઇ? તેના કરતાં તો સાવ છોકરાં ન થાય તે વધારે સારૂં. દેખવું નહી ને દાઝવું પણ નહિ !

વ.—તમારા બોલ મારે ગળે બરાબર ઉતરી જાય છે !

લ.—તમારા લોક પ્રથમથી આ બધો કશો વિચાર કરતા નથી, અને પછી છોકરાં મરી જાય છે એટલે માથે ઓઢીને પોક મૂકે છે, અને નાહક રડારોળ અને કલ્પાંત કરી મૂકે છે.

વ.—બાઇ, એ તો બધી મુર્ખાઈ છે. કાંઇ એમ કરવાથી છોકરાં બચે છે! સ્ત્રીઓને દહાડા રહેતા નથી તેને માટે પણ તેઓ રાતદી રોકલ્પાંત કર્યા કરે અને જ્યાં ત્યાં આંસુ ઝેર્યા કરે, તેમાં શું દહાડો વળે?

લ.—દહાડો તે શેનો વળે? રોકકળ કરવાથી કે મેં પ્રથમ કહ્યું તેવા અવળા ઉપાયોથી દહાડા રહે ત્યારે તો ઇશ્વરની આ સૃષ્ટિનો બધો કાયદોજ ખોટો પડે ના! પણ તે કદિ ખોટો પડેજ નહિ. આપણી જે મૂર્ખાઇઓથી અને ભૂલોથી ગર્ભસ્ત્રાવ થાય, અથવા છોકરાં રોગી અવતરે અને ટુંકી જીંદગી ભોગવે, એજ મૂર્ખાઇઓ અને ભૂલોથી સ્ત્રીઓને દહાડાની અટકાયત થાય. હવે બધું બરાબર સમજ્યાંના!

વ.—હા બેન, તમે આટલી બધી માથાફોડ કરીને મને સમજાવો છો ને ન સમજું તો પછી મારૂં નશીબ !

## પ્રકરણ ૨૬ મું.

### સ્ત્રીઓને દહાડા નથી રહેતા તેનાં કારણો.

વ.—વારૂ, બેન, સ્ત્રીઓને છોકરાં નથી થતાં તે સંબંધી તમે મને ઘણી સારી સમજણ આપી, અને હવે હું આ વાતની બધી સ્ત્રીઓને સમજણ આપતી રહીશ. પણ સ્ત્રીના ગર્ભસ્થાનમાં એવો તો શું ફેરફાર કે વિકાર થતો હશે કે જેથી દહાડા રહેજ નહિ.

લ.—વાહ! મજાની વાત પુછી. પણ આ વાત સ્ત્રીના ગર્ભસ્થાનના અવયવોની રચના જાણ્યા વિના બેશ સમજાય નહિ. તો પણ હું તમને તેની ટુંકામાં સમજણ પાડી દઇશ.

વ.—સ્ત્રીને દહાડા ન રહે તેમાં વળી ગર્ભસ્થાનની રચના જાણવાની શી જરૂર?

લ.—શી જરૂર, તે કહું છું. સ્ત્રીને દહાડા ન રહે તો કાંતો ગર્ભસ્થાનમાં કાંઇ જન્મની ખોડખાપણ હોય, અને ખોડખાપણ ન હોય છતાં ગર્ભ ન રહે તો અટકાવ સંબંધી કાંઇ રોગબોગ હોય. આ બેમાંથી એક કારણ હોય તોજ દહાડાની અટકાયત થાય.

વ.—ઓ મા! વળી ગર્ભસ્થાનમાં ખોડખાપણ પણ હોય ખરી કે?

લ.—ન હોય તો બીજું શું? ઘણીક સ્ત્રીઓને આ કારણથી ગર્ભ રહેતો નથી.

વ.—ત્યારે એવી ખોડખાપણને લીધે દહાડા ન ચડે, ત્યારે તો તેને માટે ખાવા પીવાની દવાના ઉપાયો પણ નકામાજ!

લ.—નકામા નહિ તો બીજું શું? પણ આ વાતનો પુરો તપાસ કર્યા વિના ઘણા લોકો દવાઓ કરાવી કરાવીને પૈસાની તથા શરીરની પાયમાલી કરે છે. દહાડા નહીં રહેવાનું કારણ બીજું હોય છે અને ઉપાયો બીજા થાય છે.

વ.—આ તો પુરી ફજેતીજ તો!

લ.—ફજેતી એકવાર નહીં પણ સાતવાર?

વ.—અરે હા! ઠીક યાદ આવ્યું. આપણા ગામના પેલા દેશાઇભાઈ પાટીદારની વહુને દહાડા ચડતા નહોતા. ઘણાં વરસ સુધી દવાદારૂ પછવાડે અને બાધામાનતા પછવાડે ફાંફાં માર્યા પણ કાંઇ વળ્યું નહિ. પછી કોઇએ સલાહ આપી કે આપણા ગામમાં હમણાં વિલાયતથી શીખીને એક પારસણ બાઇ આવી છે, તેની પાસે તેડી જાઓ, તો તે બધો તપાસ કરીને જે હશે તે કહેશે. પછી તેને ત્યાં તેડી ગયાં. તે બાઇએ કાંઈ યંત્રબંત્ર મુકીને તપાસી આડો કાંઇ

પડદોબડદો છે એમ કહ્યું; અને પછી તે બાઇના ધણીની મરજીથી તે પડદો કપાવી નાંખ્યો અને પછી કહે છે કે તેને દહાડા પણ ચડે છે.

લ.—હા. એવી એવી ઘણી જન્મ ખોડોથી દહાડા રહેવામાં અટકાયત થાય છે, અને તેમાંથી કેટલીક જન્મ ખોડ સુધરી પણ શકે છે.

વ.—ત્યારે તો દહાડા નહિ રહેવાનાં જેટલાં કારણો હોય તે બધાં ધ્યાનમાં રાખ્યાં હોય તો ઠીક.

લ.—હાસ્તો ! દરેક સ્ત્રીએ આ વિષે થોડી થોડી વાત તો જાણવીજ જોઇએ.

વ.—તમને ઘેર જવાની ઉતાવળ તો હશે, બેન ! પણ ભેગા-ભેગું એ કારણો પણ કહેતાં જાઓને. ટુંકામાંજ કહેશો તો બસ છે.

લ.—તમે જે પુછો છો તે તમને કહેતાં મને ઘણી હોંસ વધે છે, કેમકે તમે મારૂં કહેવું જલદી સમજી જાઓ છો. સ્ત્રીઓને દહાડા નથી રહેતા તેનાં ઘણાં કારણો છે. એ કારણોના મુખ્ય બે પ્રકાર છે.

વ.—પ્રથમ તો તે બે મુખ્ય પ્રકારો કહો.

લ.—કહું છું, સાંભળો. પહેલું મુખ્ય કારણ જન્મ સાથેની ખોડખાપણો. આવી ખોડો ઘણી છે, તે પણ હું તમને પછી કહીશ. બીજું મુખ્ય કારણ જન્મ પછી ગર્ભસ્થાનમાં થનારા વિકારો—રોગભોગ.

વ.—વાહ ! આ તો બેશ સમજાય એવી વાત કરી. હેં બેન ! તમે આ બધું ક્યાં શીખ્યાં હતાં ?

લ.—અમને દાયણોને આ બધી વાતોનું જ્ઞાન આપવામાં આવે છે. જો તે વાતો ન જાણતાં હોઇએ તો અમે અમારૂં કામ શી રીતે કરી શકીએ ? અમારા ડાક્ટર સાહેબ પાસેથી ઘણુંક તો હું શીખી છું.

વ.—પણ ગર્ભસ્થાનના અંદરના ભાગોની રચના તો કાંઇ ડાક્ટર સાહેબ પાસેથી નહિ જ શીખ્યાં હો ! પુરૂષો પાસે એવું શીખતાં આપણને શરમ ન લાગે ?

લ.—હા, આપણા દેશમાં ચાલ નથી તેથી અપણને ઘણી શરમ આવે, એ વાત ખરી છે. વિલાયતમાં એ જ્ઞાનને માટે કાંઈ

શરમ ગણવામાં આવતી નથી. શરીરના સર્વે અવયવો ઇશ્વરે બનાવ્યા છે, તો પછી અમુક અવયવોમાં શરમ નહી અને અમુકમાં શરમ, એ તો આપણા મનની ટેવનું કારણ છે. જે દેશોમાં એ બાબતની શરમ નથી ગણવામાં આવી તે દેશોમાં કાંઇપણ વિકાર વિના પુરૂષ ડાક્ટરો અને સ્ત્રી ડાક્ટરો સાથે મળીને શીખે કરે છે અને ઉપાયો પણ સાથે મળીને કરે છે.

વ.—પણ બનતાં સુધી સ્ત્રીઓના આવા ઉપાયો સ્ત્રી ડૉક્ટરો દ્વા । કરે તે વધારે ઠીક કે નહિ ?

।.—હા, તે તમારૂં કહેવું ખરૂં છે. એટલા માટેજ આ દેશમાં સરકા સ્ત્રીઓને એ કામ શીખવવા માંડ્યું છે. કેમકે આપણા દેશમાં જણતરના કામ માટે પુરૂષ ડાક્ટરો નકામા જેવા છે. જ્યાં જીવના જોખમની વાત આવે ત્યાં પણ આ દેશના ઘણા લોકો પુરૂષ ડાક્ટરોની મદદ લેવાની ના પાડે છે.

વ.—વારૂ, ત્યારે તમે આ બધું કોની પાસેથી શીખ્યાં ?

લ.—સ્ત્રીઓના ગુપ્ત ભાગોની રચના વગેરેની સર્વે માહિતી મેં મુંબઇની જે. જે. હોસ્પીટલની લેડી ડાક્ટર પાસેથી મેળવી હતી. હું ભલી મડમ સાહેબ પાસે નર્સનું કામ કરવા રહી હતી. તેઓ મને આ બધું બહુજ માયાળુપણે શીખવતાં હતાં. તેની પાસે વંધ્યા ( વાંઝણી ) સ્ત્રીઓના તેમજ નષ્ટગર્ભાઓના પણ ઘણા કેસો આવતાં હતા અને હું તેમની પાસે મદદગાર હોવાથી સર્વે સ્ત્રીઓના દવાઓના તેમજ કાપકુપના ઉપાયો કરતી વખત તેઓ મને પાસે રાખતાં હતાં એટલુંજ નહિ પણ તે બધું કામ મને બતાવી બતાવીને તથા શીખવીને કરતાં હતાં.

વ.—વાહ, ત્યારે તો તે મડમ સાહેબ ઘણાંજ ભલાં હશે !

લ.—એની ભલાઇનાં હું શું વખાણ કરૂં ? આપણા દેશની હળદરને ગાંઠીએ બનેલી સૂયાણીઓ જેવી એ ન હોય !

વ.—વારૂ, બેન ! તમે વંધ્યા અને નષ્ટગર્ભાની ઉપર વાત

કરી તે વળી શું ? વંધ્યા એટલે શું અને નષ્ટગર્ભા એટલે શું ?

લ.—તે વાત હું ઇસારતે તમને કહી ગઇ છું. સાધારણ રીતે જે સ્ત્રીને મુદલ છોકરાં થતાં નથી-પ્રથમથીજ દહાડો ચડતો નથી તે તે સ્ત્રી વંધ્યા એટલે વાંઝણી કહેવાય. અને જે સ્ત્રીને ગર્ભ રહે પણ તે ગર્ભનો સ્રાવ થઇ જાય અને છોકરાં જીવે નહિ તે સ્ત્રી નષ્ટ-ગર્ભા કહેવાય.

વ.—વારૂ, તે તો મને કહ્યું જ છે. બે મુખ્ય કારણો હમણાં તમે કહ્યાં, તેમાં પહેલું કારણ તે વંધ્યાનું અને બીજું કારણ તે નષ્ટગર્ભાનું, એમજ કે નહિ ? એમજ કહોને કે છોકરાં મુદલ ન થાય તે વંધ્યા, અને છોકરાં થાય પણ જીવે નહિ તે નષ્ટગર્ભા.

લ.—ધન્ય છે તમારી બુદ્ધિને, બાઇ, થોડું કહ્યું તેમાં બધું સમજી ગયાં; વંધ્યા અને નષ્ટગર્ભા એ બે પ્રકારની સ્ત્રીઓનો અર્થ તમે જે સમજ્યાં છો તેવોજ છે.

વ.—વારૂ, તે બધું ઠીક. હવે સ્ત્રી વંધ્યા એટલે વાંઝણી રહે-વાનાં અને નષ્ટગર્ભા એટલે છોકરાં જીવે નહિ તેનાં જેટલે જેટલાં કારણો હોય તે બધાં ટુંકામાં કહી જાઓ. તમને મોડું થાય છે, અને મારે પણ ઘરમાં હજી ઘણું કામ પડ્યું છે.

લ—કહું સાંભળો. પહેલું કારણ (૧) જનન અવયવોની અપૂ-ર્ણતા. જનન એટલે જણવાના અવયવો અથવા ગર્ભસ્થાન, અને તેને લગતા અવયવો. સમજ્યાં ના ?

વ.—તે તો સમજી, પણ તે અપૂર્ણતા કેવી રીતે, તે જરા કહો.

લ.—જુવો, કોઈ કોઇ સ્ત્રીને ગર્ભાશયજ બીલકુલ હોતું નથી. અને કોઇને હોય છે તો તે બહુજ ઝીણું હોય છે; મોટી પુખ્ત ઉમરે આવ્યા છતાં અને બીજા બધા અવયવો ખીલ્યા છતાં ગર્ભાશય બાળ-કના જેવુંજ નાનું રહે તે, અને એવા અપૂર્ણ ગર્ભાશયમાં ગર્ભ રહી શકતો નથી. વળી ગર્ભાશય ન હોય તેની સાથે ગર્ભઅંડ[1] પણ હોતા

[1] ગર્ભઅંડ—ઓવરી ( ovary ) સ્ત્રીના ગર્ભસ્થાનની ડાબી જમણી એ બાજુએ બે અંડાકરના ભાગને ગર્ભઅંડ કહે છે.

નથી. વળી પ્રસવદ્વારનો માર્ગ બંધ હોય છે. ઘણું કરીને જે સ્ત્રીને ગર્ભઅંડ હોતાં નથી તે સ્ત્રીઓમાં ગર્ભસ્થાન હોતું નથી, પ્રસવદ્વારનો રસ્તો બંધ હોય છે અને તેને સ્તન પણ હોતાં નથી. આવી સ્ત્રી મોટી થાય છે, તો પણ છોકરી જેવી લાગે છે. તેનો બાંધો બરાબર વધતો નથી, અને કોઈ કોઇવાર તો એવી સ્ત્રીમાં પુરૂષના જેવાં ઉલટાં લક્ષણો દેખાય છે.

વ.—સત્યાનાશનીજ વાત તો ! આવી વાતોમાં અમે તો કશું જાણતાંજ નથી. વારૂ, એ વિના બીજી કાંઇ અપૂર્ણતા હોય ખરી ?

લ.—પ્રસવદ્વાર ટુંકું હોય અથવા હોયજ નહિ. અથવા ફળ વાહિની[1] અપૂર્ણ કે ખામીવાળી હોય. તમને ગર્ભસ્થાનના બધા અવયવોની સમજણ નથી માટે ટુંકામાં એટલું જ સમજોને કે ગર્ભસ્થાન અથવા તેના જુદા જુદા ભાગો હોય નહિ અથવા હોય તો બહુ અપૂર્ણ એટલે પુરા ખીલ્યા વિનાના હોય, જેથી તે ભાગો ગર્ભ ધારણ કરવાને શક્તિમાન થતા નથી.

વ.—વારૂ, અવયવ અપૂર્ણ હોય અથવા તો હોયજ નહિ, એ એક કારણ—હવે બીજું કારણ કહો.

લ.—બીજું કારણ ( ૨ ) સ્ત્રીના ઉત્પત્તિ અવયવો અને તેના માર્ગો સાંકડા એટલે સંકોચાયલા હોય તો તેથી પણ ગર્ભ રહી શકે નહિ; જેમકે પ્રસવ માર્ગનો સંકોચ, ગર્ભસ્થાનના બહારના મોંનો સંકોચ, ગર્ભસ્થાનના માંહેના મોંનો સંકોચ, ઇત્યાદિ.

વ.—હેં બેન, ત્યારે ઘણીક જુવાન છોડીઓ શરીરે સાજી સારી પુષ્ટ હોવા છતાં અને ઉમર લાયક થયેલ છતાં તેને નાવણ નથી આવતું તેનું કારણ પણ આવુંજ કાંઈ હશે કે ?

લ.—વાહ ! ઠીક પૂછ્યું. પ્રસવ માર્ગનો સંકોચ અને અંદરનો આડો પડદો કાયમ હોય તો જુવાન સ્ત્રીને રૂતુ આવ્યા છતાં તેનો

---

૧. ફલવાહિની ફેલોપિયન ટ્યુબ fallopian tube સ્ત્રીના ઉત્પત્તિ અવયવમાં ગર્ભઅંડની સાથે બે બાજુ બે નળીઓ હોય છે તે.

અટકાવ થાય છે અને તેથી લોહીનો જમાવ ઉત્પત્તિ અવયવમાં થાય છે અને તેથી આવી સ્ત્રીને દરમાસે રૂતુને વખતે પીડા થાય છે, પણ રૂતુ બહાર દેખાતું નથી, અંદરજ જમાવ થયા કરે છે, અને તેથી રક્તની ગાંઠ, સોજો અને પીડા વગેરે ઘણાંક દરદો થાય છે.

વ.—વારૂ, આવી ખામી છે એવું જાણવાને કાંઇ બહારનું લક્ષણ હોય છે કે ?

લ.—હા. (૧) સ્વામીસમાગમની અડચણ અને (૨) પુરી ઉમરે થયા છતાં અને છાતી વગેરે સર્વે-અવયવો ખીલ્યા છતાં દર માસે પીડા થાય પણ રક્ત બહાર ન આવે, ત્યારે ઘણું કરીને એમજ સમજાય કે આડો પડદો છે અથવા માર્ગનો સંકોચ છે,

વ.—ઓ મા આવી અડચણ તો ઘણીક જુવાન છોડીઓને હોય છે; પણ બળ્યાં અમે અજ્ઞાન બૈરાંઓ આવું કાંઈ જાણીએ બાણીએ નહિ તેથી ઉપાયનાં ખાલી ફાંફાં માર્યા કરીએ.

લ.—જાણ્યા વિના તો બધું એમજ તો ? હવે ત્રીજું કારણ (૩) કમળનું ફરી જવું. ગર્ભાશય એટલે કમળનું મોં પ્રસવદ્વાર તરફ રહેવાની જરૂર છે. જો કમળ જરા પણ ફરી જાય અને પ્રસવદ્વારથી છેટે જાય તોપણ ગર્ભ રહી શકતો નથી, એ વાત દેખીતીજ છે.

વ.—વારૂ, બેન, હું ધારૂં છું કે પહેલાં બે કારણો કહ્યાં તે તો જન્મની ખોડખામી જેવાં છે, પણ કમળ શી રીતે ફરી જતું હશે ?

લ.—બહુ સારી વાત પૂછી! ગર્ભાશયનાં બંધન ઢીલાં પડે, તેના કદમાં તથા વજનમાં વધારો થાય, અંદર લોહીનો જમાવ થાય, પ્રસવદ્વારનું અંગ બહાર આવે, ગર્ભાશયના અંદરના પડમાં વરમ (સોજો) થાય તથા ગર્ભાશયમાં મસા વગેરે થયા હોય, વગેરે કારણોથી કમળ આગળ પાછળ કે તિરછું વાંકુ વળે છે.

વ.—ત્યારે કમળ ફરી જાય તે તો આપણી પોતાનીજ ખામી કે આપણાજ દોષથી, કે નહિ ?

લ.—હા, એમાં વળી પૂછવું શું ? ગર્ભાશયનાં બંધન ઢીલ પડે કે લોહીનો જમાવ થાય, તે તો બધું આપણી મૂર્ખાઇથીજ થાય છે.

વ.—વારૂ, ત્યારે તેનો કાંઇ ઉપાય કરવો કે નહિ ?

લ.—કમળ ફરી જાય તે કાંઇ દવા ખાવાથી કે દવા અંદર સેવાથી સીધું થાય નહિ, પણ તે ફરવાનાં જે કારણો કહ્યાં તેને માટે તે તે દરદના ઉપાયો કરવા. ફરી ગયેલ કમળને ઠેકાણે લાવવા માટે સ્ત્રીને યોગ્ય સ્થિતિમાં સુવાડીને આંગળીઓની મદદથી યુક્તિથી જ ફેરવવું. આ કામ દાયણોનું જ નથી. આ તો તમે મને પૂછો છો તેથી હું જાણું છું તેટલું તમને સમજાવું છું, મારૂ મુખ્ય કામ પ્રસવ કરાવવાનું છે. તોપણ દાયણોએ આ બધી વાતો જાણવાની જરૂર છે.

વ.—વારૂ, ઠીક. કમળ ફર્યું છે તે જાણવાની કાંઇ નીશાનીઓ જાણવામાં આવે કે નહિ ?

લ.—એવી નિશાનીઓ ઘણી છે. ગણો, ૧. સ્વામી સમાગમ વખતે સ્ત્રીને પીડા થવી. ૨. અટકાવની પીડા-અટકાવ બહુ થવો, ઓછો થવો અથવા દરદ સાથે થવો, ૩. ગર્ભસ્થાન હેઠે ઉતરી આવવું, ૪. વરમ થવો. ૫. છોકરાં નહિ થવાં. ૬. પેસાબ બંધ થાય કે ટપ-કયા કરે. ૭. ઝાડો કબજ રહેવો અને હરસના જેવું દરદ થવું, ૮. ચાલતાં ચાલતાં દરદ થવું, તથા કમર, વાંસો અને માથામાં પીડા થવી. ૯. કસુવાવડ થાય. ઇત્યાદિ. તે બધાં અથવા તેમાંનાં કેટલાંક લક્ષણો હોય ત્યારે કમળ ફર્યું છે એવું અનુમાન થાય.

વ.—ત્યારે, કમળ વાંકું થાય તેથી તો સ્ત્રીઓને મોટી આપદા !

લ.—આપદા તે ખરેખરી ! હવે દહાડા નહિ રહેવાનું કારણ ચોથું (૪) સ્વામી સંબંધ નહીં થઈ શકવો.

વ.—તેનું પણ કારણ હશે ના !

લ.—તેનાં કારણો ઘણાં છે, ગણો,

(૧) એક કારણ તો તમને કહ્યું તે એ કે કાંઈ કુદરતી જ

ખામી હોય છે, જેમકે યોનિપટલ* બહુ સખ્ત હોવાથી તુટતો નથી અને તેથી સમાગમ અસંભવિત થાય છે.

(૨) કુદરતી રીતે જ માર્ગ સંકોચાયલો હોય છે.

(૩) તે માર્ગમાં કાંઇ જખમ કે ઘારૂં પડવા પછી રૂઝાતાં તે માર્ગ સંકોચાઇને સાંકડો થાય છે.

(૪) માર્ગ બહુ ટુંકો હોય છે અથવા મોં બહુજ સાંકડું હોય છે.

(૫) સંબંધ માર્ગમાં તેના ઉપર કે કમળના મોં ઉપર જખમ હોય, કે તે ભાગ આળો–કાચો પડયો હોય તો તેથી પણ સમાગમ દુઃખદાયક થઈ પડે છે.

**વ.**—સત્યાનાશ કાઢયું નાં! બળ્યાં આટલાં બધાં દુઃખ દરદો ક્યાં દાટી મૂક્યાં હશે ?

**લ.**—આપણાં પોતાનાં અજ્ઞાનમાંજ તો !

**વ.**—વારૂ, એ તો ઠીક, પણ સંબંધ માર્ગમાં આવી અડચણો હશે તે શાથી જાણી શકાય ?

**લ.**—તે જાણવાનું મુખ્ય લક્ષણ સ્વામીસંબંધ નહિ થઇ શકયો તેજ, સ્ત્રીના ઉત્પત્તિ અવયવો આવી રીતે ખામીવાળા કે દરદવાળા હોવાથી તે સંબંધને સહનજ કરી શકતી નથી. તેને ઘણો ત્રાસ થાય છે અને ઘણીવાર તો હીસ્ટીરીઆ જેવાં લક્ષણો પણ જણાઇ આવે છે.

**વ.**—ત્યારે તેના ઉપાયો પણ હશે કે નહિ ?

**લ.**—ઉપાયો હોય, ન કેમ હોય ! આડો સ્વાભાવિક પડદો હોય છે તે સ્વામી સંબંધથીજ દુર થાય છે, પણ કદી તે પડદો સખત હોય ને તેમ દુર ન થાય તો કાતર કે છરીથી તે પડદો કપાવી નાખવો અને રૂઝ લાવનારી દવાનું પોતું મૂકવું. જો જખમ હોય તો

---

* સ્ત્રીના અવયવમાં એક આડો પડદો હોય છે. કેટલીક સ્ત્રીઓને એ પડદો બહુ બારીક હોય છે ને સહજ દુર થાય છે. પણ કોઇ કોઇ સ્ત્રીને તે પડદો કઠણ અને સખ્ત હોવાથી તેમાં શસ્ત્રનો ઉપયોગ કરવો પડે છે.

તે રૂઝાવવાના ઉપાયો કરવા. જો માર્ગ સાંકડો હોય તો તે માર્ગ પહોળો કરવાનું એક યંત્ર આવે છે તે પહેરવાથી ધીમે ધીમે માર્ગ પહોળો થાય. જો જખમ અથવા ચીરા પડ્યા હોય તો તે રૂઝવવાના ઉપાયો કરવા, અને આ દરદો કે કારણો દૂર ન થાય ત્યાં સુધી કદિ પણ સ્વામી સંબંધ કરવો નહિ.

વ.—ત્યારે તો આ આ બધી વાતો ઘણીજ જાણવા જેવી છે.

લ.—જાણવા જેવી તો છેજ ના. હવે કારણ પાંચમું ( ૫ ) ગર્ભાશયમાં કોઈ ગાંઠ બાઝી હોય, અથવા ચરબી જામી ગઇ હોય, તો તેથી પણ દહાડા રહેવાનો અટકાવ થાય છે અને ઉપાય કરવાથી તેમાં સુધારો થાય છે. પણ દહાડા શાથી નથી રહેતા તેનાં ખરાં કારણોનો કોઇ તપાસ કરતું નથી, તેથી ઉપાય થતો નથી અને તેથી પણ સ્ત્રી હમેશને માટે વાંઝણી રહે છે.

વ.—વારૂ, હવે વધારે કારણો છે?

લ.—હા, હજી એકાદ બે કારણો કહેવાનાં છે.

વ.—ત્યારે તે પણ ભેગાભેગાં કહી નાખો.

લ.—જેવી રીતે યોનિમાર્ગનો સંકોચ હોય છે, એવી જ રીતે જો કમળના મોંનો પણ સંકોચ થયો હોય છે, તો ગર્ભ રહી શકતો નથી. કમળના મોંમાં એક છિદ્ર હોય છે. પણ જો જન્મની સાથે એ છિદ્ર બંધ હોય તો ગર્ભનો અટકાવ થાય. વળી કુદરતી ખોડ નહોય, એટલે જન્મ સાથે તે છિદ્ર હોય, પણ પાછળથી કમળના મોંમાં જખમ પડવાને લીધે, તે ક્ષતના સ્ત્રાવને લીધે, અથવા કાંઈ કાપકુપની ક્રિયા કર્યા પછી બરાબર રૂઝ લાવવામાં ન આવે, તોપણ કમળનું મોં સંકોચાઇને તેની કોરો ભેગી મળી જાય છે. ટુંકામાં એટલુંજ કે ગર્ભ રહેવા માટે સ્ત્રીના બધા ઉત્પત્તિ અવયવો સંપૂર્ણ, બેશ, ખુલ્લા, તથા રોગ વિનાના હોવા જોઇએ. કેમ, આ વાત તો સમજાય એવી છે ખરી કે નહિ?

વ.—તમે જે જે કહો છો તે હું સમજું છું. વારૂ, હવે કોઇ કારણ બાકી રહ્યું છે?

લ૦—હા, હજી એક કારણ કહેવાનું છે, અને ધણીક સ્ત્રીઓને દહાડા નથી રહેતા તેમાં આ કારણ પણ ઘણીવાર જોવામાં આવે છે. કારણ છઠ્ઠું ( ૬ ) જે સ્ત્રીનું શરીર ફુલી જાય છે તેને ગર્ભ રહેતો નથી. લોકો બોલે છે કે આ સ્ત્રી તો બાલી ગઇ છે. બાલી જવું એટલે ચરબીથી શરીર જાડું થઈ જવું.

વ૦—હા, જે સ્ત્રીઓ શરીરે બાલી જાય છે તેને ઘણું કરીને ગર્ભ રહેતો નથી એ વાત તો ખરી.

લ૦—અને કદિ તેવી સ્ત્રીને ગર્ભ રહે છે તો ગર્ભ પુરા મહિના ટકતો નથી. સ્ત્રાવ થઈ જાય છે.

વ૦—વારૂ, સ્ત્રીઓ બાલી શી રીતે જતી હશે?

લ૦—તેના ઘણાં કારણો છે. જુવો, તે પણ ગણાવું. ( ૧ ) અટકાવ થોડો થોડો આવવો. જે સ્ત્રીઓને અટકાવ પુરો પાધરો આવતો નથી તે સ્ત્રીઓ જાડી થતી જાય છે. બાલી જવાનું મોટામાં મોટું કારણ છેટે બેસવામાં છુટથી મેલું[1] ન પડે તે છે.

(૨) શ્રીમંતાઇ અને કામકાજ વિના આળસુ થઇ પડી રહેવાની ટેવ તથા દિવસે સુઈ રહેવું, એ પણ બાલી જવાનું કારણ છે. મહેનત મજુરી કરવાવાળી સ્ત્રીઓ કરતાં શ્રીમંત લોકોની સ્ત્રીઓમાં બાલી ગયેલી રૂદમુંઢ સ્ત્રીઓ ઘણી વધારે હોય છે, એ તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

વ૦—હા, તે વાત તો ખરી. ઘણું કરીને શ્રીમંત લોકોમાંજ છોકરાની ખોટ હોય છે. પણ વારૂ. કેટલીક જાડી સ્ત્રીઓને પણ દહાડા રહે છે તેનું કેમ? બાલી જવાનાં કાંઈ લક્ષણો હશે કે નહિ?

લ૦—તે કેમ ન હોય? જે સ્ત્રીનો કેડની પાછળનો ને પેડુનો ભાગ ઘણો વધે છે તે બાલી ગઈ કહેવાય છે. તેની સાથે પેટનો ભાગ પણ ઘણો વધી જાય છે. તેને પેટમાં હમેશાં બાદી અને વાયુની ફરીયાદ રહે છે, દસ્ત કબજે રહે છે, નાવણ ખુલાસેથી આવતું નથી, માથામાં ચકર-ફેર આવ્યા કરે છે, હાથે પગે સોજા જેવું થઈ

---

૧. રક્ત, રજ, દસ્તાન.

આવે છે. કેટલીક સ્ત્રીઓ કમરથી જાડી હોય છે, કેટલીક સાથળથી જાડી હોય છે, આખા શરીરે પણ ચરબા ચડી જાય છે, તેથી તેનાં હૃદય, કલેજું વગેરે મર્મસ્થાનો નબળાં નડે છે અને તેમાં પણ ચરબા ચડી જાય છે, હાંફ ચડે છે, અને સામાન્ય રીતે શરીર દેખીતું જબરૂં છતાં પોટલા જેવું તાકાદ વિનાનું નકામું હોય છે. જે જાડી સ્ત્રીઓને છોકરાં થતાં હોય છે તે ખરૂં જોતા બાલી ગયેલી કહેવાય નહિ. એવી જાડી સ્ત્રીઓનું આખું શરીર એક સરખું જાડું હોય = ; શક્તિ વાળું હોય છે. બાલી ગયેલી સ્ત્રી પેટથી, કમરથી અને શાથળથી વધારે ફુલી ગઇ હોય છે અને તે શરીરે ઘણી અશક્ત હોય છે.

**વ.**—આ વાત તો ઠીક સમજાણી. હવે દહાડા ન રહેવાનાં કાંઇ કારણો કહેવાના બાકી રહ્યાં છે કે ?

**લ.**—તમારે આવી વાતો ટુંકામાં સમજી લેવાની છે, બાકી, દહાડા નહિ રહેવાનાં બીજાં પણ અનેક કારણો છે. છેટે બેસવાના દહાડામાં શરદી લાગવાથી, સ્વામી સમાગમમાં નિયમ કે અંદાજે નહિ રહેવાથી, પ્રસવ વખતની કેટલીક અડચણોથી, સુવાવડ વખતમાં તાવ આવે તેથી, અને એવાંજ બીજાં કારણોથી ગર્ભાશયના અને તેને લગતા ભાગોની અંદરની ચામડીમાં વરમ ( સોજો ) થઇ આવે છે, તે કારણોથી પણ ગર્ભનો અટકાવ થાય છે. પણ હવે મને ઘણીવાર થઇ અને તમારે પણ કામ પડયું છે, માટે લાંબું કરતી નથી. હવે જતાં જતાં છેલ્લું પણ બહુજ લક્ષમાં રાખવા જેવું કારણ કહું છું તે સાંભળો.

**વ.**—એ કારણ એટલું બધું લક્ષમાં રાખવા જેવું છે ;તો તે જરા ઠીક કરીને કહો, બેન !

**લ.**—કહું, સાંભળો ( ૭ ) આપણા લોકો કશું સમજતા નથી. પણ પરમા તથા ચાંદીનાં ખરાબ દરદો પણ દહાડો અટકાવ કરનારાં મુખ્ય કારણો છે.

**વ.**—શું બોલો છો? જેને પરમો કે ચાંદી થાય તેને છોકરાં નહિ થતાં હોય?

**લ.**—બધાંને ન થાય એમ હું કહેતી નથી. ઘણાંને આ રોગ થઈ ગયા પછી અને તેનું કેટલુંક ઝેર શરીરમાંથી નીકળી ગયા પછી થાય છે પણ ખરાં; તેમ છતાં ગરમીના દરદવાળાં માબાપોનાં છોકરાં ગરમીનાં રોગવાળાં થાય છે, એ પણ ભેગા ભેગું સમજી લેજો. પણ પ્રમેહ તથા ગરમીના દુષ્ટ રોગથી સ્ત્રીઓનાં ગર્ભસ્થાનમાં વરમ થાય છે, એ વાત ચોકસ છે. એ વરમ જો ઉપાયથી સુધરે તો દહાડા રહે, ને ન સુધરે તો દહાડા ન રહે.

**વ.**—ત્યારે તો ગરમીનાં દરદવાળાંઓએ બહુ સાંભળીને ચાલવા જેવું ખરૂં.

**લ.**—સંભાળીને તે ખરેખરૂં. આ દરદ ચેપી તથા ઝેરી છે. એ ચેપ પુરૂષનો સ્ત્રીને અને સ્ત્રીનો પુરૂષને લાગે છે, એટલુંજ નહિ પણ કદિ એ દરદવાળી સ્થિતિમાં ગર્ભ રહે તો તે છોકરાં પણ ગરમીનાં દરદવાળાં થાય છે. માટેજ કહું છું કે આ વાતમાં બહુ સાચવી સંભાળીને વર્તવું જોઇએ.

**વ.**—ખરૂં કહો છો, બેન! વારૂ, પણ ઘણી બાઇડીઓ એમ બોલે છે કે મને રતવા છે અને તેથી છોકરાં બગડેલાં સડેલાં અવતરે છે. એ રતવા એજ ગરમી હશે કે કોઈ બીજો રોગ?

**લ.**—બળ્યો તમારો રતવા! એ રતવા એજ ગરમી! 'કોડે રતવા છે' એમ બોલ્યા કરે છે પણ તેનો તેઓ અર્થ ક્યાં સમજે છે, તથા તે રતવા ક્યાંથી ઉડીને વળગ્યો તે વાત પણ તેઓ ક્યાં સમજે છે? આ બાબતમાં સમજવાં જેવી વાત એ છે કે, આ રોગથી સ્ત્રીને મહિનાં રહેવામાં અટકાયત થતી નથી, પણ ગર્ભના પોષણ માટે સ્ત્રીનું બીજ પુરેપુરૂં ખીલવાને બદલે ગરમીના દરદને લીધે બગડી જાય છે, અને નાશ પામે છે.

**વ.**—હાય હાય! ત્યારે તો ગરમીનો રોગ બહુ ખરાબ બા!

લ.—ખરાબ છેજ તો. કદિ કોઇને ગર્ભ રહે છે તો ગર્ભમાંના બાળકના શરીરના બાંધાને બગાડે છે અને તેથી જ એવી ગરમીના રોગવાળી કેટલીક સ્ત્રીઓને અધુરે માસે બાળક અવતરે છે, અને કેટ-લીકને પુરે માસે અવતરે છે, પણ તે બાળક રોગી હોય છે.

વ.—ત્યારે ઘણીક સ્ત્રીઓને છોકરૂં અવતરે છે ત્યારે કાંતો તેનું નાક સડેલું હોય છે, કાંતો હાથપગનાં આંગળાં ખવાઇ ગયાં હોય છે, કાંતો મોં ફદફદી ગયું હોય છે, કાંતો સુંવાળા ભાગો કોહી ગયાં હોય છે, અથવા તો શરીર ઉપર રાતાં ને લીલાં ધાબાં ધાબાં હોય છે, તે સૌ ગરમીને લીધેંજ હશે, કેમ?

લ.—તે સૌ ગરમીનો જ પ્રતાપ, બેન! માબાપોની બદફેલી અને તેમની મૂર્ખાઇના ફળ રૂપે તેમને એવાં સડેલાં બાળક ન આવે તો કેવાં આવે? દરેક કામનું ફળ પ્રત્યક્ષ છે! અરે એટલુંજ શા માટે! બાળક અવતરે છે ત્યારે તે ધોળો પુણી જેવો અને રૂડો રૂપાળો હોય છે ને થોડા કલાકમાં કે થોડા દિવસમાં તેના શરીરની સર્વ ગરમી બહાર નીકળી આવે છે. શરીર ઉપર ગરમીની ધાણી ફુટે છે, અથવા રાતાં લીલાં ધાબાં ઉપડી આવે છે, તેમજ મોં પાકીને ફદફદી આવે છે; આવી રીતે કેટલાક દિવસ સુધી દુઃખ પામીને તથા સડી સડીને છોકરૂં મરી જાય છે.

વ.—હા, ખરૂં છે બેન! અમારી પોળમાં એક બાઇને તમે કહો છો તેમજ થાય છે. સડેલ છોકરાં અવતરે છે ને તરત મરી જાય છે.

લ.—ગરમીનાં દરદવાળાં એવાં સડેલાં છોકરાં જીવેજ નહિ.

વ.—વારૂ, તમે દહાડા નહિ રહેવાનાં કારણો તો ઘણાં કહ્યાં પણ તેના ઉપાયો વિષે તો કાંઇ કહ્યુંજ નહિ. તે પણ જાણવા જોઇએ કે નહિ?

લ.—ઉપાયો જાણવા તો જોઇએ. પણ આ પુરાણ ઘણું લાંબું છે; બેન! વળી ખરૂં પુછો તો મેં પ્રથમ કહ્યું તેમ, મારૂં ખાસ જ્ઞાન પ્રસતાને લગતું છે; તોપણ બેન, તમારી ઇચ્છા બહુ છે તો કોઈ

વખતે ફુરસદ લઇને આવીશ ત્યારે તે બધા ઉપાયો પણ કહીશ. આમાં પણ નાવણુ સંબંધી દરદો અને તેના થોડા ઉપાયો તો મેં એક દિવસ તમને કહેલા છે; પછી, કુદરતી ખોડખાપણોમાં જે અવયવોનો જન્મ-થીજ અભાવ હોય તેનો તો કોઇ ઉપાય હોયજ નહિ; જે અવયવો પુરા ખીલ્યા ન હોય તે ખીલવવા માટે સ્ત્રીને સારો પુષ્ટીકારક ખોરાક આપવો, તેને ખુલ્લી સારી હવામાં રાખવી અને હરવા ફરવાની કસરત કરાવવી ( ઘરમાં ગોંધાઈ ન રહેવું ); એટલું જ નહિ પણ સારી પુષ્ટીકારક દવાઓની પણ મદદ લેવી. શરીર ખીલે તો અપૂર્ણ અવયવો પણ ખીલીને પૂર્ણ થાય, એટલોજ તેનો ઉપાય છે. આ ઉપ-રાંત જે જે કારણો કહ્યાં તે ઘણાંખરાં જન્મ પછીનાં કારણો છે અને તેના યોગ્ય ઉપાયો કરવાથી તે કારણો દૂર થાય તો ગર્ભ રહી શકે.

**વ.**—વારૂ, તે ઉપાયો વળી ફુરસદે કહેજો, પણ બેન, દહાડા નહિ રહેવાનાં તમે જે જે કારણો કહ્યાં તે તો બધાં સ્ત્રીઓની ખોડ-ખામીનાં અને સ્ત્રીઓના રોગનાંજ કહ્યાં. ત્યારે પુરૂષોના રોગથી કે પુરૂષોની ખામીથી દહાડા ન રહે, એમ નહિ બનતું હોય ?

**લ.**—તમે મને પૂછ્યું ન હોત તો પણ હું હવે તે જ વાત કહીને ઉઠવાની હતી. પણ મારા મનમાં જે વાત હોય છે એજ વાત કાઢો છો, એ તમારી બુદ્ધિની બલિહારી !

**વ.**—ત્યારે હવે તે પણ ઝટપટ કહી નાખો.

**લ.**—ઝટપટ શું કહેવું છે, જેવાં કારણો સ્ત્રી પક્ષનાં છે તેવાંજ કારણો પુરૂષ પક્ષનાં પણ સમજવાં. પુરૂષોના અવયવોની કુદરતી ખામીઓ અને શરીરના રોગો પ્રજા ઉત્પન્ન કરવાના કામનો અટકાવ કરે છે.

**વ.**—શું કહો છો ? ત્યારે છોકરાં નહીં થવાનો બધો વાંક તો આપણા ઉપર જ મુકવામાં આવે છે !

**લ.**—અરે બેન ! વાંકની શું વાત કરો છો ! મેં સ્ત્રીઓની ખોઠ ખામીનાં અને રોગનાં જે જે કારણો કહ્યાં તે તે સર્વમાં પણ પુરૂષોનું કર્ત્તવ્ય તો ખરૂં જ ! આ બધી વિટંબણાઓ અને આપદાઓ

માટે પુરૂષો જ મોટે ભાગે જવાબદાર છે.

વ.—અત્યાર સુધી તો હું એમ જ સમજતી હતી કે, આ બધા વાંકનો ટોપલો તમે તો એકલી સ્ત્રીઓ ઉપર જ મુકે જાઓ છો.

લ.—સ્ત્રીઓ અજ્ઞાન છે અને તેથી સ્ત્રીઓની ભૂલોનો પણ કાંઇ પાર નથી, પણ તેથી એમ ન સમજવું કે પુરૂષોનો વાંક ઓછો છે. આપણે આપણો વાંક કબૂલ કરવો જોઇએ. પુરૂષો પોતાનો વાંક કબૂલ નથી કરતા તેથી જ તેઓ હેરાન થાય છે ના!

વ.—શું હેરાન થાય છે? છોકરાં નથી થતાં તો તેઓ તો લાલીબાત બીજી સ્ત્રી પરણે છે અને બીજીને મૂકીને ત્રીજીને પરણે છે!

લ.—અને તેથી તેઓ આપણા કરતાં વધારે સુખી છે, એમ તમો માનો છો? સ્ત્રીઓની દરકાર નહી કરવાથી અને છોકરાં નહી થવાનો બધો વાંક સ્ત્રીઓ ઉપર મુકવાનો તેઓ અન્યાય કરે છે તેથી તો ઉલટા વધારે ગુન્હેગાર ઠરે છે!

વ.—તમે તો ખૂબ કરી! શું પુરૂષો આટલા બધા દોષવાન છે? મને તે વાત જરા બેશ ખુલાસેથી કહેવી પડશે.

લ.—દોષવાન તે એકવાર નહિ પણ હજારવાર? સ્ત્રીઓને બગાડનાર પુરૂષો જ છે! ઘણા નાદાન કમઅકલવાન પુરૂષો બહારથી રોગ લઇને આવે છે અને સ્ત્રીઓને તેવા ખરાબ રોગો વળગાડે છે; અરે બેન! પુરૂષોની મૂર્ખાઇની હદ જ ક્યાં છે! અમારાં મડમ સાહેબ વારંવાર એજ દીલગીરી બતાવતાં હતાં કે આ દેશના પુરૂષો જ સંસારને ભ્રષ્ટ કરે છે. સ્ત્રીઓને ખરાબ કરે છે, અને આવાં આવાં દુઃખદરદોને ઉભાં કરે છે. તેઓ સંસારના સુખથી અજાણ છે, તેથી તેઓ પોતે કશું ખરૂં સુખ ભોગવી શકતા નથી અને બિચારી નિર્દોષ નબળી સ્ત્રીઓને સુખ આવવા દેતા નથી. તમો સમજુ છો એટલે એટલામાં જ બધું સમજોને, વધારે શું બોલું, બેન! જો પુરૂષો સદાચારી, સંતોષી અને સમજુ હોય તો આપણા સંસારમાં આટલાં બધાં દુઃખદરદો વસમાણો અને ફજેતા શેના હોય! બિચારી સ્ત્રીઓ

ઘરમાં ઓલાપું કર્યા કરે છે અને ઘરના કામકાજમાંથી ઉંચી નજર કરવાની પણ તેને નવરાશ હોતી નથી; અને કદિ ક્યાંઇ સ્ત્રીમાં બગાડ હશે તો તેમાં વાંક પુરૂષ પક્ષનો જ હશે.

વ.—બીજું બધું તો તમે બરાબર કહ્યું. પણ સ્ત્રી દુષ્ટાચરણી થાય તેમાં પણ પુરૂષોનો વાંક, તે શી રીતે?

લ.—બેન! આ દેશની સ્ત્રીઓ પોતાના પતિને પરમેશ્વર તુલ્ય ગણે છે, અને એવું ગણે છે તેથી તેઓ પોતાના પતિમાં કાંઇ દોષજ જોતી નથી, તમને પણ એજ કારણથી પુરૂષોનો વાંક સુજતો નથી. તેમાં નવાઇ વથી. પણ પુરૂષો આપણા ગુણ ક્યાં દેખે છે? અને પોતાના દોષ પણ ક્યાં દેખે છે?

વ.—પણ, બેન! આપણે તો આપણા પતિના ગુણ જ દેખવા, અને એજ આપણો ધર્મ છે. એમાં શું ખોટું?

લ.—તે તો હું પણ સારૂં ગણું છું, પણ પુરૂષો પોતાનો ધર્મ ક્યાં સમજે છે?

વ.—તે ધર્મ કયો, તે મને કહો.

લ.—તે ધર્મ એકપત્નીવ્રત. જ્યાં આ ધર્મની ખામી હોય ત્યાં આખો સંસાર ભ્રષ્ટ થયો સમજવો. પણ એક જ ખરાબી ક્યાં બળી છે, બેન?

વ.—વળી બીજી શી ખરાબી બળી છે?

લ.—કેટલાક હેવાનોના જીવ ઘરની બહાર ભટકતા હોય છે, બહાર ભટકીને રોગભોગ ઘેર લઇને આવે છે, એ રોગ પોતાની નિર્દોષ સ્ત્રીઓને વળગાડે છે, અને પછી જ્યારે સ્ત્રીને દહાડા રહેતા નથી અથવા છોકરાં જીવતાં નથી એટલે બીજી બાયડી પરણે છે! કહો, આમાં વાંક બાઇનો કે ભાઇનો?

વ.—તમે તો પુરૂષોનું પાટીયુંજ કાઢી નાખ્યું જો! હું તો તમારી એકે એક વાત સાંભળીને દિંગ બની જાઉં છું! બાઇ, તમે તો જાણે સ્ત્રીઓનાં દુઃખ દરદો મટાડવાનો અવતાર લીધો હોય નહીં!

લ.—કહો તો હજી એકાદ વધારે મૂર્ખાઈની વાત કહું.

વ.—સારે ભેગાભેગી તે પણ કહી નાખોને, બેન!

લ.—નાની નાની બાળકીઓ સાથે ઘરડે ઘડપણે લગ્ન કરીને ધોળામાં કાળાં નાખવાં, એ પુરૂષોની ઓછી તકસીર છે? આપણા લોકોમાં દર વરસ એવાં હજારો લગ્નો થાય છે અને બિચારી હજારો નિર્દોષ બાળકીઓ હોમાઈ જાય છે! કેટલાક ઘડપણમાં પોતાની ચાકરી કરાવવા માટે પરણે છે, અને કેટલાક છોકરાની આશાથી પરણે છે, પણ તેનાં કેવાં ફળ મળે છે તથા કેટલા ફજેતા થાય છે, છે. તે તમારાથી કાંઇ અજાણ્યું હશે? સ્ત્રીઓ દુરાચરણી થાય તેમાં પુરૂષનોજ વાંક છે, એ વાત હવે સમજ્યાંને?

વ.—સમજીજ પડી છું, બેન! તમારી કંઇ વાત ન સમજાય એવી છે? હું તમારૂં કહેવું બધુંય સમજું છું. સ્ત્રીના બગાડમાં પણ પુરૂષજ ઘણે ભાગે કારણ છે, એમજ તમારે કહેવાનું છે ના?

લ.—હા, એજ કહેવાનું છે; તેમ જીનાં છોકરાં થતાં નથી તો બધી ખામી સ્ત્રી પક્ષનીજ કાઢવાનો ચાલ પડી ગયો છે. છોકરાં ન થતાં હોય તો તેમ થવાનો દોષ સ્ત્રીમાં છે કે પુરૂષમાં છે બન્નો વાત નક્કી કરવી જોઇએ.

વ.—ત્યારે એમજ કહોને કે સ્ત્રીને દહાડા ન રહે ત્યારે જેમ સ્ત્રીની ખોડ ખામી કે દરદનો તપાસ કરવામાં આવે છે, તેમ પુરૂષમાં પણ કાંઈ ખોડ ખામી કે દરદ છે કે નહિ તેનો પણ તપાસ કરવો જોઇએ. કેમ એમજ કે નહિ?

લ.—હા, એમ થવુંજ જોઇએ.

વ.—ત્યારે છોકરાં ન થવામાં પુરૂષ પક્ષમાં કઇ કઇ ખામી કે રોગ હોય છે?

લ.—જે જાતની ખામીઓ અને દરદો સ્ત્રીમાં હોય છે એજ જાતની ખામીઓ અને દરદો પુરૂષોમાં પણ હોય છે. વાંઝીયાપણાનો

બધો વાંક સ્ત્રીઓ ઉપરજ મુકવામાં પુરૂષો ઠગાય છે, એજ સો વાતની એક વાત! હવે તો બહુ વાર થઇ, હવે હું જાઉં છું, બેન!

વ.—હવે જવાય છે. જરા તો બેસો. એક બીજી વાત યાદ આવી તે પણ જરા પુછી લઉં.

લ.—ભલે પુછો, પણ હવે હું વધારે નહીં બેસું.

## પ્રકરણ ૩૦ મું.

### ગર્ભ ઉપર માના ગુણ દોષની અસર.

વ.—ત્યારે હેં લક્ષ્મી બેન, કહે છે કે બાળક ગર્ભમાં હોય છે, ત્યારે વિધાતા લેખ લખી જાય છે અને જેવા લેખ લખે એવું એવું બાળક થાય છે, આ વાત ખરી હશે કે?

લ.—સ્ત્રીઓમાં અજ્ઞાનતા ભરેલી કેટલીક એવી વાતો ચાલે છે કે તે સાંભળીને હું તો આખીને આખી બળી જાઉં છું! બાળકના ભવિષ્યના સુખ દુઃખના લેખ ગર્ભાવસ્થામાં લખાય છે એ વાત તો સાચી છે, અને એજ લેખ લખાયા તે વિધાતાના આંકડાજ સમજવા!

વ.—આમ ગોળમટોળ બોલીને તમે તો મારી વાતને ઉડાવો છો! બાળકના લેખ ગર્ભાવસ્થામાં લખાય છે એમ કબુલ કરો છો અને વળી સ્ત્રીઓની વાતોને અજ્ઞાનતાભરેલી કહો છો!

લ.—હું જ્યારે આ વાત ફોલવા પાડીને સમજાવીશ ત્યારે તમારી ખાત્રી થશે કે આપણી સ્ત્રીઓમાં સોમણ તેલે અજ્ઞાનરૂપી અંધારૂં છે!

વ.—ત્યારે ફોલવા પાડીને સમજાવો, બેન!

લ.—ગર્ભસ્થાનમાં બાળકના લેખ લખાય તે વિધાતાનાજ આંકડા સમજવા. ત્યાં જે લેખ લખાય તે લેખ ફરેજ નહીં.

વ.—વળી પાછો ગોળો પીંડાળો વાળ્યો જ તો! ગર્ભમાં ક્યા લેખ લખાય અને તે કોણ લખે?

લ.—ક્યા તે ક્યા ? આંહીં કાંઈ કાગળ કલમ અને શાહીની વાત સમજવી નહિ. એટલું પણ સમજતાં નથી, કે ગર્ભસ્થાનમાં તે કોઇ બહારથી લખવા આવતું હશે કે ?

વ.—ત્યારે તે લેખ અંદરથી કોણ લખતું હશે ?

લ.—કહું છું, ધીરાં થાઓ; આ વાત ઝટ સમજાય એવી સહેલી નથી. તમો અજ્ઞાન સ્ત્રીઓના મનમાં વિધાતાના આંકડાનું જે ભૂત ભરાયુ છે, તેનો ભેદ હમણાં બતાવું છું! જરા ધ્યાન દઇ સાંભળો.

વ.—તમારો બોલેબોલ હું ધ્યાનથી સાંભળું છું. હું તો એમ જ માનું છું કે અમારી સ્ત્રીઓનું અજ્ઞાન મટાડવા માટે ઇશ્વરેજ તમને અહિં (આ દેશમાં) જન્મ આપ્યો છે !

લ.—એ બધો ઉપકાર ડાક્ટર સાહેબનો માનો; હું જે કામ જાણું છું તે સઘળું ડાક્ટર સાહેબ પાસેથી શીખી છું, એ વાત મેં તમને પહેલાં પણ કહેલી હતી. ડાક્ટર સાહેબ તો વિલાયતથી શીખીને આવ્યા છે, પણ આપણા દેશની જુની વૈદક વિધાનાં પુસ્તકોમાં પણ આ બધી વાતો કયાં નથી ? પણ તે બેશ કરીને સમજાવનાર જોઇએ ના !

વ.—એજ ઓટલા વળ્યા છે ના, બેન ! વૈદકના ગ્રંથોમાં તો ઘણીએ વાતો બળી હશે, પણ તે શું કામની ? માંદાં પડીએ એટલે એક તરફથી વૈદરાજ અને બીજી તરફથી જોશી મહારાજ દોડ્યા દોડ્યા આવે અને એક પડીકાં વાળી આપી સમજાવી જાય અને બીજા ધન, મકર, કુંભની વાતો કરીને પતવી જાય ! પેટ ભરવાનો જ ધંધો !

લ.—તમારાં જેવાં ભોળાં અને મૂર્ખ લોકોમાં એ ધંધો ન ચાલે તો પછી બીજે ક્યાં ચાલે ?

વ.—હા, બેન હા, અમે મૂર્ખ છીએ તેથીજ આટલું સાંભળવુ પડે છે ના! વારુ, હવે વિધાતાનો અને તેના લેખનો ભેદ કહો, બીજી વાતો જવા દો, બેન!

લ.—મને તમારા લોકોના અજ્ઞાન માટે ઘણું દાઝે છે તેથીજ

આટલું બોલી જવાય છે, નકર મારે કડવું ઓસડ પાવાની શી જરૂર? હું તો તમારા સારા સારૂ બોલું છું.

**વ.**—હું તે વાતની ક્યાં ના પાડું છું. તમે તો અમારા ભલા માટેજ કહો છો, બેન! હવે આપણી વાત આગળ ચલવો.

**લ.**—વિધાતા કોણ અને વિધાતાના આંકડા તે શું, એ બે વાત મારે તમને સમજાવવી છે, એજ કે નહિ?

**વ.**—હા, એજ.

**લ.**—"વિધાતાના લેખ ફરે નહિ," એવું આપણા લોકોમાં બોલાય છે, પણ તેનો મરમ તમે લોકો સમજતાં નથી. વિધાતાના લેખ ફરે નહિ, એ વાત કાંઇ ખોટી નથી, પણ આ ઠેકાણે વિધાતા એટલે શું તે વાત બેશ કરીને સમજવી જોઇએ. વિધાતાનો અર્થ 'પેદા કરનાર' એવો થાય છે. ઇશ્વર કાંઇ આપણને પેદા કરતા નથી. ઇશ્વરે તો નિયમ બાંધી રાખ્યા છે, નિયમ પ્રમાણે બધું થયા કરે છે. એક બાળક દુઃખ કે રોગબોગ લઇને જન્મે તેનો વાંક ઇશ્વર ઉપર મુકવો, એ શું વાજબી છે?

**વ.**—ના, બા, તે તો વાજબી નજ કહેવાય. છોકરૂં રોગબોગ લઇને આવે એમાં ઇશ્વર શું કરે?

**લ.**—પણ તમે લોકો તો બધો વાંક ઇશ્વર ઉપર જ ઢોળો છો ના! તમારા વાંકથી છોકરૂં રોગી કે અપંગ આવે તેના વાંકનો ટોપલો તમે તો વિધાતા (ઇશ્વર) ઉપર મૂકો છો!

**વ.**—ત્યારે વિધાતા તે ઇશ્વર નહિ, એમજ તમારૂં કહેવું છે ના?

**લ.**—હા, વિધાતા એટલે ઇશ્વર નહિજ!

**વ.**—ત્યારે વિધાતા એટલે શું, તે સમજાવોને!

**લ.**—વિધાતા એટલે બાળકનું શરીર ઉત્પન્ન કરવામાં તથા ઘડવામાં જે કુદરતી શક્તિ કામે લાગે તે, બીજી કઇ? એ શક્તિને ગમે તે નામથી બોલાવો. હું તો કહું છું કે બાળકનાં માબાપ એ પણ વિધાતા, કેમકે માબાપની અંદર જે કુદરતી શક્તિ—ગુણ દોષ રહેલા

છે તે બધી શક્તિ—ગુણ દોષ બાળકમાં આવે છે. એ ગુણ દોષ ગર્ભ-સ્થાનમાંજ આવે છે, અને એજ તમારા વિધાતાના આંકડા!

વ.—ધન્ય છે! બાઇ, તમારી બુદ્ધિને! તમે તો ભારે કરી! તમે તો બાળકની માને જ વિધાતા બનાવી દીધી!

લ.—હા, હા, મા એજ બાળકની વિધાતા અને મા એજ બાળકના કપાળમાં સુખદુઃખના આંકડા પાડનાર બ્રહ્મા!

વ.—વિધાતા કપાળમાં આંકડા પાડે છે એમ પણ બોલાય છે, એ વાત શું ખરી હશે?

લ.—શું ધૂળ! આંકડા બાંકડા કેવા! માબાપ રૂપી વિધાતા તરફથી બાળકને માટે સુખ દુઃખ કે રોગભોગના આંકડા લખાય છે તે તો બાળકના એકલા કપાળમાં જ નહિ, પણ તેના આખા શરીરમાં અને રોમેરોમે અને નસેનસે લખાઇ જાય છે, સમજ્યાં બેન?

વ.—આ તમે શું કહો છો, તે જરા ઠીક કરીને સમજાવો બેન!

લ.—હું શું મારૂં કપાળ સમજાવું! મને આ વાત કરતાં કરતાં ઘણો ખેદ થાય છે, બેન. જુવો, આંકડાબાંકડાની બધી વાત જવા દો. આપણે વિધાતાની વાતના ઉંડા કુવામાં ઉતરવાની શી જરૂર છે? મા તથા બાપે મળીને પોતાનાં બીજથી બાળકને જન્મ આપ્યો. માટે તેજ તેમનાં વિધાતા. ટુંકીને ટચ તો આટલીજ વાત છે.

વ.—પણ વિધાતાના અક્ષર કપાળમાં લખાય છે, એવું બોલાય છે તેનો પણ કાંઇ ભેદ તો હશે, બેન!

લ.—હા, તેનો પણ ભેદ ખરો.

વ.—ત્યારે તમે તે જાણતાં હો તો તે પણ ભેગાભેગું કહી નાંખો.

લ.—લ્યો કહું. હું જેમ જાણું છું તેમ બધું કહેવાને મારી ક્યાં ના છે. તમે આ બધું જાણો, સમજો, તો તેમાં લાભ જ છે ના. તમે જાણો છો કે માણસના ચેહેરા ઉપરથી શરીરની અંદરના રોગની તથા રીતભાત સ્વભાવની પરીક્ષા થઇ શકે છે.

વ.—હા, ડાક્ટરો તેમજ વૈદો દરદીના ચેહેરા, આંખ, નાક, જીભ વગેરે જુવે છે ખરા, તે રોગની પરીક્ષા માટે જ હશે.

લ.—બેન! અમારા ડાક્ટર સાહેબ એકવાર કહેતા હતા કે ચહેરા, આંખ, નાક, જીભ વગેરેથી તો શરીરના રોગની પરીક્ષા થઇ શકે છે, પણ ચેહેરા ઉપરની રેખાઓ–તંતુ રચના વડે માણસના સ્વભાવની–ગુણદોષની–પણ પરીક્ષા કરી શકાય, એવી પણ એક વિદ્યા છે, અને એ વિદ્યાના આધારે તેના અંતઃકરણના વિચારો પણ જાણી શકાય છે. ચહેરાની–કપાળની–આ રેખાઓ ગર્ભમાં ઘડાય છે, અને તેથીજ કદાચ એમ બોલાતું હશે કે વિધાતાના અક્ષર કપાળમાં લખાય છે.

વ.—ઠીક, પણ તમે પ્રથમ તો કહ્યું કે મા એજ બાળકની વિધાતા, અને હવે માબાપ બેયને વિધાતા કહો છો તેનું શું કારણ!

લ.—આ આખી સૃષ્ટિ પણ પુરૂષ તથા પ્રકૃતિ વિના બની નથી, તો બાળક પેદા થવામાં નર અને માદા બેય જાતિની જરૂર છે; એ કુદરતનો નહિ ફરી શકે એવો નિયમ છે. એકથી બાળક પેદા થઇ શકેજ નહિ. એટલા માટે મા તથા બાપ બન્ને બાળકનાં પેદા કરનાર કહેવાય. પણ માના ગર્ભસ્થાનમા બાળકનો ગર્ભ રહ્યા પછી એ ગર્ભને મોટા કરનાર તથા ભવિષ્ય માટે તમારા વિધાતાના ખરા લેખ લખનાર તો માજ છે.

વ.—તમારૂં કહેવું મારા ધ્યાનમાં ઉતરે છે ખરૂં. અત્યાર સુધી તમે જે જે વાત કરી ગયા છો અને મને સમજાવી ગયાં છો તે ઉપરથી હું એટલું તો સમજી શકી છું કે બાળકની શરીર સંબંધી તથા મન સંબંધી સારી નરસી ખીલવટનો ઘણો ખરો આધાર મા ઉપર છે.

લ.—તેમ નહિ તો બીજું શું?

વ.—પણ, હેં બેન! તમે કહ્યું કે વિધાતાના આંકડા બાળકના કપાળમાંજ નહિ પણ તેના આખા શરીરમાં રોમેરોમે અને નસેનસે લખાઈ જાય છે, તે શું?

લ.—હા, હવે તે પણ કહું છું, તે સાંભળો. તમારી વિધાતાના આવા આંકડા અસંખ્ય છે. હું તમને થોડા ગણાવું છું.

**વ.**—આ વળી નવાઇની વાત ! તે આંકડા જાણવાને મારો જીવ ઉંચો નીચો થઇ રહ્યો છે, માટે જલદી કહો. બેન !

**લ.**—ગર્ભમાંનું બાળક માના શરીરમાંથી પોતાનું પોષણ લે છે એ વાત તો હું તમને કહી ગઇ છું. પણ તે બાળક ગર્ભમાં પોતાની માના ગુણ કે દોષ પણ લઇને અવતરે છે, એ વાત તમે જાણો છો ?

**વ.**—એમ તો બોલાય છે કે જેવાં માબાપ તેવાં છોકરાં અને તેનો અર્થ તમે કહો છો એવોજ હશે.

**લ.**—હા, પણ એમ બોલાય છે, એટલુંજ જાણવામાં શું દાહડો વળ્યો ? તેની મતલબ સમજવી જોઇએ ના !

**વ.**—હા, એ વાત તો ખરી.

**લ.**—માના લોહીથી બાળકનું પોષણ થાય છે, એનો અર્થ એવો છે કે બાળકના શરીરની તેમજ તેના મગજની એટલે ગુણ દોષની રચના એ બધી રચના માના લોહી પ્રમાણે તથા માના તે વખતના આચરણો પ્રમાણે થાય છે, અને માના જે અનેક ગુણો તથા દોષો ( શરીરના તેમજ મનના ) બાળકમાં ઉતરે છે તે વિધાતાના આંકડા છે.

**વ.**—આતો નવાઈ જેવી જ વાત !

**લ.**—તમે કદી સાંભળ્યું જોયું કે વિચાર્યું ન હોય તેથી તમને નવાઇજ લાગે. દરેક માણસના રોજના આચાર વિચાર હોય તેની છાપ તેના શરીરના પોષણકારક રસ ઉપર થાય છે, ત્યાંથી તે અસર લોહી ઉપર થાય છે. લોહીદ્વારા તંતુઓ ઉપર અસર થાય અને એ પ્રમાણે માણસના આચાર વિચાર સારા કે ખોટા હોય તે પ્રમાણે તેના શરીરમાં ટેવ ઘર કરતી જાય છે. માણસના લોહીના દરેક ટીપામાં તેનો ગુણ દોષનો રંગ એટલે અસર હોય છે. અને ખાનપાન, વિચારો, તથા ચાલચલણ પ્રમાણે એ દરેક લોહીના ટીપામાં રોજ રોજ ફેરફાર થાય છે. સારો કે નઠારો !

**વ.**—ઠીક; આ વાત ઝીણી ખરી, પણ તે સર્વ વાતો કરતાં ઘણીજ વધુ ઉપયોગી પણ ખરી.

લ.—છેસ્તો! બાળક કેવું ઉત્પન્ન કરવું તથા તેને કેવું બનાવવું, એ વાત માબાપનાજ હાથમાં છે, અને મા તો તે બાળકના રગેરગની અને દરેક ગુણની વિધાતા છે, એ વાત તો હું પહેલાંજ કહી ગઇ છું.

વ.—મારી આંગળીઓ વિધાતાના આંકડાઓ ગણવાને તલપી રહી છે!

લ.—તે ગણાવું છું. ગણો. વિધાતાનો આંકડો પહેલો ( ૧ ) લો. જો માબાપનું બીજ રોગી હોય તો બાળક રોગી થવુંજ જોઇએ. રોગી માબાપનું બાળક આ આંકડો ગર્ભમાંથીજ પોતાના કપાળમાં લખાવી લાવે છે સમજ્યાં ના?

વ.—સત્યાનાશનીજ વાત તો! મા અથવા બાપને ગરમીનો રોગ થયો હોય તો બાળક ગરમીનો રોગ લઇને જન્મે કે?

લ.—એકવાર નહિ પણ અઢાર વાર! વિધાતાનો આંકડો બીજો ( ૨ ) જો. બાપની ઓછી શક્તિમાં કે નબળી દશામાં માને ગર્ભ રહે તો બાળક પણ નબળું અને દુબળું થાય. ગણો. વિધાતાનો આંકડો ત્રીજો ( ૩ ) જો. બાપ કે માને ક્ષય રોગ હોય અને તે રોગવાળી અવસ્થામાં ગર્ભ ધારણ થાય તો બાળકને વહેલા મોડો ક્ષય રોગ થવાનો સંભવ ખરોજ!

વ.—હા, એવા બનાવ તો ઘણા બને છે. નજરે દેખીએ છીએ.

લ.—કેમકે તે તો વિધાતાનો આંકડો છે ના! ગણો. વિધાતાનો આંકડો ( ૪ ) થો. બાપ દારૂડીઓ હોય અને દારૂના વ્યસનવાળી અવસ્થામાં ગર્ભ રહે તો બાળક પણ દારૂ પીવાની વૃતીવાળો થાય છે અને દારૂડીયાં માબાપોનાં છોકરાં દારૂ પીવાના છંદનો પોતાના કપાળમાં વિધાતાનો લેખ લખાવીને આવે છે! કેમ લેખ ખરો કે નહિ?

વ.—ત્યારે તો બેન, એમ કહોને કે બાળક તો નખશીખ માબાપના શરીરમાંથી નીકળેલું માબાપનુંજ બીજું શરીર છે!

લ.—ત્યારે બીજું શું છે? હજી તો પાશેરામાં પુણી થઇ! ગણો, આંકડો ( ૫ ). દીકરો વિષયી અને દુરાચારી થશે તેનો કપાળે

કામ પણ તે ગર્ભમાંથીજ લખાવી લાવે છે અને સદાચારી થશે તેનો લેખ પણ તે ગર્ભમાંથી લખાવી લાવે છે.

**વ.**—તમે તો મારી મજાક કરો છો! એવું તે વળી બનતું હશે કે?

**લ.**—અરે બેન! એમજ બને છે. હું તમારી મજાક કરતી નથી, હું ખરૂંજ કહું છું.

**વ.**—ત્યારે તો સદાચરણી માબાપોનાં છોકરાં સદાચરણી થાય અને દુરાચરણીનાં છોકરાં દુરાચરણી થાય, એમજ કહોને!

**લ.**—હું જે કહું છું તે એજ કહું છું. અપવાદ લેખે સારાં કુટુંબોમાં નઠારાં છોકરાં અને નઠારાં કુટુંબોમાં સારાં છોકરાં ક્યાંઇ ક્યાંઇ થતાં હશે. પણ સાધારણ નિયમ તો આવોજ છે કે માબાપ હોય તેવાંજ છોકરાં થાય.

**વ.**—ત્યારે ગર્ભ ધારણ કરવા વખતે માબાપે રોગબોગ વગરના થવું જોઇએ. સદાચારી પણ રહેવું જોઇએ, એમ તો ખરૂં ને!

**લ.**—ખરૂંજ. વળી મા કે જેને હું ખરી વિધાતા કહું છું તેણે તો ઘણી ઘણી વાતો ધ્યાનમાં રાખવાની છે.

**વ.**—ત્યારે તે બધી વાતો કહેવા માંડોને, બેન!

**લ.**—આ વાતોનો તરત પાર આવે એમ નથી.* તો પણ વિધાતાના હજી થોડા આંકડા ગણાવું છું. (૬) તમારી મોતીનો ભાણીયો બીકણ થશે કે બહાદુર થશે તેનો લેખ તમારી મોતીએ ગર્ભના સમયમાં લખ્યો હશે તેમજ થશે.

---

* ગર્ભ ધારણની અગાઉથી શું તૈયારી કરવી, નિરોગી, સદાચારી અને સુંદર બાળકો પેદા કરવા માટે શું કરવું, ગર્ભમાંના બાળકને કેવી રીતે કેળવવું, ગર્ભિણીએ ખાવા પીવામાં અને વિચારોમાં કેમ વર્તવું, ઇત્યાદિ અનેક ઉપયોગી વાતોનું દાખલા દલીલો સાથે એક પુસ્તક તૈયાર થયું છે. તેનું નામ **'સારી સંતતી'** નામ રાખવામાં આવેલ છે. **વૈદ્ય જટાશંકર.**

વ.—શું ભાણીઓ બીકણ થાય કે બહાદુર થાય તે વાત પણ મોતીના હાથમાં ? ભાણીઓ બીકણ થાય તો મોતી બિચારી શું કરે ?

લ.—સ્વભાવથી બીકણ માણસો અને બહાદુર માણસો થાય છે એ વાત તો તમે માનો છો ને?

વ.—હા, તે તો માનવીજ પડે. ઘણા ભાઈડા તેમજ બાઈડીઓ સ્વભાવે ડરકણ હોય છે અને ઘણાંને છાતીવાળાં પણ દેખીએ છીએ.

લ.—ત્યારે તે ડરકણપણું ક્યાંથી આવ્યું ? તેનો કોઈ વિચાર કરો છો ?

વ.—આ વાત તો ખરી, ભઈ! આતો તમે કોયડો ધર્યો! તમારા કોયડામાંથી નીકળવાનું મારૂં ગજું નહિ!

લ.—નીકળાય તે શી રીતે ? તમારૂં એક છોકરૂં નિરોગી કે સદાચારી ને બીજું રોગી કે દુરાચારી અથવા એક શરીરે મજબુત અને બીજું લુલું પાંગળું કેમ થયું તેનો તમે કોઈ દિ વિચારજ કર્યા કરો છો? બધું આંધળે બહેરૂં કુટો છો ને બિચારી વિધાતાનો વાંક કાઢ્યા કરો છો!

વ.—બેન ! તમારામાં આટલી બધી ઉંડી સમજણ છે, તે હું જાણુતી નહોતી. અમારા વૈદો પણ આ વાત સમજાવી શકતા નથી.

લ.—સમજાવી શકે નહિ, કે સમજાવે નહિ, તો ભલે, પણ વૈદક શાસ્ત્રના જુના ગ્રંથોમાં પણ આ બધી વાતો સાર રૂપે છે, એમ મેં સાંભળ્યું છે. હવે, વિધાતાનો આંકડો (૭) કહું છું. દયા, પ્રેમ, અને ભક્તિભાવના લેખ પણ ગર્ભમાં લખાય છે, અને ક્રુરતા, દ્વેષ, અને નાસ્તિકપણાના લેખ પણ ગર્ભમાંજ લખાય છે. એ લેખોના લખનાર વિધાતા પણ બાળકની મા જ છે.

વ.—લક્ષ્મી બેન ! આ તે તમે શું બોલો છો ? શું મા પોતાના બાળકને ક્રૂર, દ્વેષી અને અધર્મી બનાવે ખરી ?

લ.—મા પોતાના બાળકને એવું નઠારૂં બનાવવાને ઇચ્છતી

ખરી, પણ તેના પોતાના જ એ ગુણોનું ગર્ભમાં -ના-

ળકને એની મેળે પોષણ મળ્યા કરે અને તેથી બાળક એવું નઠારૂં બને; અને તેથીજ હું કહું છું કે ગર્ભમાં બાળકના લલાટમાં આ બધા વિધાતાના આંકડા લખનાર માજ છે.

વ.—બસ! બસ! બેન! હવે વધારે આંકડા જાણવાની મારી મરજી નથી. હું બધું સમજી ગઈ. થોડામાં બધું સમજી લીધું. એમજ કહોને કે ગર્ભમાંનું બાળક માનું લોહી ચૂસીને મોટું થાય છે અને તે લોહી સાથે માના બધા સારા કે નઠારા ગુણો બાળકમાં પણ આવે છે!

લ.—હા. એમજ.

વ.—જો એમ જ છે તો માએ નવ માસ સુધી માત્ર ખાવા પીવાની સંભાળ રાખવી એટલું જ નહિ પણ, બોલવા ચાલવાની એટલે વાણીની અને વિચારની પણ સંભાળ રાખવી. ગર્ભના દિવસોમાં મા કલેશ કરે, નઠારા વિચારો કરે, નઠારૂં બોલે, નઠારૂં દેખે અને નઠારૂં સાંભળે, અને એ સર્વ વાતોની અસર–છાપ ગર્ભમાંના બાળકમાં પડે તો બાળક પણ એવી અસરવાળું થાય, એમ જ કે નહિ?

લ.—શાબાસ, બેન! તમો તો મારૂં કહેવું બરાબર સમજી ગયાં છો!

વ.—તમે આટલું બધું સમજાવી સમજાવીને કહો ને ન સમજું? પણ બેન, તમારા વિધાતાના આંકડાની વાત તો હું કદી ભુલીશ નહીં હો!

## પ્રકરણ ૩૧ મું.

### ગર્ભના નવ માસ.

વ.—આવો, લક્ષ્મી બેન, આવરદા તો ઘણી મોટી! હું તમને હમણાંજ યાદ કરતી હતી કે ઘણા દિવસ થયાં લક્ષ્મી બેન કેમ કાંઈ જણાયાં નહિ. કાંઇ ફુરસદ લઇને આવ્યાં છો કે નહિ? તમને

ઘણુંએ પૂછવાનો વિચાર કરી રાખેલો હોય છે, પણ તમને તમારા ધંધામાં ફુરસદ ન મળે એટલે તમે પણ શું કરો?

લ.—હા, બેન! મને મારા કામ આડે ઘણી થોડી ફુરસદ મળે છે, તો પણ તમને જાણવા કરવાની ઘણી હોંશ, એટલે કહ્યું લાવ આજ તો જઇ આવું. ઝાઝીવાર બેસીશ નહિ. પેલા ભીખાભાઈ માસ્તરની વહુને ત્રીજે માસે ગર્ભસ્રાવ થઇ ગયો તેથી મને બોલાવી હતી. ત્યાંથી જ આવું છું.

વ.—ગર્ભ ત્રીજા માસનો છે કે બીજા માસનો છે એ વાત તમે શી રીતે જાણી શકો?

લ.—કેમ! ગર્ભના આકાર ઉપરથી, એટલે તે કેટલો મોટો છે તથા તેમાં કયા કયા અવયવો ફુટયા છે તે જોઇને કહી શકાય.

જ.—ત્યારે તો તે પણ જાણવા જેવું ખરૂં.

લ.—જાણવા જેવું તો ખરૂં જ તો. સ્ત્રીઓ નવ માસ સુધી ભાર ઉચકે, પણ તે નવ માસ સુધી આપણા ગર્ભસ્થાનમાં તે ગર્ભ (બાળક) કેવી રીતે વધે છે તે સંબંધનું તો તેઓ કશું જાણતી પણ નથી.

વ.—હા, તે વાત જાણવા જેવી ખરી. અમે તો બાળક અવતરે ત્યારે જાણીએ કે દીકરો આવ્યો કે દીકરી. અમે બીજું કાંઈ પણ જાણતાં બાણતાં નથી. ઠીક ત્યારે, આજ તો એજ વાત સમજાવો, બેન! ગર્ભ રહ્યો ત્યારથી તે બાળક અવતર્યું ત્યાં સુધીમાં ગર્ભ કેવી રીતે વધે છે તે બધું બેશ કરીને કહો.

લ.—લો. ત્યારે કહું. સ્ત્રી પુરૂષનો સંબંધ થાય છે તોજ ગર્ભ છે, એ વાત તો કહી ગઈ છું. એ ગર્ભ ક્યારે રહે છે તે પણ તમે જાણતાં હશો. હું તમને તે બધી વાતો કહી ગઇ છું.

વ.—હા. તે હું ભુલી ગઈ નથી. સ્ત્રીને નાવણ આવી ગયા પછી એક બે અઠવાડીયામાં ગર્ભ રહે છે.

લ.—બરાબર. હવે જુવો, ગર્ભ રહે છે એટલે શું થાય છે તે પ્રથમ કહું. સ્ત્રીના પેટમાં ગર્ભાશય કરીને એક ખાસ જુદોજ અવયવ

છે, તે વિષે પણ હું તમને કહી ગઈ છું. એ ગર્ભાશયની કોથળી સાથે પડખાની બે બાજુમાં બે થેલીઓ આવેલી છે અને ગર્ભાશય તથા એ થેલીઓને સાંધનારી બે નળીઓ છે તે પણ ગઇ વખત કહી ગઇ છું. બાજુની બે કોથળીને અંડાશય કહે છે. અંડાશય એટલે ઇંડાં રહેવાની જગા. આ થેલીમાં ઇંડાં તૈયાર થાય છે.

વ.—ઓ બાપરે! વળી સ્ત્રીઓને પણ પંખીની માફક ઇંડાં ખરાં કે?

લ.—હા. પ્રાણી માત્રના જીવની પહેલી શરૂવાત ઇંડાંથી જ થતી હોય એમ જણાય છે. સ્ત્રીને કાંઇ ખોડખાપણ કે રોગભોગ ન હોય તો સ્ત્રીને નિયમિત મહીને મહીને નાવણ આવે છે. આ નાવણ કેટલાક માસ સુધી આવ્યા કરે છે અને દર નાવણે ત્રણ ચાર દહાડા સુધી લોહીનો સ્ત્રાવ થાય છે. આ મુદતમાં સ્ત્રીના અંડાશયમાં ઇંડાં તૈયાર થાય છે અને તેવામાં પુરૂષ સંબંધ થાય છે તો તેમાંના એકાદ ઇંડામાં જીવનો સંચાર થાય છે. સ્ત્રીનાં આ ઇંડામાં પુરૂષનું બીજ મળવાથી ત્યાં ગર્ભની શરૂવાત થાય છે, સમજ્યાં ને?

વ.—ઓ મા! આ તો બધું જાણવા જેવું આવ્યું! અમે મૂર્ખીઓ આમાંનું કશું જાણતીયું નથી! વારૂ, પછી કહો.

લ.—પછી શું? સ્ત્રીને ગર્ભ રહ્યો કે તેમાંનું એક ઇંડું વધવા માંડે છે અને તે જ તમારો ગર્ભ.

વ.—વારૂ, પણ તમે તો ઘણાં ઇંડાંની વાત કરી, તો જેટલાં ઇંડાં, એટલાં છોકરાં કેમ થતાં નહિ હોય?

લ.—કુદરતની એવી જ રચના અને ઇચ્છા હોય છે જેથી બધાં ઇંડાંમાંથી એકાદ ઇંડું જ સ્ત્રી બીજ (રજ)થી સચેતન થઇને પુરૂષના બીજને ગ્રહણ કરે છે, અને તેથી જ ઘણીખરી સ્ત્રીઓને એક બાળક થાય છે, પણ કોઇને બે ત્રણ કે ચાર બાળકો પણ થાય છે તે વાત તમને કહેલીજ છે તો!

વ.—હા, તે તો કહેલું છે. ત્યારે, બીજાં ઘણાં ઇંડાંનું શું થતું હશે?

લ.—બાકીનાં ઇંડાં નાવણુ સાથે અથવા બીજા મેલ સાથે બહાર નીકળી જાય.

વ.—ઠી...ક! વારૂ, બેન, હવે જે એક ઇંડું જીવવાળું થાય છે તે અંડાશયમાં ક્યાં સુધી રહે છે?

લ.—તે ઇંડું અંડાશયમાં એક પેશીમાં હોય છે અને અંડાશય તથા ગર્ભાશયની વચેની નળીના મોં ઉપર આવે છે ત્યાં તે પેશી ફુટે છે ને એક અઠવાડીયું ત્યાં રહે છે; આઠ દીવસ પછી તે ઇંડું ધીમે ધીમે ગર્ભાશયની કોથળી (કમળ)માં આવવા માંડે છે અને આવતાં આવતાં તે ઇંડાંના બે ભાગ થતા હોય એમ લાગે છે. પક્ષીઓ પોતાનાં ઇંડાંને જન્મ આપીને તેને સેવે છે એટલે તે ફાટીને તેમાંથી બચ્ચાં અવતરે છે તે આપણે જાણીએ છીએ. એને મળતી જ ક્રિયા ગર્ભમાં થાય છે એટલે અંડાશયમાં ઇંડું તૈયાર થાય છે, મોટું થાય છે, અને ગર્ભાશયમાં આવીને ત્યાં બાળકનો આકાર થવાની અને વધવાની તૈયારી થાય છે.

વ.—વાહ! શું ઇશ્વિરનો બનાવ! ભલા ભગવાન! આજ તો બહુ ગમતવાળી વાત સાંભળી! બાઇ. તમારા વિના આ બધું મને કોણ સમજાવત?

લ.—સમજવાની ઇચ્છા હોય છે તેને સમજાવનાર પણ મળી રહે છે. પણ તમારા લોકો પશુ કરતાં વધારે અક્કલ ધરાવતા નથી; નહિ તો આવી જરૂરની વાતો જાણવાની તમે લોકોને ઈચ્છા ન થાય? નવ માસ ભાર વેઠો, પણ તે ભાર શું ચીજ છે. ત્યાં તે કેવી રીતે વધે છે અને કેવી રીતે બહાર આવે છે તેમાંનું કશું જાણો પણ નહિ? આ વાત દરેક માબાપે જાણવાની જરૂર છે.

વ.—ખરૂં કહો છો, બેન! આ ઘણી જ ઉપયોગી વાતો છે. વારૂ, પણ જે ઇંડું અંડાશયમાંથી ગર્ભાશય તરફ જવાની નળીમાં આવે છે અને આઠ દિવસના જીવવાળું હોય છે તે ઇંડાનો આકાર કેવડો હોય છે?

લ.—ઘણું ઠીક પૂછ્યું! આઠ દિવસના ગર્ભનો (ઇંડાનો) આકાર આશરે એક ઇંચ એટલે એક તસુના ૧૨૫ મા ભાગનો ( $\frac{1}{125}$ ઇંચ) હોય છે. તેમાં ન સમજો તો બીજી રીતે સમજાવું. એક જવના દાણાના ૪૦૦ ભાગ કરીએ તો એમાંના એક ભાગ જેટલું એ ઇંડું બારીકમાં બારીક અણું સરખું હોય છે, અને નીચે ગર્ભસ્થાનમાં ગયા પછી તેનું કદ વધવા માંડે છે.

વ.—ઓહો! એક ઇંચનો ચારસોમો ભાગ, ત્યારે તો સોયની અણીથી પણ નાનું!

લ.—હા, એથી પણ ઘણું નાનું. નરી આંખે તો દેખાયજ નહિ, એવડું! તમારી મોતીનો ભાણીયો પ્રથમના અઠવાડીયામાં સોયના નાકા જેવડા ઇંડામાં હતો, સમજ્યાં ના?

વ.—શું કહો છો? આમાં તો મારી અક્કલ મુંઝાઇ જાય છે, બા! શી ઇશ્વરની લીલા! વારૂ, પછી શી રીતે થાય છે?

લ.—પછી બીજા અઠવાડીયામાં તે ઇંડું ગર્ભાશયમાં ઉતરીને ગર્ભસ્થાનની કોથળીની એક બાજુમાં ચોટે છે, ત્યાં તે ઇંડાની આસપાસ એજ કોથળીની બારીક ત્વચા વધવા માંડી ને ઇંડાંને ઢાંકવા માંડે છે. લગભગ બીજા અઠવાડીઆની આખરે તે ઇંડું ગોળ આકૃતિ ધારણ કરે છે અને એટલામાં પેલું બારીક પડ ( ઢાંકણ ) તે ઇંડાંની ચારે તરફ ફરી વળીને ઇંડાંને બંધ કરી દે છે.

વ.—ત્યારે તેમાં અવયવો ક્યારે દેખાવા માંડે છે?

લ.—બીજા અઠવાડીયાની આખરે એટલે ત્રીજા અઠવાડીયામાં તેમાં માત્ર જરા જરા આકારો ફુટવા લાગે છે.

વ.—હેં, બેન! આટલા બારીક ગર્ભમાં વળી અવયવોના આકારો શી રીતે દેખાતા હશે?

લ.—એટલું પણ જાણતાં નથી? નાની ચીજને મોટી કરીને બતાવનાર કાચ આવે છે, જેને સૂક્ષ્મદર્શક યંત્ર કહે છે. તે રાખીને જોવાથી નરી આંખે જે ન દેખાતું હોય તે પણ આ કાચની મદદથી દેખાય.

વ.—વાહ! મજાની યુક્તિ! ત્યારે તો એમજ કહોને કે ઇંડું જીવવાળું થયું ત્યારથીજ બધા અવયવો ઇંડાની સાથેજ તૈયાર થઇ ગયા હોય છે. આંખે દેખાતા નથી એટલુંજ!

લ.—શાબાશ! ઠીક સમજી ગયાં! બનાવ તો તમે કહો છો તેમજ છે. જુવો, વધારે સમજાવું. આંબલીનો કચુકો આપણા આંગણાની જમીનમાં ઉગીને તેમાં કાંટો ફુટેલો તો તમે ઘણીવાર જોયો હશે. તે કાંટો સોયની અણી જેવો બહાર આવે છે, અને એજ કાંટામાંથી આંબલીનું મોટું ઝાડ થાય છે, તે વાત તો ખરી કે?

વ.—હા, તે તો ખરૂંજ તો!

લ.—આંબલીનું આખું ઝાડ એ કાંટામાં બારીક રૂપમાં હતું, તેજ ઝાડ મોટા રૂપમાં બહાર આવ્યું, એમ સમજવું. જેમ કાંટામાં આંબલીનું આખું ઝાડ છે પણ દેખાતું નથી, તેમ સ્ત્રીના ગર્ભાશયમાં તૈયાર થએલ આ ઇંડામાં આખું માણસ છે, પણ દેખાતું નથી. કેમ! હું કહું છું તે સમજી શકો છો?

વ.—તમે દાખલો એવો બેશ આપ્યો કે ઝટ સમજી જવાય. હું તે તમારી સમજાવવાની ચતુરાઇનાં વખાણ કરૂં કે પ્રભુની અદ્ભુત માયાનાં વખાણ કરૂં! ત્યારે તો એમજ કહોને કે ગર્ભાશયમાં પતિનું બીજ પડીને સ્ત્રીના બીજમાં મળ્યું કે ત્યારથીજ માણસનો આકાર નક્કી થઇ ગયો.

લ.—રંગ છે! બરાબર સમજી ગયાં; એમજ છે. જેમ આંબલીના બીમાં—આંબલીયામાં—આખું ઝાડ છે, તેમ માણસના બીજમા પણ આખું માણસ છે. આંબલીયો જમીનમાં વાવ્યા વિના ઉગતો નથી, તે જમીનમાં પડે છે ત્યારે જ ઉગીને કાંટો ફુટે છે. એમજ પુરૂષનું બીજ સ્ત્રીના શરીરમાં પડ્યા પછી જીવવાળું ઈંડું તૈયાર થાય છે. આંબલીયાનો જમીનમાં કાંટો ફુટીને ધીમે ધીમે પાંદડાં ડાળાવાળું મોટું ઝાડ થાય છે, એવીજ રીતે આ ઈંડામાંથી હાથ, પગ, માથું, નાક, મોં, કાન, ઇત્યાદિ અવયવોવાળું બાળક તૈયાર થાય છે. જો

બીજમાંજ આ બધાં અવયવો ન હોય તો બાળકમાં તે અવયવો ક્યાંથી આવી શકે? આંબલીયામાંથી આંબલીજ ઉગે છે, આંબો ઉગતો નથી; એમજ માણસના બીજમાંથી માણસ જ પેદા થાય છે. વાતોથી ખાત્રી થાય છે કે માણસના તેમજ બધાં પ્રાણી અને વનસ્પતિનાં બીજમાંજ પોતપોતાના સંપૂર્ણ આકારો હયાત જ હોય છે: પણ તે એવા બારીક રૂપે હોય છે કે શરૂવાતમાં આપણે આપણી આંખથી તે જોઇ શકતા નથી. આંબલીયાનો એક કાંટો ફુટીને પછી તેમાં પાંદડાં, ડાળીઓ, વગેરે વધારે મોટા આકારમાં દેખાવા માંડે છે, તેમજ ગર્ભમાં બને છે.

વ.—ધન્ય છે, બાઇ, તમારી બુદ્ધિને! પ્રભુની લીલાનો પણ કાંઇ પાર નહીં! એક સોયના નાકા જેટલા ઇંડામાં આખું માણસ! તમારી સમજાવવાની યુક્તી પણ એવી છે કે મારા જેવી બોથડ બાઇડીઓ પણ જલ્દી સમજી શકે. ત્યારે બીજા અઠવાડીયાની આખર પછી ગર્ભના શરીરના કેટલાક ભાગોની જરા જરા નિશાનીઓ દેખાવા લાગે છે, એમજ કે નહિ? વારૂ, પછી કહો.

લ.—હા. માત્ર આછો આછો આકાર દેખાય. ખુલ્લો ખુલ્લો નહિ. ત્રીજા અઠવાડીયામાં આ ઇંડાનું કદ ૧/૪ ઇંચનું થાય છે અને તેની અંદરના ગર્ભનું કદ ૧/૧૨ ઇંચ જેટલું હોય છે.

વ.—ઓ બાપરે! આવડું નાનું ઇંડું અને તેમાં પાછો ગર્ભ? વારૂ, ત્રીજા અઠવાડીયાની આખર સુધીમાં એ ઇંડામાં બીજો શું શું ફેરફાર થાય છે?

લ.—એ ગર્ભના ઉપરના પડમાંથી રક્ત નળીયોના ઝુમખાઓ ફુટવા માંડે છે; ગર્ભ ૧/૨ ઇંચનો થાય છે, મગજના મૂળ ભાગો અને આંખો તથા કાનના મૂળ આકારો દેખાવા માંડે છે, મોં પાંચ ખુણાવાળું દેખાય છે, અને પીઠ બહુજ વળેલી દેખાય છે.

વ.—તમે રક્ત નળીઓના ઝુમખાની વાત કરી, તે ઝુમખો શા માટે નીકળતો હશે?

લ.—બહુ સારી વાત પૂછી. માના ગર્ભસ્થાનમાં બાળક પેદા તો થયું. પણ તે બાળક કાંઇ અમથું વધે? તેને ખાવાનું જોઇએ ના! ખોરાક વિના વધી શી રીતે શકે? એ રક્ત નળીઓ વાટે માનું લોહી બાળકના શરીરમાં જાય છે અને તેથી બાળક વધે છે.

વ.—બાળકનું પોષણ ગર્ભમાં મોંથી થતું હશે કે કેમ?

લ.—નારે બેન! કુદરતે તેના પોષણની બીજી યુક્તિ કરી છે. મેં કહી તે રક્ત નળીઓના ઝુમખાઓ વાટે માનું લોહી બાળકના નાળવામાં જાય છે અને તે નાળવા રસ્તે ડુંટીમાં થઇને બાળકના શરીરમાં ચડે છે. તેથી ગર્ભ વધતો જાય છે. આ વાત તમને અગાઉ પણ ઇસારે જણાવી છે.

વ.—વાહ! શી ગમત કરી છે! વારૂ, હવે એક માસના બાળકની વાત કરો જોઉં!

લ.—એક માસના ગર્ભનું ઇંડું કબુતરના ઇંડા જેવડું એટલે આશરે પોણા ઇંચનું હોય છે અને વજનમાં આશરે પાવલીભાર જેટલું હોય છે. નાભિ બરાબર ખીલે છે. ઇંડાની અંદરનો ગર્ભ ¼ ઇંચનો લાંબો હોય છે અને એક નાના જાડા વાંક વળેલા કીડા જેવો તેનો આકાર દેખાય છે. આ ચોથા અઠવાડીયામાં આ કીડા જેવો ગર્ભ વધારે વાંકો વળે છે, તે એટલો બધો કે માથું અને પૂછડી (નીચે પૂછડી જેવોજ આકાર હોય છે) લગભગ અડોઅડ આવી જાય છે. ગર્ભની પીઠ વાંકી વળીને એક ગોળ ચક્ર જેવી દેખાય છે. વળી આંખો એ કાળાં મીંડાં જેવી દેખાય છે, અને ઝાડમાં ફણુગા ફુટયા હોય તેની પેઠે હાથપગના આકારો ફણુગા જેવા દેખાય છે.

વ.—વારૂ, હવે બીજા માસની વાત કહો.

લ.—પાંચમા અને છઠ્ઠા અઠવાડીયાની વચ્ચેનો ગર્ભ લંબાઇમાં લગભગ સવા ઇંચનો થાય છે. ચાર અઠવાડીયાના ગર્ભમાં જે હાથ પગો માત્ર ઝાડના ફણુગા જેવા લાગતા હતા તે પાંચમા અઠવાડીયાથી ખુલ્લા આકારથી દેખાય છે. હાથ પગનાં આંગળાંના આ-

ક્કારો પણ બીજા માસમાં દેખાય છે. છઠ્ઠા અઠવાડીયા પછી આંખનાં પોપચાં દેખાવા માંડે છે. આંગળીઓ છુટી પડે છે; બીજા માસની આખરે ગર્ભની લંબાઈ ૧ ઈંચ થાય છે અને નીચે પુછડી જેવો આકાર દેખાતો બંધ પડે છે. આ બીજા માસની આખરે ગર્ભમાં માણસનું રૂપ પરખાઇ શકાય છે.

વ.—વાહ ! આ તો ઝડપ બંધ ફેરફાર થતો આવે છે. તમે કહ્યું હતું કે તેનું માથું તથા પૂછડી લગભગ અડોઅડ આવી જાય એવી રીતે તે ગર્ભ કીડાની પેઠે વાંકો વળી ગયેલો હોય છે, તો તેવો વાંકો ક્યાં સુધી રહે છે ?

લ.—ત્રીજા મહીનામાં તે પ્રથમ કરતાં સીધો થાય છે અને પછી દર માસ વધારે સીધો થતાં થતાં છેવટ હાથ પગનાં ટુંટીયાં વાળીને બેસણીભર બેસીએ છીએ એવી રીતે થઈ રહે છે.

વ.—વારૂ, હવે ત્રીજા માસની વાત કરો જોઉં !

લ.—હા, ત્રીજા માસના આરંભમાં ગર્ભનું ઈંડું મુરઘીના ઈંડા જેવડું હોય છે, નાળ ઘણો વધેલો હોય છે; ઈંડાની અંદરનો ગર્ભ લંબાઇમાં ૧ થી ૧૧ ઈંચ હોય છે, અને વજનમાં પણ થોડો વધેલો હોય છે. હાથ પગના જુદા જુદા બધા ભાગો આ માસમાં ખુલ્લા દેખાય છે. બે પગનાં તળીયાં સામસામા આવી રહે છે; અઢી માસના ગર્ભની લંબાઇ સવા ઈંચ કરતાં પણ વધી જાય છે; જનન ઇંદ્રિનો આકાર બહાર આવવા લાગે છે, પણ છોકરો છે કે છોડી છે તે ચોક્સપણે માલમ પડતું નથી. ગર્ભનું માથું ધડના પ્રમાણમાં પ્રથમથી જ ઘણું મોટું હોય છે, અને આ માસની અંતે પણ મોટું જ હોય છે. માથાનાં પ્રમાણમાં ધડ ઘણું પાતળું હોય છે અને બાળક ઘણું બેડોળ લાગે છે. હાથ ( ભુજા ) ખભેથી નીચે નમેલ હોય છે, પણ હાથનો છેડાનો ભાગ એટલે પોંચો દાઢી તરફ ગયેલો હોય છે. પગ અંદરથી વળેલા હોય છે. હાથ પગના આંગળાંના નખનો મૂળ આકાર દેખાય છે. માથું પ્રથમના કરતાં વધારે ટટાર થાય છે અને પીઠનો

વાંક ઓછો થાય છે, પાસળીઓ ખુલ્લી થવા લાગે છે તેથી પેટ અને છાતી એવા બે ભાગ ખુલ્લા થાય છે. ત્રીજા માસની અંતે ગર્ભની લંબાઈ આશરે ૩ ઈંચની હોય છે, ઈંડું આશરે ૪ ઈંચ લાંબુ હોય છે, અને વજન ૧૦ તોલા જેટલું હોય છે. આંખનાં પોપચાં મીંચાઈ જાય છે, નાક પહોળું અને ત્રણ ખૂણાવાળું દેખાય છે તથા હોઠ જાડાને દાઢી અણીદાર માલમ પડે છે. પુરા ત્રણ માસનો ગર્ભ આવો હોય છે. કેમ સમજ્યાં ?

વ.—હા, સમજી ખરી પણ તમે તો કહ્યું છે કે ગર્ભ ઈંડાંમાં વીંટાયો હોય છે, ત્યારે તેના આ બધા આકારોની શી રીતે ખબર પડતી હશે ?

લ.—વાહ, એ જાણવું તો સાવ સહેલું છે, સ્ત્રીઓને ગર્ભસ્ત્રાવ થાય છે ને ગર્ભ બહાર પડે છે, તે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોઈને પરીક્ષા કરવાથી આ બધું સમજી લેવાય. સ્ત્રીઓને ગર્ભસ્ત્રાવ મોટે ભાગે આ ત્રીજા મ[illegible]માં જ થાય છે.

વ.—ઠીક, એ તો હવે બરાબર સમજી, હવે ચોથા માસમ ગર્ભ કેવડો થાય છે તે કહો.

લ.—કહું, સાંભળો. સાડાત્રણ માસનો ગર્ભ આશરે ૪॥ ઈંચ લાંબો હોય છે. ચોથા મહીનાની આખરે ઓર વજનમાં તથા જાડાઈમાં વધે છે, નાળવું ગર્ભની લંબાણ કરતાં બમણું ત્રમણું લાંબુ વધે છે, ગર્ભની લંબાઈ ૫ ઈંચની થાય છે અને વજન આશરે ૨૦ તોલા ભારનું હોય છે તથા માથું ધડના ૪ થા ભાગ જેટલું હોય છે. મોં, આંખો, કાન તથા નાક બરાબર આકાર લે છે. આ માસની આખરે બાળક નરજાતિનું છે કે નારીજાતિનું છે તે સહેલથી ઓળખાય છે. જનન અવયવો આકારમાં વધેલા માલમ પડે છે.

વ.—બહુ મજાની વાત જાણી. વારૂ, હવે પાંચમા માસના ગર્ભની વાત કહો.

લ.—ચોથો મહીનો પુરો થયા પછી અને પાંચમો માસ અરધો

ત્રીસા પછી બાળક ૬ ઇંચનું થાય છે. ચહેરા ઉપર કરચોળીઓ પડે છે. માથાની ખોપરીમાં તેમજ શરીરના બીજા ભાગો ઉપર વાળ દેખાય છે. ચામડી પ્રથમ કરતાં મજબુત અને ગુલાબી રંગની હોય છે. પાંચમો મહીનો પુરો થતાં ગર્ભ ૮ ઇંચનો થાય છે અને વજનમાં આશરે ૧ રતલ થાય છે. નખ થવા લાગે છે, અને હવે ગર્ભ ફરકતો થાય એવું માને માલમ પડે છે.

**વ.**—ઓહો ! એક માસમાં તો બાળક ઘણુંજ વધ્યું જો !

**લ.**—વધે કેમ નહિ ? જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તે ઝડપબંધ વધવા માંડે છે.

**વ.**—વારૂ, ઠીક; હવે છઠા માસની વાત કરો.

**લ.**—છઠો માસ પુરો થતાં બાળક ૧૨ ઇંચ લાંબો થાય છે, અને વજનમાં ૧ાા શેર થાય છે. ચામડીમાં કરચોળીઓ વળે છે, અને ઝાંખા લાલરંગની દેખાય છે. આંખની પાપણો અને ભમરો ઉગવા લાગે છે, નખ બહાર નીકળે છે; આ ઉમરે જન્મેલ બાળક બહુ ધીમે ધીમે શ્વાસ લે છે, પણ થોડા કલાકમાં મરણ પામે છે.

**વ.**—ત્યારે છઠ્ઠા માસમાં પ્રસવ થાય તો તે બાળક જીવી શકે નહિ, એમ કે ?

**લ.**—નજ જીવે. સાતમા માસમાં જન્મે તે બાળક પણ ઘણું ખરૂં જીવતું રહેતું નથી. હવે બાકીના માસની વાત કહું છું તે સાંભળી લો.

**સાતમો માસ**—બાળકની લંબાઇ ૧૪ ઇંચની અને વજન ૨ાા રતલનું હોય છે. ચામડી હજી કરચોળીવાળી હોય છે, અને ચીકાસવાળી હોય છે. પોપચાં ખુલ્લાં થાય છે. સાતમે માસે અવતરેલું બાળક બહુ ધીમો શ્વાસ લે છે, ધીમું ધીમું રૂવે છે, પણ થોડા કલાકમાં કે થોડા દહાડામાં મરી જાય છે.

**આઠમો માસ**—બાળકની લંબાઇ ૧૬ ઇંચ, અને વજન ૩ાા રતલનું હોય છે. ચામડીનો આકાર માંસના જેવો થાય છે, માથાના

વાળ વધારે જાડા થાય છે. આ ઉમરે જન્મેલ બાળક બહુ સંભાળથી ઉછેરવામ આવે તો બચે.

**નવમો માસ**—બાળકની લંબાઈ ૧૬ાા થી ૧૭ાા ઈંચ અને વજન ૪ રતલનું હોય છે, શરીર ઉપરની કરચોળીઓ દેખાતી બંધ પડે છે અને શરીર વધારે ગોળ બને છે. નવમે માસે જન્મેલાં બાળક જીવે છે પણ પૂર્ણ માસે અવતરેલા બાળક જેવાં તે ચંચળ હોતા નથી, બહુ ઉંઘે છે, અને જો સંભાળ લેવામા ન આવે તો મરી જાય.

**દશમો માસ**—દશમે માસે જન્મનાર બાળકની સરાસરી લંબાઈ ૨૦ થી ૨૧ ઈંચની હોય છે. સરાસરી વજન સાત રતલ હોય છે. શરીર વધારે ભરાવદાર થાય છે. ચામડીની અતિ લાલાશ જતી રહે છે. નખ આગળીના છેડાથી બહાર નીકળે છે; બાળક જન્મે છે કે ચીસો પાડવા લાગે છે, પોતાના હાથ પગ છુટથી હલાવે છે અને છાતીએ મૂકવાથી ધાવવા મંડે છે.

વ.—વાહ રે ! બેન, આ તો બધુંય જાણવા જેવું ખરૂં, આવું આવુ જાણી રાખ્યું હોય તો ઘણો ફાયદો છે.

લ.—ફાયદો તો ખરોજ તો. વારૂ, હું જે જે કહી ગઈ તે બધુ તમને યાદ રહ્યું ?

વ.—હા. બધું યાદ રહ્યું છે. યાદ ન રાખું તો તમને માથા-કુટ શા માટે કરાવું ?

લ.—બહુ સારૂં. ત્યારે એકવાર મારી પાસે બોલી જાઓ, જોઉં !

વ.—લ્યો, બોલી જાઉં. સ્ત્રીઓના ગર્ભસ્થાનની ડાબી જમણી એ બાજુમા બે થેલીઓ હોય છે અને તે થેલીઓ તથા ગર્ભસ્થાન બે નળીઓથી જોડાયેલ હોય છે. સ્ત્રીઓને નાવણ આવે છે તેનું રક્ત આ બે થેલીઓમાં પેદા થાય છે અને દરમાસ તે નાવણનું લોહી તે થેલીઓમાથી ગર્ભસ્થાનમાં થઈને બહાર પડે છે. જ્યારે ગર્ભ રહેવાનો હોય છે ત્યારે નાવણુ બંધ થાય છે, અને બેમાંથી એક થેલીમાંના

ઈંડામાં જીવનો સંચાર થાય છે. એ જીવ ઈંડા રૂપે હોય છે, એટલે ઈંડાંની અંદર ગર્ભની ઉત્પત્તિ થાય છે. આ જીવવાળું ઈંડું થેલીમાંથી પેલી નળીવાટે ગર્ભસ્થાનની કોથળીમાં ઉતરી તેની અંદરની દીવાલને ચોટે છે અને ત્યાં તે ઈંડાંની આસપાસ એક પડદો ફરી વળે છે. આ રીતે ગર્ભમાં ઈંડા રૂપે એક પડદો તો હોય છે અને પાછો આ બીજો પડદો બંધાય છે અને અંદરનો ગર્ભ આ બેવડા ઢાંકણની અંદર પુરાઇ રહે છે. આઠ દિવસનો આ ગર્ભ સોયની અણીથી પણ ઘણો નાનો હોય છે, અને બીજું અઠવાડીયું પુરૂં થઇને ત્રીજું બેસતાં ગર્ભમાં અવયવોના આકારો ફુટવા માંડે છે. વળી ત્રીજા અઠવાડીઆની આખરે ઈંડાના ઉપલા પડદામાં રક્ત નળીઓના ઝુમખા નીકળે છે અને એ રક્ત નળીઓ વાટે બાળકને નાળચા રસ્તેથી પોષણ મળે છે. એક માસનું ગર્ભનું ઈંડું કબુતરના ઈંડા જેવડું હોય છે અને તેની અંદરનો ગર્ભ એક લાંબા વાંકા વળેલા કીડા જેવો હોય છે, ગર્ભનું માથું ઘણું મોટું હોય છે અને ધડ કમાનની પેઠે વળીને માથું તથા નીચેનો પુછડી જેવો દેખાતો ભાગ લગભગ પાસે આવી જાય છે: આંખોને બે કાળાં મીડાં દેખાય છે અને ઝાડના ફણગા ફુટે એવી રીતે હાથ પગના આકાર ફણગા જેવા જણાય છે. બીજા માસમાં હાથ પગના આકારો વધારે ખુલ્લા થાય છે, નીચેનો પુંછડી જેવો આકાર બંધ પડે છે અને ગર્ભ માણસનો આકાર ધારણ કરે છે. ત્રીજા માસમાં વાંકો ગર્ભ સીધો થવા માંડે છે, હાથ પગના ભાગો જુદા જુદા દેખાવા લાગે છે. સ્ત્રી કે પુરૂષ જાતિના અવયવોના આકારો જણાવા લાગે છે પણ કઇ જાતી છે તે નક્કી કરી શકાતું નથી; માથું વધારે ટટાર થાય છે, પીઠનો વાંક ઓછો થાય છે. આ માસનો ગર્ભ ૩ ઇંચ લાંબો અને પાશેર વજનનો હોય છે. ચોથા માસમાં ગર્ભનો પડદો જાડો થાય છે, નાળવું ગર્ભની લંબાઇ કરતાં બમણું ત્રમણું થાય છે; મોં, આંખ, કાન, નાક વગેરે અવયવો બરાબર આકાર લે છે અને બાળક છોકરો છે કે છોકરી છે તે સહેલથી ઓળખાય છે, કેમકે જાતિ દર્શાવનાર

અવયવો આકારમાં વધેલા હોય છે. ગર્ભ લંબાઇમાં ૫ ઇંચ અને વજનમાં ૨૦ તોલા થાય છે.

લ.—વાહરે, વખત બેન! તમે તો બરાબર યાદ રાખ્યું છે? વારૂ, પછી દશમા માસ સુધીનું બોલી જાઓ.

વ.—પાચમા માસમાં બાળકના માથા ઉપર વાળ દેખાવા માડે છે. આ માસથી બાળક ફરકે છે અને લંબાઇમાં ૮ ઇંચ અને વજનમા એક રતલ હોય છે. છઠ્ઠા માસના બાળકને આખની પાપણો અને ભમરો ઉગવા લાગે છે, નખ બહાર આવે છે. બાળક ૧૨ ઇંચ લાબુ અને ૧ાા શેર વજનનું હોય છે. સાતમે માસે બાળક ૧૪ તસુ લાબુ અને ૨ાા શેર વજનનું હોય છે. આઠમે માસે ૧૬ તસુ લાબુ અને ૩ાા શેર વજનમા હોય છે; નવમે માસે બાળકની લંબાઇ આશરે ૧૭ તસુ અને વજન ૪ શેરનું હોય છે, અને દશમા મહીનાનું એટલે નવ માસ પુરા થઇ દશમો માસ બેઠા પછીનું બાળક ૨૧ તસુ લાબુ અને ૭ રતલ વજનનું હોય છે. આઠમે માસે બાળક જન્મે તો બહુ સંભાળીને ઉછેરીએ તો બચે, નવમે માસે જન્મેલા બાળકને પણ બહુ સંભાળથી ઉછેરવું જોઇએ, કેમકે બહુ નબળું હોય છે. દશમે માસે અવતરેલ બાળક ચંચળ હોય છે, મોટા ઘાટાથી રૂએ છે અને હાથપગ છુટથી ફરવે છે.

લ.—શાબાશ છે, તમને! તમારી યાદશક્તિ તથા બુદ્ધિના હું શું વખાણુ કરૂં? તમે બધું વર્ણન બરાબર કરી ગયા!

વ.—બધું વર્ણન ન કરી શકું તો પછી તમારા પાસેથી શીખું શા માટે? પણ, બેન આજની વાતથી તો બહુ મજા પડી જો! ગર્ભનું ઇંડું ને તેમાં વળી ગર્ભ! અને વળી તેના ઉપર પડદો! ને વળી તેના સાથે લોહીની નસો! ને તે નસોવાટે બાળક માના શરીરમાથી પોષણ લેઇને વધે! વળી આંખે તો દેખી પણ ન શકાય એવા બારીક ઇંડામાંથી નવ માસમાં ૭ રતલનું બાળક થઇ જાય અને એક ઇંડામાંથી માણસનો આકાર બની જાય! આજ તો કંઇ

કંઈ વાતો જાણીને હું તો ઘેલી ઘેલી બની જાઉં છું ! બાઇ તમને એકનાં એકવીશ થજો ! તમારા વિના આવું બધું જ્ઞાન કોણ આપે ? વારૂ, આ બધું તો હું સમજી, પણ ગર્ભિણીને બાળક ક્યારે અવતરશે તે અગાઉથી જાણી શકાય ખરૂં કે ?

લ.—હા, તે જાણવાની પણ રીતો છે. વિદ્વાન અનુભવી માણસોએ તેની પણ કેટલીક રીતો નક્કી કરેલી છે.

વ.—ત્યારે તેવી પણ એકાદ રીત હોય તે કહોને, બેન !

લ.—હા. લ્યો કહું. તેની એક રીત એવી બતાવવામાં આવી છે કે ગર્ભ રહ્યા પહેલાં જે દહાડેથી દસ્તાન બંધ રહ્યું હોય તે તારીખમાં ૭ દિવસ મેળવવા અને ત્રણ મહીના પાછલા બાદ કરવા અથવા નવ માસ વધારવા જે દિવસ આવે તે અડવાડીયું બાળક અવતરવાનું સમજવું.

વ.—આ વાત જરા બેશ કરીને કહો. હું બરાબર સમજી નથી.

લ.—એમ ધારો કે એક સ્ત્રીનું નાવણ ( રક્ત ) તા. ૩ જી માર્ચના રોજ બંધ થયું હોય તો તેમાં ૭ દહાડા ઉમેરવા એટલે તા. ૧૦ મી માર્ચ થઈ. અને તેમાંથી ત્રણ માસ બાદ કરવા અથવા નવ માસ ઉમેરવા એટલે ડીસેમ્બરની તા. ૧૦ મી થઇ. તા. ૩ જી માર્ચને દિવસે નાવણ બંધ થયું હોય તેને તા. ૧૦ મી ડીસેમ્બરવાળા અડવાડીઆમાં પ્રસવ થવાનો સંભવ સમજવો. ગર્ભ રહ્યાનો દહાડો અને પ્રસવનો દહાડો દર્શાવનારૂં એક પત્રક જોવાથી આ હિસાબ કરવો જ ન પડે.

વ.—વાહ ! આ તો બહુ મજાનો હિસાબ ! અને વળી તેનું પત્રક પણ તૈયાર ! ફક્ત જોઇ લેવું એટલીજ વાર !

લ.—હા, ગર્ભ રહ્યાનો દિવસ નક્કી હોય એટલે તે જોઇને તેના કોઠામાં તેનીજ નીચેનો તારીખ માસ જોઇ લો એટલે પત્યું !

વ.—પણ ગર્ભ ક્યે દિવસે રહ્યો છે તે તો કાંઇ સૌના જાણવામાં હોતું નથી. ત્યારે તે દિવસ શી રીતે નક્કી કરવો ?

લ.—ગર્ભ રહ્યાનો દિવસ નક્કી ન થાય, પણ નાવણ બંધ થયાનો દિવસ તો યાદ હોય ના?

વ.—હા, તે તો યાદ હોયજ. ત્યારે નાવણ બંધ થયાનો દિવસ તેજ ગર્ભ રહ્યાનો દિવસ ગણીને ઉપલો હિસાબ કરવો?

લ.—હા, એમજ.

વ.—ત્યારે, બેન, તમારૂં તે પત્રક મને લખાવશો?

લ.—ઘણી ખુશીથી લ્યો, લખી લો. ( જુવો આ પુસ્તકનું પૃષ્ઠ ૪૧૨) વારૂ, બેન, હવે જાઉં છું.

વ.—હવે જવાય છે. જરા તો બેસો.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### ગળથુથી.

વ.—વારૂ, લક્ષ્મી બેન ! બાળક જન્મે છે ત્યારે આપણામાં ગળથુથી પાવાનો ચાલ છે, તે તો તમે જાણો છો ના ?

લ.—હા, કેમ ના જાણું! તમારા લોકોમાં જ ફરનારી છું ને જાણું નહિ ? કોઈ તેને ગળથુ કહે છે ને કોઈ ગળથુલી પણ કહે છે.

વ.—ત્યારે એ ગળથુથી અથવા ગળથુલી વાસાનાં બાળકને પાવી તે ઠીક કે નહિ? તે ચાલ કેમ પડ્યો હશે ?

લ.—તમને આગળ* એકવાર કહી ગઈ છું કે બાળક અવતરે છે ત્યારે પ્રસુતિને પહેલા બે ત્રણ દહાડા સુધી છાતીમાં ધાવણ આવતું નથી અને તે કારણથી તમારા લોકો દુધને બદલે ગળથુથી પાતા હશે. અમારા ડાક્ટર સાહેબ તો દુધ પાવાની જ ભલામણ કરે છે. એકાદ વાસાના બાળકના ગળામાં દુધ વિના બીજું કંઇ અપાતું હશે કે?

વ.—ત્યારે અમારાં બૈરાંઓ તેમજ જુની દાઇયણો તો બાળકને ગોળ, ગંઠોડા અને અલાબલા એવી ચીજોનું રેડીયું કરીને પાય છે, તેથી તો નુકશાન ખરૂં જ કે ?

---

* જુવો પ્રકરણ ૯ મું છોકરૂં ઉછેરવાની રીત.

લ૦—નુકશાન તે વળી એક વાર નહિ ! અરે ! બેન ! ગોળ ગંડોડાની શું વાત કરો છો ! હું તો એમ પણ સાંભળું છું કે કેટલીક મૂર્ખ જુની દાઈયણો બાળક અવતરે છે ત્યારે તેના મોંમાં ખાંડ આપે છે અથવા પાઈ દે છે, અને એવું કહે છે કે બાળક અવતરે ત્યારે ખાંડ પાઈએ તો પછી તે કોઈ દી ભરાઈ જાય નહિ.

વ૦—હા, મેં પણ આ વાત સાંભળી છે ખરી. પણ ખાંડથી તો ઘણુંજ નુકશાન થાય, ખરૂં કે નહિ ?

લ૦—નુકશાન તો બેન ઘણું છે, પણ આપણે તે વાત ક્યાં સમજીએ છીએ. 'નહિ ઝાડ ત્યાં એરંડો રૂખ' એવો આપણો ઘાટ થયો છે. આપણામાં પૂરી અક્કલ બળી નથી એટલે દાયણ કહે તે સાચુંજ માનવું તો ! દાયણ કહે છે કે પહેલે દીવસે ખાંડ પાઈએ તો પછી બાળક ભરાય નહી, પણ ખાંડ પાવામાં તો બાળકમાં સસણીના રોગનું બીજ રોપાય છે, તે સમજવા જેટલી તમારી બાઇડીઓમાં સમજણ ક્યાં છે ?

વ૦—હા, બેન ! જો અમો સમજતાં હોઇએ તો એવું કામ કરતાં દાયણને અટકાવીએજ નહિ ! વારૂ, પણ ગળથુથી પાવાનો ચાલ તો પરાપૂર્વેથી ચાલ્યો આવે છે એમ કહેવાય છે, તો તે ચાલ કાંઇ સમજીને પાડ્યો હશે કે નહિ ? મારા પીયરમાં એક વૈદ્યરાજ આવે છે, તે તો એક વાર મારા બાપાને કહેતા હતા કે જુના વૈદક શાસ્ત્રમાં પણ એવું પાવાનો લેખ છે. તેઓ પોતે સમજુ વેદકના ગ્રંથો જોયેલા અને વળી અનુભવી છે અને તેઓ પણ ગળથુથી પાવાના હાલના ચાલને ધિક્કારતા હતા ખરા, પણ ગળથુથી જેવુંજ કાંઈ *ઘી મધ વીગેરે પાવાની સલાહ આપતા હતા.

---

* तृतीयेऽन्हि चतुर्थे वा स्त्रीणां स्तन्यं प्रवर्त्तते ॥ तस्मात्प्रथमेऽहन्यनंतामिश्रे मधुसार्पिषी मंत्रपूते त्रिकालं प्राशयेत् ॥ ત્રીજે કે ચોથે દિવસે ધાવણ આવે છે, માટે મધ તથા ઘીમાં અંનતા (ઘ્રો) મેળવીને ત્રણે વખત ચટાડવું.

**લ.**—ત્રણ દિવસ સુધી પ્રસુતાને ધાવણ ન આવે માટે તેને કાંઈ પોષણ તો જોઇએજ, અને તેથી ઘી તથા મધ ચટાડવાની વૈદ્યક ગ્રંથોમાં ભલામણ કરી હોય તો તે પણ સારી છે. પણ આપણી ગળથુથીમાં તેવો નિયમ ક્યાં રહ્યો છે ? કોઇ ગોળનું પાણી કરીને પાય છે, કોઈ ખાંડનું પાણી પાય છે અને કોઈ તેમાં બકરીની લીંડી વગેરે એ ત્રણ વસ્તુઓનું રેડીયું કરીને પાય છે. ફક્ત મધ અને ઘી ચટાડતાં હોય તો તો સારૂંજ તો ! જ્યાં ત્યાંથી ત્રણ દિવસ સુધી બાળકને પોષણની જરૂર છે. અને તે પોષણ તેને નુકસાન કરે એવું ન હોવું જોઇએ.

**વ.**—એ તો ખરી વાત. નુકસાન કરે એવું રેડીઉં એડીઉં કાંઈ નજ આપવું જોઇએ, પણ અમારી સ્ત્રીઓ કાંઈ પોષણ માટે જ ગળથુથી પાતી હોય એમ દેખાતું નથી. તેઓ તો એટલું જ સમજી છે કે નવું બાળક અવતર્યું એટલે તેને ગળથુથી પાવી જ જોઇએ.

**લ.**—હા, એમજ ! અને બીજું જાણો છો ?

**વ.**—વળી બીજું શું ?

**લ.**—આ ગળથુથી પાવાને માટે સગીઓમાંથી કે પડોશણો-માંથી કોઈ ચતુર બાઇડીને બોલાવે છે અને તેને હાથે પવરાવે છે, અને બાળક મોટું થયા પછી જો તે કજીયાળું થાય છે તો મશ્કરીમાં પેલી ગળથુથી પાનારના વાંક કાઢવામાં આવે છે અને ગળથુથી પાનાર તે બાળકને કહે છે કે " તેં તો મારી ગળથુથી લજવી ! " માની કુખ ન લજાણી પણ ગળથુથી લજાણી ! અજ્ઞાન તો જુવો !

**વ.**—બળ્યાં ! તમે તો અમારા બધાંય છેબકાં જાણતાં લાગો છોને! હા એમ બોલાય છે ખરૂં, પણ તે તો મશ્કરીમાં બોલાય છે.

**લ.**—મશ્કરીમાં કે બશ્કરીમાં, પણ ગળથુથુ પાવાનો ચાલ પડયો છે તેનું ખરૂં કારણ તમે લોકો સમજતાં નથી અને એક પૂછડું પક-ડીને બેઠાં છો! અને તેથી એકાદ વાસાના બાળકને શું અપાય અને શું ન અપાય તેનું પણ તમને ભાન રહ્યું નથી !

વ.—ખરૂં કહો છો બેન ! અમારાં બૈરાંઓ પોતે જે કરે છે તેનો કશો વિચાર કરતાં નથી ઘણીક વાતોમાં તો તેઓ રૂઢી અને જુના ચાલનેજ વળગી રહ્યાં છે, અને તેમાં લાભ હોય કે નુકસાન હોય, પણ તે વાત તેઓ કરેજ રહે છે ! વારૂ, ત્યારે ગળથુથીમાં વાસાના બાળકને શું આપવું તે તમોજ બેશ કરીને કહો.

લ.—તે વાત મેં તમને એક વાર કહેલી જ છે. ગાયના દુધમાં એટલુંજ બીજું પાણી મેળવીને તથા જરા સાકર મેળવીને પાયા કરવું. અથવા તમારા બાપાના વૈદ્યરાજે ઘી મધ ભેગાં કરીને ચટાડવાની ભલામણ કરી હતી તે પણ ઘણી સારી છે. ઘી તથા મધ બેશ તાજાં અને ચોખ્ખાં જોઇએ. ભેગવાળા હોય તો એક કરતાં બીજું થાય !

વ.—બહુ ઠીક. ત્યારે મારી મોતીને બીજે ભાણીઓ આવશે ત્યારે હું પણ તમારા કહેવા પ્રમાણેજ કરીશ અને સગાં સંબંધીઓ તથા પાડોશીઓને પણ આ ગળથુથીની વાત સમજાવીશ. હવે તમે જાઓ, બેન. આજે તમને મેં બહુ ખોટી કર્યાં ( લક્ષ્મી જાય છે. )




---

## પખવાડેનું પત્રક જોવાની સમજુતી.

મહીના સામે મૂકેલા આંકડામાના અનુક્રમે બબે આંકડા ગર્ભાધાન અને પ્રસવના દિવસો દર્શાવે છે. દાખલા તરીકે, પહેલી બે લાઇનોમાં જાનેવારીની તા. ૧ લી નીચે અક્ટોબરની તા. ૮ મી મુકી છે, તેમાં જાનેવારી તા. ૧ લી અટકાવ બંધ થયાની અને અક્ટોબર તા. ૮ મી પ્રસવની તારીખ સમજવી.

# ગર્ભાધાનનો દિવસ અને પ્રસવનો દિવસ દર્શાવનારૂં પત્રક.

| જાને. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જાને. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અક. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | નવે. |
| ફેબ્રુ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૦ | ૦ | ૦ | ફેબ્રુ. |
| નવે. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૦ | ૦ | ડિસે. |
| મા. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | મા. |
| ડીસે. | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | જાને. |
| એપ્રી. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | એપ્રી. |
| જાને. | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૦ | ફેબ્રુ. |
| મે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | મે. |
| ફેબ્રુ. | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મા. |
| જૂન. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | જૂન. |
| મા. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ | એપ્રી. |
| જુલા. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જુલા. |
| એપ્રી. | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મે. |
| અગ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | અગ. |
| મે. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | જૂન. |
| સપ્ટે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | સપ્ટે. |
| જૂન. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૦ | જુલા. |
| અક. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | અક. |
| જુલા. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | અગ. |
| નવે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | નવે. |
| અગ. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ | સપ્ટે. |
| ડિસે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ડિસે. |
| સપ્ટે. | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | અક. |

# ગુજરાત આયુર્વેદિક ફાર્મસી
# માસિકો તથા પુસ્તકો.

આ ફાર્મસી માત્ર દેશી ઔષધો બનાવવામાંજ પોતાનું કર્તવ્ય સમજે છે, એમ નથી; તેની સાથે બીજાં વિશેષ ઉપયોગી ખાતાંઓ પણ ચાલે છે; કેમકે લોકોમાં તન્દુરસ્તી સંબંધી નિયમો અને આરોગ્ય સંબંધી જ્ઞાનનો પ્રસાર પણ આ ખાતા તરફથી થાય છે. એ હેતુ સારી રીતે પાર પાડવા માટે આ ખાતા તરફથી ઉપયોગી **પુસ્તકો તથા વૈદક માસિકો** પ્રકટ થતાં રહે છે. અમારાં બધાં પુસ્તકો જેનું લીસ્ટ આ સાથે આપ્યું છે તે સર્વે સરળ ગુજરાતી ભાષામાં પ્રકટ થયાં છે અને એ દરેકને હિન્દની સર્વ સામાન્ય ભાષામાં એટલે હીન્દી ભાષામાં પ્રગટ કરવાનો પ્રયાસ પણ ચાલુ કર્યો છે. આ બધાં પુસ્તકો એટલાં બધાં ઉપયોગી અને લોકપ્રિય થઇ પડયાં છે કે તે બધાંની બબ્બે ત્રણ ત્રણ અને પાંચ પાંચ આવૃત્તિઓ થયેલી છે.

# બે વૈદક માસિકો.

**(૧)** "વૈદ્યકલ્પતરૂ"–ગુજરાતી–૨૪ વર્ષથી પ્રકટ થાય છે, સંખ્યા ૪૦૦૦.

**(૨)** "વૈદ્યકલ્પતરૂ"–હિન્દી–૭ વર્ષથી પ્રગટ થાય છે, સંખ્યા ૧૦૦૦.

અજ્ઞાન લોકોમાં તન્દુરસ્તી સંબંધી જ્ઞાન ફેલાવવાનું કાર્ય બજાવવામાં આ માસિક આખા હિન્દના માસિકોમાં પ્રથમ નંબર ધરાવે છે. અને માસિકો માટે વાંચનાર પ્રજાજન તથા જાહેર વિદ્વાનોએ બહુ ઉંચો અભિપ્રાય દર્શાવ્યો છે. અમારાં આ માસીકો અને પુસ્તકો વિષે કેવળ પ્રજાજનનો ઉંચો મત છે એમ નથી પરંતુ સરકારી કેળવણી

ખાતાંએ તેમજ વડોદરા અને કાઠીઆવાડના સ્ટેટોએ તે બધાને ઉત્તેજન આપ્યું છે. આ માસિકોનો મુખ્ય ઉદ્દેશ લોકોમાં આરોગ્ય સંબંધી જ્ઞાન પ્રસાર કરવાનો છે, અને એ હેતુ આ માસિકોએ ઘણી સારી રીતે પાર પાડ્યો છે, તેની વાંચનારાઓને ખાત્રી થયેલી છે. આખા હિન્દના બધા પ્રાંતોમાં તથા હિન્દની બહારના મુલકો એ ભાષાઓ જાણનારા લોકો આ માસિકોનો સારી રીતે લાભ લે છે. આ માસિકોના ગ્રાહકોને દરવર્ષે એકેક ઉપયોગી વૈદક **પુસ્તકોની ભેટ** આપવામા આવે છે. આ દરેક માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૨) રાખ્યું છે, જે વરસના બાર અંકોના કદના પ્રમાણમાં અને ભેટના ઉપયોગીપણાના પ્રમાણમાં ઘણુંજ જુજ માલુમ પડશે. વિશેષ માહિતી માટે પુસ્તકો તથા માસિકોનું ખાસ કેટલોક મંગાવો !

---

# સારી સંતતિ.

મરજી પ્રમાણેનાં બાળકો કેમ ઉત્પન્ન કરવાં ? એના વિગતવાર ખુલાસા આ પુસ્તકમાં છે. આ પુસ્તક વાંચવાની અમો દરેક દંપતીને ભલામણ કરીએ છીએ. તેની ઉપયોગિતા નીચેનાં તેના પ્રકરણોથી સહજ સમજાશે.

**પ્રવેશક પત્ર.**
પ્ર. ૧ લું સંતતિ એજ સંસારનો સાર
પ્ર. ૨ જું સંતતિની ઇચ્છા અને આવશ્યકતા.
પ્ર. ૩ જું પુત્ર પિતાનો તારનાર
પ્ર. ૪ થું અસાધારણ બુદ્ધિની સંતતિ.
પ્ર. ૫ મું. કળાકુશળ સંતતિ.
પ્ર. ૬ ઠું. નીતિમાન અને ધાર્મિક સંતતિ.
પ્ર. ૭ મું. મહાબુદ્ધિના નિયમ વિષે માબાપોનું અજ્ઞાન.
પ્ર. ૮ મું. લગ્ન તેનો ઉદ્દેશ.
પ્ર. ૯ મું. વિવાહના પ્રકારો.
પ્ર. ૧૦ મું. વરકન્યાની યોગ્યતા-પસંદગી.
પ્ર. ૧૧ મું. અર્ધાંગના.
પ્ર. ૧૨ મું. લગ્નમા હક્ક.
પ્ર. ૧૩ મું. બ્રહ્મચર્ય વીર્યરક્ષણ.
પ્ર. ૧૪ મું. આહાર વિહારના નિયમો
પ્ર. ૧૫ મું. નવો જીવ.
પ્ર. ૧૬ મું. ગર્ભાધાન પૂર્વેનો એક માસ.

પ્ર. ૧૭ મું. ગર્ભાધારણ માટે સ્ત્રીની યોગ્યતા.

પ્ર. ૧૮ મું. ગર્ભાધાન એક પવિત્ર કુદરતી ક્રિયા.

પ્ર. ૧૯ મું. ગર્ભાધાન સંસ્કાર.

પ્ર. ૨૦ મું. ગર્ભાધાનને યોગ્ય ઋતુકાળ.

પ્ર. ૨૧ મું. સંયોગ અને બીજ ધારણ સંબંધી સૂક્ષ્મ નિયમો.

પ્ર. ૨૨ મું. ગર્ભ પ્રતિબંધના અનિષ્ટ ઉપાયો.

પ્ર. ૨૩ મું. શૃંગાર સુખનો ગેરઉપયોગ.

પ્ર. ૨૪ મું. વિષય સુખનું વાસ્તવ સ્વરૂપ.

પ્ર. ૨૫ મું. પુત્ર કે પુત્રીની ઉત્પત્તિ વિષે.

પ્ર. ૨૬ મું. ગર્ભધારણનાં ચિન્હો.

પ્ર. ૨૭ મું. ગર્ભસંબંધી અદ્‌ભુત ભેદ.

પ્ર. ૨૮ મું. ગર્ભવૃદ્ધિ.

પ્ર. ૨૯ મું. ગર્ભના શરીરની રચનામાં ગર્ભીણીના વર્તનની છાપ.

પ્ર. ૩૦ મું. સીમંત અથવા અધરણીનો સંસ્કાર.

પ્ર. ૩૧ મું. ગર્ભિણીએ પાળવાના નિયમો.

પ્ર. ૩૨ મું. ગર્ભિણીના વિકારો અને તેના ઉપચારો.

પ્ર. ૩૩ મું. ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત

પ્ર. ૩૪ મું. ભાવાભાવ.

પ્ર. ૩૫ મું. ગર્ભ ઉપર માબાપના વિચારોની અસર.

પ્ર. ૩૬ મું. પ્રસવકાળના નિયમો.

પ્ર. ૩૭ મું. પ્રસવ ક્રિયા.

પ્ર. ૩૮ મું. પ્રસવની તૈયારી.

પ્ર. ૩૯ મું. સુવાવડીની સારવાર.

પ્ર. ૪૦ મું. બાળ શુશ્રૂષા.

પ્ર. ૪૧ મું. ધાવ.

પ્ર. ૪૨ મું. બાળક ઉપર ધાવણની અસર.

પ્ર. ૪૩ મું. માતાના ખોળામાં બાળકનું શિક્ષણ.

પ્ર. ૪૪ મું. બાળકનું ગૃહશિક્ષણ.

પ્ર. ૪૫ મું. બાળકોનાં દરદોનો ઉપચાર.

પ્ર. ૪૬ મું. સ્ત્રીઓના ખાસ રોગો અને તેના ઉપચારો.

પ્ર. ૪૭ મું. પુરૂષોનાં ખાસ દરદો અને તેના ઉપચારો.

પ્ર. ૪૮ મું. વીર્યવિકાર.

પ્ર. ૪૯ મું. વંધ્યત્વ અને નપુંસકપણું.

પ્ર. ૫૦ મું. પુરવણી દુષ્ટ વારસો. છેલ્લા શબ્દો.